## લેખકનાં અન્ય પ્રકાશનો

નર્મદ : એક સમાલોચના

પ્રેમાનન્દ : એક સમાલોચના

ચન્દ્રહાસ આખ્યાન : ( ડૉ. ઈ. ર. દવે સાથે )

કુંવરબાઈનું મામેરું : ( ડૉ. ઈ. ર. દવે સાથે )

અખાના છપ્પા : ( પ્રા. કુંજવિહારી મહેતા સાથે )

# અનુક્રમ

કવિ પ્રેમાનંદ કૃત

# દશમસ્કંધ

निगमकल्पतरोर्गलितं फलम्
शुकमुखादमृतद्रवसंयुतम् ।
पिबत भागवतं रसमालयम्
मुहुरहो रसिका भुवि भावुकाः ॥
(१-१-३)

## ૧ : શ્રીમદ્ ભાગવત અને ભક્તિ

શ્રીમદ્ ભાગવત શ્રદ્ધા અને ભક્તિના અખંડ સ્રોતનું એક મહત્ત્વનું પ્રભવસ્થાન છે. પરમાત્મતત્ત્વ વિશેનાં દર્શનો અને પ્રાપ્તિના માર્ગો વિશેની જિજ્ઞાસાનું તર્કશુષ્ક નહિ પરંતુ રસાન્વિત સમાધાન ભાગવતમાંથી જ મળે છે, એથી ભાગવત હિન્દુ ધર્મનો વેદઉપનિષદ્ જેટલો જ મહત્ત્વનો ગ્રંથ છે એટલું જ નહિ, સર્વજનભોગ્ય હોઈ, વેદઉપનિષદ્ કરતાં પણ હિન્દુ સમાજની ધર્મભાવના સંસ્કારી પ્રજ્વલિત રાખવામાં તેનો સવિશેષ ફાળો છે. ભાગવત મૂળભૂત રીતે જ્ઞાન અને વૈરાગ્યની અપેક્ષાએ ભક્તિની વિશેષ પ્રતિષ્ઠા કરે છે. તેના માહાત્મ્યમાં આપેલું કથાનક પ્રતીકાર્થમાં ઘણું જ સૂચક છે. સત્યયુગ હતો ત્યારે જ્ઞાન અને વૈરાગ્ય મોક્ષપ્રદ હતા. કલિયુગમાં કેવળ ભક્તિ જ સાયુજ્ય મુક્તિ આપે છે, એમ વિચારી કૃષ્ણે પોતે જ ભક્તિ ઉત્પન્ન કરી. પોતાના સ્વરૂપથી વૈકુંઠમાં રહેતી ભક્તિ છાયા સ્વરૂપે, મુક્તિ નામની દાસી અને જ્ઞાન, વૈરાગ્ય એ બે પુત્રો સાથે પૃથ્વી પર આવી, કલિયુગના પાખંડના પ્રભાવથી મુક્તિ ક્ષય પામવા લાગી, તેથી તે વૈકુંઠ પાછી ફરી. જ્ઞાનવૈરાગ્ય પણ સંભાળને અભાવે જરાગ્રસ્ત બન્યા. એ વાત

નારદને કહેતાં ભક્તિ કહે છે : "હું દ્રવિડ દેશમાં ઉત્પન્ન થઈ, કર્ણાટકમાં ઊછરી, અને કોઈ કોઈ સ્થળે મહારાષ્ટ્રમાં અને ગુજરાતમાં વૃદ્ધ થઈ. કલિયુગના પાખંડી લોકોએ તેના શરીરને ખંડન કરી નાખ્યું..."

ભક્તિ ગુજરાતમાંથી વૃન્દાવન આવી અને તે પુનઃ પ્રફુલ્લયૌવના બની. પરંતુ જ્ઞાન અને વૈરાગ્ય તો એવાં જ કૃશકાય રહ્યાં. શંકરાચાર્ય જેવા જ્ઞાનીભક્તના પ્રદેશમાં જન્મેલી ભક્તિ વાણિજ્યમૂલક સંસ્કારથી જ્ઞાનવિમુખ અને ત્યાગવૃત્તિરહિત ગુજરાતમાં ક્ષીણ થઈ તે કૃષ્ણની ક્રીડાભૂમિમાં નવપ્રાણિત થઈ! વૃન્દાવન તો કેવળ ભક્તિની ભૂમિ છે, જ્ઞાન અને વૈરાગ્યને નારદ વેદ, ઉપનિષદ્ અને ગીતા સંભળાવે છે તો પણ ચૈતન્ય પામતા નથી જ્યારે તેમને શ્રીમદ્ ભાગવત સંભળાવ્યુ ત્યારે જ તેમની જડતા દૂર થઈ અને પુનઃ યૌવન પ્રાપ્ત થયુ. ભાગવતમાં પણ વેદ, ઉપનિષદ્ અને ગીતાનો જ સાર હતો— **वेदोपनिषदां साराज्जाता भागवती कथा।** તથાપિ વૃક્ષના દરેક અંગમાં વહેતા રસનો આસ્વાદ લઈ શકાતો નથી, જ્યારે તે રસ ફળમાં પરિણમે ત્યારે જ આસ્વાદ્ય બને છે. ભાગવત વેદવૃક્ષનું— 'નિગમકલ્પતરુ'નું ફળ છે. વેદઉપનિષદ્માં વહેતો જ્ઞાનવૈરાગ્યનો રસ ભાગવતમા જ્યારે ભક્તિસંયુત થઈને દ્રવે છે ત્યારે જ તે-માધુર્ય ગુણે બહુજનભોગ્ય અને હૃદ્ય બને છે.

મહાભારત, રામાયણ અને ભાગવત ભારતીય જીવન અને ચિંતનને પુષ્ટ કરનાર ગ્રંથો છે. **इतिहास्र पुराणाभ्यां वेदं समुपबृंहयेत्**—વેદના વક્તવ્યને સમજવા માટે આ ત્રણનો જ બહુધા આશ્રય લેવાય છે. ભાગવતાદિ પુરાણો અને મહાભારત, રામાયણ એ બે ઇતિહાસ ગ્રંથોની ભારતના બહુજનસમાજના આચાર અને ... ર પર, તે સાથે તેમના સાહિત્ય પર ઊંડી અસર પડી છે. ...પણાં દર્શનો જે સામાન્ય પ્રજા માટે સમજવાં સુકર ન હતાં તે પુરાણો દ્વારા લોકોને સુગમ બન્યાં. વેદઉપનિષદ્ના મુખ્ય

મુખ્ય સિદ્ધાંતો અભણ પ્રજાની સીધીસાદી સંતવાણીમાં આજ-સુધી નિર્મલ પ્રચાર રૂપે વહી રહ્યા છે, તે આ પુરાણોએ આપેલી સમજને આભારી છે. વેદઉપનિષદોએ પ્રવર્તાવેલાં ધર્મ અને દર્શનને આમ પ્રજાના પ્રત્યેક સ્તર સુધી પહોંચાડવાનો યશ આ પુરાણો અને તે ઉપરથી લોકોની વાણીમાં ઊતરેલાં રૂપાંતરોને જાય છે. એમાં પણ ભાગવતે વૈષ્ણવ ધર્મને પુષ્ટ કરવામાં અને ભક્તિમાર્ગની પ્રતિષ્ઠા કરવામાં અનન્ય ફાળો આપ્યો છે. આ ભાગવતના જીવનદર્શન પરત્વે અસંખ્ય સંસ્કૃત પ્રાકૃત કવિઓ અને ભક્તો આકર્ષાય તે સ્વાભાવિક છે, પરંતુ હિન્દુસ્તાનના પહેલા ગવર્નર જનરલ વોરન હેસ્ટિંગ્સ જેવા પરદેશી અને પરધર્મીને પણ ભાગવતની ઉદાત્ત ચિંતનધારા એટલી મુગ્ધ કરી ગઈ કે તેણે તેનો અંગ્રેજી અનુવાદ કર્યો; અને પોતાના દેશબાંધવોને ભારતીય ધર્મગ્રંથો પ્રત્યેનો પૂર્વગ્રહ છોડી, અહોભાવ સેવવા અનુરોધ કર્યો.

ભાગવતમાં પ્રબોધેલો ભાગવત ધર્મ ભાગવત કરતાં ય પ્રાચીન છે. મહાભારતના શાંતિપર્વના નારાયણીયપર્વમાં 'સાત્વતવિધિ' પ્રમાણે વિષ્ણુની પૂજા કરવાનો ઉલ્લેખ આવે છે. આ સાત્વત વિધિમાં વિષ્ણુની એકાંતિક ભક્તિ પર ભાર મૂકવામાં આવ્યો છે. પોતાને તેમ સર્વ વસ્તુઓને ભાગવત–ભગવદ્ સ્વરૂપ જ માનવી એ તેના મુખ્ય સિદ્ધાંતો છે. પાણિનિના વ્યાકરણમાં જે વાસુદેવભક્તિનો ઉલ્લેખ આવે છે, તે પણ આ સાત્વત ધર્મ નામે ઓળખાતા ભાગવત ધર્મનું જ એક રૂપાંતર હતું. ઈ. સ. પૂ. ચોથા સૈકામાં આવેલા ગ્રીક એલચી મેગેસ્થિનીસે યમુનાના પ્રદેશમાં કૃષ્ણપૂજા થતી એવો ઉલ્લેખ કર્યો છે. ઈ.સ.ના બીજા સૈકામાં તક્ષશિલામાં રહેતા એક ગ્રીક એલચીએ પોતાને 'ભાગવત' તરીકે ઓળખાવી, 'દેવાધિદેવ વાસુદેવ નિમિત્તે' એક ગરુડધ્વજ ઊભો કરાવ્યો હતો એવો ઉલ્લેખ તે સમયના બેસનગરના લેખમાંથી મળે છે. ચન્દ્રગુપ્ત બીજાએ, કુમારગુપ્તે અને સ્કંદગુપ્તે પોતાને 'પરમ ભાગવત' તરીકે ઓળખાવતી મુદ્રાઓ ચલણી સિક્કાઓ

પર છપાવી હતી અને ગુપ્ત શાસન દરમ્યાન જ ગુજરાતમાંના તેના સૂબા પર્ણદત્તના પુત્ર ચક્રપાલિતે ગિરનારની તળેટીમાં 'સુદર્શન' તળાવની નજીકમાં જ 'આકાશમાં પક્ષીઓનો માર્ગ અવરોધે' એટલા ઊંચા શિખરવાળું વિષ્ણુનું મંદિર બંધાવ્યું હતું. આ ભાગવત ધર્મ પુષ્ટ થયો અને પ્રચાર પામ્યો તે મુખ્યત્વે વિષ્ણુપુરાણ અને શ્રીમદ્ ભાગવતની વ્યાપક અને પ્રબળ અસરથી. ભાગવતમાં વિષ્ણુપુરાણના જ વસ્તુનો વિસ્તાર છે. પરંતુ ભાગવતમાં કેવળ ચરિત્રકથન નથી, કર્મપ્રધાન ધર્મનો બોધ નથી. કર્મયોગ પર ગીતામાં વધારે ભાર મૂકવામાં આવ્યો છે, ભાગવતમાં નિર્વ્યાજ ભક્તિ પર. ભાગવતમાં પરમાત્મ-તત્ત્વનું જ્ઞાન છે, ત્યાગનો પણ મહિમા સ્વીકાર્યો છે. છતાં સંન્યાસનો એવો સમાદર નથી. ભાગવતને ઇષ્ટ સાયુજ્ય મુક્તિ સંસારના ત્યાગથી નહિ, રાગવિહીન કર્મભાવના સેવી અનન્ય ભાવે પ્રભુ પ્રત્યેની ભક્તિથી જીવનને તરબોળ બનાવવાથી મળે છે.

ગીતા ભક્તિનો આદિ ગ્રન્થ છે. તેમાં સગુણ તથા નિર્ગુણ બંને પ્રકારની ભક્તિનો ઉલ્લેખ છે. નવધા ભક્તિનું સૂચન પણ ગીતામાં છે. ભાગવતમાં ગીતાના ભક્તિમાર્ગનું અનુભૂતિયુક્ત નિરૂપણ છે. ભાગવતમાંની ભક્તિ ધ્યાનપ્રધાન કરતાં પ્રેમલક્ષણા વિશેષ છે. ભાગવતકાર ભક્તોના ઉત્તમ, મધ્યમ અને અધમ એવા ભેદો પાડે છે. વળી મૂર્તિમાં જ પરમાત્માનું દર્શન કરવા ઇચ્છે તે પ્રાકૃત ભક્ત, ઈશ્વરમાં, ભક્તોમાં, મૂર્ખજનોમાં અને દ્વેષીજનોમાં જે ક્રમશઃ પ્રેમ, મૈત્રી, કૃપા અને ઉપેક્ષાવૃત્તિ રાખે તે મધ્યમ અને સર્વભૂતોમાં જે આત્મભાવ જુએ તે ભાગવતોત્તમ ભક્ત (ભા. ૧૧-૨-૪૫ થી ૪૭) અડતાલીસ દિવસના અનશન પછી, માંડ મળેલું અન્ન અતિથિરૂપે પાવેલા બ્રાહ્મણ, શૂદ્ર અને શ્વાનને વહેંચી આપી, બાકી રહેલું પાણી પાર્તા અન્ત્યજને આપી દેનાર રંતિદેવ આવો જ ભાગવતોત્તમ ભક્ત તો. ભાગવતમાં ગીતાના જ मामेकं शरणं व्रज એ કૃષ્ણવચનમાંથી નન્ય ભક્તિનો વિસ્તાર કરવામાં આવ્યો છે.

કોલબ્રુક જેવા પાશ્ચાત્ય પંડિતોનો મત છે કે ભાગવત છસો વર્ષથી વિશેષ પ્રાચીન નથી. ડો. ભાંડારકર તેને અગિયારમા શતકમાં અને શ્રી સી. વી. વૈદ્ય તેને નવમા શતકમાં મૂકે છે. દેવગિરિના યદુવંશી રાજા શ્રી મહાદેવના ધર્માધિકરણ મંત્રી શ્રી હેમાદ્રિનો સભાપંડિત બોપદેવ તેનો કર્તા હતો એવો પાશ્ચાત્ય વિદ્વાનોનો મત છે. પરંતુ બોપદેવ પહેલાં થઈ ગયેલા અનેક ગ્રંથકર્તાઓએ ભાગવતમાંથી અવતરણો લીધાં છે અથવા તેનો ઉલ્લેખ કર્યો છે. સૌથી જૂનો ઉલ્લેખ ઈ. સ. ૪૫૪ ના અરસામાં થઈ ગયેલા જૈન આચાર્ય દેવર્દ્ધિગણિ જૈનેતર શાસ્ત્રગ્રંથોની સૂચિ આપતાં 'पुराणं भागवतं' એ રીતે કરે છે. જયદેવ કવિ પર ભાગવતની અસર તો સર્વવિદિત છે. જયદેવ જેની રાજસભામાં કવિરાજપદે વિરાજતો હતો તે ગૌડપતિ લક્ષ્મણસેનના 'અદ્ભુત સાગર'માં (ઈ. સ. ૧૧૬૮) ગ્રંથ ભાગવતમાંથી અવતરણો લેવામાં આવ્યાં છે. ભાગવત પર 'ભાગવત-તાત્પર્યનિર્ણય' નામનો ગ્રંથ લખનાર મધ્વાચાર્ય નિશ્ચિત રીતે બોપદેવના પુરોગામી હતા. ઈ. સ ૬૦૦ ના અરસામાં થઈ ગયેલ આદ્ય શંકરાચાર્યે ભાગવત પર ટીકા લખી નથી એમ પાશ્ચાત્ય વિદ્વાનો કહે છે. પરંતુ 'પદ્મપુરાણ'માંની વાસુદેવ સહસ્ર-નામાવલિ ઉપરની ટીકામાં અને 'ચતુર્દશમત વિવેકગ્રંથ'માં તેમણે ભાગવતનો ઉલ્લેખ કર્યો છે; તેમના ગુરુ ગૌડપાદાચાર્યે પણ પંચીકરણની વ્યાખ્યામાં ભાગવતનો ઉલ્લેખ કર્યો છે, તેમ દશમસ્કંધના ચૌદમા અધ્યાયનો શ્રેયઃ स्रुतिं भक्तिमुदस्य ते विभो० એ આખો શ્લોક પણ ઉતાર્યો છે. પં. કાલેએ જે જૈમિનીય અશ્વમેધ પર્વનો સમય ઈ. સ. પૂર્વે ૧૦૦ નો ઠરાવ્યો છે તેમાં 'श्रीमद्भागवतं पुण्यं भुक्तिमुक्तिफलप्रदम्' તરીકે ભાગવતનો ઉલ્લેખ થયો છે. વળી ભાગવતમાં ભગવાન બુદ્ધ અને ઋષભદેવજીનું અવતાર તરીકે નિરૂપણ હોઈ તેને ઈ. સ. પૂ. પાંચમા સૈકા પછી, ખ્રિસ્તી સંવત્સરના આરંભમાં જ મૂકી શકાય.

સાક્ષાત્કારની છે. આ સમયમાં રચાયેલા લોક-સાહિત્યમાં પણ હૃદયના અંતસ્તલમાંથી આવતી ઉલ્લાસની સરવાણી વહે છે. આમ છતાં ધર્મ અને ભક્તિવિષયક સાહિત્ય આ સમયમાં સવિશેષ સર્જાયું છે, તેની પાછળ ઐતિહાસિક ભૂમિકા છે.

ભારતીય સંસ્કૃતિમાં ભૌતિક જીવનનો ઉલ્લાસ નહિ પણ મોક્ષ જ અંતિમ ધ્યેય ગણાયું છે. એ ધ્યેય પ્રાપ્ત કરવા માટે જ્ઞાન, ભક્તિ અને વૈરાગ્યની સાધનત્રયીનો બોધ આપવામાં આવ્યો છે. વેદનાં ભક્તિસંપૃક્ત સૂક્તોનો કર્મકાંડમાં વિનિયોગ થયો અને કર્મકાંડની જટિલતા વધતાં એક તરફ ઉપનિષદ્‌નો જ્ઞાનમાર્ગ વિકસ્યો. શંકરાચાર્યે બ્રાહ્મણધર્મની પુનઃસ્થાપના કરતાં અદ્વૈત વેદાંત પ્રબોધી જ્ઞાનમાર્ગ અને ભક્તિભાવભર્યાં સ્તોત્રો લખી ભક્તિમાર્ગ ખુલ્લો કર્યો. જ્ઞાન અને કર્મને માર્ગે જવા અસમર્થ જનસામાન્યને માટે તો ભક્તિનો માર્ગ સુલભ અને હૃદ્ય હતો. શંકરના અદ્વૈત વેદાંત અને નિર્ગુણ ઉપાસના સામે રામાનુજ, નિમ્બાર્ક અને વલ્લભાચાર્યે દ્વૈતવાદ અને સગુણ ઉપાસના પુરસ્કારી ભક્તિનું આંદોલન પ્રવર્તાવ્યું. પુષ્ટિસંપ્રદાયના પ્રવર્તક વલ્લભાચાર્ય અને તેમના પુત્ર વિઠ્ઠલનાથે ગુજરાતમાં અનેક વાર પ્રવાસ કરી પુષ્ટિમાર્ગનો અને ભક્તિનો વ્યાપક પ્રચાર કર્યો હતો.

બીજી તરફ રાજકીય ક્ષેત્રે અલાઉદ્દીન ખીલજીએ ગુજરાત પર ચઢાઈ કરી ત્યારથી ગુજરાતનું પ્રજાજીવન સંક્ષુબ્ધ થતું હતું. સ્થળાંતરો કરી સમાજવ્યવસ્થાને સંકોચી, ધર્મભાવનાને નવા સમયને અનુરૂપ વળાંક આપી નવા ચોકઠામાં ગોઠવાઈ નવી પરિસ્થિતિમાં જીવતાં પણ પ્રજાએ ધીમે ધીમે શીખવા માડ્યું હતું. આ સમયમાં જે પરિવર્તનો આવ્યાં એથી ગુજરાતનાં સમાજ, સંસ્કાર તેમ જ સાહિત્ય પર સવ્ય અને અપસવ્ય બંને પ્રકારની-અસર થઈ છે. ૧૪૧૧માં અહમદશાહ ગુજરાતની રાજધાની પાટણથી અમદાવાદ લઈ આવ્યો. મુસલમાન આતંકવાદીઓનાં આક્રમણો પછી પહેલી જ વાર મુસલમાન અમલ નીચે ગુજરાતે કંઈક અમનનો શ્વાસ લીધો. ૧૫૭૩માં અકબરે ગુજરાતને

મોગલ સામ્રાજ્યમાં ભેળવી દીધું અને ગુજરાતના જીવનમાં સમૃદ્ધિ અને સ્થિરતા આવી. પરંતુ એથી ધાર્મિક ક્રિયાકાંડો આદિ મુક્ત રીતે આચરી શકાય એવું વાતાવરણ સ્થાપી શકાયું ન હતું. ગુજરાતની મુમુક્ષુ પ્રજા ભક્તિમાર્ગ પ્રત્યે વધુ વળી. ગીતા, ભાગવત અને પુરાણોની પરંપરા તો ગુજરાતમાં હતી જ. તેમાંના ભગવાનના ગુણાનુવાદે અને પ્રભુકૃપાના માહાત્મ્યે ગુજરાતની સંતોષી અને શાંતિપ્રિય પ્રજાને વિશેષ આકર્ષી અને તેમાંથી સંભવી મધ્યકાલની ભક્તિ-કવિતા. ભક્તિના નવ પ્રકારોમાં ગોપીભાવે કૃષ્ણની પ્રેમોપાસના આદર્શ ભક્તિ ગણાઈ. મીરાંએ ગોપીભાવે કૃષ્ણની ભક્તિ ગાઈ. નરસિંહે પણ પુરુષપણું ભૂલી સ્ત્રીભાવે કૃષ્ણને ભજ્યા અને ગોપીભાવે કૃષ્ણભક્તિના પદો રચ્યાં, આ રીતે ભક્તિસાહિત્યની પરંપરા આરંભાઈ. ક્રિયાકાંડ અને જ્ઞાનવૈરાગ્ય કરતાં મુમુક્ષુઓને ભક્તિ સહજ અને સરળ લાગી, તેમ ભક્તોની ચારિત્ર્યગાથાઓએ પણ જનસામાન્યને આકર્ષ્યો. ભક્તોનાં ચરિત-નિરૂપણમાં પણ ભક્તિનો મહિમા દર્શાવાતો તેથી તે પણ ભક્તિ સાહિત્યનો જ એક પ્રકાર ગણાય.

ભક્તિકવિતાનો એક આવિષ્કાર પદબંધ ઊર્મિકવિતા છે, તેમ બીજો આવિષ્કાર ભક્તોનાં ચરિત્ર આલેખતાં આખ્યાનો છે. જૈન રાસાયુગમાં કથાનકોવાળાં કાવ્યો રચાતાં, જેને 'રાસાઓ' કહેવામાં આવે છે. નરસિંહ પહેલા રાસાઓ તરીકે ઓળખાતાં આ કથાનકો સવૈયા, દોહરા, ચોપાઈ જેવી દેશીઓમાં રચાતા અને તેમાં પણ ઢવણી, કડવક જેવા વિભાગો આવતા. 'રાસ' શબ્દ એ ધાર્મિક કથાનક માટેની એક સંજ્ઞા બની ગયો. જૈનેતર કવિઓએ પણ કથાનકના અર્થમાં રાસ શબ્દ પ્રયોજ્યો છે :

> અજાણતાં મિં કિધો રાસ,
> કહી નાકર હું હરિનો દાસ.

નરસિંહ સુધીના સમયમાં પ્રચલિત અર્થમાં 'આખ્યાન' શબ્દ વપરાયો નથી. પરંતુ જુદે જુદે નામે અને સ્વરૂપે ચરિત્રો લખાયાં છે.

તાલમય સકલ અર્થ પદબંધ બાંધું **નલ-આખ્યાન**
અને
યુધિષ્ઠિર આનંદ પામ્યા સાંભળી **આખ્યાન**

એમ 'નળાખ્યાન'ના આરંભે અને અંતે 'આખ્યાન' સંજ્ઞાનો પહેલો પ્રયોગ કરનાર ભાલણ જ્યારે કાદંબરીના પૂર્વ ભાગના અંત ભાગમાં 'ભાષાઈ કીધું **આખ્યાન**, રસિક મુગ્ધ રીઝવવા ગાન' એમ કહી 'કાદંબરી'ને પણ આખ્યાન તરીકે ઓળખાવે છે ત્યારે એવા અનુમાન પર આવવું પડે છે કે તેના સમયમાં કેવળ ધાર્મિક પૌરાણિક કથાનકોવાળી રચના તે જ આખ્યાન એવી સમજ રૂઢ થઈ ન હતી. એ જ ભાલણ 'દશમસ્કંધ'ના 'રુકમણીહરણ'માં—'ગાન કરે જે પ્રેમ શું એ કૃષ્ણવિવાહ **રાસ**'—રાસ શબ્દનો પ્રયોગ આખ્યાનના અર્થમાં કરતો જણાય છે. તેના અનુગામી આખ્યાનકારો, નાકર અને વિષ્ણુદાસ પણ 'રાસ' શબ્દનો પ્રયોગ ક્યારેક 'આખ્યાન' (અજાણતાં મિં કીધો **રાસ** (નાકર): રામકૃપાએ કીધો **રાસ**, કર જોડી કહે વિષ્ણુદાસ.) માટે કરે છે. પરંતુ 'રાસ' અને 'આખ્યાન' વચ્ચે એક માત્ર કથાનકનું જ સામ્ય છે. 'રાસ' તો વિવિધ તાલ અને લયયુકત ૬૪ કે તેથી વધુ યુગલોથી (અને અનેક નર્તકીઓથી) ખેલાતો નૃત્યક્ષમ પ્રકાર છે, એમ હેમચંદ્રાચાર્યે[૧] નોંધ્યુ છે. જ્યારે 'આખ્યાન' તો ઇષત્ અભિનય, ઇષત્ પઠન, ઇષત્ ગીત સાથે કેવળ વાગ્છટાથી બહેલાવી બહેલાવીને રજ કરવાનો કાવ્ય પ્રકાર છે.[૨]

આમ 'રાસ' અને 'આખ્યાન' સંજ્ઞા બહુ જ શિથિલ રીતે યોજાતી હતી.

---

૧: अनेकनर्तकीयोज्यं चित्रताललयान्वितम् ।
आचतुःषष्टियुगलाद्रासकं मसृणोद्धते ।
आख्यानसंज्ञा तद् लभते यद् अभिनयन् पठन् गायन् ।
ग्रन्थिकः एकः कथयति गोविन्दवदपहितसद्‌दि ॥

आख्यानं पूर्ववृत्तोक्तिः—પૂર્વે બની ગયેલી કોઈક ઘટનાનું કથન તે આખ્યાન એવી વ્યાખ્યા આજ સુધી અનેક વિદ્વાનોએ પ્રેમાનંદાદિનાં આખ્યાનોનું સંપાદન કરતાં અને મહાનિબંધમાં તે વિષયનું નિરૂપણ કરતાં પણ આપી છે. આ લેખકે પણ એજ વ્યાખ્યા સ્વીકારી હતી. પરંતુ ડૉ. ઇ. ર. દવે અને ડૉ. ચીમનલાલ ત્રિવેદી સંપાદિત 'સુદામાચરિત' વિશે લખતાં પ્રા. શશિન્ ઓઝાએ એ વ્યાખ્યા વિશે શંકા ઉપસ્થિત કરી કહ્યું કે તે આખ્યાન કાવ્યપ્રકારની નહિ પણ એ નામના નાટ્યાલંકારની વ્યાખ્યા છે. એ પછી આ વિષયની ચર્ચા શ્રી નગીનદાસ પારેખે 'સ્વાધ્યાય'ના (વિ. સં. ૨૦૨૧ના અક્ષય તૃતીયાના) અંકમાં કરી છે. બન્ને વિદ્વાનોએ ઉપસ્થિત કરેલો મુદ્દો સાચો છે. શ્રી નગીનદાસ પારેખે દર્શાવ્યું છે તેમ 'કાવ્યાનુશાસન'માં હેમચન્દ્રાચાર્યે આખ્યાન વિશે જે સમજણ આપી છે તેજ મધ્યકાલીન ગુજરાતી સાહિત્યના આખ્યાન પૂરતી અનુરૂપ વ્યાખ્યા ગણાય.

प्रबन्धमध्ये परबोधनार्थं नलाद्युपाख्यानमिवोपाख्यानमभिनयन् पठन् गायन् यदेको ग्रन्थिकः कथयति तद् गोविन्दवद् आख्यानम्। પ્રબંધમાં અન્યને સમજાવવા માટે નલાદિનાં ઉપાખ્યાનો જેવાં ઉપાખ્યાનો કોઈ ગ્રન્થકાર અભિનયપૂર્વક પાઠ કરી અને ગાઈને કહે તે આખ્યાન કહેવાય. આ વ્યાખ્યામાં એક વાત સ્પષ્ટ થાય છે કે પુરાણોનાં ઉપાખ્યાનો જ્યારે કોઈક ગ્રન્થકાર અભિનયપૂર્વક ગાઈને કહી સંભળાવે ત્યારે તે આખ્યાન કહેવાય છે. આમ આખ્યાનનું વસ્તુ ઉપાખ્યાનોમાંથી લેવામાં આવે એ અર્થ તો છે જ. આ વ્યાખ્યામાં ઉપાખ્યાન અને આખ્યાનની બે સ્વતંત્ર વ્યાખ્યાઓ નથી. ગમે તે કથાનક અભિનય સાથે ગાઈ સંભળાવવામાં આવે તે હેમચન્દ્રની વ્યાખ્યા પ્રમાણે આખ્યાન ન કહેવાય. એમાં ઉપાખ્યાનોમાંથી વસ્તુ લીધું હોવાની અપેક્ષા રહે છે, જે नलादि उपाख्यानम् इव उपाख्यानम् अभिनयन्—એવા અન્વય ઉપરથી સ્પષ્ટ થાય છે.

"આમ, ખરેખર તો, મહાકાવ્ય પછીનો કાવ્યપ્રકાર આખ્યાન નામે આવવો જોઈએ એમ લાગે છે, છતાં નવાઈની વાત એ છે કે સંસ્કૃત કાવ્યશાસ્ત્રના ગ્રન્થોમાં ક્યાંય આખ્યાનનો સ્વીકાર થયો નથી, તેમ ક્યાંય એનાં લક્ષણો આપવામાં આવ્યાં નથી."[૬] ભામહ અને દંડીની આખ્યાયિકા અને કથાની વ્યાખ્યાઓમાં આખ્યાન સ્વરૂપનાં લક્ષણો ન મળતાં, તેમ વિશ્વનાથે આપેલી **अस्मिन्नार्षे पुनः सर्गाः भवन्त्याख्यानसंज्ञकाः** એ વ્યાખ્યા સંદિગ્ધ હોઈ, "આખ્યાન નામે કાવ્ય બહુ જ પ્રાચીન કાળથી આપણે ત્યાં પ્રચલિત હતું," છતાં તેઓ આખ્યાનને સ્વતંત્ર કાવ્યપ્રકાર તરીકે સ્વીકારતા નથી. આગળ નોંધી છે તે હેમચન્દ્રાચાર્યે આપેલી વ્યાખ્યા **अभिनयन् पठन् गायन्** શબ્દથી જેમ શૈલીનો નિર્દેશ કરે છે તેમ **नलादि उपाख्यानम् इव उपाख्यानम्** શબ્દથી વસ્તુના પ્રકારનો પણ નિર્દેશ કરે છે. પ્રેમાનંદનાં આખ્યાનો શામળની પદ્યવાર્તાથી કેવળ શૈલી પરત્વે જ ભિન્ન નથી, વસ્તુ પરત્વે પણ ભિન્ન છે. ભાલણની "કાદંબરી"ની શૈલી શામળની પદ્યવાર્તાઓની શૈલી કરતાં ભાલણનાં પોતાનાં જ આખ્યાનોની શૈલી ધરાવે છે, તેથી તે આખ્યાન (ભાલણે આખ્યાન તરીકે ઓળખાવી છતાં) તરીકે સ્વીકારાઈ નથી. મધ્યકાલીન કવિઓએ કોઈ વ્યાખ્યાને અનુસરી કાવ્યો લખ્યાં નથી. છતાં પુરાણોક્ત વસ્તુ લઈને લખેલાં કાવ્યોને આખ્યાન તરીકે તેમણે ઓળખાવ્યાં છે અને કલ્પિત કથાવસ્તુ ધરાવતાં કાવ્યોને વાર્તા અથવા પદ્યવાર્તા કહી છે. આખ્યાનોનાં કથાવસ્તુમાં પુરાણોનાં ઉપાખ્યાનો સાથે પૂર્વે થઈ ગયેલાં ભક્તોનાં ચરિત્ર પણ સમાવી લીધાં છે. એથી આખ્યાનની હેમચન્દ્રાચાર્યે આપેલી વ્યાખ્યામાં પૂર્વવૃત્તનું સ્પષ્ટ સૂચન (ધ્વનિ તો છે જ) ભલે ન હોય, આખ્યાનકારો પ્રખ્યાતવૃત્તના કથાવસ્તુવાળી રચનાને જ આખ્યાન કહેતા હતા ત્યાં શૈલીવિશેષ કરતાં વસ્તુવિશેષનું મહત્ત્વ હતું.

૬. એજન પૃ. ૧૦૪

આખ્યાનનું કડવાબદ્ધ માળખું ક્રમશઃ ઘડાયું છે. કડવાબદ્ધ આખ્યાનનો પ્રથમ રચયિતા ભાલણ હતો. તેના પહેલાં નરસિંહે 'ચાતુરી ષોડશી', 'સુદામાચરિત', 'હારમાળા' વગેરે પદયુક્ત રચનાઓ આપી છે તે પણ આખ્યાનને મળતી છે અને એમાંથી પછીના કવિઓ 'કુંવરબાઈનું મામેરું' જેવાં આખ્યાનો રચી શક્યા છે. ભાલણે 'દશમસ્કંધ' પદોમાં રચેલું છે પરંતુ પદોનો વ્યાપ વધતાં તે કડવાનું સ્વરૂપ લેતું ગયું અને આરંભની પંક્તિઓ ધ્રુવક (ધ્રુવા અથવા ઘત્તા) અને પછીનો પ્રસંગ આલેખતો ભાગ ઢાલ તેણે પ્રયોજ્યો. ભાલણે પોતાનાં આખ્યાનોના એકમને 'કડવું' તરીકે ઓળખાવ્યું છે. પરંતુ તેના પહેલાં સાહિત્યદર્પણકાર વિશ્વનાથ અને છંદાનુશાસનકાર હેમચન્દ્રાચાર્ય આ સંજ્ઞાની નોંધ લે છે. વિશ્વનાથ અપભ્રંશ રચનાના સર્ગને 'કુડવક' તરીકે ઓળખાવે છે.[૭] તો હેમચંદ્રાચાર્ય સંધિકાવ્યના એકમ તરીકે કડવાને[૧] ઓળખાવી તેની આરંભ અને અંતની પંક્તિઓને 'ધ્રુવ' સંજ્ઞાથી ઓળખાવે છે.[૮] ભાલણના અનુગામીઓમાં વીરસિંહ, જનાર્દન, ભીમ વગેરે આખ્યાનકારો કડવાબંધને સળંગ રચના આપે છે. જ્યારે નાકર વગેરે કવિઓ કડવાબંધને સ્વીકારે છે, એ કડવાનો[૯] 'ઢાલ' રાસ અને ફાગુ રચનાઓમાં આવતા ભાસ[૩] અને ઢવણીની જેમ એક એકમ જ છે.

---

૭. अपभ्रशनियद्धेऽस्मिन् सर्गाः कुडवकाभिधा... ।

૮. संध्यादौ कडवकान्ते ध्रुवं स्यादिति ध्रुवा ध्रुवकं घत्ताषः

૯. કડવું શબ્દની વ્યુત્પત્તિ વિશે એકમત્તતા નથી. કેટલાક તેને સં. कल्लाप कटम-कडप्प અથવા कदम्ब ઉપરથી વ્યુત્પન્ન માને છે તો મો. કે. કા. શાસ્ત્રીએ कटपय-कडवअं-कडवउं કડીઓનો સમૂહ એવી સંભાવના ઉપરાંત વિશ્વનાથે યોજેલા कुडलाक શબ્દ ઉપરથી कुतुप (તેલ ભરવાનું ચામડાનું કુલ્લું) સાથે તેનું સામ્ય અનુમાની તાબાની માણ પહેલાં ચામડાની માણ વગાડીને પ્રથિકો આખ્યાન કરતા હશે એવી શક્યતા દર્શાવી છે. 'કડવું' શબ્દને સ્વાદ સાથે કોઈ સબંધ નથી. પરંતુ માધુર્યલક્ષી કવિ દયારામને તે શબ્દ ખૂંચ્યો તેથી તેમણે 'કડવા' ને 'મીઠાં' કહ્યાં.

હેમચન્દ્રાચાર્યે કડવાના આરંભ અને અંતમા ધ્રુવક આવે છે એવો નિર્દેશ કર્યો છે ભાલણે કેવળ આરંભમા ધ્રુવકડી મૂકી હતી [૧૦] પરંતુ નાકરે કડવાને અંતે 'ઊથલો' કે 'વલણુ' નામથી ધ્રુવક મૂકવાની શરૂઆત કરી 'ઊથલા'નુ સૂચન નાકરને સંભવત જૈન રચનામા આવતી આકરી રચનામાથી મળ્યુ હશે જૈન રાસક અને ફાગુઓમા કેટલીક રચનાઓમા કડીનુ છેલ્લુ ચરણાર્ધ બદલાયથી દેશીની કડીનુ પહેલુ ચરણાર્ધ બનતું જોવા મળે છે [૧૧] એમ 'ઊથલો' અથવા 'વલણુ'મા 'ઢાળ'ની છેલ્લી કડીનું છેલ્લું ચરણાર્ધ 'વલણુ'નુ પહેલુ ચરણાર્ધ બને છે આમ જ્યારે નાકરે કડવાના આકારને ચોક્કસ સ્વરૂપ આપ્યુ અને પ્રેમાનંદે આખ્યાનો રચવા માંડ્યા ત્યારે કડવાનુ બંધારણ આ પ્રમાણે હતુ ૧ મુખબંધ : જે રાગમા આખી દેશીનો લય યોજવામા આવ્યો હોય છે તેજ લયમા મુકાયની પંક્તિઓ પ્રાસ્તાવિક તરીકે આવે છે આ પંક્તિઓમા કડવાના મુખ્ય ભાગમા નિરૂપાનાર ઘટનાનુ સૂચન હોય છે સ્વ કે હ ધ્રુવે તેને 'મ્હોડિયુ'

---

૧૦ આ ધ્રુવકડીઓમા કયારેક સાંકળીની રચના ભાલણે આપી છે

કડવુ ૧૯

નળ ગયો નારી તજી રે, કળિયુગે ભુલાવ્યુ ભાન

ઢાળ

ભાન ભુલાવ્યુ કળજુગે

૧૧ સુરંગાભિધનમિફાગમા રાસકની કડીનુ છેલ્લુ ચરણ

સુરનર કિંનરવર નિત વંદિત, **કામિત ફલ દાતાર** રે

અંહેની પહેલી કડીનુ પહેલુ ચરણ

**કામિત ફલ દાતાર**, સામી નેમિકુમાર

નાકરના આખ્યાનમા

ઢાળ

પાત્રક સેવા સર્વ મૂકી રાય એકલા ધાયા કેડ

વલણ

એકલા ધાયા કેડે રાજા

તરીકે ઓળખાવ્યું છે. આ પ્રકારનાં 'મ્હોડિયાં' અથવા 'મુખબંધ' બે પંક્તિઓમાં હોય છે. પરંતુ ક્યારેક ચાર પંક્તિનું મ્હોડિયું પણ જોવા મળે છે. ઉદા. પ્રેમાનંદના 'ચંદ્રહાસ આખ્યાન'નું મ્હોડ્યું ચાર પંક્તિનું છે, જ્યારે ૧૯ મા કડવાનું મ્હોડિયું દશ પંક્તિનું છે જે અપવાદરૂપ જણાય છે.

૨. **ઢાળ :** કડવાના મુખ્ય ભાગને ઢાળ, ચાલ અથવા દેઢ તરીકે ઓળખવામાં આવે છે. આ પથરાટવાળા ભાગમાં કડવાની મુખ્ય ઘટનાનું નિરૂપણ થયું હોય છે.

૩. **વલણ અથવા ઊથલો :** ઢાળને અંતે બે પંક્તિઓમાં કડવાના વક્તવ્યને સમેટી લેવામાં આવે છે, કડવાના પ્રારંભનો મુખબંધ જેમ પ્રસ્તાવનાનું કાર્ય કરે છે તેમ ઊથલો પ્રસ્તુત કડવાનો સાર સંક્ષેપમાં આપવા સાથે પછીના કડવા સાથે અનુસંધાનરૂપ કડીનું કાર્ય પણ કરે છે. ઢાળ સાથે ઊથલાનો સાંકળીનો સંબંધ નિયમ તરીકે આવે જ છે.

ભાલણનાં આખ્યાનો આરંભમાં પદના એકમવાળાં હતાં અને પછીથી કડવાબદ્ધ બન્યાં હતાં, પરંતુ પદરચના સાથે ઊર્મિમયતા હતી, તે તેનાં કડવાબદ્ધ આખ્યાનોમાં પણ વધતે ઓછે અંશે જળવાઈ રહી હતી એનાં આખ્યાનોમાં ઊર્મિ અને કથાનકનો સુમેળ હતો, તે નાકરમાં રહેતો નથી. નાકરનાં આખ્યાનો શુદ્ધ વસ્તુલક્ષી શૈલીમાં યોજાયેલાં કથાનકો છે અને એણે શરૂ કરેલી પરંપરાને પ્રેમાનંદ પણ સ્વીકારી લે છે અને ક્યારેક કરુણના નિરૂપણમાં ઊર્મિશીલતા આવવા છતાં, વસ્તુલક્ષી શૈલીનાં કથાનકોવાળાં આખ્યાનો આપે છે.

**આખ્યાનનાં ઘટક અંશો :**

**समाप्तिकामो मंगलमाचरेत्** એ સંસ્કૃત પ્રણાલિને અનુસરી આખ્યાનની નિર્વિઘ્ન સમાપ્તિ માટે આખ્યાનકાર ગણપતિ અને સરસ્વતીનું **સ્તવન** કરી પોતાના ગુરુ અને ઇષ્ટ દેવનું પણ સ્મરણ કરતો. ક્યારેક

આ સ્તવનો બે પંક્તિમાં જ પૂરાં થતાં તો કયારેક આખું કડવું પણ તે માટે યોજાતું. નાકરે તેના ઓખાહરણ અને ચન્દ્રહાસ આખ્યાનમાં ગણપતિ સ્તવન માટે આખું કડવું રોકયું છે. તે જ રીતે પ્રેમાનંદ પણ ઓખાહરણનું પહેલું કડવું ગણપતિ અને શારદાની સ્તુતિમાં જ રોકે છે, જ્યારે 'નળાખ્યાન'ના આરંભે બે જ પંક્તિમાં સ્તુતિ પતાવી દીધી છે. પ્રેમાનંદ સુધીના આખ્યાનકારોમાં મંગલાચરણ વિશે કોઈ નિયમ જણાતો નથી. પરંતુ પ્રેમાનંદ મંગલ સ્તુતિ સાથે આખ્યાન વસ્તુનો પ્રાથમિક પરિચય આપવાની પ્રથા શરૂ કરે છે, જેને પછીના આખ્યાનકારો અનુસરે છે. ઓખાહરણ તેના પ્રારંભકાળનું આખ્યાન છે, તેથી તેમાં આખું કડવું સ્તુતિ માટે રોકી કેવળ વલણમાં જ ઓખાહરણનો નિર્દેશ કરી, બીજા કડવામાં તે વસ્તુનો આરંભ કરે છે. પરંતુ ઓખાહરણ પછી તરત જ રચાયેલા 'ચન્દ્રહાસ આખ્યાન'માં તે 'ગ્રંથ ચાલતો થાય' તે માટે પાંચેક પંક્તિમાં ઇષ્ટ દેવો અને ગુરુનું સ્મરણ કરી, સીધો વસ્તુપ્રવેશ કરાવી દે છે. નળાખ્યાન, કુંવરબાઈનું મામેરું, સુદામાચરિત અને દશમસ્કંધમાં પણ વસ્તુપ્રવેશ માટે તે વિલંબ કરતો નથી. 'રણયજ્ઞ'માં તે ફરી એક આખું કડવું સ્તવન માટે યોજે છે, કારણ આ તો તેના પરમ ઇષ્ટ દેવ રામના મહિમાનું[૧૨] કાવ્ય છે. અને તેથી તે મુગ્ધ ભક્તિથી આખું કડવું સ્તુતિ માટે યોજે એ સહજ છે.

પ્રત્યેક આખ્યાન સાથે ફલશ્રુતિ સંકળાયેલી હોય છે. ફલશ્રુતિ એટલે આખ્યાનના કથન અને શ્રવણનું મહિમાવર્ણન, આખ્યાન સાંભળવાથી અમુક પાપ નષ્ટ થાય, આપત્તિ દૂર થાય અને પુણ્ય સંપાદન થાય, એવું કથન કરી શ્રોતાવર્ગમાં શ્રદ્ધા ઉત્પન્ન કરી તે સાંભળવા તેને અભિમુખ કરવાનો હેતુ આ ફલશ્રુતિ પાછળ હોય છે. આ શ્રદ્ધા

---

૧૨. છે રામનામનો મહિમા મોટો, શંકર સમ્યક જાણે
તારકમંત્ર તારે ભવસિંધુ, મહિમા વેદ વખાણે.
પ્રેમાનંદ 'દશમસ્કંધ' જેવી કૃષ્ણમહિમાની રચના પણ 'રઘુપતિને શિષ નામી' આરંભે છે એ નોંધવું જોઈએ.

પરંપરાગત હોય છે. ફલશ્રુતિ સામાન્ય રીતે આખ્યાનને અંતે હોય છે. પરંતુ ક્યારેક આરંભમાયે આવતી હોય છે. ભાલણના 'ચંડી આખ્યાન'માં ફલશ્રુતિ ચાર વાર અને હરિરામના 'સીતાસ્વયંવર'મા ૭ વર ફલશ્રુતિ આપવામાં આવી છે. ફલશ્રુતિ ક્યારેક આખ્યાનકાર સીધે સીધી જણાવે છે. તો ક્યારેક કોઈ પાત્રને મુખે કહેવડાવે છે. પ્રેમાનંદના 'ઓખાહરણ'માં બ્રહ્મા પોતે વરદાનરૂપે જ્વરને કહે છે :

ઓખાહરણ સુણે ધરી ભાવ, તેનો જાય અજીરણ તાવ

ત્યારે 'નળાખ્યાન'મા પ્રેમાનંદ પોતે ફલશ્રુતિ વર્ણવે છે :

ભાવે કલાવે જે સાભળે, તે થાય પરમ પવિત્રજી,
ઋતુપર્ણ, ને નળદમયંતી, યુધિષ્ઠિર ઋષિ નાગજી,
એને સમરે પ્રાતઃકાળે, ત્યા નહિ કળિનો લાગજી.

તે જ રીતે રણયજ્ઞને અંતે પણ કહે છે ·

ભણે સાભળે નરનારી, યજ્ઞ તીરથ ફળ થાયજી,
બ્રહ્મહત્યાદિક પાતક નાસે, તેના ભવદુઃખ જાયજી.

'સુદામાચરિત્ર'ને અંતે કહે છે .

સુદામાનુ ચરિત્ર સાભળે, તેનુ દારિદ્ર જાય,
ભવદુઃખ પામે મુક્તિ પામે, ભણે માધવરાય.

'મામેરુ' ગાવાથી અને સાભળવાથી પણ દારિદ્ર જાય એમ પ્રેમાનંદ કહે છે.

આખ્યાનકાર કૃતિના આરંભમા અથવા અંતે પોતાનો સ્વલ્પ પરિચય પણ આપતો, જેમા પોતાના માતપિતાનો અને ગુરુનો નામોલ્લેખ કરી જ્ઞાતિ અને ગામનો નિર્દેશ કરી તે સંતોષ માનતો. આખ્યાનના આરંભમા પ્રસ્તુત આખ્યાનનુ વસ્તુ મૂળ કયા પુરાણમાથી લીધુ છે તેનો નિર્દેશ કરી આખ્યાનકાર ઋણસ્વીકાર કરતો જણાય છે પરંતુ પોતાના પુરોગામી આખ્યાનકારોમાથી પોતે કેટલુ લીધુ છે તે સૂચવવાની તેને જરૂર જણાઈ નથી. આખ્યાનને અંતે આખ્યાનનાં

પૂરું કર્યું તે પણ દર્શાવતો પરંતુ ક્યારેક આ સમયનિર્દેશ ભૂલભરેલો પણ જણાયો છે[૧૩] ઉપરાંત કેટલીકવાર લહિયાઓ અને કથાકારોએ પ્રસ્તુત કૃતિઓમાં કરેલા પ્રક્ષેપોને લીધે કડી અને કડવાની સંખ્યામાં પણ ફેરફાર જણાય છે

આખ્યાનના મહત્ત્વના અંગોમાં કથાવસ્તુનું સ્થાન પ્રથમ છે આગળ નોંધ્યું છે તેમ આખ્યાનનું વસ્તુ પૂર્વવૃત્ત હોવું જોઈએ, આવું પૂર્વવૃત્ત કથાવસ્તુ પૌરાણિક અને અપૌરાણિક એ બે વર્ગનું રહેતું મહાભારતમાંથી નળાખ્યાન, અભિમન્યુ આખ્યાન, ભાગવતમાંથી દશમસ્કંધ, ધ્રુવાખ્યાન, પ્રહ્લાદ આખ્યાન, માર્કંડેયપુરાણ ઉપરથી ચંડીઆખ્યાન, રામાયણમાંથી રણયજ્ઞ, સીતાસ્વયંવર વગેરે પહેલા વર્ગની રચનાઓ છે ક્યારેક આખા ગ્રંથને ગુજરાતીમાં ઉતારવાનો પણ પ્રયાસ થતો નાકરે મહાભારત અને વલ્લભ ભટ્ટે ભાગવતના દશમ સિવાયના બાકીના સ્કંધો ગુજરાતીમાં ઉતાર્યા છે બીજા વર્ગમાં 'મામેરું', 'હૂંડી', 'શામળશાનો વિવાહ', 'સગાળશાચરિત્ર', 'ચેલૈયાખ્યાન' વગેરે ભક્તજનોના ચરિત્રો આવે છે પહેલા વિભાગમાં આખ્યાનકારને પોતાની પ્રતિભાને ચમકાવવાની વધુ મોકળાશ રહેતી ભાલણે પુરાણોમાંથી ઉપાખ્યાનો પસંદ કરી, બહુધા તેને પ્રામાણિકપણે અનુસરવાનો પ્રયાસ કર્યો છે તેનું ચંડીઆખ્યાન માર્કંડેય પુરાણમાંથી સપ્તશતીનું ભાષાંતર છે નળાખ્યાનમાં પણ તે મહાભારતના નલોપાખ્યાનના વસ્તુને બહુધા અનુસરે છે અને જ્યાં ફેરફાર કર્યો છે ત્યાં તેણે સંસ્કૃત સાહિત્યની પ્રશિષ્ટ કૃતિઓ નૈષધચરિત અને નલચંપૂનો આધાર લીધો છે અને તે વાતનો સ્પષ્ટ પણ કર્યો છે એ જ પ્રમાણે માધવનું હરિહરપ્રબંધ, વિષ્ણુદાસના મહાભારતના પર્વો, અને

૧૩ પ્રેમાનંદે ચંદ્રહાસ આખ્યાન સં ૧૭૨૭ના સિંહસ્થ વર્ષની ચૈત્રિમ [illegible] સુદ [illegible] સોમવારે પૂર્ણ કર્યું એમ જણાવ્યું છે પરંતુ એ વર્ષમાં [illegible] [illegible] અને સોમવારનો મેળ નથી [illegible] ૧૭૩૬ ૧૭૪૬ અને ૧૭૪૨ એમ ત્રણ જુદી જુદી [illegible]

ગિરધરનું રામાયણ પણ મૂળકૃતિના કાટછાંટ સાથેના અનુવાદો છે. પરંતુ નાકર અને પ્રેમાનંદ જેવા આખ્યાનકારો પોતાની નૈસર્ગિક પ્રતિભાને મુક્ત રીતે વિહરવા દેતા અને મૂળ વસ્તુમાં, શ્રોતાવર્ગની રુચિને લક્ષમાં રાખી અનેક ફેરફારો કરતા. આ ફેરફારો ઘણીવાર એટલા વિપુલ પ્રમાણમાં થતા કે આખ્યાનો લગભગ સ્વતંત્ર કૃતિ બની જતાં. તે Copy Rightનો જમાનો ન હતો. બીજાની રચનામાંથી પોતે અમુક ઘટના ઉપાડે છે એમાં મોટો ગુનો કરે છે એવું કોઈ આખ્યાનકાર માનતો ન હતો. એથી આખ્યાનકારો પુરોગામી આખ્યાનકારોના નિરૂપણનો નિઃસંકોચ લાભ ઉઠાવતા. શ્રી ઉમાશંકરે અવલોક્યું છે તેમ પ્રેમાનંદે વિશ્વનાથ, વિષ્ણુદાસ અને નાકરના ખજાનામાંથી લખલૂંટ ચલાવી છે અને એથી શ્રી મુનશીએ પ્રેમાનંદને A prince of plagiarist તરીકે ઓળખાવ્યો છે. પરંતુ જેમ ખબરદાર આ પ્રકારની લૂંટને 'બાદશાહી લૂંટ' કહેતા તેમ આખ્યાનકારોને એમાં કોઈ સંકોચ ન હતો અને પ્રેમાનંદ જેવા આખ્યાનકારો તો નિરૂપણની વિશિષ્ટ રીતિ, પ્રસંગની અભિનવ સંયોજના, રસનિરૂપણ અને સંક્રમણની આગવી શક્તિ અને પાત્ર તેમ વાતાવરણના ગુજરાતીપણાથી, પુરોગામીઓના ઋણ છતાં પોતાનાં આખ્યાનોને સ્વકીયતા અર્પે છે. અપૌરાણિક આખ્યાનોમાં પણ ચરિત્રનાયક ભક્તના જીવનના ચમત્કારપૂર્ણ પ્રસંગને કેન્દ્રમાં રાખી આખ્યાનકાર તેની આજુબાજુ, તથ્યને બાધ ન આવે તે રીતે વસ્તુની ગૂંથણી કરતો. પ્રેમાનંદે મૂળ વસ્તુમાં કરેલા ફેરફારો, પુરોગામીઓની રચનામાંથી લીધેલી ઘટના વગેરેનું નિરૂપણ યથાસ્થાને કર્યું છે.

આખ્યાનોમાં વિવિધ **રસનું નિરૂપણ** અગત્યનું અંગ છે. વસ્તુ લોકખ્યાત હોઈ, તેમાં રસની ઉત્કટતા ન હોય તો શ્રોતાઓના મન ઉપર તે પકડ જમાવી શકતું નથી. તેથી ઉત્કટ રસનિરૂપણ અને એક રસમાંથી બીજા રસમાં અનાયાસ સંક્રમણ આખ્યાનકલાનું અગત્યનું તત્ત્વ છે. રસની ઉત્કટતા સાધવા માટે આલંબન અને ઉદ્દીપન વિભાવ અને સંચારી ભાવનું આલેખન વિગતે થતું. શૃંગાર, કરુણ, વીર જેવા

એક રસ પ્રધાન રહેતો તો બીજા રસ ગૌણ છતાં પૂરક બની રહેતા. 'ઓખાહરણ' શૃંગારરસપ્રધાન રચના છે, તેમાં વીરરસને પણ સ્થાન મળ્યું છે. 'રણયજ્ઞ' વીરરસની રચના છે તેમાં હાસ્ય કરુણ, બીભત્સ અને અદ્ભુતને પણ અવકાશ છે તો 'મામેરૂં' હાસ્યરસની રચના છે. તેમાં કરુણની જમાવટ અસરકારક છે. 'સુદામાચરિત્ર' શાંત રસની કૃતિ છે, તેમાં હાસ્યરસને પૂરો બહેલાવ્યો છે. 'નળાખ્યાન'માં કરુણ રસ પ્રધાન છે. પરંતુ તેની પડછે હાસ્ય, વાત્સલ્ય, અદ્ભુત જેવા રસો પણ પૂરા ખીલ્યા છે. એક રસમાંથી બીજા રસમાં છટકી જવાની કલા તો પ્રેમાનંદ જેવી કોઈ જ કલાકારને સાધ્ય ન હતી.

**પાત્રનિરૂપણ** પણ આખ્યાનકારની શક્તિનો સારો પરિચય કરાવી જાય. સામાન્ય આખ્યાનકારનાં પાત્રો મૂળ કૃતિને વફાદાર અને કઠપૂતળી જેવાં નિર્જીવ લાગે. જ્યારે સ્વતંત્ર પ્રતિભાવાળા આખ્યાનકારનાં પાત્રો જીવંત અને સ્વાભાવિક લાગે. આખ્યાનો સાધારણ રીતે અમુક વ્યક્તિનું ચરિત્ર, માહાત્મ્ય નિરૂપવા આલેખાતાં હોય છે. એથી તે વ્યક્તિનું અતિશયોક્તિભર્યું નિરૂપણ થવાનો સંભવ ખરો. પ્રેમાનંદની પાત્રસૃષ્ટિ આખ્યાનસાહિત્યમાં એક અભિનવ ઉન્મેષ પ્રગટાવે છે. તેનાં પાત્રો અતિમાનવ નથી. દેવોને પણ તે માનવની કોટિએ લાવીને મૂકી દે છે. પુરોગામી આખ્યાનકારોનાં એ જ નામનાં પાત્રો કરતાં તેનાં પાત્રો—મત્સ્યભંજવન પ્રસંગે દમયંતી પર આરોપ મૂકતો નળ, પ્રેમઘેલાં ઓખા અને અનિરુદ્ધ, પુત્રઘેલાં નંદયશોદા કે દેવકી–વસુદેવ, નમાઈ કુંવરબાઈ કે જમાનાની ખાધેલ વડસાસુ, યુદ્ધઘેલો અભિમન્યુ કે ધૃષ્ટબુદ્ધિ જેવો કુટિલ પ્રધાન એ સૌ લોહીમાંસથી ભરેલાં જીવંત અને સ્વાભાવિક માનવ પાત્રો છે.

આખ્યાનોમાં વસ્તુ જો પુરાણનું હોય તો પણ પુરાણનું વાતાવરણ ઊભવામાં આખ્યાનકાર વિશેષ આગ્રહી જણાતો હોતો નથી.

આખ્યાનકાર પાત્ર અને ઘટના પરત્વે સમકાલીન રંગપૂરણી કરતો. લોકમનરંજન આખ્યાનકારનો એક હેતુ હોઈ તેના સમયના રૂઢિરિવાજો, સમાજની લાક્ષણિકતાઓ, આચારવિચાર, પહેરવેશ, શુકનઅપશુકનના વહેમો વગેરે તેમાં લાવતો તેથી શ્રોતા વર્ગને આખ્યાનમાં પોતાના જ સમય અને સમાજનું પ્રતિબિંબ દેખાતું. કદાચ એથી તે આખ્યાન-ઘટના અને પાત્ર પરત્વે આત્મીયતા અનુભવતો હશે. પ્રેમાનંદનાં આખ્યાનોમાં તો સમકાલીન રંગપૂરણી એટલી તો તાદૃશ છે કે તેનાં આખ્યાનો તેના સમયના ગુજરાતદર્શનનાં 'દસ્તાવેજી ચિત્રો' સમાં લાગે તો નવાઈ નહિ.

છટાદાર **શૈલી** અને **વર્ણનકલા** આખ્યાનકલાનું આવશ્યક અંગ છે. આખ્યાનકાર ધારે ત્યારે હસાવે અને ધારે ત્યારે રડાવે એ તો ત્યારે જ શક્ય છે જ્યારે એની પાસે ભાષાપ્રભુત્વ હોય અને ભાવ પ્રમાણે શબ્દોને રમાડી શકતો હોય જો તેની પાસે પાત્ર અથવા પ્રસંગની વેધક ચિત્રશક્તિ ન હોય તો તેની રચના કંટાળાભરેલી બની જાય. એથી ઊલટું પ્રસંગો ભલે નિઃસત્ત્વ હોય પણ આખ્યાન-કારમાં સમર્થ ચિત્રશક્તિ હોય તો તેને પણ તે સત્ત્વશીલ બનાવી દે છે. વર્ણનછટા, તાદૃશ ચિત્રો ઉપસાવવાની કલા ઉપરાંત ભાષાની પ્રૌઢિ, વાક્છટા–શબ્દની વિવિધ શક્તિઓને પ્રયોજવાની સૂઝની અપેક્ષા આખ્યાનકાર પાસે રહે છે. મોટા ભાગનાં આખ્યાનોમાં પાત્ર અને સ્થળનાં વર્ણનો પરંપરાગત હોય છે અને એ દોષમાંથી પ્રેમાનંદ જેવો સાહિત્યસ્વામી પણ મુક્ત નથી. આમ છતાં જ્યાં વર્ણન વિશે પરંપરા ચાલતી આવતી ન હોય અને નવું જ વર્ણન આપવાનું બાકી હોય ત્યાં સમર્થ આખ્યાનકારને પોતાની શક્તિ બતાવવાની તક મળી જાય છે.

## ૪ : દશમસ્કંધ અને જીવનવિષયક સામગ્રીની સંદિગ્ધતા :

પ્રાચીન અને મધ્યકાલીન પરંપરા પ્રમાણે પ્રેમાનંદે પણ પોતાને વિશે વિગતવાર માહિતી આપી નથી. તેથી તેના જીવન અને કવન વિશે અનેક કિંવદંતીઓ પ્રવર્તે છે. જેમાંની કેટલીક તો પાછળથી ઇરાદાપૂર્વક ઉપજાવી કાઢવામાં આવી હોય તેમ જણાય છે. ઉદર નિમિત્તે પોતે આખ્યાનો લખ્યાં છે, એમ જણાવનાર અને પોતાની કવિપ્રતિભા વિશે અત્યંત વિનમ્રતા દાખવનાર પ્રેમાનંદને સ્વપ્નેય ખ્યાલ ન હોય તેવો કવિયશ અપાવવાના પ્રયાસો. 'પ્રાચીન કાવ્ય-માળા'ના સંપાદકોએ, વસ્તુતઃ પોતે સંશોધક તરીકેનો યશ ખાટી જવાના અને ગાયકવાડ સરકારના પ્રાચીન સાહિત્યના પ્રકાશન અંગેના ફંડનો ઉપયોગ કરવાના હેતુથી કર્યા. એ માટેની કંઈક ભૂમિકા નર્મદાશંકરનાં અને નવલરામનાં ભિન્ન સંદર્ભમાંનાં વિધાનોમાં તેમને મળી રહી અને કેટલીક ઉપજાવવામાં આવી. આ કિંવદંતીઓનાં અને સંદિગ્ધ અસંદિગ્ધ કૃતિઓનાં જાળાંઝાંખરાંમાંથી પ્રેમાનંદનાં સાચા વ્યક્તિત્વ અને કર્તૃત્વની ઝાંખી મેળવવાનું કાર્ય દુઃસાધ્ય બની રહે છે. આમાંની કેટલીક દશમસ્કંધ સાથ સંકળાયેલી છે.

**સમય :**

પ્રેમાનંદે શ્રુતિપ્રોક્ત શતશરદનું આયુષ્ય ( ૧૬૬૨-૧૭૬૦ ) ભોગવ્યું હતું એમ માનવામાં આવતું હતું. તેના જન્મ કે મૃત્યુના વર્ષ વિશે ચોક્કસ નિર્દેશ તેની પોતાની કોઈ કૃતિમાંથી મળતો નથી. પરંતુ તેની કૃતિઓની રચનાસંવત ઉપરથી તેનો જીવનકાળ અનુમાની શકાય. તેની અસંદિગ્ધ કૃતિઓમાં સૌથી પહેલી રચનાસંવત 'ચંદ્રહાસ આખ્યાન' અને 'અભિમન્યુ આખ્યાન'ની છે. આ બન્ને કૃતિઓ સં. ૧૭૨૭માં રચાઈ છે, 'ઓખાહરણ'ની રચના સંવત ૧૭૨૩ શંકાસ્પદ છે. સં. ૧૭૨૦ માં રચાયેલું 'લક્ષ્મણાહરણ' પ્રેમાનંદનું ન

હોવાનાં અનેક પ્રમાણો મળે છે. તેથી સં. ૧૭૨૭ તેના સર્જનનો પ્રારંભકાળ હશે. તે પહેલાં વીશ બાવીશ વર્ષે તેનો જન્મ અનુમાની શકાય. તેની છેલ્લી કૃતિ 'દશમસ્કંધ' છે; તેની રચના દરમ્યાન જ તેનું અવસાન થયું. અને સુંદરે તે સં. ૧૭૯૬ માં પૂરો કર્યો એમ કેટલીક હસ્તપ્રતો ઉપરથી જણાય છે. પરંતુ હસ્તપ્રતમાં સં. ૧૭૭૩માં સુંદરે 'દશમસ્કંધ' પૂરો કર્યાનો સ્પષ્ટ નિર્દેશ મળે છે. પ્રેમાનંદના સમકાલીન વલ્લભ ભટે દશમ સિવાયના પહેલા નવ સ્કંધો સં. ૧૭૬૩થી ૧૭૬૫ના સમય દરમ્યાન રચ્યા છે. અગિયારમો અને બારમો એ બે સ્કંધો પણ તેણે રચ્યા છે. 'દશમસ્કંધ' તેણે રચ્યો નથી તેનું કારણ કદાચ એ હશે કે આ સમય પહેલાં (સં. ૧૭૬૫) પ્રેમાનંદના દશમની એવી ખ્યાતિ જામી ગઈ હશે (સૂરત સાથેનો પ્રેમાનંદનો સંપર્ક તો સિદ્ધ છે.) જેથી વલ્લભે તે સ્કંધની રચના ન કરી હશે અને પ્રેમાનંદનો જ દશમ ગાયો હશે. આ જાતની ખ્યાતિ મળતાં ચાર પાંચ વર્ષ તો સહેજે થયાં હશે. એથી સંભવતઃ સં. ૧૭૬૦ થી સં. ૧૭૬૫ વચ્ચેના સમયમાં તેનું અવસાન થયું હશે અને સુંદરે ત્યાર પછી સં. ૧૭૭૩ માં (અથવા સં. ૧૭૯૬માં) દશમ પૂરો કર્યો હશે. પ્રેમાનંદના મૃત્યુ પછી તરત જ સુંદરે તે પૂરો કર્યો એમ માનવું અનિવાર્ય નથી. જો ૧૭૯૦ના અરસામાં પ્રેમાનંદનું અવસાન થયું એમ ગણીએ તો સં. ૧૭૪૬ના રણયજ્ઞ પછી દશમ સિવાય તેની રચેલી બીજી કોઈ કૃતિ મળતી નથી. પ્રેમાનંદ જેવો પ્રતિભાશાળી સર્જક વચ્ચેનાં ચાલીશેક વર્ષ સુધી નિષ્ક્રિય હશે? આમ પ્રેમાનંદનો જીવનકાળ સં. ૧૭૦૫થી સં. ૧૭૬૦ના અરસાનો ગણી શકાય.

**ગુરુ રામચરણ બાવા :**

પ્રેમાનંદ બાલ્યાવસ્થામાં જડ અને બાઘો હતો અને કોઈ સિદ્ધ-પુરુષના કૃપાપ્રસાદથી તેની પ્રજ્ઞા ખીલી. જો તેની માતા અમુક નિયત સમયે સિદ્ધપુરુષ પાસે તેને લઈ ગઈ હોત તો તે સંસ્કૃતમાં કાવ્યો લખી શકત, એવી લોકવાયકા છે. કવિ કાલિદાસ માટે છે તેવી

કિંવદંતીઓ પ્રેમાનંદ જેવા પરિણત પ્રજ્ઞા ધરાવનાર કવિઓ માટે ઉપજાવવામાં આવે છે 'રામ ચરણકમળ મકરંદ લેવા ઇચ્છે પ્રેમાનંદ' એ પંક્તિના આધારે કોઈક રામચરણ પ્રેમાનંદના ગુરુ હશે એમ કહેવામાં આવે છે કોઈક વિદ્યાગુરુ પાસે તેણે સંસ્કૃત કાવ્યપુરાણનું જ્ઞાન મેળવ્યુ હશે એમાં કોઈ શંકા નથી વિદ્યા ગુરુમુખ થકી જ જોઈએ એ તો પ્રાચીન પ્રણાલિ છે જ પરંતુ 'રામચરણ' શબ્દ તેના ગુરુના નામનો નિર્દેશ કરતો નથી પ્રેમાનંદના ઇષ્ટદેવ રામ હતા 'દશમસ્કંધ' જેવી ભાગવત પર આધારિત અને કૃષ્ણલીલાની રચનામાં પણ તે અનેકવાર રામનુ સ્મરણ કરે છે અને રામ અને કૃષ્ણને એક પ્રમાણે છે[૧૪] 'રામ ચરણકમળ મકરંદ' શબ્દ તો તેના ઇષ્ટદેવ રામચન્દ્રના ચરણકમળના મકરંદને પામવાની અભીપ્સાનો નિર્દેશ કરે છે 'શ્રી રઘુપતિને શીષ નામી' 'દશમસ્કંધ'નો પ્રારંભ કરતો પ્રેમાનંદ અનેક કડવાંને અંતે વલણમાં રામને સ્મરે છે[૧૫] જો ઉપરનો શબ્દ-સમૂહ ગુરુના નામનો નિર્દેશ કરતો હોત તો 'રામચરણ'ની સાથે ગુરુ શબ્દ મૂકયો હોત દશમસ્કંધમાં ૫૪મા કડવાને આરંભે[૧૬] પણ પ્રેમાનંદ ગણપતિ અને સરસ્વતી સાથે ગુરુનું સ્મરણ કરે છે, ત્યાં પણ કોઈ નામ નિર્દેશ કરતો નથી તેના અન્ય આખ્યાનોમાં આવી

---

૧૪ પ્રેમાનંદ પ્રભુ રામલીલા થયો તૃતીયો અધ્યાય રે (કડવું ૧૬)
પ્રેમાનંદ પ્રભુ સીતાપતિ બાંધ્યા ઉખળ સાથ રે (કડવું ૩૭)
અવગતિ ગોકુળમાં રમે, પ્રેમાનંદ—પ્રભુ રામ (કડવું ૧૦૨)

૧૫ કડવું ૧૬, ૨૭ ૨૮, ૩૦, ૩૩, ૩૬, ૩૭ ૩૮, ૪૦, ૪૬, ૪૭, ૪૮ ૪૯, ૫૦, ૫૧, ૫૨, ૬૫, ૭૫ કેટલાક કડવામાં ચાલુ કથા પ્રવાહે પણ તે ઇષ્ટદેવ રામને સ્મરે છે

૧૬ ગુરુચર્ણપંકજનું ધ્યાન ધરું,
કાળી નાગ શ્રીકૃષ્ણનું જુદ્ધ ભાખું,
ગુરુ ગણપતિ સરસ્વતી શીષ નામું,
શુકવદન વાણીનો પ્રસાદ પામું

અનન્ય કવિપ્રતિભાની પ્રસાદી આપનાર ગુરુનો નામોલ્લેખ જો તે ન કરે તો દશમસ્કંધમાં તેમ કરવાનું કોઈ કારણ નહોતું.

## ભાષાભક્તિ અને શિષ્યમંડળ વિશે :

ગુજરાતીની કિંમત 'શું શાં પૈસા ચાર' હતી અને गुर्जराणां मुखे ग्रन्दम् એવા આક્ષેપો થતા તેથી ગુજરાતી સમૃદ્ધ ભાષા ન ગણાય ત્યાં સુધી પાઘડી ન પહેરવાની પ્રતિજ્ઞા પ્રેમાનંદે લીધી હતી એવું કહેવાય છે. જે સમયમાં ગુજરાતી ભાષા હજુ સાહિત્યિક સ્વરૂપ પામી રહી હતી, ને હજુ તો જેને પ્રેમાનંદે દશમસ્કંધમાં 'ગુજરાતી ભાખા'[૧૭] તરીકે ઓળખાવી છતાં 'પ્રાકૃત' અને 'અપભ્રષ્ટ ગિરા'[૧૮] તરીકે ઓળખાતી તે સમયમાં નર્મદ–દલપત સમયનું આવું ભાષાભિમાન ઉદરનિમિત્તે આખ્યાનો લખનાર વિનમ્ર ભટ પ્રેમાનંદમાં અશક્ય લાગે લાગે છે. પ્રેમાનંદની ભાષાભક્તિ તેનું શિષ્યમંડળ અને પુત્ર વલ્લભ એકબીજા સાથે સંકળાયેલાં છે. શામળની 'અંગદવિષ્ટિ'ની સ્પર્ધામાં 'પ્રેમાનંદ સુત વલ્લભ' જેમાં રખીદાસના આશ્રિત શામળની (શામ લક્ષણવંતા–શામલ ક્ષણવંતા) નિંદા કરી તે 'કૃષ્ણવિષ્ટિ' કાવ્યથી પ્રેમાનંદને ગુજરાતી ભાષાનો ઉદ્ધાર થઈ ગયો લાગ્યો ને એક ક્ષણ માટે વીરજીએ આણેલી પાઘડી તેણે પહેરી. પરંતુ શામળે સન ૧૭૮૫માં 'સુડાબહોતેરી'ની પંદર વાર્તાઓ પૂરી કરી સિંહુજના રખીદાસને સૌ પહેલીવાર સંભળાવી, તો ૧૭૭૭ ના 'કુંતિપ્રસન્નાખ્યાન'માં શામળ અને રખીદાસના સંબંધની વાત વલ્લભે ક્યાંથી કરી? શામળે અંગદવિષ્ટિ સ. ૧૮૦૮ માં રચી, ત્યાર પછી વલ્લભ કૃષ્ણવિષ્ટિ રચે તો તે સમયે પ્રેમાનંદ જીવંત હશે; શ્રુતિપ્રોક્ત સો વર્ષનું આયુષ્ય ગણીએ તો પણ સં. ૧૭૯૨ ના અરસામાં તો તેનું અવસાન થયું જ હશે.

---

૧૭. બાંધુ નાગદમણ ગુજરાતી ભાખા : દશમસ્કંધ કડવું ૫૪
૧૮. આ પાસા વ્યાસ વાંચે સંસ્કૃત, આ પાસા માહારું પ્રાકૃત

ભારોભાર ફારસી શબ્દો, 'બિનારસ' જેવા અંગ્રેજોએ બેહૂદા બનાવેલા ઉચ્ચારણવાળા શબ્દો, અંગ્રેજી વાક્યરચનાની છાયા જેવાં અનેક કારણોએ વલ્લભની કૃતિઓ તો તરકટી પુરવાર થઈ છે અને ઉપર બતાવ્યું તે પ્રમાણે વલ્લભ અને તેણે ઉપજાવેલી, પ્રેમાનંદની ભાષાભક્તિ તેમ તેનું શિષ્યમંડળ પણ કપોલકલ્પિત જ પુરવાર થાય છે. પ્રેમાનંદને અનેક શિષ્યો હતા અને તેમને તેણે જુદી જુદી ભાષાઓમાં કાવ્ય રચવાનું કહ્યું હતું, એમ કહેવાય છે. પ્રેમાનંદના કહેવાતા શિષ્ય વીરજીએ લખેલું 'સુરેખાહરણ' સં ૧૭૨૦માં રચાયેલું છે. પ્રેમાનંદની અસંદિગ્ધ કૃતિ સૌ પહેલી સં. ૧૭૨૦ માં રચાયેલી મળે છે, 'ઓખાહરણ'ની શંકાસ્પદ પ્રત સં. ૧૭૨૩ છે અને સંદિગ્ધ કૃતિ 'લક્ષ્મણાહરણ'ની સંવત ૧૭૨૦ છે. તો ગુરુ કરતાં શિષ્યે પહેલી રચના કરી હશે? અથવા પ્રેમાનંદે કાવ્યસિદ્ધિ મેળવી તે પહેલાં વીરજીએ તેને ગુરુપદે સ્થાપ્યો હશે? વીરજી અને પ્રેમાનંદ સમકાલીન હતા પરંતુ ગુરુશિષ્ય નહિ. એ જ રીતે બીજા શિષ્યો વિશે પણ નિઃશંક પુરાવાઓ મળતા નથી.

દશમસ્કંધના સંદર્ભમાં પણ આ શિષ્યમંડળની વાત સાંકળી લેવામાં આવી છે. દશમસ્કંધ રચતા પ્રેમાનંદને પોતાનો અંતકાળ સમીપ લાગ્યો, તેથી તે પોતાના અવસાન પછી પૂરું કરવા કયા શિષ્યને સોંપવું તે નક્કી કરવા, તેમની પાસે નમૂનાનો થોડો ભાગ રચાવ્યો. રત્નેશ્વરની રચના ભાગવતને વફાદાર છતાં, પ્રેમાનંદ જેવી રસમય નહિ તેથી તે પસંદ ન પડી. વલ્લભની વાણીમાં બળકટપણું વિશેષ, અને કવિ તરીકેનું અભિમાન પણ વધારે તે જ રીતે વીરજીએ પોતાને કવિ તરીકે ઓળખાવ્યો હતો તેથી પોતાને કેવળ 'ભટ પ્રેમાનંદ' તરીકે ઓળખાવના આ ગુરુએ તે બંનેની રચના નાપસંદ કરી. સુંદરે જે રચના કરી તેમાં તેણે પોતાને કવિ તરીકે ઓળખાવતાં કેવળ 'ધનદાસસુત સુંદર મેવાડા' તરીકે ઓળખાવ્યો હતો તેની કવિતા રસમય ન હોવા છતાં, નિરભિમાનપણાના ગુણે

પ્રેમાનંદને ગમી ગઈ, અને પોતાના અવસાન પછી દશમ પૂરું કરવાની તેને આજ્ઞા આપી. જ્યાં શિષ્યમંડળની વાત નાપાયાદાર પુરવાર થાય છે ત્યાં આ તુક્કો પણ ટકતો નથી

## પ્રેમાનંદ-પુરાણી ઝઘડો :

સંસ્કૃત પુરાણોમાંથી કથા કહેવાની પરંપરા તો અતિ પ્રાચીન છે મધ્યકાલીન ગુજરાતમાંયે પુરાણીઓ અને માણભટ્ટોની સંસ્થા હતી સંભવ છે કે બંને વચ્ચે ધંધાદારી વૈમનસ્ય હોય પરંતુ તેથી પ્રેમાનંદને પુરાણીઓ સાથે ઝઘડો હતો એમ કહેવું પ્રાપ્ત નથી થતું. પુરાણીઓના ત્રાસથી રત્નેશ્વરને ડભોઈ છોડવું પડ્યું અને તે પ્રેમાનંદનો શિષ્ય બન્યો ગુરુએ આથી પુરાણીઓ સાથે વેર બાંધ્યું અને તેમની ઉઘાડે છોગ નિંદા આરંભી એમ 'માર્કંડેયપુરાણ'ને આધારે કહેવામાં આવે છે પરંતુ 'માર્કંડેયપુરાણ' જ એક તરકટ પુરવાર થયું છે

કહેવાય છે કે પ્રેમાનંદ પણ પહેલાં મૂળ સંસ્કૃત પુરાણોમાંથી કથા કરતો, પણ એક દિવસ બીજા પુરાણી સાથે બેસવાના સ્થળ વિશે તકરાર થતાં, તેને તે સ્થળ છોડવું પડ્યું આ સમયનો ડંખ રાખી, પુરાણીઓની રોજી તોડવા તેણે લોકભોગ્ય શૈલીમાં આખ્યાનો રચી ગાવા માંડ્યાં આવી આખ્યાયિકાઓ પ્રેમાનંદની 'માર્કંડેયપુરાણ' 'ઋષ્યશૃંગાખ્યાન' જેવી સંદિગ્ધ કૃતિઓમાં જ મળે છે ઓખાહરણ, નળાખ્યાન જેવી અસંદિગ્ધ રૂપની પ્રેમાનંદીય કૃતિઓમાં તેનો નિર્દેશ માત્ર પણ મળતો નથી 'તમારી દયિતા દૈત્યને દઈ સુધરાવી લેજો સાર રે,' અથવા 'ત્યમ પુરાણી પિતા સ્નુષા કેરું હરો યૌવન હેજ' જેવી અશ્લીલ પંક્તિઓ પ્રેમાનંદની હોઈ શકે નહિ

પુરાણી સાથેના ઝઘડાના સમર્થનમાં 'દશમસ્કંધ'ની આ પંક્તિઓ ટાંકવામાં આવે છે

કથા પ્રસંગ એકું નવ પડે, ચાલ્યો જાઉં સૂધે સેરડે,
આ પાસા વ્યાસ વાંચે સંસ્કૃત, આ પાસા માહારું પ્રાકૃત,

આ પાસા અધ્યા શ્લોક સંબંધ, આ પાસા કડવા ચોપાઈ બંધ
બાંધ્યો ગ્રંથ જોડ સમાન, કહેશે લોક કીધુ અભિમાન,
નથી વાદ વચન કીધુ પ્રમાણ, જેમ શ્રોતાને આવે વિશ્વાસ,
વ્યાસ વાણી જાણી મેં જથા, તેવી પ્રાકૃત જોડી કથા

'માર્કંડેયપુરાણ'મા આને મળતી પંક્તિઓનો નિર્દેશ કરી આ ઝઘડો સમજાવવામા આવે છે 'દશમસ્કંધ'ની ઉપરની પંક્તિમા સંસ્કૃત અને પ્રાકૃત વચ્ચેનો ભેદ સમજાવી, સંસ્કૃત સાથે કોઈ વાદ વિતંડા નથી, એવી વાત સ્પષ્ટ છે આ પંક્તિઓમા પુરાણી સાથેના ઝઘડાનુ શમન અને સમાધાન છે એમ કહેવુ પણ યોગ્ય નથી કારણ સંવત ૧૭૬૫મા રચાયેલ કહેવાતા માર્કંડેય પુરાણમાનો ઝઘડો સંવત ૧૭૬૦ના અરસામા અધૂરા રહેલા 'દશમસ્કંધ'મા શમી કેવી રીતે જાય? અનેક બાહ્ય તેમ જ આંતર પ્રમાણોને આધારે 'માર્કંડેય પુરાણ' વીસમી સદીની અસરવાળી રચના પુરવાર થઈ છે એથી આ ઝઘડો પણ નિરાધાર સિદ્ધ થાય છે

એ જ રીતે પ્રેમાનંદ–શામળ ઝઘડો પણ નિર્મૂળ ઠર્યો છે પ્રેમાનંદના નાટકોનું સંશોધન (!) કરી 'પ્રાચીન કાવ્યમાળા'ના સંપાદકોએ પ્રેમાનંદમા સર્વતોમુખી પ્રતિભાનુ આરોપણ કરવા પ્રયાસ કર્યો છે પરંતુ એ સંપાદકોમાથી કોઈનામા પ્રેમાનંદી પ્રતિભા ન હતી જેથી પ્રેમાનંદને નામે જેટલી કૃતિઓ તેમણે રચી પ્રગટ કરી તે સર્વમા અપ્રેમાનંદી લક્ષણો સૌથી વધુ જણાય છે મધ્યકાલમા આવા નાટકોનુ ઉત્પાદન સામાન્ય બુદ્ધિનો અભાવ સૂચવે છે તે જ રીતે દ્રૌપદીહરણ જેવા આખ્યાનો પણ અપ્રેમાનંદી પુરવાર થયા છે

**પ્રેમાનંદનું અસંદિગ્ધ જીવન અને કવન**

વીરક્ષેત્ર વડોદરા નામે ગુર્જરદેશ ગુજરાતજી,
કૃષ્ણસુત કવિ પ્રેમાનંદ ચોવીશા નાતજી

'નળાખ્યાન'ને અંતે આ પ્રમાણે પોતાનો પરિચય આપનાર પ્રેમાનંદ ૧૦ગના ચોવીસા બ્રાહ્મણ જ્ઞાતિના કૃષ્ણરામનો પુત્ર હતો તેનો

જીવનકાળ સં. ૧૭૦૫થી સં. ૧૭૬૦ના અરસાનો હતો. તેનો કુટુંબગત વ્યવસાય પુરાણીનો હશે તેથી તે પોતાને 'ભટ પ્રેમાનંદ'[૧૯] તરીકે ઓળખાવે છે. સંસ્કૃત ભાષાનો તે ભારે વિદ્વાન હોવાનો સંભવ નથી.[૨૦] છતાં પુરાણો સમજવા જેટલું સંસ્કૃત તેને આવડતું હશે. શરૂઆતમાં તે સંસ્કૃત પુરાણોને આધારે કથા કરતો હશે, પરંતુ સમય જતાં પુરાણોને આધારે આખ્યાનો રચી ઉપરાંત અભિનય સાથે, કદાચ માણ સાથે કથા કરવાનું આરંભ્યુ હશે. આખ્યાન રચવા પાછળ કવિયશની ઝંખના કરતાં આજીવિકા–ઉદરનિમિત્ત[૨૧] પ્રેરકબળ હતું એમ કહી શકાય, પરંતુ ભક્તોનાં ચરિત્ર ગાતાં ગાતાં તેનામાં પણ ભક્તિની ઉત્કટતા પાછલી વયમાં સધાઈ હશે એમ 'દશમસ્કંધ' જેવી કૃતિઓને આધારે કહી શકાય. આજીવિકા માટે તે વડોદરા, સૂરત, નંદરબાર, બહારાનપુર જેવાં શહેરોમાં જતો. 'નળાખ્યાન'માં તે નિર્દેશ કરે છે તેમ તે કૃતિ રચવાનો આરંભ તેણે સુરતમાં કર્યો અને તે નંદરબારમાં પૂર્ણ થઈ.[૨૨] કદાચ આ શહેરોમાં તેને આશ્રય આપનારા કેટલાક શ્રીમંતો હશે. બીજાં શહેરોના એવા કોઈનો ઉલ્લેખ એનાં આખ્યાનોમાં નથી. પરંતુ નંદરબારના દેસાઈ શંકરદાસ મહેતાનો[૨૩] ઉલ્લેખ 'રણયજ્ઞ'માં મળે છે. જેની આજ્ઞાથી તેણે 'રણયજ્ઞ'ની રચના કરી.

---

૧૯ ચાતુર્વંશી જ્ઞાતિબ્રાહ્મણ ભટ પ્રેમાનંદ નામજી —મામેરુ

૨૦ 'નિસરણી'મા તે વિનમ્રતાપૂર્વક જણાવે છે :

કાવ્યશાસ્ત્રના સહસ્ર પગથીઆ, તેમાં પહેલે પગથીએ ચઢ્યો રામ રે
કાવ્ય કવિતા કંઈ નવ જાણું, પહેલી કવિતા કીધી રામ રે.

૨૧ ઉદરનિમીતે નિસરણી ગાઈ .. — નિસરણી

બહેરાપર પરવેસ કીવો, ઉદર ભરવા કામ —હુંડી

ઉદરનિમિતે સુરત સેવ્યું, ને ગામ નંદરબાર —'સુદામાચરિત'

૨૨ મૂરત કીધું સુરત મધ્યે, થઉં પૂરણ નંદરબારજી —નળાખ્યાન

૨૩ દેસાઈ મહેતા શંકરદાસે મુજને આગના દીધીજી —રણયજ્ઞ

આ શંકરદાસ મૂળ સૂરતના હતા અને મરાઠા શાસનમાં નંદરબારના સરદેસાઈ હતા.

આગળ નોંધ્યુ છે તેમ તેના ઇષ્ટદેવ રામ હતા. આજીવિકા નિમિત્તે આખ્યાનો લખતા પ્રેમાનંદે સારું દ્રવ્યોપાર્જન કર્યું હશે અને ભક્તોનાં ચરિત્રો ગાતાં પોતે ભક્તિરસથી પરિપ્લુત બન્યો હશે. તેથી 'દશમસ્કંધ' તેણે પ્રભુપ્રીત્યર્થ લખ્યો છે.

'ધૃતની સરિતા ચલાવી ને ખડિ બાધી પાજ' એવુ પ્રમાણપત્ર સંતુષ્ટ બ્રાહ્મણોને મુખેથી મેળવવા જેટલી સમૃદ્ધિ પ્રાપ્ત કરી હશે કે કેમ તે સ્પષ્ટ કહી શકાતું નથી, કારણ એ વિશે આતરપ્રમાણો અસંદિગ્ધ રીતે મળતા નથી. પરંતુ લોકોની રુચિને અનુકૂળ આખ્યાનો રચનાર પ્રેમાનંદને પોતાના વ્યાવહારિક યોગક્ષેમની ચિંતા હોય એમ માનવાનુ કારણ નથી તેની સૌથી મોટી સમૃદ્ધિ આ રસસંપત્તિથી છલકતા આખ્યાનો અને એ દ્વારા મળેલી ચિરંજીવ કીર્તિ છે. ચૈત્ર વૈશાખમા, મીનાઈમા 'ઓખાહરણ', શ્રાદ્ધના દિવસોમા નરસિંહ મહેતાના બાપનુ શ્રાદ્ધ, દર શનિવારે 'સુદામાચરિત', સીમંત પ્રસંગોએ 'મામેરુ' ચાતુર્માસમા 'દશમસ્કંધ' દર રવિવારે 'હૂંડી' લગભગ આ શતકના પહેલા ચરણ સુધી ગવાતા અને લોકોને તેના આખ્યાનોમાથી કેટલાક મોઢે પણ આવડતા. બલવંતરાય ઠાકોરે નોધ્યુ છે તેમ ભરૂચના પારસીઓમા પણ લગ્ન અથવા અઘરણી જેવા પ્રસંગે પ્રેમાનંદના એકાદ આખ્યાનની કથા થતી તેમા તેની કૃતિની ગુણવત્તાની ઓછપ નહિ પણ પલટાયલા યુગબળનુ કારણ છે.

પ્રેમાનંદની અસંદિગ્ધ કૃતિઓ આ પ્રમાણે છે :

રામાયણને આધારે રચાયેલી કૃતિઓ :

૧ રણયજ્ઞ : સં. ૧૭૪૬

ભાગવતને આધારે રચાયેલી કૃતિઓ :

૨. દશમસ્કંધ સં. ૧૭૬૦ ( ? )

૩ સુદામાચરિત સં. ૧૭૩૮

૪. ઓખાહરણ સં. ૧૭૨૩ ( ? )
૫. રુક્મિણીહરણ સં. ૧૭૪૦

**મહાભારતને** આધારે રચાયેલી કૃતિઓ :

૬. નળાખ્યાન સં. ૧૭૩૨
૭. સુધન્વા આખ્યાન સં. ૧૭૪૦
૮. અભિમન્યુ આખ્યાન સં. ૧૭૨૭
૯. ચંદ્રહાસ આખ્યાન

**નરસિંહ મહેતાના જીવન** વિશેની રચનાઓ :

૧૦. કુંવરબાઈનું મામેરૂં સં. ૧૭૩૯
૧૧. શ્રાદ્ધ સં. ૧૭૩૭ ( ? )
૧૨. હુંડી સં. ૧૭૩૩

આ કૃતિઓ ઉપરાંત પ્રેમાનંદે, સ્વર્ગની નિસરણી, વિવેક વણઝારો, નચિકેતાખ્યાન, દાણલીલા, શામળશાનો વિવાહ (નાનો) ભ્રમર ગીતા, વિષ્ણુસહસ્રનામ, ફૂવડનો ફજેતો, વામન કથા વગેરે રચનાઓ પણ કરી છે જેની રચના સંવત મળતી નથી.

## ૫ : પ્રેમાનંદની આખ્યાનકલા

પ્રેમાનંદ એ મધ્ય યુગનો કવિ શિરોમણિ : 'સંસારી રસ'નો આ કવિ શ્રી વિજયરાયના શબ્દોમાં કહીએ તો, "સુખદુઃખાદિ દ્વંદ્વમય જીવનને કલાકારની આગવી અને નિરાળી જ એવી અનાસક્તિથી નિહાળે છે અને કલાત્મક વાણીમાં મૂર્ત કરે છે. તેની એ રસસિદ્ધિઓએ તેને ત્રણસો વર્ષ સુધી અવિરતપણે ગુજરાતભરના સંસ્કારનેતાનું મોઘેરું પદ અપાવ્યું હતું અને હજી પણ તે માત્ર સાહિત્ય દૃષ્ટિએ જોતાં, કેટલીક બાબતોમાં તો આપણા સકળ સાહિત્યમાં સર્વોત્તમ કવિ છે."[૨૪]

---

૨૪. ગુજરાતી સાહિત્યની રૂપરેખા : વિ. ક. વૈદ્ય.

"પ્રેમાનંદનું એ પ્રકારનું સર્વોત્તમપણું તેની વિરલ નૈસર્ગિક સર્વગ્રાહી સર્જકતામાંથી ઉદ્‌ભવ પામે છે. પ્રત્યેક ઊંચી પંક્તિના સાહિત્યસ્વામીની જેમ તેને મનુષ્યમા મનુષ્ય તરીકે ઊંડો રસ હતો. તેણે વ્યક્તિ તરીકે મનુષ્યોના પ્રેમભાવ, પરાક્રમો કે સંકટો જોડે જે સહાનુકમ્પ અનુભવ્યા હશે, મનુષ્યોની દંભવૃત્તિ જોઈને જે તિરસ્કાર ને કઢંગાઈ કે મૂર્ખાઈ જોઈને જે સમભાવી રમૂજ અનુભવી હશે, તે અને તેવા વિવિધ મનોભાવો તેણે કવિ તરીકે શ્રીકૃષ્ણ કે અનિરુદ્ધ, અર્જુન કે અભિમન્યુ, નળરાજા, સુદામો કે નરસિંહ, નાગરો અને 'નાગરીઓ' અથવા દમયંતી કે ઓખા, જશોદા, સુભદ્રા કે કુંવરબાઈ જેવાં સંખ્યાબધ પાત્રો દ્વારા ગાયાં છે, એવાં તેનાં મુખ્ય પાત્રોનાં આલેખનમાં કે મહાન પ્રસંગોના વર્ણનમાં જે મોહક તાદૃશતા છે, જે 'તાકયુ તીર મારતી' ચિત્રશક્તિ ને છટા છે તે મધ્યમ કે ગૌણ પાત્ર-પ્રસંગોમાં પણ વારંવાર ઝળકે છે અને ઘણાક વિશિષ્ટ જીવન પ્રદેશોમાં એક સરખી આસાનીથી વિહરવાની કવિની નિસર્ગસિદ્ધ શક્તિઓની પ્રતીતિ કરાવે છે, તેને માનવતાના અનેક ને અજબ નમૂનાઓનો ઓળખનાર ને આલેખનાર સિદ્ધ કરે છે. રસનિષ્પત્તિની જેમ રસસંક્રાન્તિ પણ પ્રેમાનંદની જ......"

આવા 'જેની ગણના મધ્યકાલીન ભારતના પ્રથમ પંક્તિના કવિઓમાં' થઈ શકે એવા ગુજરાતના કવિશિરોમણિની આખ્યાનકલાનું તેની વિશિષ્ટ સિદ્ધિઓ અને મર્યાદાઓનું પણ પરિશીલન કરવું રસપ્રદ બને છે.

પ્રેમાનંદ પોતાનાં આખ્યાનોનું વસ્તુ મહાભારત આદિ ગ્રંથોમાંથી તેમ નરસિંહ જેવા ભક્તોના જીવનની ઘટનાઓમાંથી પસંદ કરે છે. તે ઉપરાંત તેણે પોતે પસંદ કરેલા વસ્તુ ઉપર પૂર્વસૂરિઓએ જે જે રચના કરી હોય તેમાથી યથોચિત તત્ત્વો લેવાનું ય ચૂકતો નથી. પ્રેમાનંદની પૂર્વેના આખ્યાનકારો પણ મૂળ કથાવસ્તુમાં ફેરફાર કરતા. આ ફેરફારો પાછળ અનેક કારણો હતાં. આખ્યાનનું વસ્તુ મૂળ કૃતિમાં

તો ઉપાખ્યાન–આડકથા રૂપે આવતું, તેથી તેમાં કથાવિસ્તારને બહુ અવકાશ ન રહેતો. આખ્યાનકાર તો તે આડકથાના વસ્તુને મુખ્ય વસ્તુ તરીકે પસંદ કરે છે. એથી પોતાના હેતુ માટે વસ્તુ અપૂર્ણ લાગે તો તેને સંપૂર્ણ બનાવવા ઘટતા ફેરફારો અને ઉમેરા કરે. ક્યારેક સામાન્ય જનતામાં પોતાના આખ્યાન પ્રત્યે વધુ અભિરુચિ જગાડવા, જાણે તેમના જ સમયની અને સમાજની એ કથા હોય એવો ભાસ ઊભો કરવા તત્કાલીન માન્યતાઓ પણ તે ઉમેરતો. ક્યારેક રસદૃષ્ટિએ જરૂરી એવા નવા પ્રસંગો ઉમેરાતા. આખ્યાનકારનો ઉદ્દેશ ધર્મોપદેશનો હતો. ચમત્કાર પ્રસંગોના નિરૂપણથી લોકોનું માનસ વધુ ધર્માભિમુખ બને છે એ જાણનાર લોકમાનસના અભ્યાસી પ્રેમાનંદ જેવા કવિઓ ચમત્કારના વધુ પ્રસંગો ઉપજાવી કાઢતા. પ્રેમાનંદે મૂળ કથાવસ્તુમાં ઉપર દર્શાવેલાં કારણો અનુસાર ફેરફાર કર્યા છે, ઉમેરા પણ કર્યા છે.

'દશમસ્કંધ'માં પ્રેમાનંદ ભાગવતના દશમસ્કંધની મુખ્ય મુખ્ય ઘટનાઓ ઉપાડી લઈ, પોતાની રીતે તેની માવજત કરે છે. ભાગવતકારને કૃષ્ણલીલા વર્ણવવી છે પરંતુ વિસ્તારને માટે ત્યાં અવકાશ થોડો છે; જ્યારે પ્રેમાનંદે પ્રત્યેક ઘટનાને વધુ બહેલાવી છે. રસની ક્ષમતા ધરાવતી ઘટનાઓને પારખી લેવાની તેનામાં અપૂર્વ દૃષ્ટિ છે અને રસની તથા ભાવની સરસ માવજત તે કરે છે તેનું સચોટ ઉદાહરણ દશમમાંથી મળે છે. દશમસ્કંધમાં, ટિપ્પણમાં અનેકવાર દર્શાવ્યું છે તેમ પ્રેમાનંદ ભાગવતને વફાદાર રહે છે. તે ઉપરની ટીકાઓનો પણ આધાર લે છે. અન્ય પુરાણોમાંથી પણ ઉપકારક ઘટનાઓનો ઉત્ક્ષેપ કરે છે. અને "કોઈ એકે પુસ્તક છે એ સર્વથા, તે માટે કીધી પદબંધ કથા" (કડવું ૧૨૩, પદ ૧૨, કડી, ૬૮) અથવા "કો ગ્રંથ વિશે કહ્યું છે એહ, રખે શ્રોતા મન આણો સંદેહ." (એજન, કડી ૭૪) એમ 'नामूलं लिख्यते किंचित्' ના સિદ્ધાંતને પોતે અનુસર્યો છે એમ જાહેર કરવા છતાં, કોઈપણ કડવામાં તેની પ્રેમાનંદીયતા, તેની કલ્પનાની સભરતા છાની રહેતી નથી. મૂળ ઘટનાઓમાં તેણે કોઈક ને

કોઈક ઉપકારક હેતુથી, ફેરફારો કર્યા છે, નવાં રસસ્થાનો ઉમેર્યાં છે, રસની, અલંકારની અને બાનીની નવી ચમત્કૃતિ પણ આણી છે. પ્રેમાનંદ ભાગવતના શ્લોકોનો અનુવાદ કરી શકે છે, એ ટિપ્પણમાં અનેકવાર સરખામણી માટે આપેલાં ઉદાહરણોથી સમજાશે. પરંતુ તેને કેવળ અનુવાદ કરવો નથી, કેવળ રૂપાંતર પણ કરવું નથી, તેને તો ભાગવતના દશમસ્કંધનું યથાશક્ય 'પ્રતિનિર્માણ' કરવું છે, અને તેમાં તેને નિષ્ફળતા મળી નથી. અનેક ફેરફારો છતાં, નવાં ઉમેરણો છતાં, પ્રેમાનંદે એવા ફેરફારો કે ઉમેરણ નથી કર્યાં જેથી ભાગવતના દશમનું આમૂલ પરિવર્તન થાય એનું સૌથી મહત્ત્વનું પ્રમાણ રાધા વિશેનું છે. પ્રારંભના જ કડવામાં તે ભક્તિને રાધાના સ્વરૂપે અવતરેલી ગણાવે છે છતાં રાસપંચાધ્યાયીમાં રાધાનો પ્રક્ષેપ કરતો નથી. ભ્રમરગીતમાં 'રાધાપંકજ પરહરી' એટલો ઉલ્લેખ ફરી કરે છે છતા બ્રહ્મવૈવર્તપુરાણ, નિમ્બાર્ક અથવા જયદેવના નિરૂપણની છાપ તે પોતાના દશમને લાગવા દેતો નથી, તેમાં ભાગવતને વફાદાર રહેવાની તેની કાળજી વરતાય છે. આમ તે પોતાની કલ્પક પ્રતિભાને વિહરવા દે છે તે નિર્બંધ રીતે તો નહિ જ. તેણે કરેલા મુખ્ય મુખ્ય ફેરફારો અને ઉમેરણો કેટલે અંશે અને કેવી રીતે ઉપકારક નીવડે છે તે નીચેનાં ઉદાહરણો ઉપરથી જણાશે.

૧. દેવકીનો પિતા દેવક મૃત્યુ પામ્યો છે એવો ઉલ્લેખ ભા૦ માં થી. પરંતુ પ્રેમાનંદ દેવકીને નબાપી જણાવી કરુણને વધુ ઘેરો નાવે છે. ભાગવતમાં તો કેવળ ત્રણ શ્લોકમાં મથુરાનું વર્ણન કરી, ભાગવતકાર વસુદેવ-દેવકીનાં લગ્ન પછી તેમને વળાવતાં કંસ દેવકીને રૂ લગાડવા તેનો રથ હાંકવા બેસે છે એમ દર્શાવે છે, પરંતુ પ્રેમાનંદ ા શરૂઆતનાં બે કડવાંમાં (૩-૪) દેવકીને પરણાવવાની ઉગ્રસેનની ંતા, કંસની અનુમતિ, લગ્નવિધિ, પહેરામણી વગેરેનું વિગતે વર્ણન ાપે છે તે આ ભૂમિકામાં વધુ વાસ્તવિક જણાય છે. જ્યારે નવવધૂવરનું ારથ્ય કરવા તે બેસે છે ત્યારે લોકો વિસ્મય પામી તેની પ્રશંસા

કરે છે અને દેવકી તેના સ્નેહપ્રદર્શનથી માતાપિતાને પણ ભૂલી જાય છે. એ માનવભાવનું નિરૂપણ પ્રેમાનંદનું મૌલિક છે અને આ ભૂમિકામાં પેલી આકાશવાણી વધુ ચમત્કૃતિપૂર્ણ લાગે છે.

૨. તે જ રીતે ભાગવતમાં કંસ દેવકીનો ચોટલો પકડી મારવા તૈયાર થાય છે ત્યારે દેવકીનો મનોભાવ વર્ણવવાને બદલે દેહની ક્ષણભંગુરતા, અહંભાવના મિથ્યાત્વ વિશેની વસુદેવની ઉપદેશવાણી સાંભળવા મળે છે. પરંતુ આવા નાજુક પ્રસંગે રસની જમાવટ કરવાનું પ્રેમાનંદ શે ચૂકે! તે તો આખું કડવું (૫ મું) દેવકીના વિલાપમાં રોકી; અનુકંપામાં ગામની પ્રજા, યુવાન વૃદ્ધ અને બાલક સર્વ—અરે! હાથી ઘોડા અને નગરનાં ઝાડવાં સુદ્ધાંને રડતાં બતાવી દ્રાવક કરુણ નિષ્પન્ન કરે છે.

ભાગવતમાંની વસુદેવની ઉપદેશાત્મક આજીજીને તો પ્રેમાનંદ ઠીક ઠીક અનુસરે છે. પરંતુ કંસ જેવા અસુરને એની અસર ન થાય તેને તો તેના વીરત્વને લજ્જા પમાડે એવી વાત જ અસર કરી શકે એ પ્રેમાનંદ સમજે છે. એથી પ્રેમાનંદનો વસુદેવ કંસને કહે છે કે ઇન્દ્રાદિક દિગ્પાળોને જીતનાર કંસ દેવકીથી બીએ છે એનું આશ્ચર્ય થાય છે.

ભાગવતનો વસુદેવ વિચારે છે કે દેવકીને પુત્રો થશે ત્યાં સુધીમાં કદાચ કંસ મૃત્યુ પણ પામશે, અથવા કંસ નહિ મરે તો મારા પુત્રોને હાથે તેનું મૃત્યુ કેમ નહિ થાય? વિધાતાની ગતિ અકળ છે. (જુઓ; ટિપ્પણ, કડવું ૬, કડી ૧૩, ૧૪) પરંતુ પ્રેમાનંદનો વસુદેવ એવી મનચોરી રાખતો નથી.

૩. દેવકીને પહેલો પુત્ર જન્મે છે ત્યારે વસુદેવ તેને કંસ પાસે લઈ જાય છે, ત્યારે દેવકીનો મનોભાવ ભાગવતમાં વર્ણવ્યો નથી. પરંતુ માતાનું હૃદય બાળકને મૃત્યુના મોંમાં ધકેલવા એકદમ તૈયાર કેમ થાય? પ્રેમાનંદની દેવકી આનાકાની અને કલ્પાંત પછી બાળક સોંપે છે.

૪. કંસ દેવકીના પહેલા પુત્રને પાછો વસુદેવને સોંપી દે છે કારણ, તેનું મૃત્યુ તો આઠમા પુત્રથી છે. પરંતુ મૂળમાં નારદ આવીને તેને કહે છે કે નંદ વગેરે ગોવાળિયાઓ તેમ જ વસુદેવ દેવકી વગેરે યાદવો દેવો જ છે અને દૈત્યોનો ભાર ઉતારવા અવતર્યાં છે પરંતુ આટલી વાતથી દેવકીના પહેલા પુત્રને મારવા કંસ તૈયાર થાય એ પ્રેમાનંદને પ્રતીતિજનક લાગતું નથી. નારદની નારદવિદ્યાને વધુ પ્રકાશતાં તે કહેવડાવે છે કે આઠ પુત્રોને ચક્રાકારે મૂકો તો કયો પુત્ર પહેલો કે છેલ્લો તેનો નિર્ણય કેમ કરી શકાય? માટે કોઈ પુત્રને જીવતો ન રહેવા દેવો. આમ પ્રેમાનંદે ટીકાકાર શ્રીધરને અનુસરી વધુ પ્રતીતિજનક કારણ આપવા પ્રયાસ કર્યો છે. (જુઓ ટિપ્પણ કડવું ૭ કડી ૨૫) એ પછી કંસ બીજા રાજાઓને પણ યાદવોનો સંહાર કરવા પ્રેરે છે એનું ભાગવતમાં તો ત્રણચાર શ્લોકમાં વર્ણન છે, પરંતુ પ્રેમાનંદ તો કંસ અને તેના ખંડિયા અસુર રાજાઓના અત્યાચાર અને આતંકનું વીગતે વર્ણન કરે છે. એમાં કંસ કેવળ યાદવોનો સંહાર કરાવે છે એવું નથી, દેવોની આરાધનાના સર્વ પ્રકારોને ઉચ્છેદવાનું શરૂ કરે છે અને નગરના ચોકમાં પોતાના ધનુષ્યની પૂજા કરાવે છે એમ પણ પ્રેમાનંદ નિરૂપે છે. (જુઓ ટિપ્પણ : કડવુ ૮ કડી ૧૭)

૫. દેવકીના ગર્ભમાં રહેલા શેષને યોગમાયા રોહિણીના ગર્ભમાં મૂકી દે છે પછી વિષ્ણુનો અંશ દેવકીના ગર્ભમાં આવે છે. મૂળથી જુદા પડી કવિ દેવકીનો ગર્ભ ઓગળી ગયો તેના સમાચાર સાંભળી કંસ પોતાના નામના પ્રતાપ માત્રથી તેમ બન્યું છે એમ અભિમાન ધરવા લાગ્યો તેમ બતાવે છે. ભાગવતમાં વિષ્ણુનો અંશ કયે દિવસે દેવકીના ઉદરમાં આવ્યો તે કહ્યું નથી. પ્રેમાનંદ કૃષ્ણજન્મ પહેલાંના બરાબર દશ માસની ગણતરી કરી 'અશ્વિન વદી અષ્ટમીની અધરાત'નો સમય આપે છે. દેવકીના ઉદરમાં ભગવાનનો અંશ અવતરતાં જે નવો અનુભવ તે કરે છે—તે કવિનું નિરૂપણ છે. એ પછી કંસને થતી ચટપટી મૂળમાં બહુ ટૂંકી છે તેને પ્રેમાનંદ ઠીક ઠીક વિસ્તારે

છે. અહીં પ્રેમાનંદે વસ્તુને વધુ ભોગ્ય બનાવવા માટે કરેલો એક નાનો ઉમેરો નોંધપાત્ર છે પ્રસવનો સમય આવતાં દેવકી કહે છે મારે નથી મા, બહેન કે સાસુ, નણંદ તેથી, લજ્જા છોડી તમને કહેવું પડે છે કે પ્રસવનો સમય થયો છે. સ્ત્રી પોતાની આ સમજની વેદના બીજી સ્ત્રીને જ કહી શકે એ વ્યવહારની વાત પ્રેમાનંદના ધ્યાન બહાર ગઈ નથી. જો કે વધુ ચિંતાનો વિષય તો પછીથી દર્શાવે છે કે બાળક જન્મતાવેંત રડે અને કંસના સેવકોને બાળકના જન્મની ખબર પડે તો ! આ ઉમેરો પણ સ્વાભાવિકતા લાવે છે. આ પછી બ્રહ્મા, મહેશ વગેરે દેવો દેવકીના ગર્ભમા રહેલા વિષ્ણુની સ્તુતિ કરે છે તે ઘણી ટૂંકાવીને પ્રેમાનદે રસનો પ્રવાહ જાળવી રાખ્યો છે.

પરંતુ દેવોની ટૂંકી પ્રાર્થના પછી પ્રેમાનદ ઉમેરે છે કે વિષ્ણુ દેવાદિકને કહે છે કે તમે કુંતીના ગર્ભમા રહેલ નરના અવતાર અર્જુનની સ્તુતિ કરો, અમે તેના સાગથિ થઈ, ભૂમિનો ભાર અર્જુન પાસે ઉતારાવીશુ, આમ કહીને દેવોને પૃથ્વીનો ભાર ઉતારવાનું આશ્વાસન આપી, કૃષ્ણાવતારના મુખ્ય કાર્યનો નિર્દેશ પ્રેમાનંદ કરે છે. આ પછી દેવકીને ઉદ્દભવેલી ચિંતાનુ નિરાકરણ પ્રેમાનંદ જ કરે છે. ભગવાનની આજ્ઞાથી યોગનિદ્રા કંસ અને તેના સેવકોને મૂર્છા પમાડી દે છે. ભગવાનનો જન્મ થતા જ દેવકીને સ્વપ્ન આવે છે કે પુત્રે કસને માર્યો અને સોળહજાર પુત્રવધૂઓ તેના આશીર્વાદ લેવા આવી, એ પણ લોકરંજન માટે ચમત્કૃતિ લાવવાનો પ્રેમાનદનો પ્રયાસ છે.

૬. ભાગવતના ત્રીજા અધ્યાયમાં કૃષ્ણજન્મ પછી વસુદેવ જે પ્રાર્થના કરે છે તેમા શુષ્ક અધ્યાત્મવિદ્યાનો સ્પર્શ છે પરંતુ પોતાના શ્રોતાવર્ગનુ ગજુ સમજીને પ્રેમાનંદ મહત્તત્ત્વ, અહંકાર, તન્માત્રાઓ કાર્યકારણભાવ, બ્રહ્માનુ સ્વરૂપ વગેરેની ઝીણવટમા નહીં ઊતરતા લોકભોગ્ય છતા કૃષ્ણના બ્રહ્મસ્વરૂપનો મહિમા ઓછો ન થાય એવી

પ્રાર્થના યોજે છે તે જ રીતે શ્રી ભગવાન વસુદેવ–દેવકીના પૂર્વજન્મોની વાત કહે છે તે પણ તેણે ઉડાડી દીધી છે, તેને બદલે મૂળ કૃતિના ભગવાનના સાક્ષાત્કાર પછીના અતિમાનવ લાગતા વસુદેવ–દેવકીને સ્થાને પુત્રનુ ફરી દર્શન થાય તો વિપ્રને અયુત ગાયો આપવાની બાધા રાખતા વસુદેવ અને પુત્રને આપવાની આનાકાની કરતી માતા દેવકીનુ અત્યત માનવીય નિરૂપણ તેણે કર્યું છ મૂળ કૃતિમા દેવકી આ સમયે કોઈ આનાકાની કરતી નથી, જ્યારે પ્રેમાનદની દેવકી તો કૃષ્ણને આપવા આનાકાની કરી, વગર પ્રસવે માતા થતી જશોદાની ઇર્ષ્યા પણ કરે છે જે વાત્સલ્યમૂલક કરુણ નિષ્પન્ન કરે છે ત્યાર પછી 'નળાખ્યાન'મા બાળકોને મોસાળ વળાવતા દમયતી કરુણરસથી છલકાતા ઉદ્ગારો કાઢે છે તેવા જ માતૃભાવસહજ ઉદ્ગારો આ સમયે પુત્રને નદજશોદાને ઘેર મોકલતા દેવકી પણ કાઢે છે સાથે સાથે વસુદેવને યાદ પણ આપે છે કે મારી રકની આ થાપણને તમે એમ ને એમ નાખી ન આવશો વચ્ચે બે સાક્ષીઓ રાખીને સોપજો કારણ, ગોપ લોકોનો વિશ્વાસ કરવો નહિ દેવકી ભલે પરમાત્માની માતા છે પરતુ છેવટે તો માતૃહૃદય અધીરુ જ હોય માનવહૃદયનો જાણતલ પ્રેમાનદ આ તકને સરસ રીતે સભાળી લે છે

૭. ભાગવતમા યોગમાયા કસના હાથમાથી છટકી તેને જણાવે છે કે તેને મારનારો અન્યત્ર જન્મી ચૂકયો છે પ્રેમાનદ તેનો સમય પણ જણાવે છે કે તે તને આજથી બારમે વર્ષે મારશે મૂળમા તો કસ મનુષ્યોની જેમ દેવો પણ અસત્ય બોલે છે એનુ દુખ વ્યકત કરતો બહેન—બનેવીને આત્માના અવિકારીત્વનો અને કરેલા કર્મો ભોગવવા પડે છે એવો બોધ આપી આશ્વાસન આપે છે, જ્યારે પ્રેમાનદનો કસ તો હવે બહેન-બનેવીની સેવા કરીશ તો જ ઊગરવા રો છે એવી ગણતરીથી તેમને કેદમુક્ત કરી, પશ્ચાત્તાપપૂર્વક ક્ષમા યાચે છે કસના મુખમા ઉપદેશના વચનો અસ્થાને છે એમ પ્રેમાનદને લાગે છે એથી એ ભાગ તેણે લીધો જ નથી

૮. ભાગવતમાં તો પોતાને ત્યાં પુત્રજન્મનો ઉત્સવ ઊજવી, નંદ પોતાની મેળે જ કંસને વાર્ષિક કર આપવા માટે ગોકુળની રક્ષા માટે કહી મથુરા જાય છે, પરંતુ પ્રેમાનંદ તો કૃષ્ણને મારવાના કાવતરાના એક ભાગ રૂપે, જ્યા સુધી નંદ વગેરે ગોપજનો ગોકુળનું રક્ષણ કરતા હોય ત્યાં સુધી, પૂતના સફળ ન થાય એથી પૂતનાના કહેવાથી કંસ કર ચૂકવી જવાને બહાને નંદને સર્વ ગોપ સાથે તેડાવી મંગાવે છે. નંદ આવતાં તેને પુત્રજન્મ માટે અભિનંદી, સારો સત્કાર કરી, કંસ તેને વધુને વધુ રોકી રાખે છે. પરંતુ વસુદેવ નંદને કંઈક ઉત્પાતની આશંકા બતાવી ત્યાંથી જવા કહે છે. ભાગવતમા વસુદેવ સ્પષ્ટ કહેતા નથી પરંતુ પ્રેમાનંદના વસુદેવ તો કંસની કપટવૃત્તિનો પૂરો પરિચય તેને આપે છે. નંદને વિદાય આપતા દેવકી, બાળકને નડે તેવી વસ્તુ ન ખાવા શીખ મોકલે છે, એમા પ્રેમાનંદ માતૃવાત્સલ્યની અભિવ્યક્તિની એક તક ઝડપી લે છે.

૯. પૂતનાનું વર્ણન ભાગવતકાર બેત્રણ શ્લોકમા પતાવી દે છે, જ્યારે પ્રેમાનંદ તેના દેહસૌંદર્ય, વસ્ત્રાલંકાર વગેરેનું વીગતભર્યું વર્ણન આપે છે. જો કે, આ વર્ણન પરંપરાગત છે. ભાગવતમા પૂતના કૃષ્ણને જોઈ, તેને ખોળામા લઈ નવરાવવા માડે છે, યશોદા અને રોહિણી તેની લક્ષ્મી જેવી કાંતિથી એવી અંજાઈ ગઈ છે કે આ પરાઈ સ્ત્રી પુત્રને ધવરાવે તેનો વાંધો લેવાનું તેમને સૂઝતુ જ નથી, પરંતુ પ્રેમાનંદ એક વધારાનું કારણ પણ આપે છે, પૂતના યશોદાને કહે છે કે મારા સ્તનમા અમૃત છે, તેથી નંદે મને પુત્રને ધવરાવવા મોકલી છે અને પૂતના પોતાની 'માશી' તરીકેની ઓળખાણ આપે છે 'પૂતના માશી' પ્રયોગ પ્રેમાનંદના આ નિરૂપણ પછી શરૂ થયો છે ભાગવતમાં તો પૂતના કૃષ્ણને ધવરાવવાની શરૂઆત કરે છે ત્યા કૃષ્ણ તેના પ્રાણો પણ ધાવવા માંડે છે અને તે વજ્રાઘાતની જેમ પૃથ્વી પર પડે છે, જ્યારે પ્રેમાનંદ તો તેના પયપાનનું ઠીકઠીક વીગતે વર્ણન આપે છે. કૃષ્ણ પહેલે ઘૂંટડે વિષવાળું દૂધ પી જાય છે, બીજે ઘૂંટડે લોહી શોષી લે

છે અને ત્રીજે ઘૂંટડે તેના પ્રાણ શોષી લે છે ત્યારે પૂતના પોતાને છોડાવવા માટે જશોદાને વીનવે છે, સાતસેં બાળકોની હત્યાનો એકરાર કરે છે અને ધીમે ધીમે તે ભાન ગુમાવતી જાય છે, હેડકી આવે છે અને પછી મૂળ રૂપમાં દોઢ યોજન વિસ્તારમાં પછડાય છે એવું નિરૂપણ કરે છે. પછીનું વર્ણન ફરી ભાગવતને મળતું આવે છે કૃષ્ણ તો પૂતનાના પર્વતસ્તન ઉપર રમતા હતા. ભાગવતમાં તો ગોપીઓ તેને તેડી લે છે અને રક્ષા માટેના મંત્રોથી વિધિ કરે છે. જ્યારે પ્રેમાનંદ તો દર્શાવે છે કે જશોદા તો કાછડો વાળી નિસરણી મકી પૂતનાના શરીર પર ચડી કૃષ્ણને લેવા જાય છે અને બળપૂર્વક પુત્રને ત્યાંથી ખસેડવો પડે છે. ભાગવતમાંનું રક્ષા માટેનું અંગન્યાસનું વર્ણન પ્રેમાનદ એક જ શબ્દમાં પતાવી દે છે અને પોતાના સમયનો પાણી ઉતારવાનો અને ગામની કુળદેવીને પગે લગાડવાનો વિધિ કરાવે છે.

૧૦. પૂતનાવધ પછી કૃષ્ણના જન્મ નક્ષત્રનો પહેલો યોગ આવ્યો ત્યારે અરિષ્ટનાશ માટે દાન વગેરે કરવામાં આવે છે. ત્યારે યશોદા પુત્રને એક ગાડા નીચે ઝોળીમાં સુવાડે છે. પરંતુ ગાડું તે શકટાસુર હતો એમ ભાગવતમાં દર્શાવ્યું નથી. અસુરની કલ્પના 'બ્રહ્માંડપુરાણ'થી પ્રચલિત બની છે અને પ્રેમાનંદ તે ઉમેરે છે. તે પહેલાં પ્રેમાનદ પોતાના સમયના આચાર પ્રમાણે ઝોળીપોળી કરે છે અને ગોપીઓ હાલરડું ગાય છે એવું નિરૂપણ કરે છે. આ હાલરડું કાવ્યનો એક સુંદર નમૂનો છે. વાત્સલ્યરસ સાથે એમાં આધ્યાત્મિક્તાની ભવ્યતા પણ છે. ત્યારપછી પ્રેમાનંદ નિરૂપે છે કે કૃષ્ણે જાણ્યું કે શકટાસુર શકટ (ગાડું)નું રૂપ ધરી આવ્યો છે એટલે તેમણે રડવા માંડ્યું. તેમને રાખવાના અનેક ઉપચારો કર્યા છતાં તે રોતા ન ખ્યા, છેવટે એક ગોપી સાડીની ઝોળી કરી તેને શકટની નીચે તેમાં સુવાડે છે ત્યારે જ તે રડતા રહે છે. (મૂળમાં ઔત્થાનિક કર્મનો નિર્દેશ છે, પ્રેમાનંદ પોતાના સમયનો ઝોળીપોળી કરવાનો રિવાજ ગોઠવી દે છે.)

૧૧. તૃણાવર્તના સંહાર પછી ભાગવતમાં નંદ જશોદા પોતાના કયા પુણ્યથી પુત્ર મૃત્યુના મુખમાંથી પાછો ફર્યો તે વિશે વિચારે છે તો પ્રેમાનંદનાં નંદ જશોદાને આવી આપત્તિમાંથી પુત્ર કેવી રીતે ઉગરશે તેની ચિંતા થાય છે. ભાગવતમાં વિશ્વરૂપ દર્શન કેવળ એક જ શ્લોકમાં પતાવી દીધું છે, જ્યારે પ્રેમાનંદ તો વિશ્વરૂપ દર્શનનું વીશેક પંક્તિઓમાં વીગતે નિદર્શન કરાવે છે અને પ્રેમાનંદની જશોદા વિચારે છે કે પૂતના, શકટાસુર અને તૃણાવર્ત નાશ પામ્યા એમાં શી નવાઈ? સારું થયું મેં તેને ખોળામાંથી ગબડાવી દીધો, નહિ તો મારું યે મૃત્યુ આવત. પુત્ર અનન્યસાધારણ અને પરમેશ્વરનો અંશ છે તેની પ્રતીતિ થતાં માતૃભાવ દૂર થાય છે, બ્રહ્મભાવ પ્રગટે છે. માયા સંકેલાઈ જતાં ફરી વત્સલભાવ પ્રગટે છે.

૧૨. વસુદેવની પ્રેરણાથી ગર્ગાચાર્ય બાળકોનું નામકરણ કરવા ગોકુળ જાય છે અને ભાગવત પ્રમાણે નંદ ગર્ગાચાર્યને બંને પુત્રોનું નામકરણ કરવા કહે છે ત્યારે ગર્ગ ભય વ્યક્ત કરે છે કે જો તે જસોદાના પુત્રનું પણ નામકરણ કરશે તો કંસ તેને દેવકીનો પુત્ર માનશે. ગર્ગાચાર્ય યાદવોના કુલપુરોહિત હતા. તેથી નંદ એકાંતમાં નામકરણનો વિધિ કરવા કહે છે. પ્રેમાનંદ એકાંતમાં નામકરણ કર્યાનું કારણ જુદું દર્શાવે છે. ગર્ગાચાર્ય આ પુત્ર નંદનો નહિ વસુદેવનો છે એ ઘટસ્ફોટ કરવા માગે છે. જસોદા આવી કઠોર વાત સહી ન શકે અને અન્ય જનોની હાજરીથી કંસથી ખાનગી રહેવી જોઈતી વાત જાહેર થાય. ભાગવતમાં ગર્ગાચાર્ય આ પણ 'કોઈક કાળે' વસુદેવનો હતો એમ મોઘમ કહે છે. પ્રેમાનંદ એ વાત સ્પષ્ટ રીતે કહેવડાવે છે. એ પછી નામકરણ વિધિ તો યશોદાની હાજરીમાં જ કરવામાં આવે છે.

૧૩. કડવાં ૩૨ અને ૩૩માની ગોપીઓની ફરિયાદ, ગોપી અને નટખટ બાલકૃષ્ણ વચ્ચેનો સંવાદ વગેરેનું બીજ ભાગવતના દશમના ૮મા અધ્યાયના ત્રણેક શ્લોકમાં છે. પરંતુ જેમ નરસિંહ,

ભાલણ આદિ કવિઓએ એ રસબિંદુનો વિસ્તાર કર્યો છે, તેમ પ્રેમાનંદ પણ રસનિર્વહણની આ અનન્ય ઘટનાને પોતાની કવિ-પ્રતિભાને વિલસવાનું નિમિત્ત બનાવી દે છે. આવા રસ અને ભાવના ઉત્કટ અને મૌલિક નિરૂપણ ઉપરથી પ્રેમાનંદનો દશમ ભાગવતના દશમનો અનુવાદ નહિ, પ્રતિનિર્માણ છે એની પ્રતીતિ થાય છે.

૧૪. જશોદા બાલકૃષ્ણને દામણાથી બાંધે છે એનું પ્રેમાનંદે કરેલું વર્ણન મૂળ કરતાં વધુ પ્રાસાદિક છે. બાલકૃષ્ણને બાંધેલા જોઈ એમને વિશે ફરિયાદ કરનારી ગોપાંગનાઓ પણ વ્યાકુળ બની જાય છે. ગોરસની ગોળી માટે યશોદાએ પુત્રને બાંધ્યો એ વાતથી નંદ તેના પર ગુસ્સે થઈ જાય છે અને જશોદા જમુનામાં ઝંપલાવવા તૈયાર થાય છે, પિતાના રોષથી માતાને ઉગારી લેવા બાલકૃષ્ણ કહે છે કે માતાએ તો તેની રક્ષા માટે બાંધ્યો હતો અને માતાના પુણ્યથી જ તે વૃક્ષો નીચે ચગદાઈ ગયો નથી વગેરે મુદ્દાઓ પ્રેમાનંદનાં સ્વાભાવિકતા લાવવા માટેનાં ઉમેરણો છે.

૧૫. અઘાસુરના સંહાર પછી બ્રહ્મા ગોપબાળકો અને ગાયોનું હરણ કરી જાય છે, એ વિશે પ્રેમાનંદનું નિરૂપણ જુદું છે. મૂળ પ્રમાણે અઘાસુરના સંહાર પછી કૃષ્ણ ગોપબાળકોને લઈ નદી કિનારે જાય છે અને ત્યાં ભોજન કરવાનો આરંભ કરે છે, ત્યારે બ્રહ્મા ભગવાનનો બીજો ચમત્કાર જોવા માટે ગોપબાળકો અને ગાયોનું હરણ કરે છે. ત્યારે પ્રેમાનંદ જણાવે છે કે અઘાસુરને મારી નાખ્યા પછી તેના રુધિરથી ખરડેલા ચામડા ઉપર જ કૃષ્ણ અને તેના સાથીઓ ભોજન કરવા બેસે છે, એકબીજાનું અજીઠું ખાય છે એ જોઈ અઘાસુરનો સંહાર જોવા આકાશમાં ભેગા મળેલા દેવો આશ્ચર્ય પામે છે. બ્રહ્માને થાય છે કે રાવણ વગેરેને સંહારનાર વિષ્ણુનો અવતાર આ કેમ હોઈ શકે? જે યજ્ઞોથી, ષડ્દર્શનોથી ય મળતો નથી તે બ્રહ્મ આ ગોવાળોને આટલો સુલભ? માટે તેનું પારખું કરવા બ્રહ્મા આમ કરે છે.

૧૬. ભાગવતમા કૃષ્ણ યમુનાને કાલીય નાગના ત્રાસથી મુક્ત કરવા માટે કદમ્બવૃક્ષ પરથી ભૂસકો મારે છે આગળના ચમત્કારો છતા ગોપ લોકો કૃષ્ણને અટકાવતા કેમ નથી એ શકાને સ્થાન ન રહે તે માટે પ્રેમાનદ ગેડીદડાની રમતની વાત ગોઠવે છે અને જાણી જોઈ ને યમુનામા દડો ફેકી તે કાઢવાને બહાને પાણીના ઝપલાવે છે અને ત્યારે ગોપ લોકો તેને વરવા પ્રયાસ કરે છે એમ કવિ નિરૂપે છે કાલીયદમનનો પ્રસગ પ્રેમાનદ પોતાની રીતે વર્ણવે છે નાગણી અને કૃષ્ણ વચ્ચેનો વાર્તાલાપ ભાગવતમા નથી નરસિંહના નાગદમનના જાણીતા પદ ઉપરથી પ્રેરણા લઈ પ્રેમાનદ આ પ્રસગ નિરૂપતો હોય તેમ જણાય છે જશોદાનુ વિલાપનુ પદ (મારુ માણેકડુ) પણ પ્રેમાનદે કરુણ રસની જમાવટ કરવા પોતાના તરફથી ઉમેર્યું છે

૧૭. ભાગવતમા કૃષ્ણ બલરામને વર્ણવી બતાવે છે તે વૃન્દાવનની શોભાનુ વર્ણન પ્રેમાનદ મૂળથી જુદો પડી, આખ્યાનપર પરાને અનુસરી કરે છે

૧૮. કૃષ્ણની વેણુ સાભળીને ગોપીઓને થતા મનોભાવનુ નિરૂપણુ કરવાની પ્રેમાનદની રીત ભાગવત કરતા જુદી છે કૃષ્ણને પતિ તરીકે મેળવવા કાત્યાયની વ્રત કરતી ગોપસ્ત્રીઓના વસ્ત્રહરણની ઘટનામા ગોપસ્ત્રીઓ બીજો કોઈ ઉપાય ન હોવાથી ગુહ્ય ભાગો ઢાકીને જલની બહાર આવી વસ્ત્રો લઈ લે છે ત્યારે પ્રેમાનદનો કૃષ્ણ વધારે નટખટ થાય છે મુગ્ધ ગોપીઓના આ સમયના મનોભાવ અને ચેષ્ટાઓનુ ભાગવતમા નથી એવુ વર્ણન કરી પ્રેમાનદ તો કૃષ્ણ પાસે કહેવડાવે છે કે દરેક ગોપી નજીક આવી પોતપોતાના વસ્ત્ર ઓળખી લે ગુહ્ય ભાગને ઢાકતી ગોપીઓને પ્રેમાનદનો કૃષ્ણ ધમકી આપે છે કે જો તેઓ જલદી નજીક નહિ આવશે તો, તેમના પરિવારને તે બોલાવી લાવી ફજેતી કરાવશે જો તમને સૂરજની લાજ નથી, વરુણની લાજ નથી તો મારી બાળકની લાજ શાને? એટલુ અપૂરતુ હોય તેમ એકવાર લજ્જા મૂક્યા પછી ગોપિકાઓ પોતાની વાત કૃષ્ણ બહાર

ન પાડી દે તે માટે તેનાં વસ્ત્ર ઉતારવા જાય છે, એ ઉમેરો કરી પ્રેમાનંદે આડો આંક વાળી દીધો છે. શ્રોતાવર્ગની હલકી રસવૃત્તિને પંપાળી હાસ્ય નિપજાવી લોકપ્રિય થવાનો આ તુક્કો યશપ્રદ નથી નીવડતો.

૧૯. ભાગવત અનુસાર એકાદશીએ નિરાહાર રહેલા નંદ દ્વાદશીની આગલી રાત્રે સ્નાન કરવા યમુનામાં પ્રવેશે છે ત્યારે, તે આસુરીવેળાએ સ્નાન શાસ્ત્રમાં નિષિદ્ધ ગણાયું હોઈ વરુણના સેવકો તેમને કેદ કરી વરુણ પાસે લઈ જાય છે. અને કૃષ્ણ વરુણલોકમાં જઈ તેમને મુક્ત કરાવે છે. પ્રેમાનંદ તેમાં એક મહત્ત્વનો ફેરફાર એ કરે છે કે કૃષ્ણને પૂજવાને બદલે નંદ અને ગોપજનો એકાદશીવ્રત કરે, પીપળો, તુલશી વગેરેની પૂજા કરે તેથી કૃષ્ણને રોષ ચઢ્યો હતો. પરબ્રહ્મની અનન્ય ઉપાસના એ જ પરમ મોક્ષદાયક છે એમ દર્શાવવાનો શુભ હેતુ છતા પ્રેમાનંદને હાથે કૃષ્ણ ઇર્ષ્યાળુ બની ગયા છે. ૧૦૦મા કડવામાં પણ કૃષ્ણ અંબિકાનું પૂજન કરવાની અનિચ્છા દર્શાવે છે અને અંબિકા પણ કૃષ્ણ પરબ્રહ્મ પોતાની પૂજા કરશે એ વિચારે ધ્રૂજે છે એ પ્રેમાનંદનો તુક્કો પણ પરબ્રહ્મની અનન્ય ઉપાસનાનો બોધ કરે છે. પોતાની ઇચ્છા વિરુદ્ધ નંદે એકાદશીવ્રત કર્યું તેથી તેમને આ શિક્ષા થઈ એવો સ્પષ્ટ ધ્વનિ પ્રેમાનંદના કથનમાંથી નીકળે છે. ભાગવતમાં કૃષ્ણ પોતે વરુણલોકમાં જઈ પિતાને મુક્ત કરાવે છે. પ્રેમાનંદ દર્શાવે છે કે વરુણ જાતે નંદને પાલખીમાં બેસાડી કૃષ્ણ સમક્ષ ઉપસ્થિત થઈ ક્ષમા યાચે છે. કૃષ્ણનો મહિમા વધારવા આ ફેરફાર કર્યો છે.

૨૦. ભાગવતાનુસાર રાસક્રીડા જોઈ દેવોની સ્ત્રીઓ પણ મોહ પામી, ચન્દ્ર પણ નક્ષત્રો સાથે ગતિ ભૂલી ગયો. પ્રેમાનંદ એ ઉપરથી સમસ્ત બ્રહ્માંડ મોહ્યું એવી ઉદાત્ત ઉત્પ્રેક્ષા યોજે છે અને ત્યાં તેની કવિપ્રતિભા ૯૩ થી ૯૭ કડવામાં નરસિંહ જેવા ભક્તકવિનાં પદોની સમકક્ષ ઊર્મિ અને ભાવની અભિવ્યક્તિ સાધે છે.

૨૧. ભાગવતમાં કૃષ્ણ નંદને ગોકુળ વિદાય કરે છે તે પ્રસંગ સંક્ષિપ્ત છે અને ત્યાં રસનું નિર્વહણ સાધવામાં આવ્યું નથી. પ્રેમાનંદ તો એ ઘટનાને માનવસ્વભાવના નિદર્શન અને વાત્સલ્યમૂલક કરુણની નિષ્પત્તિ માટે વિસ્તારે છે. નંદ રખેને પોતાના પુત્રને લઈ જાય એ આશંકાથી દેવકી અધીરી બની છે અને નંદે પુત્રને ઉછેરી કંસના સંકટમાંથી બચાવી લીધો હતો એ ઉપકાર પણ ભૂલી જાય છે અને તેમના કાર્યને કોયલનાં ઈંડાં સેવનાર કાગડીના કર્મ સાથે સરખાવે છે. તો લોહીના સગપણ કરતા અન્ય સ્નેહસંબંધો વધુ ઉદાત્ત હોઈ શકે છે એવો કૃષ્ણનો પ્રતિવાદ પણ મહત્ત્વનો છે. પુત્રનાં પરાક્રમોને ઉછૃંખલ નીવડેલ દીકરાના તોફાનો જ સમજનારો નંદ પુત્રને ઠપકો આપે છે, અને પુત્રનાં આંસુ તેને મલ્લયુદ્ધમાં વાગ્યુ હશે તેને કારણે છે એમ માની તેનુ આશ્વાસન કરે છે. પરંતુ કૃષ્ણ જ્યારે 'આપણે સગપણ છે નહિ' એમ કહી જાકારો દે છે ત્યારે તો તેમના પર વજ્રનો આઘાત થાય છે. કૃષ્ણ માટે પુત્રીને પણ ગુમાવનાર નંદની વેદના હૃદયદ્રાવક છે. કૃષ્ણ પણ નંદયશોદાના વાત્સલ્યનો પૂરો આદર કરે છે, અને પોતાની વેદના વ્યક્ત કરે છે. પ્રેમાનંદે આ સર્વ ઉત્કટ સંવેદનાની ક્ષણોને સળંગ કડવામાં ન વહેવડાવતાં પદોમાં વહેંચી નાખી છે જે પ્રત્યેક પદ સરસ ઊર્મિકાવ્ય બન્યુ છે. નંદ વૃન્દાવન પહોંચતાં યશોદાની વેદના પણ પ્રેમાનંદની રસનિષ્પત્તિની કલાના ઉદાહરણરૂપે આવે છે.

૨૨. ગુરુપત્નીએ કૃષ્ણબલરામને સરપણ લેવા મોકલ્યા અને ભારે વરસાદ થતાં તેઓ રોકાઈ ગયા, ગુરુ બહારગામથી પાછા ફર્યા ત્યારે ચિંતિત થઈ તેમને શોધવા નીકળી પડ્યા એ ઘટના ભાગવતના ૮૦મા અધ્યાયના ૩૫–૪૦ એ પાંચ શ્લોકમાં છે. પ્રેમાનંદે એ ઘટના ઉપરથી 'સુદામાચરિત' આખ્યાનમાં વિસ્તાર કર્યો છે. અને આ 'દશમ'માં સુદામાચરિત્રની આખ્યાયિકા નિરૂપવા સુધી થોભવાને બદલે કૃષ્ણ ગુરુને ત્યાં ગયા તે ઘટના સાથે જ સાંકળી લે છે. એથી

કથાપ્રવાહનું સાતત્ય જળવાય છે અને 'તને સાંભરે રે' એવું flash back જેવું આયોજન 'સુદામાચરિત' માં કર્યા પછી ૮૦મા અધ્યાયમાં એથી ભિન્ન રીતિ યોજવાનો ઉપક્રમ કવિએ વિચાર્યો હશે!

૨૩. કૃષ્ણ ગોપીઓને ઉપદેશ આપવા મોકલે છે ત્યારે ગોપીઓ યોગ–પરમાત્મા સાથે ચિત્તની એકાગ્રતા સાધવાના ઉપદેશની વિડંબના કરે છે એ તુકડો પ્રેમાનંદનો છે અને તે દ્વારા હાસ્ય અને શૃંગાર બંને સાધે છે. ઉદ્ધવ અને ગોપીના સંવાદ દરમ્યાન ભાગવતમાં ભ્રમરનો ઉલ્લેખ આવે છે, ત્યાં ગોપીઓ અનુમાન કરે છે કે તે કૃષ્ણે મોકલેલો દૂત છે પ્રેમાનંદની ગોપીઓ ભ્રમરને છદ્મવેશી કૃષ્ણ જ માને છે. પ્રેમાનંદ ભાગવતના ભ્રમરગીતને અનુસરવાને બદલે પોતાની જ પ્રતિભાને વિલસવા દે છે, એમાં ભાગવતની કવિતા આવી શકી નથી, છતાં મધ્યકાલીન સાહિત્યમાં રચાયેલાં ભ્રમરગીતોમાં તે ઉત્કૃષ્ટ કોટિનું છે એ નિઃશંક છે.

૨૪. પ્રેમાનંદે કરેલા કેટલાક નાના ફેરફારો પણ બહુ જ સૂચક હોય છે. ભા૦માં કૃષ્ણ કુબ્જાને ત્યાં જાય છે ત્યારે ઉદ્ધવ પણ સાથે હોય છે. પરંતુ પછી તેનો ઉલ્લેખ મળતો નથી. ઉદ્ધવે તે બન્નેને એકાંત આપ્યું હશે તે સમજી લેવાનું છે. પરંતુ ભાગવતમાંનું ઉદ્ધવ વિશેનું મૌન પ્રેમાનંદને અનેક તુકકાઓ ચલાવવાની તક આપે છે. કુબ્જા ઉદ્ધવની હાજરીનો નિર્દેશ કરે છે ત્યારે કૃષ્ણ કહે છે કે ઉદ્ધવ મારું શરીર છે, તેણે જગતને તૃણવત્ કર્યું છે અને સખીરૂપ બન્યો છે, એનો સંકોચ ન હોય. એમ કહી કૃષ્ણ કુબ્જાને પોતાના ઉછંગમાં બેસાડે છે અને ઉદ્ધવ વાયુ ઢોળે છે. એ પછી બલભદ્રના આગમનનું નિમિત્ત કાઢી પ્રેમાનંદ ઉદ્ધવને બહાર મોકલી દે છે. સખીરૂપ થયેલા ભક્તથી પ્રભુ કશું ગુપ્ત રાખતા નથી, એમ દર્શાવી પ્રેમાનંદ પ્રેમલક્ષણા ભક્તિનો મહિમા વધારે છે.

૨૫. દેવકીને પુત્રના લગ્ન વિશે ચિંતા થાય છે કે કૃષ્ણને માથે જરાસંધ રૂપી મોત ભમતું હોય તો કોણ કન્યા આપે? વળી બલરામ તો ગૌર વર્ણના છે તેનું લગ્ન તો થશે પણ કૃષ્ણ તો કાળો અને ઉચ્છૃંખલ છે તેથી તેનું લગ્ન થવાની શકયતા ન જોતી દેવકી ભાગવતની નહિ, પ્રેમાનંદની જ છે એ વિશે શંકા રહેતી નથી. બલરામના રેવતી સાથેનાં લગ્નની વાત ભાગવતમાં નથી પરંતુ કૃષ્ણનું રુકિમણી સાથેનું લગ્ન ગોઠવાય તે પહેલાં, નાના ભાઈ પહેલાં મોટાભાઈનું લગ્ન થઈ જ જવું જોઈએ, એવું વ્યવહારડહાપણ વાપરી પ્રેમાનંદ બ્રહ્મવૈવર્તના કૃષ્ણખંડને આધારે બલરામ-રેવતી લગ્ન ગોઠવી દે છે, અને ત્યાં પણ રેવતીને સત્તાવીશ યુગના આયુષ્યની અને તે યુગના મનુષ્યની ઊંચાઈની દર્શાવી હાસ્ય નિષ્પન્ન કરવાની તક ઝડપી લે છે.

દશમસ્કંધ પ્રેમાનંદની છેલ્લી કૃતિ છે. એમાં તેની પરિણત કાવ્ય-પ્રતિભાનાં દર્શન થાય છે. ભાગવતના દશમસ્કંધ સાથે પ્રેમાનંદના દશમસ્કંધને સરખાવતાં એક વાત નિઃશંક જણાય છે કે પ્રેમાનંદ સંસ્કૃતનો સારો જ્ઞાતા હતો. મહાભારત, ભાગવત, રામાયણ તેમ જ નૈષધચરિત જેવી પંડિતભોગ્ય સંસ્કૃત રચનાઓ પણ સમજી શકે એટલું સારું જ્ઞાન સંસ્કૃત ભાષાનું તેને હતું. મૂળ સંસ્કૃતમાંથી કેટલાંક વર્ણનો અને ઉપમાનો તેણે સાંગોપાંગ ગુજરાતીમાં ઉતાર્યાં છે, તેમ કેટલાંકમાં જે ફેરફારો કર્યા છે તેથી મૂળ વસ્તુને સમજવાની તેની ઊંડી સૂઝ અને પરિણત પ્રજ્ઞાની પ્રતીતિ થાય છે. આમ છતાં સંસ્કૃતનો તે મહાવિદ્વાન હતો એવો દાવો થઈ શકતો નથી. દશમસ્કંધમાં અનેક સ્થળે સ્તુતિઓના અને અધ્યાત્મનિરૂપણના પ્રસંગો આવે છે, ત્યાં તે મૂળનો મર્મ યથાબુદ્ધિમતિ સાચવી, પોતાની રીતે જ નિરૂપણ કરે છે. તેમાં જેમ શ્રોતાઓની મર્યાદા તેને નડી હશે તેમ સ્વકીય મર્યાદા પણ અવરોધક નીવડી હશે. તે ઉપરાંત મૂળના મર્મને પણ તે કેટલેક સ્થળે પકડી શકયો નથી એવાં ઉદાહરણો 'દશમસ્કંધ'માં સ્થળે સ્થળે જડે છે. દશમસ્કંધમાં યુગલગીત એક મહત્ત્વનું રસસ્થાન

છે. યુગલગીત એટલે ગોપીકૃષ્ણના યુગ્મનું ગીત નહીં, પરંતુ શ્લોકનાં જોડકાંઓ. પ્રેમાનંદ એ શ્લોકોની યુગ્મતા સાચવતો નથી, એટલું જ નહીં, તેણે ગોપી-કૃષ્ણના યુગલનૃત્યનું આલેખન કરી ભાગવતના વિપ્રલંભ શૃંગારને સંભોગ શૃગારમાં પલટાવી નાખ્યો છે. અહીં કવિની પ્રતિભાનો સ્વતંત્ર ઉન્મેષ જોવા મળે છે તે કરતાં તેની યુગલગીતના મર્મને પકડવાની મર્યાદા સવિશેષ ધ્યાન ખેંચે છે.

પ્રેમાનદ કેટલીકવાર ભાગવતના તાત્પર્યના દ્યોતક શબ્દનો વ્યંગ્યાર્થ ન સમજી શકતાં તે છોડી દે છે, એથી મૂળ કરતાં તેની રચના ઊણી લાગે છે. ભાગવતમાં કામતૃપ્તિની યાચના કરનાર કુબ્જાને, તેનામાં ગોપીઓના જેવી પ્રભુ પ્રત્યેની નિષ્ઠા ન હોઈ **दुर्भगेदमयाचत** એ રીતે 'દુર્ભગા' કહી છે. એ પછીના જ શ્લોકમાં દુરારાધ્ય વિષ્ણુનું સમારાધન કરી કેવળ વિષયસુખ યાચનાર કુમનીષી છે એમ ભાગવતકાર કહે છે. ત્યાં કુબ્જાની વિષયાસક્તિ ઉપર ગોપીઓની પ્રેમલક્ષણાભક્તિની ઉત્કૃષ્ટતા દર્શાવી છે. પ્રેમાનંદ આ ધ્વનિ પકડી શક્યો નથી.

ભાગવતમાં ગર્દભાસુરનો વધ કૃષ્ણે નહીં, બલરામે કર્યો છે, એ બતાવ્યું છે. **सः तं गृहीत्वा प्रपदोः** ત્યાં સઃનો અર્થ તે કૃષ્ણ કરે છે. પરંતુ આગળના શ્લોકોમાં ખાસ કરી **ममेत्य तरसा प्रत्यग् द्वाभ्यां पद्भ्यां बलं बली** ત્યાં સ્પષ્ટ રીતે બલરામનો જ નિર્દેશ છે. સંદર્ભ ચૂકવાથી આ દોષ પ્રવેશી ગયો છે.

'રાસપંચાધ્યાયી'માં ભાગવતકાર કૃષ્ણને 'આત્મારામ' પોતાનામાં જ રમમાણ તરીકે અનેકવાર વર્ણવે છે. રાસક્રીડાના આરંભમાં જ **प्रहस्य सदयं गोपीः आत्मारामः अपि अरीरमत्** કહી કૃષ્ણની પ્રભુતા, અનુકંપા ભાવ અને ભક્તવત્સલતા પ્રગટ કરી છે. પ્રેમાનંદ તે દર્શાવવાનું ચૂકી જાય છે. એટલું જ નહિ, પછીના **कामिनां दर्शयन् दैन्यं स्त्रीणां चैव दुरात्मताम्** એ

શ્લોકાર્ધનો—'કામી પુરુષોની સ્ત્રી આગળ દીનતા'નો અર્થ લીધો છે, પરંતુ પહેલા શ્લોકાર્ધમાં પરમાત્માનું અખંડિત આત્મારામત્વ નિર્દેશ પામ્યું છે તે છોડી દેતાં, કૃષ્ણ કેવળ લંપટ તરીકે જ ઓળખાણ પામે છે. એટલું જ નહિ ૮૫મા કડવામાં ગોપીઓ પોતાનું બ્રહ્મચર્ય તોડવા તૈયાર થઈ છે એવું દોષારોપણ કરતો કૃષ્ણ આ કડવા (૮૯મુ કડવું)માં બળાત્કારે વિહાર કરે છે એ પ્રેમાનંદીય તત્ત્વ ભાગવતના કૃષ્ણને પ્રભુતાના પર્વત પરથી દુષ્ટતાની દુર્ગમ ખીણમાં ગબડાવી દે છે. કૃષ્ણ 'આત્મારામ' હતા એ મુદ્દાનો ઉલ્લેખ પ્રેમાનંદ એક વાર ૯૮મા કડવામાં કરે છે ત્યારે તે સાથેના શ્લોકમાં સુંદર આધ્યાત્મિક અભિવ્યંજના ચૂકી જાય છે. ત્યાં ભાગવતકાર કહે છે કે જેવી રીતે બાળક પોતાના પ્રતિબિંબ સાથે રમે તેવી રીતે કૃષ્ણ ગોપીઓ સાથે રમ્યા—ગોપીઓ અને સમસ્ત જગત પરમાત્માની છાયા માત્ર છે. એવો ધ્વનિ પ્રેમાનંદ કેમ પકડી શક્યો નહિ હોય?

આમ ક્યારેક ક્યારેક સંસ્કૃતજ્ઞ પ્રેમાનંદની અવિદગ્ધતા દેખાઈ આવે છે, છતાં તેની કવિતાને ઝાંખપ લાગતી નથી. એ દોષો તેના કવિત્વની આભામાં ઢંકાઈ જાય છે. **गोप्यः किमाचरदयं कुशलं स्म वेणुर्दामोदराधरसुधामपि गोपिकानाम्।** વાંસળીએ એવું તે શું પુણ્ય કર્યું હશે કે જે કેવળ ગોપીઓને જ ભોગવવા યોગ્ય દામોદર કૃષ્ણના અધરામૃતને પોતે એકલી જ પી રહી છે! એ ઉપરથી "અમે થાત વિઠ્ઠલની વાંસળી રે, તો અધર તણો રસ લેત" એ ઊર્મિકાવ્યમાં વિશેષ કાવ્યત્વ નથી લાગતું?

ભાગવતના નિરૂપણમાંથી જ સૂચન લઈ પ્રેમાનંદ મૌલિકતા દાખવી જાય છે તેનું એક વધુ ઉદાહરણ લઈએ. ૩૧મા અધ્યાયમાં અદૃશ્ય થયેલા કૃષ્ણમાં વિરહાર્ત ગોપીઓ કહે છે: "તમારાં ચરણકમળને અમારા કર્કશ વક્ષપ્રદેશ પર (રખેને તમને ખૂંચે એ ભયે) ધીતાં ધીતાં મૂકીએ છીએ અને તમે તો વનમાં કાંટા

કાંકરામાં - રખડો છો!" જ્યારે પ્રેમાનંદની ગોપીઓ જેમ કૃષ્ણે કાળીનાગને ખૂંદ્યો તેમ પોતાના વક્ષપ્રદેશને ખૂંદવાનું આહ્વાન આપે છે એમાં કામને ખૂંદવાની કામવિજયની અભિવ્યંજના છે. આમ ટિપ્પણમાં અનેક સ્થળે સરખામણી કરી છે તે જોતાં જણાશે કે ભાગવતના મર્મને પ્રેમાનંદ પકડી ન શક્યો હોય એવાં સ્થાનો ઘણાં ઓછાં છે. ભાગવતના તાત્પર્ય અને સારસ્યને, તેની કલ્પના અને દર્શનને યથાતથ રીતે તેમ જ આત્મસાત કરી, સ્વકીયતા આરોપી નિરૂપવામાં પ્રેમાનંદને મળેલી સફળતાનો આંક સવિશેષ છે.

## ૯ : દશમસ્કંધની ઘટનાઓનું તાત્પર્ય

ભાગવતાદિ પુરાણો ઇતિહાસગ્રંથો નથી. તેમાં રાજાઓના વંશની કથાઓ આવે છે, તે ધર્મના તત્ત્વને પોષક બને તે રીતે તેમાં ઇતિવૃત્ત સાથે તત્ત્વજ્ઞાન અને કાવ્યનો સમન્વય છે. એથી ક્યારેક એ કથાઓ બૌદ્ધિક ભૂમિકાએ સમજવા જતાં અસંભાવ્ય લાગે છે. દશમસ્કંધમાંની કૃષ્ણલીલાઓ વિશે પણ આમ જ બન્યું છે. આટલી નાની વયમાં કૃષ્ણે આટલા બધા મહાસમર્થ અસુરોનો નાશ કર્યો! વસ્ત્રાહરણ અને રાસક્રીડા જેવી ઘટનાઓ અનીતિની દ્યોતક નથી! એવા અનેક પ્રશ્નો તાર્કિક ભૂમિકાએ ઉપસ્થિત થાય છે. ભાગવતના અને મહાભારતના કૃષ્ણ એક હતા કે જુદા જુદા એવો મુદ્દો પણ ઉઠાવવામાં આવે છે. પરંતુ દશમસ્કંધના કૃષ્ણની લીલાઓનું તાત્પર્ય શું એ પ્રશ્નની ચર્ચા કરતાં, કૃષ્ણ 'કોણ' કરતાં 'શું' હતા એ પ્રશ્નનું મહત્ત્વ વધી જાય છે. કૃષ્ણ 'શું' હતા એ સમજવાને બદલે 'કોણ' હતા તે જ સમજવાનો પ્રયાસ કરવાથી તેમના ચરિત્રમાં અસંભવ અને અનીતિનું દર્શન થયું છે. વૈષ્ણવ ધર્મના કેટલાક આચાર્યોમાં ક્યારેક આચારશિથિલતા દેખાઈ તે પણ કૃષ્ણના ચરિત્રને યથાતથ સ્વીકારી લેવાને કારણે જ. એથી નાસ્તિપક્ષવાદી સુધારકોએ પુરાણોનું ખંડન કરવા પ્રયાસ કર્યો, તો અસ્તિપક્ષવાદી સુધારકોએ,

૨. **પૂતનાવધ** પૂતના અવિદ્યા, અજ્ઞાનનુ રૂપક છે **पूतं पवित्रं न विद्यते सा**—જે પવિત્ર નથી તે અથવા **पूतान्, पवित्रान् अपि नयति सा**—જે પવિત્ર જ્ઞાનીઓને પણ પોતાના પ્રભાવમા લે છે તે માયા પૂતના ત્રણ વર્ષની અંદરના જ બાળકોનો નાશ કરે છે ત્રણ વર્ષ તે સત્ત્વ, રજસ્ અને તમસ્ એ માયાના ત્રણ ગુણમાથી એક પણ ગુણ ધરાવે તે સર્વ માયાનો ભોગ બન્યા હોય છે, સસાર સુખમા રત સર્વ મનુષ્યો આવા બાળકો જ છે જ્યારે જીવ (નન્દ) અને ઇન્દ્રિયો (ગાયો) અંતઃકરણમા (વ્રજમા) વસેલા પરમાત્માથી વિમુખ થઈ, દેહના ધર્મોમા (મથુરામા) રત થાય છે અથવા વિષમ સુખમા ચરવા જાય છે ત્યારે જ માયાનો પ્રભાવ વિસ્તરે છે પૂતનાને આવેલી જાણી, કૃષ્ણ આખ મીંચે છે ("ત્યારે નેન મીંચ્યા ન ઘે") કારણ માયા આખ દ્વારા જ દેહમા પ્રવેશે છે કૃષ્ણ ત્રણ ઘૂંટડામા પૂતનાના દૂધ, રુધિર અને પ્રાણ ચૂસી લે છે અને સત્ત્વ, રજસ્ અને તમસ્ ગુણ વિનાની માયા નિશ્ચેષ્ટ બને છે

૩. **શકટાસુરવધ :** શકટ એ ગૃહસ્થાશ્રમનુ પ્રતીક છે, જેના બે બળદો તરીકે સ્ત્રી અને પુરુષ છે યશોદાએ ગાડામા દૂધ દહીં વગેરે ભૂક્યા હતા તે જીવનના ષડ્રસ છે યશોદા દૂધદહીં ગાડામા મૂકે છે અને કૃષ્ણને ગાડાની નીચે ઝોળીમા બાધે છે બુદ્ધિ જે સાસારિક રસને પ્રાધાન્ય આપે અને પરમાત્માને સસાર વ્યવહારના સૌથી નીચુ સ્થાન આપે તો ગાડુ ઊંધુ વળે જ વળે! આમ શકટાસુરવધની લીલા તે ગૃહસ્થાશ્રમના તમસ્ અને રજસ્ ગુણનુ નિવારણ કરી, સત્ત્વની સ્થાપના

૪. **તૃણાવર્તવધ : तृणम् जीवनम् आवर्तयति स** જે ... આધિએ ચગાવે છે તેવો વટાળિયો, જે કામ, ક્રોધ અને ...લસરૂપી રજોગુણનું પ્રતીક છે પુત્રનો ભાર લાગ્યો ને યશોદાએ પુત્રને ...ળામાથી ગબડાવી મૂક્યો, ("ઉછગ ઉપરથી અકુંપ્યુ જોઈ, ગોવિંદ

મૂકયા ગભરાવી.") બુદ્ધિ જ્યારે પરમાત્માને આ રીતે તિરસ્કારે છે ત્યારે જીવનમાં આંધિ આવે છે, જે પ્રભુને ફરી સ્મરતાં તે જ સમાવી દે છે.

**પ. કૃષ્ણનાં તોફાનો અને ગોપીઓની ફરિયાદ:** કૃષ્ણ અનેક તોફાનો કરે છે. માતા એક ગાયને દોહે છે તો તે બીજી ગાયના વાછરડાને છોડી મૂકે છે. વાછરડાંઓ મોક્ષના અધિકારી જીવો છે. જીવ મોક્ષનો અધિકારી ક્યારે બને તે નક્કી કરવાનું કામ પરમાત્માનું છે, તેમાં સમયનું કોઈ બંધન નથી. વળી કોઈક ગાયને ભડકાવે છે, સંસારના વ્યવહારમાંથી વિમુખ કરવા ભય પણ બતાવે છે. અન્ય ગોપીઓનાં ઘરમાં જઈ દહીંનાં વાસણો શોધી કાઢે છે, પોતાના ગોપમિત્રોને તે વહેંચી આપે છે, વાનરોને પણ તે વહેંચી આપે છે. શીકે ચડાવેલી દહીંની ગોળીઓ પણ ફોડી નાખે છે. પુણ્ય સિવાયનો અન્ય પ્રકારનો, ભૌતિક સંચય આત્મપ્રાપ્તિનો બાધક નીવડે છે. ભૌતિક સંપત્તિની વહેંચણી થવી જ જોઈએ, तेन त्यक्तेन भुञ्जिथाः એ ત્યાગીને ભોગવવાની ભાવના ગોપીઓ રૂપી આસ્વાદધર્મી ઇન્દ્રિયોને પ્રબોધવા માટે કૃષ્ણ-બ્રહ્મ આ 'તોફાનો' કરે છે. પેલી દહીંની ગોળાઓ તો આસક્તિનાં પાત્રો છે, કૃષ્ણ ઘેર ઘેર જઈ તે ફોડે છે. આસક્તિમાં રમમાણ ઇન્દ્રિયોને આત્મતત્ત્વનાં આ 'તોફાનો' ન ગમે તેથી તે ફરિયાદ કરે છે. કૃષ્ણને ઘરમાં પૂરી બહાર સાંકળ દે છે તો ય તે બહાર દેખાય છે. યશોદાને, બુદ્ધિને ફરિયાદ કરી તો ત્યાં પણ ગોપીઓ છોભીલી પડી કારણ કૃષ્ણ તેમના ઘરને બદલે યશોદાના ઘરમાંથી નીકળે છે. આત્મતત્ત્વને રૂંધી શકાતું નથી. તે સર્વત્ર સંચારી છે. ન કલ્પ્યું હોય ત્યાં તે પ્રાપ્ત થાય છે.

**૬. જૃંભણલીલા અને મૃદ્ભક્ષણ :** પૂતના અને તૃણાવર્ત રૂપી બે આપત્તિઓ પછી પુત્રના યોગક્ષેમ માટે યશોદા ચિંતિત બને છે. ત્યારે પોતાનું સામર્થ્ય બતાવી તેને નિશ્ચિંત બનાવવા કૃષ્ણ બગાસું

ખાય છે અને વિશ્વરૂપનું દર્શન કરાવે છે. બુદ્ધિનો સ્વભાવ છે કે આશંકા કરવી, પરંતુ જ્યારે આત્મતત્ત્વનું સામર્થ્ય જુએ ત્યારે તે શ્રદ્ધાન્વિત બની ભક્તિનું સ્વરૂપ પામે છે.

કૃષ્ણે માટી ખાધી અને બલરામે તેની ફરિયાદ માતા પાસે કરી. યશોદાએ લાકડી લઈ મારવાનો ભય બતાવ્યો, કૃષ્ણે મોં ખોલ્યું અને યશોદાને બીજીવાર વિશ્વરૂપદર્શન થયું. આત્મા કશું આરોગતો નથી, એમ જ્ઞાનમાર્ગ કહે છે. પરંતુ ભક્તિમાર્ગ માને છે કે પરમાત્મા આરોગે છે. બલરામ વૈષ્ણવ છે તેથી પ્રભુએ માટી ખાધી એમ તે કહે છે. બાળકને તો માટીનો સ્વાદ લાગે, કૃષ્ણે શા માટે તે ખાધી? કૃષ્ણે પૂતનાને ધાવી તેનું દૂધ, રક્ત અને પ્રાણ શોષી લીધાં હતાં. અનેક જીવો જે પૂતના રૂપી અવિદ્યાનો ભોગ બનેલા હતા તે આ રીતે કૃષ્ણના, પરમાત્માના ઉદરમા આવ્યા હતા. તેમનો ઉદ્ધાર સંતના ચરણની રજથી થાય માટે ગાયોના રૂપમાં આવેલા ઋષિઓનાં ચરણ જે ભૂમિ પર પડ્યાં હતાં તેની માટી તેણે ખાધી. શ્રૌત અને સ્માર્ત વિધિઓમાં અનુક્રમે ભસ્મયુક્ત જલ અને ચરણામૃત લેવાનો ઉપક્રમ છે તે પણ આનો જ દ્યોતક છે. યશોદાને બીજીવાર વિશ્વરૂપદર્શન કરાવ્યું તેનો ઉદ્દેશ એ છે કે હવે ભક્તિશ્રદ્ધાન્વિત બનેલી, પરંતુ વાત્સલ્યભાવે અધીરી બનેલી યશોદા—બુદ્ધિને ફરી પ્રતીતિ કરાવવી છે કે જ્યાં સમસ્ત બ્રહ્માંડ પોતાના ઉદરમાં છે તો પંચમહાભૂતમાંનું એક મૃત્તિકાતત્ત્વ આત્મતત્ત્વને કોઈ રીતે દૂષિત કરી શકશે નહિ.

**૭. દહીંની ગોળી ફોડવી અને યશોદા દ્વારા બંધાવું :** યશોદા દહીં વલોવતાં વલોવતાં, કૃષ્ણને પયપાન કરાવવા બેઠાં હતાં. એ સમયે ચૂલા પર મૂકેલું દૂધ ઊભરાવા લાગ્યુ. તેથી કૃષ્ણને ધાવતા ~ ~ તે નીચે ઉતારવા દોડ્યાં. પોતાના કરતાં પણ દૂધને મૂલ્યવાન ગણ્યું તેથી કૃષ્ણે ગુસ્સે થઈ ગોળી ફોડી નાખી. દૂધનો ઊભરો એ સાંસારિક વિષયસુખનો ઊભરો હતો. પરમાત્માનું આરાધન કરતાં

પણ, જો તેને ગૌણ ગણી તે વિષયસુખને મહત્ત્વ આપે છે અને તે સુખને બગડતું અટકાવવા આરાધના પણ મૂકી દે છે, ત્યારે તેની આસક્તિનું પાત્ર જ ફોડી નાખવું જોઈએ. દૂધ ઊભરાઈ જતાં 'આખા ગોરસનું થાશે જાન' એવી યશોદાની વિષયાસક્તિને દૂર કરવી હોય તો તેનું પાત્ર જ ફોડી નાખવાનું કૃષ્ણ ઇષ્ટ માને છે.

કૃષ્ણે ગોળી ફોડી તેથી ગુસ્સે થઈ યશોદા તેને શિક્ષા કરવા લાકડી લઈ પાછળ દોડે છે. કૃષ્ણ પકડાતો નથી છેવટે માતાને થાકેલી જાણી કૃષ્ણ પકડાઈ જાય છે. માતા તેને બાંધવા મથે છે. પરંતુ ગમે તેટલાં દોરડાં સાંધવા છતાં તે બંધાતા નથી, અને ત્યારે પણ માતાની દયા આણી છેવટે કૃષ્ણ બધાઈ જાય છે. બુદ્ધિ ભક્તિયુક્ત છતાં અભિમાનયુક્ત હોય છે ત્યારે આસક્તિનું પાત્ર ભાંગી જતાં હતાશા અનુભવે છે અને તે હતાશા ગુસ્સામાં પરિણમે છે. પરમાત્માની પાછળ અભિમાનપૂર્વક રાજસવૃત્તિથી દોડવાથી તે હાથમાં નહિ આવે. યશોદાની જેમ અનેકવાર ઠોકર ખાધા પછી નિઃસહાય થયા પછી જ પરમાત્મા આપોઆપ હાથ આવે છે. યશોદાની જેમ પરમાત્માને રજોગુણયુક્ત ભક્તિના પાશમાં બાંધવાથી તે બંધાતા નથી, કારણ તે નિર્ગુણ છે. અને અહંતા તથા મમતા રૂપી બે આંગળનું અંતર રહે છે. બધા પ્રયત્નો નિષ્ફળ જતાં જ્યારે મનુષ્યની અહંતા અને મમત્વનો ભાવ ઓગળી જાય છે, ત્યારે પરમાત્મા સામેથી આવીને બંધાય છે, ભક્ત પર અનુગ્રહ કરે છે. પરંતુ યશોદાની જેમ તેને ખાંડણિયે બાંધવાની ચેષ્ટા કરવામાં આવે, પરમાત્માને જડતાપૂર્વક પકડી રાખવામાં આવે તો પણ તે અવરોધી શકાતા નથી.

૮. **યમલાર્જુનમોક્ષ :** નલકૂબર અને મણિગ્રીવ બંને કુબેરના પુત્રો છે. કુલીનતાનું અભિમાન, ગર્ભશ્રીમંતાઈથી પ્રાપ્ત ઉચ્છૃંખલતા એ ઉચ્છૃંખલતાને બહેકવા માટે સૌન્દર્યનું આલંબન મળે એટલે વિવેકબુદ્ધિ પણ ભ્રષ્ટ થાય. એ સાથે વાસનાનો નશો ચઢે એટલે

તેની નફ્ફટાઈ માઝા મૂકે. આવા વિવેકભ્રષ્ટોને સજીવ છતાં સ્થાવર વૃક્ષ બનવાનો અભિશાપ મળે છે. વૃક્ષરૂપ બનેલા આ વિવેકભ્રષ્ટ યક્ષોનો ઉદ્ધાર થયો કારણ નંદના ઘર આગળ ઊગેલાં આ વૃક્ષો પરમાત્માની લીલાનાં સાક્ષી બન્યાં હતાં તેથી તેની કૃપાનાં અધિકારી બન્યાં.

**૯. વત્સાસુર, બકાસુર અને અઘાસુરનો વધ :** વત્સાસુર એ બાળકને સહજ ચાંચલ્યનું પ્રતીક છે. ભક્તિમાં એ ચાંચલ્ય અવરોધક નીવડે છે માટે તેનો નાશ થવો જોઈએ. બકાસુર બગભગત જેવા દંભનું રૂપક છે. યમુના જે ભક્તિમાર્ગનું પ્રતીક છે, તેને કિનારે આવો દંભ પણ આવે છે. એ દંભ પણ પરમાત્મ-પ્રાપ્તિમાં અવરોધક નીવડે, એથી એનો પણ નાશ થવો જોઈએ. બગલાની—દંભની ચાંચ લોભ અને અસત્યની છે માટે કૃષ્ણે તેને પકડી દંભને ચીરી નાખ્યો. તેજ રીતે અઘાસુર પાપનું સ્વરૂપ છે. અજગરના મુખમાં જે ગોપ અને ગાયો સર્વ ખેંચાયા તેમ વાસનાથી ખેંચાયેલા જીવો પાપરૂપી અજગરના ઉદરમાં, ખબર ન પડે એમ પહોંચી જાય છે, અને તેમાંથી નીકળી ન શકાતાં રૂંધામણ અનુભવે છે. પાપમાંથી પણ ભગવદ્દઅનુગ્રહ જ મુક્ત કરાવી શકે છે.

**૧૦. બ્રહ્માના દર્પનો નાશ :** અઘાસુરને હણી તેના જ ચામડા ઉપર કૃષ્ણ ગોવાળિયાઓ સાથે શિરામણ કરવા બેસે છે, અને ગોવાળોનું ઉચ્છિષ્ટ પણ જમે છે. એ જોઈને બ્રહ્માને આશ્ચર્ય થાય છે. પરમાત્મા આવા પામર કેમ બન્યા? પરમાત્મા તો નિર્ગુણ અને નિરુપાધિક છે. તેથી તે પરમહંસ સ્વરૂપ છે. ગંદકી અને સ્વચ્છતા બંને તેમને સ્પર્શતાં જ નથી. પરંતુ રાજસિક પ્રકૃતિના બ્રહ્મા તે સમજી શક્યા નહિ. તેમણે કૃષ્ણના ઐશ્વર્યની પરીક્ષા કરવા ગાયો અને ગોપજનોનું હરણ કર્યું. કૃષ્ણ તો બ્રહ્માના પણ સ્રષ્ટા હતા. તેમણે તેનો દર્પ ઉતારવા બરાબર તેવાં જ ગોવાળિયા અને

ગાયો સર્જ્યાં. પરમાત્મા **कर्तुम् अकर्तुम् अन्यथा कर्तुम् समर्थ छे** એ ઐશ્વર્ય અહીં પ્રગટ થાય છે.

**૧૧. કાલિયદમન :** યમુના એ ભક્તિમાર્ગનું પ્રતીક છે. કાલિયનાગ ઇન્દ્રિયાધ્યાસનું રૂપક છે. કાલિયનાગનાં મસ્તકો તે ઇન્દ્રિયો છે. ભક્તિમાર્ગમાં ઇન્દ્રિયાધ્યાસ આવે ત્યારે ભક્તિ શુદ્ધ ન રહેતાં દૂષિત થાય છે. કૃષ્ણ કાલિયનાગને મારતા નથી, તેનું દમન કરે છે. ઇન્દ્રિયોને મારવાથી નહિ, તેનું દમન કરવાથી, તેનું ઝેર ઓકાવી નાખવાથી અધ્યાસ દૂર થાય છે અને ભક્તિનો માર્ગ નિર્મળ બને છે.

**૧૨. ગોવર્ધનધારણ :** નંદ વગેરે ગોપજનો ઇન્દ્રના ઐશ્વર્યથી મોહ પામી તેનો યજ્ઞ કરતા હતા, ત્યારે કૃષ્ણે ગોવર્ધનનો મહિમા વધારવા તેનો યજ્ઞ કરાવ્યો. ઇન્દ્રનો વૈભવ સાત્ત્વિક નથી. તે જીવને મોહમાં નાખે છે. ગોવર્ધન એટલે ગો—ઇન્દ્રિયોને જ્યાં વિકાસ માટે પૂરતો અવકાશ મળે છે તે દેહ. ઇન્દ્રિયોને વૈભવમાં નાખવાથી તે વિકારી થાય છે. પરમાત્મા તેમ બનવા દેતા નથી. પરંતુ ઇન્દ્રિયો સાત્ત્વિક ભાવ અનુભવે માટે ભક્તિરસથી દેહનો ઉદ્ધાર કરે છે. ઇન્દ્રે ગોવર્ધન સાથે સર્વ ગોપજનોને ડુબાડી દેવા તામસી વૃષ્ટિ મોકલી તો પરમાત્માએ ગોવર્ધનને ઉપાડી તેને આશ્રયે જીવોને ઉગારી લીધા. પેલા ગોપીજનો ગોવર્ધનને ટેકો કરે છે, અને અભિમાન સેવતા થાય છે, ત્યારે કૃષ્ણ તેમના પર પર્વત સહેજ નમાવી તે અભિમાન ઓગાળી નાખે છે. ભક્તિમાર્ગમાં અભિમાનને સ્થાન નથી.

**૧૩. વસ્ત્રહરણ :** વસ્ત્રહરણની લીલા ક્યારેક કૃષ્ણની લંપટતાની દ્યોતક ગણાય છે. પરંતુ તેનો વ્યંગ્યાર્થ જાણવાથી એ આરોપ દૂર થાય છે. કૃષ્ણને પતિ તરીકે મેળવી, લક્ષ્મી જેવું અદ્વૈત સુખ મેળવવા ગોપીઓ કાત્યાયની વ્રત કરે છે અને એ નિમિત્તે યમુનામાં સ્નાન કરે છે. કૃષ્ણ તેમણે ઉતારેલાં વસ્ત્રો લઈ કદંબ વૃક્ષ પર ચઢી જાય

છે. શરીરને જેમ-વસ્ત્રો ઢાંકે છે તે આત્માને વાસના ઢાંકે છે. આત્મતત્ત્વને પ્રાપ્ત કરવું હોય તો વાસના ત્યજવી પડે. સકામ કર્મો પણ આત્માના આવરણનું કામ કરે છે. આત્મા અને પરમાત્મા વચ્ચે આવો કોઈ અંતરપટ ન હોય ત્યારે જ અદ્વૈત સધાય. ગોપીઓને પોતાના સ્ત્રીત્વની સભાનતા રહી હતી, તેથી તે પોતાનાં અંગો ઢાંકે છે. સ્વત્વની સભાનતા હોય ત્યાં સુધી અદ્વૈતને અવરોધક અહંભાવ મરતો નથી. તેથી કૃષ્ણે સૂર્યનમસ્કારને મિષે અંગોની ગોપનીયતાનો ખ્યાલ મુકાવી ગોપીઓના સ્ત્રીત્વની સભાનતાનો અવરોધ દૂર કર્યો, અને ત્યારે જ ગોપીઓને કમળા જેવા અદ્વૈતનો વર મળ્યો. જીવ ગોસ્વામીએ જ્યારે સ્ત્રી હોવાથી મીરાંને મળવાની ના પાડી હતી ત્યારે 'હું તો જાણતી હતી કે વ્રજમાં માત્ર કૃષ્ણ એક જ પુરુષ છે' એવા મીરાંના કટાક્ષવચનોમાં પણ ગોસ્વામી પુરુષત્વની સભાનતા છોડી શક્યા નથી, એથી અદ્વૈતના અધિકારી બન્યા નથી એવો જ ધ્વનિ હતો.

**૧૪. ઋષિપત્નીઓ અને કૃષ્ણ :** કૃષ્ણ ભૂખ્યા છે જાણી ઋષિપત્નીઓ તરત જ પતિને પૂછ્યા વિના તેમને ભોજન આપવા દોડી જાય છે. ઋષિઓ તેમને અટકાવે છે. એ આખ્યાયિકા જ્ઞાનમાર્ગ અને કર્મકાંડ ઉપર ભક્તિમાર્ગની સરસાઈ બતાવે છે. યજ્ઞો દ્વારા અને જ્ઞાનચર્ચા દ્વારા આ કર્મજડ ઋષિઓ પરમાત્માને તો ન જ મેળવી શક્યા, ઊલટું તેમનામાં અહંભાવ પુષ્ટ થયો હતો. પરંતુ ઋષિપત્નીઓ ભક્તિમાર્ગને અનુસરતાં સહજતાથી પરમાત્માને મેળવી શકે છે.

**૧૫. રાસપંચાધ્યાયી :** ભાગવતમાં શ્રેષ્ઠ સ્કંધ દશમસ્કંધ છે. અને દશમસ્કંધમા સર્વોચ્ચ રસસ્થાન રાસપંચાધ્યાયીનું છે. 'રાસપંચાધ્યાયી શૃંગારનું, રતિવિલાસનું કાવ્ય નથી. એમાંનો આધ્યાત્મિક ...ને ન પકડી શકીએ તો તે રતિવિલાસનું ઊંચું કાવ્ય તો રહે જ . પરંતુ ભક્તિધર્મના બોધમાં આવુ નિરૂપણ કેટલે અંશે નિર્વાહ્ય છ; કૃષ્ણની આ સ્વચ્છંદી, જાતીય ચેષ્ટાઓ તેની પ્રભુતા સાથે કેટલે

શે સંગત છે એવા પ્રશ્નો કેવળ આજે જ ઉદ્‌ભવ્યા છે એવું નથી. ચરિત્ર સાંભળતાં પરીક્ષિત શુકદેવને પૂછે છે : स कथं धर्मसेतूनां ता कर्त्ताऽभिरक्षिता। प्रतीपमाचरद् ब्रह्मन् परदाराभिमर्शनम्। પોતે ધર્મની મર્યાદાઓનો બોધ કરનારા છે તે પરમાત્માએ સ્ત્રીઓ સાથેની આ ક્રીડાઓ જેવું પ્રતીપ અને અધર્મ્ય કાર્ય કેમ "? ત્યારે શુકદેવજી કહે છે: "तेजीयसां न दोषाय वह्नेः र्भुजो यथा।......विनश्यत्याचरन्मौढ्याद्यथा रुद्रोऽब्धिजं षम्॥[૨૭] આમ કૃષ્ણની આ ક્રીડાઓ સામાન્ય મનુષ્યો માટે ય છે અનુકરણીય નથી. વળી રાસપંચાધ્યાયીના નિરૂપણમાં પણ ગવતકારે કેટલાક બહુ જ અર્થગર્ભ શબ્દોનો પ્રયોગ કર્યો છે. रे रमेशो व्रजसुन्दरीभिर्यथाऽर्भकः स्वप्रतिबिम्बविभ्रमः। મ બાળક પોતાના પડછાયા સાથે રમે તેમ કૃષ્ણ પણ વ્રજસુન્દરીઓ થે રમ્યા. વેદાંતનો બિંબપ્રતિબિંબ-ન્યાય અહીં બહુ જ સ્પષ્ટ છે. પીઓનું કોઈ જુદું અસ્તિત્વ જ ન હતું. આત્મા પરમાત્માથી ન હોવાનો ભ્રમ દેહાધ્યાસથી થાય છે, પરંતુ વસ્તુતઃ તે બંને ક જ છે. કૃષ્ણ અને ગોપીઓનો આધ્યાત્મિક અર્થ નીચેની ટીકા રથી સ્પષ્ટ થશે.

कृषिर्भूवाचकः शब्दो णश्च निर्वृतिवाचकः। तयोरैक्यं परं ब्रह्म कृष्ण इत्यभिधीयते॥ स्वमात्रं ब्रह्म गोपायति

૨૭. હુતાશન છે સર્વભક્ષી, દહે માંસ મળમૂત્ર ચર્મ;
નિરવલ્પતા ભૂકે નહીં, તેમ કૃષ્ણને નહિ કર્મ.
અહંકાર મોટાને નથી, શિવે વિષ કંઠે ધર્યું;
શુભ અશુભ પ્રભુને નથી, દૃષ્ટાંત શુકજીએ ઉચર્યું.
સર્પગ્રહણ અગ્નિભક્ષણ, કુસુમવત ધર્યો ગિરિ;
પરિતાપ લાગ્યો નહિ, કર્મ રહિત સેવે સુન્દરી.
પ્રાકૃત જેવી અદ્ભુતલીલા, ભવ સિંધુ સેહેજે તરે;
કૃષ્ણે કીધું તે અમો કરું, વ્યભિચારી નરકે સાંચરે.
( કડવું ૯૯ : ૯-૧૨ )

**आवृणोति गोपी माया। अथवा स्वातिरिक्तास्तित्वभ्रमं नामरूपाभ्यां गोपायतीति गोपी माया।** કૃષ્ણ શબ્દમાનો 'કૃષ' સત્તાવાચક છે અને 'ણ' આનંદવાચક છે. તે બન્નેનું જેમાં ઐક્ય છે-તે પરબ્રહ્મ જ કૃષ્ણ કહેવાય છે. અને જે પરબ્રહ્મ ઉપર આવરણ કરે છે તે ગોપી માયા છે, અથવા આત્માથી જુદી વસ્તુ છે એવા ભ્રમનું નામરૂપની ભિન્નતાથી તે રક્ષણ કરે છે તે ગોપી માયાનું સ્વરૂપ છે. આમ કૃષ્ણ-ગોપીનો રાસ તે પરમચૈતન્ય અને માયાનો જ લીલાવિસ્તાર છે.

વળી આ સમયે કૃષ્ણની વય નવ વર્ષથી વિશેષ ન હતી, તેથી અન્યથા તર્ક કરવો ઇષ્ટ નથી. ભાગવતકાર **वीक्ष्य रन्तुं मनश्चक्रे योगमायामुपाश्रितः** યોગમાયાનો આશ્રય કરી ભગવાને લીલા કરવાનો વિચાર કર્યો, એવો ખુલાસો કરે છે, ત્યાં બ્રહ્મસૂત્રના **लीलावत् तु कैवल्यम्** એ સૂત્ર અનુસાર, કોઈ પ્રયોજન કે વાસના વિના, કેવળ લીલારૂપે જ સૃષ્ટિ ઉત્પન્ન કરી એવો ધ્વનિ છે.

**कृत्वा तावन्तमात्मानं यावतीर्गोपयोषितः ।**
**रेमे स भगवांस्ताभिरात्मारामोऽपि लीलया ॥**

એ શ્લોકમાં પણ ભાગવતકાર સ્પષ્ટ કરે છે કે જેટલી ગોપ સ્ત્રીઓ હતી, તેટલા જ પોતાના સ્વરૂપ ઉત્પન્ન કરી લીલા કરી. અને તેમ છતાં તે નિરુપાધિક જ રહે છે તે **आत्मारामः** અને **आत्मन्यवरुद्धसौरतः** એ બે શબ્દથી સૂચવી દે છે. પોતાનામાં જ રમમાણ હોવાથી ક્રીડા સમયે પોતાનું સ્વત્વ સ્ખલિત થવા દીધું ન હતું, તેનો નિરોધ કર્યો હતો. તેથી જ ભાગવતકાર કૃષ્ણને **साक्षान्मन्मथमन्मथः** કહે છે. જો કૃષ્ણે કામોપભોગ સેવ્યો હોત તો તેમના જ ગીતાના વચન પ્રમાણે–**न जातु कामः कामानू उपभोगेन शाम्यति** એ ન્યાયે તેમનો કામ તો ઘી હોમવાથી અગ્નિની જેમ વધુ ભભૂકી ઊઠવો જોઈએ. પરંતુ શંકરે કામને બાળીને વિજય મેળવ્યો, કૃષ્ણનો

માર્ગ તામસ પ્રકૃતિનો નથી, રતિનાં સર્વ ઉદ્દીપનો વચ્ચે અવિચલિત અને અસ્ખલિત રહીને તે કામને પરાજિત કરે છે. ગોપી ગીતમાં ગોપીઓની પણ એ જ પ્રાર્થના છે : **फणिफणार्पितं ते पदाम्बुजं कृणु कुचेषु नः कृन्धि हृच्छयम्।**[૨૮] કાલીયનાગની ફેણ ઉપર મુકાયેલાં તમારાં ચરણકમળોને અમારા સ્તનપ્રદેશ પર મૂકો અને કામનો નાશ કરો. કૃષ્ણે જે રીતે કાલીય નાગની ફેણ પગથી મથી-વિષવિહીન કરી હતી તેમ, કામના નિવાસસ્થાન રૂપ સ્તનપ્રદેશને પદપ્રહારે મથી કામ-રૂપી ઝેરનો નાશ કરવાનું કહ્યું છે.

આમ રાસલીલા કામાસક્તિનું નહિ કામવિજયનું પ્રકરણ છે. જેણે બ્રહ્મનો ગર્વ ઉતાર્યો, ગોવર્ધનલીલામાં ઇન્દ્રનો દર્પ દળ્યો, અગ્નિપ્રાશન કરી અગ્નિના અભિમાનનું આચમન કર્યું, નંદને હરી ગયેલા વરુણને પણ પાણી જેવો પાતળો કરી નાખ્યો તે કૃષ્ણ અહીં કન્દર્પનો દર્પ તોડે છે.[૨૯]

ગોપિકાઓ માયાનું, પ્રકૃતિનું અથવા દેહાધ્યાસી જીવનું રૂપક છે. કૃષ્ણે ગોપીઓનું ચીરહરણ કર્યું, વાસનાનું આવરણ દૂર થયું અને કૃષ્ણની વેણુનો નાદ સાંભળ્યો, પરમાત્માનો સાદ સાંભળી, વાસના-વિહીન બનેલો જીવ વિહ્વળ બની જાય છે. ગોપીઓ જે જે કામ કરતી હતી તે સર્વ પડતાં મૂકી, વસ્ત્રાભૂષણો પણ અડધાંપડધાં અવળાં સવળાં પહેરી પ્રિય પરમાત્માને પામવા દોટ મૂકે છે. આત્માનો સાદ સાંભળતાં જ ધર્મ અર્થ અને કામ એ ત્રણેમાંથી જીવ નિવૃત્ત થાય છે. પોતાપણાનું ભાન પણ તે ગુમાવે છે. કૃષ્ણ પાસે પહોંચ્યા પછી ગોપીઓ કહે છે : "**सन्त्यज्य सर्वविषयांस्तव पादमूलम्।** અમે તો સર્વ વિષયોને તજી તમારા ચરણની સેવા વાંછીએ છીએ, માટે

---

૨૮. જે ચરણ વત્સ પૂંઠે ફર્યાં, ખૂંદ્યો કાળા નાગ;
તેમ ખૂંદો અમારાં હૃદે, મૂકો કોમળ પાગ.
(કદંબ ૯૦ : ૧૬)

અમારો ત્યાગ ન કરો, પણ यथाऽदिपुरुषो भजते मुमुक्षान्-જેમ પરમાત્મા મુમુક્ષુઓને ભજે છે તેમ અમને ભજો મોક્ષ વિશેની અમારી કામના પૂરી કરો." જ્યારે ભકિતનુ પણ અભિમાન થાય છે ત્યારે હાથમા આવેલા પરમાત્મા પણ છટકી જાય છે. ગોપીઓનું પણ તેમ જ થયુ. અને પછી કૃષ્ણ જેવુ જ આચરણ કરે છે, તેમા અહં ઓગળી ફરી તન્મયતા આવી છે એ સૂચન છે ગોપીગીતમા તેઓ ચાર પ્રાર્થના કરે છે . (૧) આપનું હસ્તકમળ અમારા મસ્તક પર મૂકો જીવ પરમાત્માનો અનુગ્રહ વાંછે છે (૨) આપના સુંદર મુખ-કમળના અમને દર્શન દો જીવ સાક્ષાત્કાર માટે તલસે છે (૩) આપના ચરણકમળ અમારા સ્તનપ્રદેશ પર મૂકો. અહીં કામવાસનાનો નાશ કરો એમ કહે છે (૪) આપના અધરામૃતથી અમને જિવાડો આપની ભકિતનો રસ ચખાડો એમ પ્રાર્થે છે. અને પછી તેઓ રાસક્રીડા કરે છે. બબ્બે ગોપીઓની વચ્ચે કૃષ્ણ હતા અને પ્રત્યેક ગોપી એમ માનતી હતી કે કૃષ્ણ તેની સાથે જ રમે છે બ્રહ્માંડ એ પણ મહારાસ છે. બ્રહ્માંડના રાસવર્તુળના કેન્દ્રમા પરબ્રહ્મ પોતે છે, તે નિરુપાધિક છે, છતા સર્વત્ર તેના જ ચૈતન્ય અને સત્તાતત્ત્વનો અનુભવ થાય છે પરમાત્મા પ્રત્યેક જડચેતન સત્ત્વમા એક જ આત્મારૂપે વિલસી રહે છે, અભિન્ન છે, છતા ભિન્ન દેખાય છે ગોપીઓ કૃષ્ણ એક જ હોવા છતા પોતાની પાસે માને છે આ મર્મ ભાગવતકારે અન્યત્ર પણ દર્શાવ્યો છે નારદે કૃષ્ણની દરેક પત્નીના શયનગૃહમા કૃષ્ણને જોયા. એથી રાસક્રીડામા અને ત્યા પણ પ્રત્યેક સશરીરી આત્મા સાથે પરમાત્માનું રમણ વ્યક્ત થાય છે. શરીરની ઉપાધિને કારણે પ્રત્યેક ગોપી પોતાની જ સાથે પરમાત્મા રમણ કરે છે એમ માને છે, તત્ત્વતઃ

' એ કામે જગત નચાવીયું, કૃષ્ણે નચાવીઓ કામ,
માર રમાડ્યો મર્કટવત્, છે કૃષ્ણ આત્મારામ

(કડવું ૬૬, ૬)

તે સર્વની સાથે રમે છે.[૩૦] આમ રાસક્રીડા તે વિલાસક્રીડા નથી. રાસપંચાધ્યાયીને અંતે તેના શ્રવણની ફલશ્રુતિ આપતાં ભાગવતકાર કહે છે, કે વ્રજવધૂઓ સાથેની પરમાત્માની આ ક્રીડા જે શ્રદ્ધાયુક્ત થઈ સાંભળે છે અથવા વર્ણવે છે, તે પરમભક્તિ પામી, તરત જ હૃદયના રોગ જેવા કામને તજે છે-**भक्तिं परां भगवति प्रतिलभ्य कामं हृद्रोगमाश्वपहिनोत्यचिरेण धीरः।**

**૧૬ : મથુરાગમન અને ત્યાંની લીલાઓ :**

કૃષ્ણે અરિષ્ટાસુર (વૃષભાસુર)ને માર્યો તે લૌકિક કર્મના અતિરેકથી જે અરિષ્ટ (અનિષ્ટ) ઉત્પન્ન થાય છે તેનું પ્રતીક હતો. તેમ કેશી દાનવ ઇન્દ્રિયચાંચલ્યના પ્રતીકરૂપ અશ્વ હતો. કૃષ્ણ તેનો પણ નાશ કરે છે. અક્રૂર સાથે કૃષ્ણ મથુરા જાય છે, ગોપીઓ ત્યારે તેમનો માર્ગ રોકે છે, વિરહના વિચારે વિહ્વળ થઈ જાય છે. ગોપીઓ જ્ઞાનમાર્ગી હોત તો અદ્વૈત વિચારે અથવા બ્રહ્મની સર્વવ્યાપકતાના જ્ઞાને શોક ન કરત. પરંતુ તેઓ તો કૃષ્ણ સાથે સાયુજ્યભાવ અનુભવતી ભક્તિ-માર્ગિણી હતી. તેથી કૃષ્ણ જતા જાણે આત્મતત્ત્વ ખોઈ બેસે છે. તે સર્વ કૃષ્ણના જવાના માર્ગમાં સૂઈ જાય છે. (સેહડામાં સૂતી સુંદરી, હાંડા હૈયા ઉપર રથ). પરંતુ જ્યારે કૃષ્ણ તેમને કહે છે કે "તમારી પ્રીતને દોરડે, હું બંધાયો છૌં નિરધાન;" અને ફરી એકવાર મળવાનું વચન આપે છે ત્યારે તેઓ માર્ગ મોકળો કરે છે. ગોપીઓને દેહ-

---

૩૦. પ્રેમાનંદ આત્માપરમાત્માની રાસરમણા આ રીતે વર્ણવે છે :
રમે નારાયણ નટ રૂપે રે,
કોટિ બ્રહ્માંડ ધરે પરમેશ્વર, એક એક રોમ કૂપે રે
ચોસઠ સહસ્ર કરપદ લોચન, શ્રવણ ચોસઠ હિજાર રે;
મસ્તક બત્રીસ સહસ્ર નાસિકા, સોળ સહસ્ર નિરધારથાર રે.
... ... ... ... ... ...
સોળ સહસ્ર મુખી થઈ ગંગા, વિષ્ણુપાદોદકી થાવા રે.
(કડવું ૬૭)

સુખની વાસના નથી. પરમાત્મા પોતે ભક્તિના બંધને બંધાયેલા છે એની ખાતરી મળે પછી ભક્તને એનાથી વિશેષ ખાતરીની જરૂર રહેતી નથી.

કૃષ્ણ મથુરામાં આવતાં જ નગરસ્ત્રીઓ પોતાનાં સર્વ કાર્યો પડતાં મૂકી તેમને જોવા બહાર નીકળે છે. મથુરામાં આજ સુધી કંસ-રૂપી અનાત્મસ્વરૂપ પાપનો જ નિવાસ હતો. પરંતુ જ્યારે પરમાત્મ તત્ત્વનો સચાર થાય છે ત્યારે દેહ અને મનની સર્વ વૃત્તિ અને પ્રવૃત્તિઓ તેના તરફ જ આકર્ષાય છે. લોકોના દેહની મલીનતાવાળાં વસ્ત્રો ધોઈ જેની વૃત્તિઓ પણ મલીન થઈ ગઈ હતી તે ધોબી મલીન વૃત્તિઓનો પ્રતિનિધિ છે. નિંદા તેનો સ્વભાવ છે. મથુરામાં પગરણ કરતાં જ કૃષ્ણ સૌ પહેલાં તેનો નાશ કરે છે. માળીનો વ્યવસાય સુગંધી પુષ્પનો છે. સજ્જનતાનું તે પ્રતીક છે. પરમાત્માનો સત્કાર કરતાં તેની પર પ્રભુનો અનુગ્રહ થાય છે. કુબ્જા કંસની સેવા કરતી હતી તે માટે વાંકી હતી. તે વક્રબુદ્ધિનું પ્રતીક છે. પરંતુ તેનું કાર્ય સુગંધી ચંદનનો લેપ તૈયાર કરવાનું હતું તેથી સુખડનો ધર્મ, ઘસાઈને પણ સુગંધ આપવાનો ગુણ, પરોપકારવૃત્તિ, વક્રબુદ્ધિ છતાં તેનામાં હતી. આ બુદ્ધિની વક્રતા પણ કંસ, મિથ્યાભિમાનના સંગદોષનું જ કારણ હતી. તેથી કૃષ્ણના, આત્મતત્ત્વના સત્સંગથી તેની વક્રતા દૂર થઈ સરળતા આવી. દરજી તે સુલક્ષણ છે, મનુષ્ય સ્વભાવને દરજીની જેમ દોરો ભરી, અનુકૂળ બનાવે છે. એથી તે કૃષ્ણની કૃપા પામે છે. કંસ પોતાનું 'ધનુષ' પૂજાવતો હતો. તે તેના મિથ્યાભિમાનનુ જ પ્રતીક હતું માટે કૃષ્ણ તેને ભાંગી નાખે છે, અને કંસને પોતાના મૃત્યુની ઘડી નજીક દેખાય છે. કુવલયાપીડ ઉન્મત્તમદ મોહ છે, ચાણુર કામ છે, અને મુષ્ટિક ક્રોધ છે. એ ત્રણેનો સંહાર ...નાં અભિમાનને સંહારવાનો માર્ગ સરળ થાય છે.

**૧૯. ઉદ્ધવ દ્વારા ગોપીઓને સંદેશ :** ઉદ્ધવને કૃષ્ણ ગોપીઓ પ્રે મોકલે છે. એમાં કેવળ ગોપીઓનું સાંત્વન કરવાનો હેતુ નથી.

ગોપીઓ જેમ ભક્તિસ્વરૂપ બની હતી; તેમ ઉદ્ધવ જ્ઞાનસ્વરૂપ હતા. કેવળ ભક્તિ પરમાત્માના વિરહે વિહ્વળતા જન્માવે છે. જો ભક્તિને જ્ઞાનનો સ્પર્શ આપવામાં આવે તો તે નિષ્કામ બને છે. જ્ઞાન વિના ભક્તિ આંધળી છે. તે જ રીતે ભક્તિ વિના કેવળ જ્ઞાન પંગુ છે. પરમાત્મા માટેની અદમ્ય ઝંખના તે ભક્તિ. આવી ઉત્કટતા વિનાનું જ્ઞાન પરમાત્મપ્રાપ્તિ કરાવી આપતું નથી. તેથી જેમ ગોપીઓને જ્ઞાનાભિમુખ કરવાની જરૂર હતી, તેમ ઉદ્ધવને પણ ભક્તિમુખ કરવાની જરૂર હતી. ઉદ્ધવ વ્રજમાં જઈ નંદ યશોદાને કહે છે કે તમે કૃષ્ણ પ્રત્યેનો પુત્રભાવ ભૂલી જાવ. તે તો પરાત્પર બ્રહ્મ છે. "બ્રહ્માંડ ચૌદ લોકમાં, વિશ્વાત્મા વ્યાપી રહ્યો"—જેને આદિ કે અંત નથી, જે ગુણાતીત છે છતાં અનેક રૂપે વિસ્તર્યો છે તે કૃષ્ણને બ્રહ્મ જાણી 'પુત્રભાવને પરહરો.' એ રીતે નંદયશોદાને ઉદ્ધવ જ્ઞાન આપે છે. પરંતુ તે જ ઉદ્ધવ વ્રજનિવાસીઓના પ્રત્યેક કાર્યનું અવલોકન કરે છે ત્યારે તેને જણાય છે તે સર્વમાં કૃષ્ણની રટણા છે. આવી અનન્યભક્તિથી જ્ઞાની ઉદ્ધવ પણ દ્રવે છે. ઉદ્ધવ ગોપીઓના 'વિરહલક્ષણ રોગ'ને મટાડવા માટે 'જ્ઞાનલક્ષણ વૈદ્ય' પાસે જવાનું કહે છે, અને 'યોગાભ્યાસને સાધતાં તમો થાશો બ્રહ્માકાર' એ પ્રકારનું આશ્વાસન પણ આપે છે. પરંતુ આ ગોપીઓને યોગનો ઉપદેશ પણ વ્યર્થ છે. તેમણે તો કૃષ્ણકથાની કંથા પહેરી છે, વસ્ત્રહરણ પ્રસંગે વસ્ત્રના રૂપમાં વાસના પણ ત્યાગી છે, તેમણે કુળમર્યાદા મૂકી એ કુટુંબસ્વપ્નનો ત્યાગ કરવા જેવું છે. એક પ્રકારની પરમહંસ-દશા; અવધૂત અવસ્થા આ ગોપીઓ અનુભવે છે એમને તો 'લેહ લાગી છે લટકાળાની.' આ લટકાળો તે 'બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે' તે જ. ઉદ્ધવે તો વેદાંતના બિંબપ્રતિબિંબન્યાય, વસ્ત્રપટઃ ન્યાય, જેવાં દૃષ્ટાંતો તેમ ઘીમાખણનાં ગોપીઓ સમજી શકે એવાં દૃષ્ટાંતો આપી, કૃષ્ણનું નિરંજન નિરાકર બ્રહ્મસ્વરૂપ સમજાવે છે. પરંતુ જેમણે સાયુજ્ય મુક્તિનો ભક્તિ દ્વારા જ અનુભવ લઈ લીધો છે તે ગોપીઓ

તો કહે છે. "જ્ઞાનસુધા તે વિષને તોલે, હરિ અધરામૃત પીજે રે." પરમાત્મા વિશેની ગોપીઓની આરત જોઈને, ભક્તિની ઉત્કટતા જોઈને ઉદ્ધવનું જ્ઞાન પણ ગળી જાય છે. જ્ઞાન તો કહે છે કે પરમાત્મા સર્વવ્યાપી છે. અહીં ગોપીઓ તો સર્વત્ર કૃષ્ણની સર્વવ્યાપકતા અનુભવી રહી હતી. તેમના પ્રત્યેક કાર્યમાં, તેમના પ્રત્યેક ઉચ્ચારમાં, અને વિચારમાં कृष्णात् परं किमपि तत्त्वमहं न जाने નો જ મંત્ર ચરિતાર્થ થતો હતો. ઉદ્ધવ બ્રહ્મનું ચિંતન કરતો હતો, ગોપીઓ તો બ્રહ્મમય જીવન માણતી હતી. ઉદ્ધવ ગયા હતા ગુરુ થઈને અને બની ચેલા. અને તેમણે ગોપીઓ પાસે પ્રેમલક્ષણા ભક્તિની દીક્ષા લીધી.

આ આધ્યાત્મિક તાત્પર્ય ઉપરાંત દશમસ્કંધનું બીજું તાત્પર્ય ગીતામાં કૃષ્ણે કહ્યું છે તે એ છે કે "ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम् ॥ જેઓ મને જેવી રીતે ભજે છે તેમને હું તેવી જ રીતે ભજું છું." પૂતના, તૃણાવર્ત, કંસ આદિ અસુરો જે કૃષ્ણના પ્રાણ લેવા ઝંખતા હતા તેમનો પણ કૃષ્ણે મોક્ષ કર્યો. અસુરો, ગોપીઓ સર્વને મોક્ષ મળે છે તેનું કારણ શું? આવી શંકા ભાગવતમાં પરીક્ષિતે પણ કરી છે. ત્યારે એ સ્થળે શુકદેવજી તેની શંકાનું સમાધાન કરતાં કહે છે : कामं क्रोधं भयं स्नेहमैक्यं सौहृदमेव च । नित्यं हरौ विदधतो यान्ति तन्मयतां हि ते ॥ હરિ વિશે નિત્ય કામ, ક્રોધ, ભય, સ્નેહ, ઐક્ય કે મૈત્રી એમાંનું કંઈ પણ કરનારા અવશ્ય હરિમયતા પામે છે.[31] અને એથી જ પૂતના, કંસ આદિને કૃષ્ણ વેરભાવે મળ્યા, ગોપીઓને કામભાવે મળ્યા અને સુદામાને મિત્રભાવે મળ્યા.

આ બધી ઘટનાઓ પરમાત્માની कर्तुम् अकर्तुम् अन्यथा कर्तुम् समर्थः એવી શક્તિમત્તા પણ અચૂક બતાવે છે.

૩૧. જ્ઞાન અજ્ઞાને કામે ક્રોધે, કો ભજે નંદકુમાર રે
પ્રેમાનંદ પ્રભુ સીતાપતિ, તારે ભવસંસાર રે. (કડવું ૮૩, ૧૮)

## ૭ : રસનિષ્પત્તિ અને રસસંક્રમણ

પ્રેમાનંદ રસનો સ્વામી છે, સન્‌રસતાનો કવિ છે. રસની બાબતમાં કોઈપણ ગુજરાતી કવિ એના પેંગડામાં પગ ઘાલે એવો નથી એવું નવલરામનું વિધાન ભારોભાર તથ્ય ધરાવે છે. રસનો અસ્ખલિત સ્રોત અને તેનું વૈવિધ્ય જેટલાં પ્રેમાનંદમાં છે તેટલાં કોઈ મધ્યકાલીન કવિમાં નથી. એનાં આખ્યાનો સાંભળતાં કે વાંચતાં એક પ્રકારની રસ-સમાધિમાં ઊતરી જઈએ છીએ. પ્રેમાનંદને સંસ્કૃત સાહિત્યનો અભ્યાસ હતો ખરો પરંતુ તેણે કાવ્યશાસ્ત્ર અને રસમીમાંસાનો અભ્યાસ કર્યો હશે કે કેમ તે શંકાસ્પદ છે. રસ વિશેની ભરત મુનિની વ્યાખ્યા કે અભિનવગુપ્તાદિની રસવિષયક ચર્ચાનું તેણે પરિશીલન નહિ કર્યું હોય. આ પ્રકારનું રસનિરૂપણ રસમીમાંસાના શાસ્ત્રીય જ્ઞાન વિના ન જ થઈ શકે એવું નથી, તેમ જેને રસમીમાંસાનું શાસ્ત્રીય જ્ઞાન હોય તે ઉચ્ચ કોટિનું રસનિરૂપણ કરી શકે એવું યે નથી. સંસ્કૃત સાહિત્યનો સામાન્ય પરિચય, પુરોગામી કવિઓના આછા રસનિરૂપણનું અવલોકન અને સ્વકીય વિચક્ષણ પ્રતિભાનો સમન્વય પ્રેમાનંદમાં થયો છે.

આખ્યાન સાહિત્યપ્રકાર માટે રસ અનિવાર્ય અંગ છે. આખ્યાનનું વસ્તુ શ્રોતાઓને માટે ઘણું જાણીતું હોય છે. જો વિશિષ્ટ રસકલાથી તેને રસવામાં ન આવે તો ભાવક વર્ગ માટે તે આસ્વાદ્ય બનતું નથી. એથી પ્રેમાનંદ સભાનપણે રસનિરૂપણ કરે છે. છતાં તેમાં સ્વાભાવિકતાની ઊણપ વરતાતી નથી. તેનાં આખ્યાનો સૌથી વિશેષ હૃદ્ય અને આસ્વાદ્ય બન્યાં તેની પાછળ તેની રસનિષ્પત્તિ અને રસસંક્રમણની કલાનો ફાળો વિશેષ છે. એક કરતાં વધુ રસ વહેવડાવી બહેલાવી, ભાવકોને તેમાં પરિપ્લાવિત કરી દેવાની સૂઝ અને શક્તિ તેની પાસે છે. ભરતે નવ રસ ગણાવ્યા પછી ભક્તિ અને વાત્સલ્યને પણ રસ તરીકે ભરતના કેટલાક અનુગામીઓ ઉલ્લેખનીય ગણે છે.

પ્રેમાનંદ બહુ જ સાહજિકતાથી આ સર્વ રસ નિષ્પન્ન કરે છે. એનું રસનિરૂપણ વિદગ્ધ જનને તેમ પ્રાકૃતજનને એક સરખો આનંદ આપે છે. આખ્યાનોમાં એક અથવા બે રસ પ્રધાન સ્થાને હોય છે અને અન્ય રસ ઉપકારક બની, કાર્યસાધક નીવડતા હોય છે. 'નળાખ્યાન'માં કરુણ અને શૃંગાર મુખ્ય રસ છે તો હાસ્ય, અદ્‌ભુત આદિ રસ ગૌણ છતાં ઉપકારક બનતા હોય છે. 'રણયજ્ઞ'માં પ્રધાન રસ વીર અને કરુણ છે તો અદ્‌ભુત અને બીભત્સ રસો સહાયક બનીને આવે છે. 'કુંવરબાઈનું મામેરું'માં મુખ્ય સ્થાને ભક્તિ અને હાસ્ય છે જ્યારે કરુણ અને અદ્‌ભુત પોષક રસ છે. 'અભિમન્યુ આખ્યાન'માં પ્રધાન સ્થાને રહેલા વીરરસને શૃંગાર, કરુણ જેવા પૂરક રસ વધારે સ્વાદુ બનાવે છે. 'ઓખાહરણ'માં શૃંગાર પ્રધાન છે અને વીર જેવા ગૌણ રસ તેને વધુ રોચક બનાવે છે. 'સુદામાચરિત'માં ભક્તિ, હાસ્ય, કરુણ, શાંત અને અદ્‌ભુતનો લીલાવિસ્તાર છે. 'દશમસ્કંધ'માં કરુણ, વાત્સલ્ય, શૃંગાર, અદ્‌ભુત, હાસ્ય અને ભક્તિ રસની છોળ ઊડે છે. એકે રસ એવો નથી, જે પ્રેમાનંદના આલેખન-માંથી છટકી શક્યો હોય. પ્રા. શ્રી અનંતરાય રાવળ અવલોકે છે તેમ 'પ્રેમાનંદે લોકહૃદયને આકર્ષ્યું પોતાની કથનકલાથી, પાત્રાલેખનથી અને પુરાણકથાના ગુજરાતીકરણથી, પણ તેને વશ તો કર્યું છે પોતાની રસપ્રભુતાથી.'

કરુણ :

પ્રેમાનંદ બધા ય રસના નિરૂપણમાં એકસરખો કુશળ છે. એના કોઈ આખ્યાનમાં કરુણ રસ પ્રધાન છે તો કોઈ આખ્યાનમાં શૃંગાર કે વીર; છતાં કરુણ રસના નિરૂપણમાં તો તે સવિશેષ રુચિ ધરાવતો જણાય છે. એને માટે એમ કહેવાય છે કે તે ધારે ત્યારે રડાવે અને ધારે ત્યારે હસાવે. મધ્યકાલીન સાહિત્યમાં હાસ્યનું નિરૂપણ બહુ વિરલ હતું એથી પ્રેમાનંદ હાસ્ય માટે યોગ્ય રીતે યશસ્વી બન્યો છે; છતાં કરુણ રસના નિરૂપણમાં પણ એની સિદ્ધિ અનન્ય છે.

'દશમસ્કંધ'માં કરુણની છાયા એક કરતાં વધુ વાર અનુભવાય છે. ભાગવતમાં કંસ દેવકીને મારવા તૈયાર થાય છે ત્યારે વસુદેવ તેને સમજાવવાનો પ્રયાસ કરે છે, પરંતુ શું દેવકી તે સમયે ચૂપચાપ જ ઊભી હશે? પ્રેમાનંદ આ સમયે દેવકીનું દારુણ રુદન ઉમેરે છે :

કોણ મુકાવે હો, નહીં પિતા માવડી,
ભાઈ તેં ઉછેરી હો, નમાઈ હું રાંકડી;
કેમ સહું રાતી હો, વીરાજીની આંખડી.
શિર મહારૂં દુખે હો, તાણો મા ચોટલો;
દૂખે અંગ લોકડા હો, ખસી મહારી ચુંદડી.
વેણી વિખાણી હો, કાકીએ સેસ ભરી;
ભલું થાઓ દેવનું હો, વાણી એવી ઓચરી.
જે પરણાવે હો, તે વધ કેમ કરે;
મીંઢળ નથી છૂટ્યા હો, ના ગઈ સાસરે.
તંબોળ પરણ્યાનો હો, સુકયો નથી સાવલીયે;
મા મારો, છઉં કોડ ભરી હો, લાગુ તહારે પાવલીયે,

આમ, દેવકીનો વિલાપ સાંભળતાં સમગ્ર વાતાવરણમાં જે આક્રંદ વ્યાપી જાય છે તેનું નિરૂપણ કરતાં કવિ કહે છે :

દેવકી રોતાં હો, રોઈ પ્રજા ગામની.
રોયાં વૃદ્ધ જોબન હો, રૂએ બાળક ખાડુવાં;
રોયા હય હસ્તી હો, રોયાં નગ્ર આડુવાં.
રોયા ગગને દેવતા હો, રોયા વસુદેવ પતિ;
પણ નિરદે કંસને હો, દયા નથી આવતી.

અને એ સાથે પ્રેમાનંદના ભાવકવર્ગની આંખ પણ ભીની થયે વિનો રહેતી નથી.

તે જ રીતે, પહેલો પુત્ર સોંપી દેતાં અને કૃષ્ણનો જન્મ થતાં તેને ગોકુળમાં મૂકી આવવા વસુદેવને આપવાની આનાકાની કરતાં

દેવકીનો વિલાપ પણ કરુણનું સરસ ઉદાહરણ છે. તે જ રીતે કૃષ્ણને વસુદેવના હાથમાં ગોકુળમાં મૂકી આવવા સોંપતી દેવકીનો વિલાપ, પણ અત્યંત કરુણ છે, અને તે 'નળાખ્યાન'ના 'મોસાળ પધારો રે, બાહુઆં મોસાળ પધારો રે' એ પદ સાથે સામ્ય ધરાવે છે :

ગોકુળ પધારો, હો, બાળક બાહુવાં;
વન રવડજો હો, પગે નહીં ખાસડાં;
આતા ઉછરજો હો, પી પી છાસડી.

'દશમસ્કંધ'માં કરુણના નિરૂપણનું સૌથી ઉત્કૃષ્ટ ઉદાહરણ 'મારું માણેકડું રીસાવ્યુ રે' છે. કૃષ્ણ ગેડી કાઢવ ને નિમિત્તે કાળી નાગને નાથવાને યમુનાના ધરામાં ઝંપલાવે ત્યારે પુત્રનાં આગળનાં પરાક્રમો છતાં જશોદાનુ માતૃહૃદય ચિત્કાર કરી ઊઠે છે, એમાંથી આ વાત્સલ્યમૂલક કરુણ જન્મે છે :

મારું માણકડું રીસાવ્યું રે શામળિયા,
તાહારા મનમા એ શું આવ્યુ રે...
હું અપરાધણ માતાને મૂકી, શા મારે ઝંપલાવ્યું રે!

સંતાન, રુપીયું મોટું ધન તે, કરમે લીધું લુટી;
મેં નવ જાણ્યું જતન કરીને, રતન પડયું કેમ છૂટી રે.
કાને કુંડળ રુખમાં મોરલી, સાંજે ગોકુલ આવો;
ભૂખ્યો છૌં કહી પેટ દેખાડો, મા કહી મુને બોલાવો રે;
પ્રીત પીછોડી કાછ કછે, મુજ કને નેતરું માગે;
હું ઘરડી માને થાકી જાણી, કોણ વલોવવા લાગે રે.

આમ, વિલાપ કરતી જશોદા કહે છે કે, તારા વિના ગામો હિઝરાઈને મરશે, મોર, પોપટનાં રમકડાં હવે કોણ રમશે; પોતે પુત્રને ઊખળ સાથે બાંધ્યો હતો તે યાદ આવ્યું તેટલા માટે તેં જમુનામાં ઝંપલાવ્યું હશે એવો પ્રશ્ન કરતી જશોદાને પણ જમુનામાં ઝંપલાવવાનો પ્રયત્ન કરતી દર્શાવીને પ્રેમાનંદે કરુણની ચરમ કોટિ આણી દીધી છે.

કૃષ્ણ નિષ્ઠુરતાથી નંદને કહી દે છે કે, "સગા પિતા વસુદેવજી, તમો છો પાળક તાત; આપણે સગપણ છે નહીં..." ત્યારે નંદરાય હૈયાફાટ રડે છે. પ્રેમાનંદ પોતાની રીત પ્રમાણે કહે છે કે તેનું રુદન સાંભળી આકાશમાં દેવતા રડ્યા, વાડીનાં વૃક્ષ રડ્યાં અને નગરના લોક પણ રડ્યાં. એ નિરૂપણ જો કે પરંપરાગત જણાય પરંતુ નંદનો શોક સકારણ છે. એક તો તેણે દીકરી ગુમાવી, અને હવે જેને પાળી પોષી મોટો કર્યો તે પણ તેને કહે છે કે હવે 'આપણે સગપણ છે નહિ!'

વિશ્વાસઘાત કીધો મુજને રે, હું દુર્બળનો આધાર;
લોક કહેશે મુને વાંઝિયો રે, મારાં ફરી દેવાયાં દ્વાર.
(કડવું ૧૨૩ : ૫૮–૯)

વાંઝિયામહેણાનું દુઃખ સૌથી આકરું છે. અને કૃષ્ણની બાળચેષ્ટાઓ યાદ કરતાં એનું રુદન વધુ ઘેરું બને છે :

ચાલ શામળિયા ઘેર જઈએ રે, એવા કઠિણ નઠોર ન થઈએ રે;
કેમ ગૌધન વનમાં ચરશે રે, ગાયો તું વિના હીંસી મરશે રે.
કોણ સીકું લાકડીએ ધરશે રે, કોણ ગોરસ ચોરી કરશે રે;
તારી માતનું ચિત્ત ચળશે રે; વાંસળીએ જાળાં વળશે રે.
તારે રમકડે કોણ રમશે રે, તારી ત્રાંસળીએ કોણ જમશે રે;
મોર મુકુટ ક્યાં મૂકશે રે, કોણ કચોળે દૂધ પીશે રે.
... ... ... ... ...
યશોદા કેમ બહાર નીકળશે રે, વંઝા કહી લોક પાછા ફરશે રે;
... ... ... ... ...
વાયસ થઈ વાત્સલ્ય કીધું રે, ફરી કોયલે બચલું લીધું રે.
... ... ... ... ...
(કડવું ૧૨૩, ૫૮–૧૦)

ઉદ્ધવ મથુરા જઈ વાત્સલ્યભર્યાં નંદયશોદાનાં દુઃખી હૃદયને આશ્વાસન આપી, કૃષ્ણને બ્રહ્મ જાણી, પુત્રભાવ પરહવા કહે છે ત્યારે

યશોદાનું હૃદય એ ઉપદેશથી દાઝી ઊઠે છે. કૃષ્ણને તેણે લાડ લડાવ્યાં છે, શિક્ષા પણ કરી છે, તેનાં તોફાનો અને લીલાઓ વાસ્તવિક જીવનમાં અનુભવ્યા પછી આ જ્ઞાનથી તેને મિથ્યા માનવા તેનું મન કેમ માને? તે કહે છે :

હું કેમ આણું વિશ્વાસ, બાંધ્યો મેં ઊખળે રે.
પ્રસવ સમેનો દિન, સ્ત્રીને હોયે દોહેલો રે;
ઉદરમાં દશ માસ, વહ્યો મેં શામળો રે.
પોઢાડ્યો મેં પાલણે, ગાયાં હાલરું રે.
... ... ... ...
મુખ ઉપર આવતા કેશ, આંખડી મીંચતો રે;
સોને મઢ્યો સિંહનો નખ, હઈડે હીંચતો રે.
કુંડળના પ્રતિબિંબ, ગોરા ગાલમાં રે;
ટૂંકડે પાગે ચાલતો, આ પરસાળમાં રે.
જળમાં ભરતો મૂઠ, દેખી ચંદ્ર ચળકતો રે;
વઢતાં બે મંજાર, મારી કોટે વળગતો રે.
ગોવિંદ બોલે ગુંગણું, મુખ ભર્યું માટિયે રે;
તે સુખ સંભારી જોઈ, અમો નવ-ફાટિયે રે.
... ... ... ...
તમો કહો એ બ્રહ્મ, અમો કેમ માનિયે રે.
(કડવું ૧૨૭)

શૃંગાર :

કરુણ રસના આલેખનમાં જેમ પ્રેમાનંદનો ઉન્મેષ વરતાય છે તેમ શૃંગારના આલેખનમાં પણ અનુભવાય છે. ભરત મુનિએ રસની ગણનામાં સૌ પહેલી ગણના શૃંગારની કરી એમાં શૃંગારને પ્રથમ સ્થાને સ્થાપવાનો તેનો હેતુ ન હોય તો પણ માનવની પ્રિયજન માટેની સંતૃપ્ત કે અતૃપ્ત આકાંક્ષાની સાથે સંકળાયેલો આ રસ અન્ય સર્વ રસ કરતાં વધુ આલેખાયેલ છે. મધ્યકાલીન સાહિત્ય ભક્તિ પરત્વે

વિશેષ અભિમુખ છતાં શૃંગારની સૂઝ સેવતું ન હતું. શૃંગારથી રસેલું સાહિત્ય સર્જવામાં રાસ અને ફાગુ કાવ્ય લખનારા જૈન અને જૈનેતર કવિઓ પછીના સમયમાં પ્રેમાનંદ અનન્ય છે. સંભોગ અને વિપ્રલંભ બન્ને પ્રકારના શૃંગારના આલેખનમાં એને એક સરખી ફાવટ છે.

**દશમસ્કંધ**માં કૃષ્ણ–ગોપી વિરહનાં પદોમાં શૃંગારની નિષ્પત્તિમાં ભાગવતને અનુસરવા છતાં પ્રેમાનંદ મૌલિકતા દાખવી જાય છે. સુંદર-શ્યામની મુરલી સાંભળી, વ્રજાંગનાઓ કામાતુર બની જાય છે. લોકાચાર આડે આવે છે, છતાં કોઈ ને કોઈ નિમિત્ત કાઢી, વ્રજવનિતાઓ વૃંદાવન તરફ ગમન કરે છે :

શુક કહે સાંભળિયે રાજા, વાયે વેણુ સુંદરશ્યામ જી
વ્યાકુલ થઈ છે વ્રજની નારી, પીડે પાપી કામ જી
મળવાને તરસે મન, દેહડી દાઝે છે.
વહુવારુને મરજાદ, મનડું લાજે છે.
નંદનવનની વાંસલડી રે, વિરહ તણો ભંડાર જી;
મન રીસે છે હરિ મળવાને, પણ પીડે લોકાચાર.
(કડવું ૬૫)

કાલિંદીને કાંઠડે રે, ઊભી રહી વ્રજનાર;
વિજોગ દમે દીનાનાથનો રે, નેત્રે ભરતી વાર.
બાઈ નિકટ વાજે વાંસળી રે, હરિ સાથે ભ્રાતકુમાર;
કેમ મળિયે જીવન કૃષ્ણને રે, ધિક્ આત્માનો અવતાર.
ધન વૃન્દાવનની વેલડી રે, ધન વૃન્દાવનની ધર્ણ;
અમો તૃણ થઈ નવ અવતરી રે, ઉપર ચાલત હરિનાં ચર્ણ.
શાને કહેત બ્રહ્મા તુંને રે, જો જનમ વાંસનો દેત;
અમો થાત વિઠ્ઠલની વાંસળી રે, તો અધરતણો રસ લેત.

આમ પોતે વાંસ થઈ હોત તો વાંસળી થઈને પ્રિયના અધર-રસનું પાન કરત, ચણોઠી રૂપે અવતરી હોત તો પ્રભુના કંઠની માળા

થાત, જ્યોતિકા તરીકે નિરમાઈ હોત તો પ્રભુના કરમાં શોભત વગેરે મનોભાવો અનુભવતી ગોપીઓના વિરહનું—વિપ્રલંભ શૃંગારનું—સુંદર નિરૂપણ કવિએ કર્યું છે.

કાત્યાયની વ્રત કરતી ગોપવનિતાઓ સ્નાન કરતી હતી ત્યારે કૃષ્ણ તેમનાં વસ્ત્ર લઈને વૃક્ષ પર ચઢી જાય છે. ખોંખારો સાંભળી કોઈક પુરુષની હાજરી જાણી વ્યગ્ર બનેલી ગોપીકાઓને જ્યારે સમજાય છે કે તેમના વસ્ત્રોનો ચોર તો તેમનો ચિત્તચોર જ છે ત્યારે મધુર લજ્જા અનુભવે છે. તેમની સાહજિક ચેષ્ટાઓનું અને મનોભાવોનું સ્વભાવોક્તિયુક્ત ચિત્ર આપી, પ્રેમાનંદે સંયોગશૃંગારની નમૂનેદાર નિષ્પત્તિ કરી છે :

એક કહે જાણ્યો ચોર, વિચારી સત્ય ભણું;
નવનીત ચિત્તનો ચોર, એ કર્મ તેહ તણું.
દેખી મદન ગોપાળ, સંતાતી નાર ખસે;
તાળી દેઈ વ્રજનાર, મુખે કર દેઈ હસે.
એકેક પૂંઠે સંતાય, વદન ગુપ્ત કરે;
કો ઢાંકતી કુચફળ, ચોટલો ઉપર ધરે.
કો અંગુળી મુખમાય, પટ પ્રણમી માગે;
કો વેગળેથી વ્રજનાર, હરિને પાયે લાગે.
કો વાંકી દષ્ટે જોય, સ્યામા અધર ડસે;
કો કરડે પોતાની જીભ, સામુ જોઈ હસે.
કો પડી ગઈ જળમાંહે, ઢાંકે તન વેણુ વડે;
કો વહડવા તત્પર થાય, ઊંચી ભ્રમર ચડે.

(કડવું ૬૫)

ગોપીઓ લજ્જાથી જળની બહાર આવતી નથી. એથી કૃષ્ણ તેમનાં કુટુંબીજનોને બોલાવીને ફજેતી કરવાની ધમકી આપે છે. અને ભયની મારી ગોપિકાઓ પરાણે લાજ શરમ છોડી દઈને વસ્ત્ર લેવા

નજીક આવે છે. પ્રિય સાન્નિધ્યમાં રહ્યોસહ્યો સંકોચ પણ જતો રહે છે અને,

> મુખ સામું જોઈ હસી હસી, વસ્ત્ર આપ્યા શ્રી ભગવાન;
> ગોવિંદ વીંટ્યા ગોપીએ, કીધાં પટ પરિધાન.
> શ્રી કૃષ્ણને કહે સુંદરી, તમો નગ્ન નિરખ્યાં અંગ;
> હવાં વાર શી છે સામળા, પ્રભુ આપ તાહારો સંગ.

આમ ગોપી-કૃષ્ણનું પ્રણયનું નિરૂપણ કરી કવિ તેને ઉચ્ચ કોટિએ લઈ જવા કૃષ્ણ મુખે કહેવડાવે છે. "કર્મ રહિત અબળા થઈ ફરી નહીં પામો અવતાર." પરંતુ પછીથી ગોપીઓને કૃષ્ણનાં વસ્ત્ર ઉતારવા જેટલી ઉચ્છૃંખલા ચીતરીને કવિએ કેવળ રસાભાસ જ નિષ્પન્ન કર્યો છે.

ભાગવતમાંની રાસપંચાધ્યાયીને જગતભરના શૃંગારરસપ્રધાન સાહિત્યમાં ઉચ્ચ સ્થાન મળે છે. એના આધ્યાત્મિક તાત્પર્ય છતાં એમાંના શૃંગારનું મહત્ત્વ કલાદૃષ્ટિએ ઓછું થતું નથી. વેણુનો નાદ સાંભળી ગોપવધૂઓ કૃષ્ણને મળવા વિહ્વળ બની જાય છે. પોતાની સર્વ પ્રવૃત્તિઓ છોડી, વસ્ત્રાભૂષણો પણ સરખાં પહેરવાની સાન ગુમાવી, વૃન્દાવન તરફ દોડે છે :

> ... ... ... ...
> ગૌ દોહીને દૂધની દહોણી, જળ ગોળીમાં રેડે,
> ... ... ... ...
> કો બાળકને સુવાડી હેઠાં, ઉપર ઢોલીઓ ઢાળે.
> ... ... ... ...
> કોઈ દોપ દીએ દીપકને, અવળાં દર્પણ જોએ.
> રસોઈમાંથી વેણું સાંભળી, ભોજન કરે છે નાથ રે;
> તે અન્ન પીરસતી ઉઠી ચાલી, ચાટવો રહ્યો છે હાથ.
> ... ... ... ...

"કોઈ ધાવતો મૉખી ચાલી, પ્રાણ પેં વહાલો પુત્ર.
... ... ...
કોઈક નયણે કાજળ ભરતી, આંજ્યુ એક લોચન રે,
... ... ...
ઓઢણી પહેરી કટિ સંગાથે, ચરણાં ઓઢ્યાં શીશ.
એક બાંહે પેહેરી ચોળીની, માંહે અવળો આવ્યો હાથ રે;
... ... ... ...
કો કાજળે કરીને સેંથો પૂરે, કો નયણે આંજે સિન્દૂર રે.
(કડવું ૮૪)

"તને મૂકી કરીએ અન્ય સેવ, તે વ્યભિચાર ખરે," એ રીતે અનન્યભાવથી ચાહતી ગોપીઓનો પ્રણય સ્વીકારી, કૃષ્ણ ગોપીઓ સાથે વિહાર કરે છે તેનું ભાગવતમાનું નિરૂપણ મર્યાદાશીલ છે, જ્યારે પ્રેમાનંદ નરસિંહનું અનુકરણ કરતો હોય તેમ પ્રગલ્ભતાપૂર્વક સુરતક્રીડાનું વર્ણન કરે છે;

મરયાદ છાંડી ક્રીડા માંડી, સ્ત્રી સંગ સુંદર શ્યામ;
... ... ... ...
રમણ ભ્રમણ નમણ દીનત્વ, રાચે જાચે સંગ.
... ... ... ...
આસન સાધે વિરહ વાધે, મર્મ મારે હસ્ત;
સુરત સંગ્રામે એક શ્યામે, છતી નારી સમસ્ત,
... ... ... ...
શિથળ શરીર છે, વિખેલી વેણી, પોખ્યો પુરણ કામ.

ગોપીઓને કૃષ્ણને મોહ પમાડ્યાનું અભિમાન થયું, તેથી કૃષ્ણ અદૃશ્ય થયા ત્યારે આ સંભોગ-શૃંગારમાંથી કવિ ત્વરાથી વિપ્રલંભ-શૃંગારમાં સંક્રમણ કરાવી જાય છે. શોધવા છતાં કૃષ્ણ ન જડવાથી

વિહ્વળ બનેલી ગોપિકાઓ કૃષ્ણ ચરિત્રના 'વેશ કાઢી' મનના ઉદ્વેગને શમાવવાનો પ્રયત્ન કરે છે. કોઈ સ્થળે કોઈક ગોપી સાથે કૃષ્ણે કરેલા વિહારનાં ચિહ્નો જોઈ ઈર્ષ્યા અનુભવે છે એ સર્વ વિપ્રલભ શૃગારના નિરૂપણમા પ્રેમાનદની કલાનો ઉત્કર્ષ દર્શાવે છે. એ પછી અભિમાન ઓગળી જતા કૃષ્ણ ફરી પ્રગટ થાય છે અને રાસક્રીડાનુ નિરૂપણ કરી પ્રેમાનંદ ફરી વિપ્રલભ શૃગારમાથી સભોગ શૃગારમા સક્રમણ કરાવી જાય છે :

ગુણાતીત ગોપી સંગ ક્રીડા કરે..... ......
નાચે નચાવે, હસીને હસાવે, બાળીને તાળી દે વનમાળી;
પાગે લાગી પ્રભુ સંગ માગે, પણ ના કહે ચિત્રશાળી.
સાહેલડી એલડી ઘેલડી ગર્વ શુ હાળે, દર્પ કદર્પનો શ્યામ સાથી,
એકે અનેક નિર્બળ નાર કરી, કમોદની માહે શુ છૂટો હાથી.
(કડવુ ૯૮)

અક્રૂર કૃષ્ણને તેડવા આવ્યો છે એ જાણી ગોપીઓ તેના માર્ગમાં સૂઈ જાય છે·—"સેરડામા સુતી સુદરી રે, હાંકો હૃદયા ઉપર રથ" અને કૃષ્ણ, 'હુ ફરી મળીશ એકવાર' એમ કહી તેમને પટાવી દઈ રથ હકારાવી જાય છે, તેના રથની ઊડતી રેણુ જોઈ, તેમની આખોનુ કાજળ આનુએ ધોવાઈ જાય છે એ વિપ્રલભનુ ઉદ્દાહરણ છે.

તેજ રીતે ઉદ્ધવ કૃષ્ણનો સદેશો લઈને આવે, ત્યારે 'જોગ શેવવાનો ઉપદેશ કુબ્જાને આપજો' એમ ઈર્ષ્યાભાવે કહી, ભ્રમરને સબોધન નિમિત્તે કૃષ્ણને ઉપાલભ આપતી, ઉદ્ધવનો હાથ પકડી, કૃષ્ણલીલાના સ્થળો બતાવી, એ ક્રીડાઓ જાણે પ્રત્યક્ષ નિરખતી હોય તેમ વર્ણવી; પ્રત્યેક ગોપી કૃષ્ણને કઈ ને કઈ ભેટ—ધાબળી, માખણ, ગુજાહાર, મોજડી, છાશની ગોળી એવી અવનવી પ્રેમની ભેટો મોકલે છે એ વિપ્રલભ શૃગારનું નિરૂપણ છે, તો વૃન્દાવનની એ વાતો સાભળી, 'ભાઈ મિરયા કુબ્જા તારનું, કલક માથે ચોડિયુ.' એ રીતે

"કોઈ ધાવંતો માંખી ચાલી, પ્રાણ પેં વહાલો પુત્ર.
... ... ...
કોઈક નયણે કાજળ ભરતી, આંજ્યું એક લોચન રે,
... ... ...
ઓઢણી પહેરી કટિ સંગાથે, ચરણાં ઓઢ્યાં શીશ.
એક બાંહે પેહેરી ચોળીની, માંહે અવળો આણ્યો હાથ રે;
... ... ... ...
કો કાજળે કરીને સેંથો પૂરે, કો નયણે આંજે સિન્દૂર રે.
(કડવું ૮૪)

"તને મૂકી કરીએ અન્ય સેવ, તે વ્યભિચાર ખરે," એ રીતે અનન્યભાવથી ચાહતી ગોપીઓનો પ્રણય સ્વીકારી, કૃષ્ણ ગોપીઓ સાથે વિહાર કરે છે તેનું ભાગવતમાંનું નિરૂપણ મર્યાદાશીલ છે; જ્યારે પ્રેમાનંદ નરસિંહનું અનુકરણ કરતો હોય તેમ પ્રગલ્ભતાપૂર્વક સુરતક્રીડાનું વર્ણન કરે છે;

મરયાદ છાડી ક્રીડા માંડી, સૌ મંગ સુંદર શ્યામ;
... ... ... ...
રમણ ભ્રમણ નમણ દીનત્વ, રાચે જાચે સંગ.
... ... ... ...
આસન સાધે વિરહ વાધે, મર્મ મારે હસ્ત;
સુરત સંગ્રામે એક શ્યામે, જીતી નારી સમસ્ત,
... ... ... ...
શિથળ શરીર છે, વિખેલી વેણી, પોંહોચ્યો પુરણ કામ.

ગોપીઓને કૃષ્ણને મોહ પમાડયાનું અભિમાન થયું, તેથી કૃષ્ણ અદૃશ્ય થયા ત્યારે આ સંભોગ શૃંગારમાથી કવિ ત્વરાથી વિપ્રલંભ-શૃંગારમાં સંક્રમણ કરાવી જાય છે. શોધવા છતાં કૃષ્ણ ન જડવાથી

વિહ્વળ બનેલી ગોપિકાઓ કૃષ્ણ ચરિત્રના 'વેશ કાઢી' મનના ઉદ્વેગને શમાવવાનો પ્રયત્ન કરે છે. કોઈક સ્થળે કોઈક ગોપી સાથે કૃષ્ણે કરેલા વિહારનાં ચિહ્નો જોઈ ઈર્ષ્યા અનુભવે છે એ સર્વ વિપ્રલંભ શૃંગારના નિરૂપણમાં પ્રેમાનંદની કલાનો ઉત્કર્ષ દર્શાવે છે. એ પછી અભિમાન ઓગળી જતાં કૃષ્ણ ફરી પ્રગટ થાય છે અને રાસક્રીડાનું નિરૂપણ કરી પ્રેમાનંદ ફરી વિપ્રલંભ શૃંગારમાંથી સંભોગ શૃંગારમાં સંક્રમણ કરાવી જાય છે :

ગુણાતીત ગોપી સંગ ક્રીડા કરે..........
નાચે નચાવે, હસીને હસાવે, બાળીને તાળી દે વનમાળી;
પાગે લાગી પ્રભુ સંગ માગે, પણ ના કહે ચિત્રશાળી.
સાહેલડી એલડી ઘેલડી ગર્વ શું હાજે, દર્પ કંદર્પનો શ્યામ સાથી;
એક અનેક નિર્બળ નાર કરી, કમોદની માંહે શું છૂટો હાથી.
(કડવું ૯૮)

અક્રૂર કૃષ્ણને તેડવા આવ્યો છે એ જાણી ગોપીઓ તેના માર્ગમાં સૂઈ જાય છે:—"સેરડામાં સુતી સુંદરી રે, હાંકો હૃદયા ઉપર રથ." અને કૃષ્ણ, 'હું ફરી મળીશ એકવાર' એમ કહી તેમને પટાવી દઈ રથ હંકારાવી જાય છે, તેના રથની ઊડતી રેણુ જોઈ, તેમની આંખોનું કાજળ આંસુએ ધોવાઈ જાય છે એ વિપ્રલભનું ઉદાહરણ છે.

તે જ રીતે ઉદ્ધવ કૃષ્ણનો સંદેશો લઈને આવે, ત્યારે 'જોગ સેવવાનો ઉપદેશ કુબ્જાને આપજો' એમ ઈર્ષ્યાભાવે કહી; ભ્રમરને સંબોધન નિમિત્તે કૃષ્ણને ઉપાલંભ આપતી; ઉદ્ધવનો હાથ પકડી, કૃષ્ણલીલાનાં સ્થળો બતાવી; એ ક્રીડાઓ જાણે પ્રત્યક્ષ નિરખતી હોય તેમ વર્ણવી; પ્રત્યેક ગોપી કૃષ્ણને કંઈ ને કંઈ ભેટ—ધાબળી, માખણ, ગુંજાહાર, મોજડી, છાશની ગોળી એવી અવનવી પ્રેમની ભેટો મોકલે છે એ વિપ્રલંભ શૃંગારનું નિરૂપણ છે; તો વૃન્દાવનની એ વાતો સાંભળી, 'ભાઈ સિધ્યા કુબ્જા તારનું, કલંક માથે ચોડિયું.' એ રીતે

'લાગનાર લાગી ગાળ' તો પછી કુબ્જાને શાને પ્રસન્ન ન કરવી, એમ વિચારતાં કૃષ્ણ કુબ્જા સાથે વિહાર કરે છે. આગળના વિપ્રલંભ શૃંગાર સાથે આ નિરૂપણને કુશળતાથી સાંકળી લઈ પ્રેમાનંદ સંભોગ શૃંગારમાં સંક્રમણ સાધે છે.

હાસ્ય :

પ્રેમાનંદ ગુજરાતી સાહિત્યમાં હાસ્ય રસનો પહેલો અને પ્રથમ કક્ષાનો સાહિત્યકાર છે. પ્રેમાનંદ પહેલાં અખાની રચનામાં હાસ્યનો પરિચય થાય છે પરંતુ અખાના અને પ્રેમાનંદના હાસ્યમાં ઘણો તફાવત છે. અખાનું હાસ્ય કેવળ કટાક્ષની કક્ષાનું છે, તેનો હેતુ શુદ્ધ હાસ્યનો નહિ, પરંતુ પાખંડીઓ, સામાજિક કુરૂઢિઓ વગેરેની કટાક્ષ દ્વારા વિડંબના કરી, સાચો માર્ગ દર્શાવવાનો છે જ્યારે પ્રેમાનંદનું હાસ્ય શુદ્ધ અને મર્માળુ છે અખો પોતે હસે છે, પરંતુ તેની સાથે બીજાને હસવા દેતો નથી. કયાથી હસી શકે? અખાનો કટાક્ષ એનેય વીંધતો હોય ને! જ્યારે પ્રેમાનંદની સાથે સમસ્ત ભાવકવર્ગ ખડખડાટ હસી શકે છે. સ્વ. રામનારાયણ પાઠકના શબ્દોમાં જોઈએ તો, "અખા આગળ વાંચનારે હસવુ એ પણ જાણે છૂટ લેવા જેવુ લાગે છે, માત્ર અખો એકલો મારતો જાય છે, હસતો જાય છે અને મારીને કોઈની સામુ પણ જોતો ન હોય એમ લાગે છે. પ્રેમાનંદનો હાસ્ય એવો નથી. તે હસે છે, વાચનારને સાથે હસાવે છે અને જે સમાજ ઉપર તે ટીકા કરે છે તેને પણ સાથે સાથે હસાવે છે. તેના હાસ્યમાં અખા જેવો તિરસ્કાર નથી પણ માનવમાત્ર તરફ—જેની ટીકા કરે છે તેના તરફ પણ—પ્રેમ દેખાય છે."

પ્રેમાનદ પાત્રના બાહ્ય દેખાવની, તેના સ્વભાવની કે પરિસ્થિતિની વિલક્ષણતામાથી હાસ્ય નિપજાવે છે. 'કુંવરબાઈનું મામેરું' અને 'સુદામાચરિત' હાસ્યપ્રધાન આખ્યાનો છે. 'નળાખ્યાન'માં પણ કરુણ રસની પડછે હાસ્ય-નિરૂપણની તેની કલા આગવી રીતે પ્રગટ

થાય છે. તેનાં અન્ય આખ્યાનોમાં પણ હાસ્યની લહેરખી અવારનવાર ફરકી જાય છે. શ્રી ઉમાશંકરે નોંધ્યું છે તેમ, "હાસ્ય નિષ્પન્ન કરવાની એકસો યુક્તિઓ હોય તો પ્રેમાનંદને એકસો એકનો ખ્યાલ છે" અને એથી જ પ્રેમાનંદના હાસ્યમાં એકવિધતા જણાતી નથી.

પ્રેમાનંદ પૂતના વધની ઘટનાને હાસ્યનો વળાંક આપે છે. પૂતના અસહાય થઈ યશોદા તથા ગોપીઓને વહારે ધાવા યાચે છે, ત્યારે ગોપીઓ પરસ્પર તાળી દઈ તેની મજાક કરે છે અને પ્રેમાનંદ પણ પૂતનાને 'માશી' કહી તેમાં પોતે તેમ જ ભાવક વર્ગને પણ સામેલ કરી દે છે :

> હૈયુ સૂક્યું હીકા આવે, પડચાં માસી ચત્તાંપાટ;
> માસીને હીકા આવે, ઉપર ભાણેજો ધાવે.
>
> ( કડવું ૨૩ )

ગોપીઓને કૃષ્ણનાં તોફાનોથી નુકસાન ઘણું થાય છે. પરંતુ તે વિશે યશોદાને ફરિયાદ કરે છે ત્યારે તે સાંભળી કૃષ્ણના તોફાનો ઉપર તો પ્રેમાનંદનો શ્રોતાવર્ગ અવશ્ય હાસ્યની મોજ માણતો હશે. અને પ્રેમાનંદે ફરિયાદના નિમિત્ત વિના પણ કૃષ્ણની બાળચેષ્ટાઓનું વર્ણન કર્યું છે તે પણ મુકત હાસ્ય નિષ્પન્ન કરે છે :

> છાટે ગૌનાં છાણ, ગોરસડાં ઢોળે રે;
> આડી અવળી થાય માત, દૂધે અઘોળે રે.
> ... ... ... ...
> એકને દોહે છે માત, બીજીનાં વત્સ છોડે રે.
> ... ... ... ...
> ગોપી જળ ભરવાને જાય, પૂંઠે દ્વાર ઉઘાડે રે;
> સંતાડ્યું હોય દહીં, સઘ શોધી કઢાડે રે.
> ... ... ... ...

વચ્ચે મૂકી મહીનું માટ, વળી મારે મોઢી રે.
દ્વાર ઉઘાડાં મૂકી જાય, ન આણે ચિંતા કશી રે;
ધણિયાણી મળે માર્ગ મહાંય, તાળી દે હસી હસી રે.
... ... ... ...
શીકે ચડાવ્યા માટ, લાકડીએ છિદ્ર કરે રે;
વળે ગોરસની ધાર, તળે રહી મુખ ધરે રે.
( કડવું ૩૧ )

એક ગોપીએ તેને ગોરસ ઉતારતો પકડયો તો કૃષ્ણ કહે કે 'હું તો કીડી કાઢું છું !' આવાં બહાનાં શોધી કાઢનાર બાલકૃષ્ણ શ્રોતાઓને હાસ્યના અધિકારી અવશ્ય બનાવે છે. તોફાનોથી વાજ આવેલી ગોપીએ ઘરમાં પૂર્યો અને યશોદાને બોલાવી લાવી, તો કૃષ્ણ તેના ઘરમાં જ ન મળે ! ઊલટું તે તો યશોદાને ત્યાં ઊંઘમાંથી જાગે છે. આમ ફરિયાદ કરનારી ગોપીઓને હાસ્યાસ્પદ બનાવી પ્રેમાનંદ શ્રોતાવર્ગની રસવૃત્તિને પરિતોષે છે.

કૃષ્ણે ગોળી ફોડી નાખી અને ગુસ્સે થયેલી યશોદા તેને પકડવા તેની પાછળ દોડે છે, કૃષ્ણ હાથ આવતો નથી, હાથ આવે છે તો બધાતો નથી, દોરડાં ટૂંકાં પડે છે, ત્યાં પણ એવી જ હાસ્યજનક પરિસ્થિતિ છે.

ગોપીઓ પાણીઘાટ જાય છે ત્યાં પણ કૃષ્ણનાં તોફાનો અમર્યાદ બની જાય છે. ગોપીઓને ચડવાને ઢાળે લપસણું કરી મૂકે છે. કાંકરી મારી તેમના ઘડામા છિદ્ર પાડે છે, અને ગોપીઓ વઢતી આવે તો, 'ઘટ ફૂટો તે આ ભીયાનું કામ' કહી બળરામ પર દોષ ઓઢાડે છે. કોઈ ગોપીનું ધ્યાન ન હોય તો તેની ઈંઢોણી ચોરી લે અથવા લાકડીથી બેડું કૈસની દે. પાણી શેરડે યુવાન ગોપીઓ સાથે કોઈ વૃદ્ધ ગોપી આવે તો 'વહુવારુમાં વૃદ્ધનું શું કામ ?' કહી બીજો મારે

જવાનું કહે. કોઈ નાની કન્યા પાણી ભરવા આવે તો તેને વાંદરાં વળગાડે; અને કોઈ પુરુષ આવે તો "જાઓ અળગા સ્ત્રી પામે છે લાજ." કહી તેને શરમાવે અને ગોપીઓ તે જોઈ, અંદરોઅંદર તાળી દઈ હસે અને કહે :

> છે નાનો પણ લક્ષણ મોટાં, બાઈ એનાં નયણાં છે ખોટાં.
> ચાર વર્ષનાએ રોકયો વાટ, આગળ શું કરશે મોટા ઉત્પાત!
> ચાલો યશોદાને કહીએ હવે, જે સવારે પુત્રને પરણાવે.
> (કડવું ૪૦)

આ તુક્કો પ્રેમાનંદની તરંગ લીલામાંથી આવ્યો છે અને હાસ્ય-નિષ્પત્તિની તેની ક્ષાક્ષણિકતાને તે વધુ પુષ્ટ કરે છે.

પ્રેમાનંદ દેવ જેવાં પાત્રોને પણ પામર હાસ્યાસ્પદ બનાવી હાસ્ય નિષ્પન્ન કરવાનો હેતુ સાધી લે છે એ તો નળાખ્યાનમાંના દેવોને વાનરમુખા બનાવી દે છે એ ઉપરથી પ્રતીત થાય છે. 'દશમ-સ્કંધ'માં પણ પ્રેમાનંદ બ્રહ્માને કૃષ્ણના ઉચ્છિષ્ટ અન્નની પ્રસાદી માટે ટટળાવી હાસ્યાસ્પદ બનાવે છે :

> બ્રહ્મા જાણે હું જમવા જાઉં, ગોવાળા સરખો પાવન થાઉં;
> અંન પડશે ભૂમિ મોઝાર, તેને વીણી કરીશ હું આહાર.
> કમળાનાથે કૌતિક કીધું, રજ માત્ર પડવા નવ દીધું;
> બ્રહ્મા આકુળ વ્યાકુળ થાય, મનષા હરિપ્રસાદમાં જાય.
> વિરંચીએ વિચાર્યું મન સાથ, નદીમાં મચ્છ લેશે યદુનાથ;
> ... ... ... ... ...
> મચ્છ રૂપ બ્રહ્માએ લીધું, જાણ્યું મારું કારજ સીધું;
> બ્રહ્મા આવ્યો જાણી યદુનાથ, કામળે લુયા અજીઠા હાથ.

ઈર્ષ્યા, અસૂયા અનુભવનારા બ્રહ્મા પણ 'વિષયી પામર જંત' હોઈ હરિપ્રસાદનો મહિમા જાણી ન શકે એ ગંભીર વાત કહેતાં તે

ગોપીઓ કૃષ્ણનાં તોફાનો વિશે યશોદા પાસે ફરિયાદ કરે છે ત્યારે યશોદાને પુત્રનો દોષ વસતો નથી. તે તો કહે છે કે તે મારાથી એક ઘડી અળગો થતો નથી, તો તેનો દોષ હું કેમ માનું? ગોપીઓ એકવાર કૃષ્ણને માખણની ચોરી કરતાં પકડી પાડે છે અને ઓરડામાં પૂરી યશોદાને બોલાવવા જાય છે. પરંતુ બારણું ઉઘાડતાં ત્યાં કૃષ્ણને ન જોતાં માતા યશોદા પુત્ર પર ખોટું આળ ચઢાવવા માટે ધોખો કરે છે—'કહાં છે મ રો બાળ ગોપી, ફોગટ ચહડાવો આળ ગોપી'-તે પણ વાત્સલ્ય રસનું ઉદાહરણ છે. યશોદા પણ પુત્રના તોફાનથી વાજ આવી ગયાં છે. પુત્રને તે ખાંડણિયા સાથે બાંધે છે ત્યારે તો પહેલાં ફરિયાદ કરતી ગોપાંગનાઓનું અંતર પણ દ્રવી જાય છે. તે સૌ જશોદા પાસે દોડી આવે છે, કૃષ્ણે જે કાંઈ નુકસાન કર્યું હોય તે પોતે ભરી દેવા તૈયાર થાય છે અને કૃષ્ણને છોડવા વીનવે છે તે પણ વાત્સલ્ય ભાવેઃ

ગોપાંગના સહુ લાગે માન, અમ કને લ્યો જે થયું હોય જાન;
એટલું મહી તો સૌને મળે, શું બાંધ્યો બાળક ઊખળે.
નથી ગોરસ પુત્ર પેં ઘણે, કોએક પુણ્યે આ દીકરો જણે;
અમૃત ઘડો બાળકથી ઢળે, શું બાંધ્યો બાળક ઊખળે.
... ... ... ...
ખૂંચે દોરડાં, પડિયા પાશ, મોટી મીરાંત ઢોળાઈ છાશ;
બાઈ છોડો અમારું મન ઊકળે, શું બાંધ્યો બાળક ઊખળે.
... ... ... ...
છોડો પુત્ર એ અમને પાડ, એક જ એકનાં પહોતાં લાડ;
ઘણા હેતથી બાળક છળે, શું બાંધ્યો બાળક ઊખળે.
(કડવું ૮૭)

યશોદાના વાત્સલ્યભાવે કૃષ્ણ પણ બ્રહ્મપણું વિસરી જઈ વિચારે છે :

શત કલ્પ સેવા કરવા રહીએ, પણ માને ઓશિંકળ નવ થઈએ;

મેં ઘણે ઠામ લીધો અવતાર, પણ માતનું સુખ આ વાર.
શત સહસ્ર સગપણ છે સર્વથી, પણ જનુનીનું હેત ક્યાંયે નથી.

કૃષ્ણે કંસનો વધ કર્યા પછી દેવકી અને યશોદાના વાત્સલ્ય વચ્ચે ખેંચતાણ અનુભવે છે તેનું નિરૂપણ પણ પ્રેમાનંદે બહુ જ દ્રાવક શૈલીમાં કર્યું છે. કૃષ્ણના સામર્થ્યનો નંદને પરિચય થયો છે છતાં વાત્સલ્યથી તે અધીરા બન્યા છે. કૃષ્ણે કંસને માર્યો તેથી હવે જરાસંધ સાથે દુશ્મનાવટ થઈ! પુત્રની આવી 'ઉચ્છૃંખલતા'થી દુઃખી પિતાની જેમ જ તે પુત્રને ઠપકો આપે છે અને 'મલ્લરૂપ' છોડવા કહે છે તેમાં પણ વાત્સલ્ય છે :

તું મન માને તેમ આચરે રે, ન માને મારી શીખ;
તેં દૈત્ય માત્ર શત્રુ કર્યા રે, હું રંક મગાવ્યો ભીખ.
એ મલ્લરૂપને પરહરો રે, ધરો ગોવાળાનો વેખ;
તમારો વાંક કશો નથી રે છે મારા કરમની રેખ.
(કડવું ૧૨૩)

અને ઉદ્ધવ મથુરાથી કૃષ્ણનો સંદેશો લઈને આવે છે ત્યારે નંદયશોદાનો ટળવળાટ જોઈ, ઉદ્ધવ પણ દુઃખી થાય છે, એ જેમ કરુણનું ઉદાહરણ છે તેમ વાત્સલ્યનું પણ છે.

ભક્તિરસ :

કેટલાક મીમાંસકો ભક્તિને પણ રસ તરીકે ગણે છે. સાહિત્યમાં ભક્તિ એ ભાવ તરીકે આવે છે કે રસત્વની કોટિ પ્રાપ્ત કરે છે એ પ્રશ્ન ચિંત્ય વિષય છે. મધ્યકાલીન આખ્યાનકારો મુખ્યત્વે ભક્તિ-ભાવના ગાયકો હતા. નરસિંહ મીરાં વગેરે કવિઓની રચનામાં શૃંગાર કરુણ વગેરે રસનું નિરૂપણ ભક્તિભાવને પોષક હોય છે. તેમ પ્રેમાનંદનાં મોટા ભાગનાં આખ્યાનો પણ ભક્તિનો મહિમા ગાય છે. એમાંનું રસનિરૂપણ ભક્તિનો મહિમા વધુ સ્ફુટ કરવા માટે હોય છે.

'દશમસ્કંધ' ભાગવતધર્મનું સમર્થ પ્રબોધક કાવ્ય છે અને એમાં પ્રેમલક્ષણા ભક્તિ ચરિતાર્થ થતી જોઈએ છીએ. ગોપીઓના કૃષ્ણ માટેના પ્રેમભક્તિના ભાવને આલેખતાં પ્રેમાનંદ કેવળ આખ્યાનકાર ન રહેતાં, ભક્તિપરાયણ કવિ બની ગયો છે અને તેના ભક્તિઉદ્ગારમાં અંતરની અનુભૂતિનો રણકાર સંભળાય છે. રાસપંચાધ્યાયીના તાત્પર્યમાં ભક્તિનો મર્મ સ્ફુટ થયો છે. અને અન્યત્ર પણ એ વિશે ચર્ચા કરી છે. ભક્તિ સાથે ચમત્કારનું તત્ત્વ તો સંકળાયલું જ હોય દશમસ્કંધમાં આકાશવાણી થવી, જન્મ પહેલાં વસુદેવ દેવકીને પરમાત્માનો સાક્ષાત્કાર થવે, જેલના દરવાજા ખૂલી જવા, યમુનાએ માર્ગ આપવો, કંસે મોકલેલા સર્વ અસુરોનો બાળક કૃષ્ણે નાશ કરવો, યશોદાને કૃષ્ણના મુખમાં વિશ્વરૂપનું દર્શન, કાલિય નાગનું દમન, બ્રહ્માનો અહંભાવ ટાળવા નવાં ગોપજનો અને ગાયોનું સર્જન, ગોવર્ધનધારણ વગેરે **અદ્ભુત** સાહસિક અને રસિક ઘટનાઓથી સમગ્ર દશમસ્કંધ અદ્ભુત કાવ્ય બન્યું છે.

**બીભત્સ** રસનું નિરૂપણ એકબે સ્થળે મળે છે. અઘાસુરનો વધ કરી તેના રુધિરનીગળતા ચામડા પર કૃષ્ણે ગોપમિત્રો સાથે ઉજાણી કરવા બેસે તે જોઈને બ્રહ્માને જુગુપ્સા ઉત્પન્ન થઈ હતી તે યથાર્થ હતી.

બાલકૃષ્ણની અસુરસંહારની લીલાને વીર રસ કરતાં અદ્ભુત રસિકલીલા ગણવાનું વધુ યોગ્ય છે. પરંતુ રુક્મિણીહરણ-પ્રસંગે વીરરસ નિષ્પન્ન થાય છે.

**રસસંક્રાંતિ :**

એક રસમાંથી બીજા રસમાં રસભંગ થયા વિના સંક્રમણ કરવાની પ્રેમાનંદની શક્તિ અનન્ય છે. એક રસની ઘટના પછી બીજા રસની ઘટનાનું નિરૂપણ કરવું એ તો સરળ છે. પરંતુ ભાવકવર્ગને રસના પલટાની ખબર ન પડે, છતાં પલટાવેલો રસ તે માણી શકે તે પ્રકારનું

નિરૂપણ તેની વિશેષ લાક્ષણિકતા છે. રસસંક્રાંતિ થાય ત્યારે એક રસની અનુભૂતિમાંથી બીજા રસની અનુભૂતિમાં ભાવકનું ચિત્ત સંક્રમણ કરે. પરંતુ નવો રસ પૂરો નિષ્પન્ન થઈ જાય ત્યાર પછી તેને ખબર પડે કે આ તો એક રસ પછી બીજા રસમાં હું ડૂબકી મારી આવ્યો, એમાં પ્રેમાનંદની રસસંક્રાંતિની કલાની સિદ્ધિ છે એમ કહેવું બહુ યોગ્ય નથી. કવિ એક રસમાંથી બીજા રસમાં ભાવકને સંક્રમણ કરાવી જાય, અને તેને તેની ખબરે ય ન પડે તો તેણે એ રસ માણ્યો એમ કેમ કહી શકાય? પ્રેમાનંદની રસસંક્રાંતિની સિદ્ધિ તો એ છે કે બે રસ વચ્ચેનો સંબંધ સાંધણનો નહિ પણ પ્રવાહિતાનો છે. તેના આખ્યાનના ભિન્ન ભિન્ન રસો એકબીજા સાથે કડીના સંબંધથી સંકળાયેલા નથી. અહીં રસનો પલટો ચિત્રના પલટા જેવો નથી. અહીં વિવિધ રસનાં નિર્ઝરોનું એકમાંથી બીજામાં નિર્વહણ છે. એક મુખ્ય રસનો પ્રવાહ વહેતો હોય, તેમાંથી બીજા રસનું વહેણ નીકળે, તેમાંથી વળી ત્રીજું વહેણ એમ રસનો ઉદ્ભવ થતો રહે છે. એક રસ પછી બીજા રસની નિષ્પત્તિ માટે નવા વિભાવાદિ શોધવા તેને પ્રયત્ન કરવો પડતો નથી. એક રસની ઘટનામાં જ બીજા રસના વહન માટે વિભાવાદિની સામગ્રી તૈયાર હોય છે એથી એનું સંક્રમણ સહજ, સરળ અને આયાસ વિનાનું બને છે. એનું એક ઉદાહરણ 'નળાખ્યાન' માંથી જોઈએ : નારદે દમયંતીના રૂપનાં વખાણ કર્યાં. નળમાં રતિભાવ જાગે છે, વિપ્રલંભ શૃંગાર નિષ્પન્ન થાય છે. અનંગ શમાવવા તે વનમાં જાય છે તો તે વધુ ઉદ્દીપિત થાય છે :

"રંભન ચૂંબન કરે કૂળને........" અને સરોવરમાં સુવર્ણ કમલિની જોઈ તેને દમયંતી સાંભરે છે. વિપ્રલંભની આ ઉત્કટ અવસ્થાનું નિરૂપણ કરી ત્યાં હંસને લાવે છે. અહીં વિપ્રલંભ શૃંગાર વિસારે પડતો નથી. આ કનક હંસને પકડી, પાળી, દુઃખના દહાડા કાઢવાનો નળનો ઈરાદો છે અને તેથી તે હંસને પકડે છે. વિપ્રલંભ શૃંગારના જ્વાતુભૂત વિરહમાંથી કંઈક રાહત મેળવવાની આતુરતા, તેના ઉપચાર રૂપે

આનંદનું આલંબન હંસ અને તેનું બંધન, તેમાંથી કવિ નિષ્પન્ન કરે છે હંસનો કરુણ. નળના વિપ્રલંભમાંથી હંસનો કરુણ નિષ્પન્ન થાય છે અને તેથી જ તે માણી શકે છે.

'દશમસ્કંધ'માં રસસંક્રમણની પ્રેમાનંદની કલાનો ઉલ્લેખ રાસપંચાધ્યાયીના શૃંગારરસના નિરૂપણની ચર્ચામાં કર્યો છે. એવું જ બીજું ઉદાહરણ આ છે :

કૃષ્ણનાં તોફાનથી જશોદા તોબા પોકારી જાય છે. તેને ક્રોધ ચડે છે અને રૌદ્ર રસ નિષ્પન્ન થતો લાગે છે. કૃષ્ણને શિક્ષા કરવા યશોદા તેની પાછળ દોડે છે. આગળ કૃષ્ણ અને પાછળ યશોદા દોડે છે, ત્યારે હાસ્ય નિષ્પન્ન થાય છે. કૃષ્ણ પોતે પોતાની દયા લાવી પકડાઈ જાય છે અને ખાંડણિયા સાથે બંધાય છે તે પહેલાં બાંધવાનાં દોરડાં ય ખૂટે છે ત્યારે પણ હાસ્ય સાથે અદ્‌ભુત રસ નિષ્પન્ન થાય છે. એમાંથી બાળક કૃષ્ણ તરફ અનુકંપા દાખવતી ગોપીઓ તેને છોડાવવા યશોદાને વીનવવા આવે છે તે સાથે વાત્સલ્ય નિષ્પન્ન થાય છે. એ જ ઘટના આગળ વધે છે. યશોદાનો ક્રોધ કૃષ્ણ ઉપરથી તેની વહારે આવેલી ગોપીઓ ઉપર પણ ઊતરે છે અને રૌદ્રનો સ્પર્શ કાયમ રહે છે. યમલાર્જુન વૃક્ષો તૂટી જાય છે ત્યારે અદ્‌ભુત નિષ્પન્ન થાય છે. આમ રસની અખંડ પ્રવાહિતા જળવાય છે.

## ૮ : પાત્રાલેખન–માનવસ્વભાવદર્શન

પ્રેમાનંદની આખ્યાનકલાની સિદ્ધિ જેમ તેની રસનિરૂપણની આગવી શક્તિમાં છે તેમ તેનો વિશેષ માનવસ્વભાવના નિરૂપણમાં છે. પ્રેમાનંદ માનવહૃદયનો અભ્યાસી છે. માનવસ્વભાવની વિવિધ લાક્ષણિકતાઓનો તે જાણકાર છે. પુરાણનાં પાત્રોને તે યથાવત્ નિરૂપતો નથી. પુરાણનાં જીર્ણ લાગતાં પાત્રો તેની પ્રતિભાસંજીવનીએ પુનર્જીવન પામતાં હોય તેમ લાગે છે. અલબત્ત, તેનાં આખ્યાનોનો સમગ્રપણે વિચાર કરીએ તો તેની પાત્રસૃષ્ટિમાં વૈવિધ્ય ન લાગે, કોઈ

પાત્રે વિશિષ્ટ પ્રતિભાવાળું ન લાગે, છતાં તેનાં પાત્રો સંપૂર્ણ માનવપાત્રો લાગે છે એ તેની વિશિષ્ટતા છે. પ્રેમાનંદની સર્જકતાની કસોટી તેનાં પાત્રની ઉદાત્તતામાં કે હલકાપણામાં નહિ પરંતુ તે પાત્રના માનવભાવયુક્ત ચિત્રણમાં, માનવસ્વભાવની ઋજુ અને રૂક્ષ બાજુઓના નિદર્શનમાં રહી છે. ક્યારેક તે પોતાનાં ઉદાત્ત પાત્રોને ગ્રામ્ય કક્ષાએ પણ ઉતારતો હોય છે, તેની પાછળ લોકરંજનનો પ્રધાન હેતુ હોય છે. તેનાં પાત્રોનાં વર્ણનમાં એકવિધતા આવે છે, સ્ત્રીપુરુષના વર્ણનમાં પણ ક્યારેક સામ્ય જણાય છે કારણ, તે પરંપરાગત નિરૂપણરીતિથી મુક્ત થઈ શક્યો નથી. સૂક્ષ્મ હૃદયભાવ આલેખવામાં, હૃદયના સંઘર્ષો નિરૂપવામાં તે સવિશેષ પ્રયત્નશીલ નથી. કારણ, દરપળે તેને પોતાના શ્રોતાઓની કક્ષાનો ખ્યાલ રાખવો પડતો હશે. આમ છતાં, વિના પ્રયાસે પણ તેનાં આખ્યાનોમાં સૂક્ષ્મ ભાવસંવેદન આવ્યા વિના રહી શક્યું નથી. માનવસ્વભાવના ચિત્રણમાં અને માનવહૃદયના સંવેદનના નિરૂપણમાં તે તેના સમયના અન્ય કવિઓની અપેક્ષાએ વધુ સફળ થયો છે. ચન્દ્રહાસ, સુધન્વા, પ્રહ્લાદ કે નરસિંહ જેવા અનન્ય ભક્ત; ઓખા, વિષયા કે ઉત્તરા જેવી જ્ઞાતયૌવના મુગ્ધા; દેવકી કે યશોદા જેવી માતા; રુક્મિણી કે દમયંતી જેવી પતિપરાયણા; કુંવરબાઈ જેવી નમાઈ દીકરી; જમાનાની ખાધેલ સાસુ, વડસાસુ કે વઢકાળા નણંદ; યુદ્ધોત્સાહવાળો અનિરુદ્ધ કે અભિમન્યુ; રામાયણ કરતાં અલૌકિક રાવણ તેમ લક્ષ્મણની મૂર્છા સમયે રામાયણ કરતાં વધુ માનવીય લાગતા રામ; તપ, સત્ય અને ત્યાગની મૂર્તિ શો ધીરોદાત્ત નળ; કૌભાંડ કે ધૃષ્ટબુદ્ધિ જેવો ખટપટી કારભારી તેમ સરળ હૃદયનો સુદામા એ સર્વ પાત્રોનું બાહ્ય વર્ણન નહિ પણ તેમનું વર્તન, તેમનું સંવેદન, તેમની કરણી કવિની પાત્રસૃષ્ટિમાં રહેલા આંતરિક વૈવિધ્યને પ્રગટ કરશે અને તેની માનવસ્વભાવની પરીક્ષણ શક્તિનો પણ ઠીક ઠીક પરિચય આપશે.

પ્રેમાનંદના પાત્રાલેખનની મહત્ત્વની ખાસિયત તે પાત્રોનું **ગુજરાતીપણું**. તેનાં પાત્રો પહેરવેશ, વાણી અને વર્તનથી ગુજરાતી હોય તેમ લાગે. 'મામેરું'માંનાં દામોદર દોશી અને કમળા શેઠાણી તો નાનાલાલ કવિએ નોંધ્યું છે તેમ, "જાણે હરિભક્તિવાળા વડોદરાના કો' નગરશેઠ શેઠાણી સંગાથે પધાર્યા હોય ને" એવા લાગે છે. પ્રેમાનંદનાં નંદજશોદા પણ ગુજરાતી છે. પુત્રને નંદજશોદાને સોંપતાં પહેલાં કોઈને સાક્ષી રાખવા પતિને સૂચવતી દેવકી અથવા ઋતુપર્ણને લીધે તોરણે પાછા ફરવા જેવું ન લાગે માટે દમયંતીની ભત્રીજી સાથે લગ્ન ગોઠવતો નળ પણ ગુજરાતનાં વ્યવહારુ સ્ત્રીપુરુષો જ છે. આ પાત્રોની આજુબાજુનું વાતાવરણ અને રીતરિવાજો પણ ગુજરાતનાં જ આલેખ્યાં છે; એથી જાણે ગુજરાતી સમાજ તેનાં આખ્યાનોમાં ખડો થાય છે.

સ્વ. નાનાલાલ કવિએ કહ્યું છે કે Premanand is the most typical Gujarati of Gujarati poets modern or ancient.

પ્રેમાનંદનાં પાત્રો તેના શ્રોતાવર્ગને સજીવ, સમાજમાં જાણે તેમની વચ્ચે જ રહેતાં હોય તેવાં, ગુણદોષથી યુક્ત, અતિમાનવની કક્ષાથી ઊતરી, સ્વાભાવિક માનવસૃષ્ટિમાં વિહરતાં લાગ્યાં હશે; તે પાત્રોનાં સંવેદનોમાં ક્યારેક પોતાની સંવેદનાની અભિવ્યક્તિ પણ જોતાં હશે અને એથી ભાવનું સાધારણીકરણ પણ અસંત સ્વાભાવિક બનતું હશે.

'દશમસ્કંધ'નાં પાત્રોમાં બે માતાઓના આલેખનમાં પ્રેમાનંદે માતૃહૃદયના સંવેદનનો સાચો પરિચય કરાવ્યો છે. દેવકીના આઠમા સંતાનથી પોતાની હત્યા થશે એવી આકાશવાણીથી વ્યગ્ર બનેલો કંસ બાળકો પોતાને સોંપી દેવાની શરતે તેને જીવવા દે છે. દેવકીએ તો ભાઈને કહ્યું પણ હતું કે 'તે પુત્રને હું શું કરું, પીહેર જેથી

ઊજરે', પરંતુ પહેલા સંતાનનો જન્મ થતાં તેને કંસને સોંપતાં જીવ ચાલતો નથી. આખરે માતૃહૃદય ખરું ને!

દેવકી કહે સાંભળીયે નાથ, કેમ ચાલે પુત્રને આપતાં હાથ;
પ્રથમ કુંવરનું રૂપ જુઓ, મરવા વાટે સાંતરો થયો.
(કડવું ૭)

સાત બાળકો ગુમાવ્યા પછી આઠમા સંતાનને માટે દેવકી અધીરી બની જાય છે. બાળકનો પ્રસવ થતાં તે રહશે અને કંસને ખબર પડશે તો? પુત્રસુખની ઝંખના તેનામાં કેટલી ઉત્કટ છે એ તેના નીચેના ઉદ્‌ગારો ઉપરથી જણાશે :

સ્વર્ગ મૃત્યુ પાતાળમાં, વૈશ્ય શુદ્ર રાજા રુખી;
ચાર વરણ કો હશે સ્વામી, આપણા સરખું દુઃખી.
બોલે કાલું લાગે વહાલું, ક્ષણએ રુએ ક્ષણએ હસે;
ઓછંગ ઉપર કરે ક્રીડા, જાણું સુતનાં સુખ કેવાં હશે?

પ્રસવ પહેલાં દેવકીએ સ્વપ્ન જોયું કે તે પુત્રને રમાડે છે, પુત્ર કંસને સંહારે છે અને સોળ હજાર પુત્રવધૂઓ તેને પગે લાગે છે. સ્વપ્નને અંતે જાગી જતાં ગર્ભ ઓસરી ગયેલો જાણી, બ્હેબાકળી બની જાય છે. પરંતુ પરમાત્મા સાક્ષાત્ દર્શન આપી, પ્રસવ પછી પોતાને ગોકુળ મૂકી આવવા સૂચના આપે છે. પછી બાળમુકુંદનું સ્વરૂપ ધારણ કરે છે. આવા વિશ્વંભર પુત્રને પામીને તો દેવકી ધન્ય બની જાય છે. પ્રભુએ પ્રગટ થઈ આપેલું જ્ઞાન પણ તે ભૂલી જઈને કેવળ એક વત્સલ માતા તરીકે પુત્રના લાડમાં ખોવાઈ જાય છે. એ માતાનું પાવક દર્શન કવિ આ પંક્તિઓમાં આપે છે :

ચુંબન આલિંગન માત કરતી, સ્તન અગ્ર વદનમાં ધરતી;
મ્હારો નાથ વિશ્વંભર કહાવે, ભૂખ્યો થઈને પયોધર ધાવે.
પયપાન શીખવે છે માડી, મુખમાંથી સ્તન નાખે કહાડી.

દેવકી કહે સાંભળીએ સ્વામી, કોણ પુણ્યે હું બાળક પામી;
હસે નયણાં ઉઘાડીને જોતો, દીસે ડાહ્યો એ નથી રોતો.

પુત્રવાત્સલ્યમા ઘેલી બનેલી માતાને વસુદેવ પુત્રને ગોકુળમાં મૂકી આવવા પોતાને સોપી દેવા કહે છે ત્યારે તેનુ માતૃહૃદય જાણે કકળી ઊઠે છે, વિષાદ સાથે સ્ત્રીસહજ ઈર્ષ્યાનો પણ અંશ છે. પ્રસવવેદના હું અનુભવુ અને પુત્રનુ સુખ જશોદાને! એનો વિષાદ આ પંક્તિઓમા હૃદયસ્પર્શી રીતે કવિ નિરૂપે છે :

દેવકી કહે ન આપુ કુંવરને, કેમ અર્પણ થાય એ પરને,
હુ પ્રસવુ ને પર ઘેર હાથા, હું તે ફોગટ જસોદા માતા;
કાલા કાલા વચન વહાલાના, જશોદાજી સાભળશે,
બારે માસ ચોમાસુ મારે, વિજોગે નયણાં ગળશે.

પુત્રને વિદાય આપતા તેને થયેલી વેદનાને કવિએ આ પંક્તિઓમા વ્યક્ત કરી છે :

ગોકુળ પધારો હો, બાળક બાડુવાં,
વન રડવડજો હો, પગે નહીં પાસડી.
આતા ઉછરજો હો, પી પી છાસડી.

દેવકી પતિને ભલામણ પણ કરે છે પુત્રને એમ ને એમ મૂકી ન આવશો, બે જણાને સાક્ષી રાખીને સોંપજો. એની આ તકેદારીમા માતાની અધીરાઈ વરતાઈ આવે છે.

નંદરાય વસુદેવને મળવા આવે છે ત્યારે દેવકી તેમની મારફતે જશોદાને ભલામણ કરાવે છે કે "પુત્રને કોઈ ને ધીરશો નહિ. પ્રભુએ પુત્ર રૂપે આપેલી થાપણ સાચવજો, ખાટી વસ્તુઓ ખાશો નહિ. નહિ તો પુત્રને ભારે પડશે." અહીં પણ પુત્ર માટેની માતાની અધીરાઈ પ્રગટ થયા વિના રહેતી નથી.

આમ પુત્રવિરહમાં ઝૂરતી દેવકીનું રેખાંકન પ્રેમાનંદે બહુ જ સચોટ રીતે આપ્યું છે.

કૃષ્ણે કંસને મારી માતપિતાને કારગૃહમાંથી મુક્ત કર્યાં, ત્યારે નંદયશોદાએ પુત્રને કંસના ભયમાંથી ઉગારી ઉછેર્યો છે એ ઉપકાર દેવકી ભૂલી જતી હોય તેમ લાગે છે. ગોવાળિયાઓ કૃષ્ણને તેડવા આવે છે ત્યારે, "હજુ ખ્યાલ ચુકતા નથી રે, છે ઓછી ચારવી ગાય?" એ વિચારે તે પુત્રને કહે છે :

સાચું સગપણ આપણું રે, છે ગોપની મેલી પ્રીત;
જો નંદ યશોદા ખીજશે રે, તો શું થાશે વિપરીત?

(કડવું ૧૨૨)

કંસનો ભય દૂર થતાં દેવકી નિશ્ચિંત બની છે, એથી નંદયશોદા ગુસ્સો કરીને પણ બીજું શું નુકસાન પહોંચાડવાનાં હતાં એમ કહે છે. ત્યાં તે નગુણી કરતાં અધીરી માતા જ સવિશેષ છે. પણ ફરીથી ઝૂંટવાઈ જશે એ આશંકાથી આવાં વેણ તેનાથી ઉચ્ચારાય છે. કૃષ્ણ કૃતઘ્ની થઈ, નંદયશોદા સાથે સંતાનનો સંબંધ તોડી નાખવા તૈયાર થતો નથી ત્યારે દેવકી યશોદાને કાગડી સાથે સરખાવતાં કહે છે :

અર્ભકને ભાવે કોયલ મૂકે, પુત્ર કાગ ખોળા માંહે રે;
વાયસનો સ્વભાવ ન લાગે, જઈ બેસે કોયલ ટોળા માંહે રે.

(કડવું ૧૨૩)

"સંગત કીધી આપત કાળમાં, હવે માયા મૂકો રે" એમ કહેતી દેવકી તકસાધુ લાગે છે, અદેખી લાગે છે, નગુણી લાગે છે, યશોદાની સરખામણીમાં તે અનુદાત્ત જણાય છે, છતાં આગલાં સાત સંતાનો કંસે હણ્યાં, આઠમું સંતાન જીવતું છતાં પુત્રસુખ તેને બદલે અન્ય માણે અને વર્ષો પછી પુત્રનું મુખદર્શન થયું તે રખેને ઝૂંટવાઈ જાય એ ભયે કોઈપણ માતા અધીરી બને, તેનામાં કટુતા આવે તે

મનોવૈજ્ઞાનિક છે. આ માનવી ય ભાવના આલેખનને લીધે જ પ્રેમાનંદ પાત્રનિરૂપણુ ચમત્કૃતિભર્યું બને છે.

જશોદા દેવકી કરતાં વિશેષ ભાગ્યશાળી માતા છે. કૃષ્ણને પુત્રરીકે ઉછેરવાનો, લાડ લડાવવાનો અને ધમકાવવાનો પણુ તેને લહાવો મળ્યો છે. પૂતના તૃણાવર્ત, શકટાસુર આદિ અસુરોનો ઉપદ્રવ જોઈ માતા પુત્રના આયુષ્ય માટે શંકાશીલ બને છે પરંતુ માતાનો વિષાદ દૂર કરવા બાળક કૃષ્ણુ બગાસુ ખાઈ પોતાના મુખમાં જ વિશ્વરૂપદર્શન કરાવી, પોતાનું સાચું સ્વરૂપ દર્શાવે છે. પુત્રના પરબ્રહ્મ સ્વરૂપનું દર્શન થવા છતા માયાને લીધે જશોદાનો માતૃભાવ વધુને વધુ ઉત્કટ બનતો જાય છે અને પ્રત્યેક માતાની જેમ જશોદાને પણુ પુત્રનો દોષ વસતો નથી. પુત્ર પર ખોટું આળ ચડાવવા બદલ એ ગોપીઓ પર ગુસ્સો કરે છે. માટી ખાતા પુત્રને શિક્ષા કરવા લાકડી લઈને તે આવે છે, તો તેના મુખમાં ત્રણુ બ્રહ્માડનાં દર્શન કરી, તેના તરફ બાળકભાવે ન જોતા બ્રહ્મભાવે જોવાનો નિશ્ચય કરે છે :

> માના મન વિસ્મે થઈ એ, બ્રહ્મ રૂપ સાચો હરિ;
> હું માતા થઈ હાંકવા આવી, જેષ્ટિકા મેં શું ગ્રહી.
> બાળક થઈ ઓછંગે રમે, હું પુત્ર હેત મિથ્યા ધરું;
> હવે મોહ મૂકી આજથી, હુ વિષ્ણુ જાણી સેવા કરું.
> (કડવું ૩૪)

પણુ સનાતન માતૃહૃદય તેનામા ધબકતું હોઈ તે નિશ્ચય ટકતો નથી. ઊભરાઈ જતુ દૂધ બચાવી લેવા પુત્રને ધાવતો વછોડતાં અને પુત્રે ગુસ્સે થઈ બધુ વલોણું વણુસાડયું ત્યારે આવા પરબ્રહ્મસ્વરૂપ પુત્રને શિક્ષા રૂપે બાધવા તેની પાછળ દોડે છે. પુત્ર પર ગુસ્સે થયેલી માતાનું આ ચિત્ર પણુ તાદશ છે :

> આગળ પુત્ર ને પાછળ માત, ખુંદ્યું ગામ બધું રે;
> બીજાં બાળક નાસી જાય, મર્કટ વૃક્ષે ચડયા રે.

થાકાં જશોદા માત, ધાતાં ઢળી પડ્યાં રે;
પુનરપિ બેઠાં થાય, અંબા શ્વાસે ભરી રે;
છેડો ખસી જાય, વેણી વીખરી રે.



પુત્રને દયા આવે છે, માતાનું માન રાખવા પકડાઈ જાય છે, પરબ્રહ્મને દોરડે બાંધવા મથતી માતાને હાથે બંધાઈ પણ જાય છે. પુત્રને બાંધતાં તો બાંધી દીધો પણ પછીના પરિણામથી તેને ભોંયમાં સમાઈ જવાનું મન થાય છે. ઊખળે બાંધેલા પુત્રે વૃક્ષો પાડ્યાં એ જાણીને વલોણું વણસાડવા માટે પુત્રને બાંધનારી જશોદા ઉપર નંદરાય ગુસ્સે થાય છે. તે તો ઠપકો આપતાં એટલે સુધી કહી બેસે છે કે એવું લાગે છે કે તને આ પુત્ર પ્રસવવાની વેદના થઈ જ નથી? શકટની જેમ પુત્રને બાંધતાં તારાં હાથ ને હૈયું ચાલ્યાં જ કેમ?

આ ગોળી માટે બાળક બાંધ્યો, કેમ ચાલ્યું તહારું મન;
નંદ કહે એવું ભાસે છે શકે, તેં નથી પ્રસવ્યો તંન.
જો કુંવર કોટિ અન્યા કરે, તોય માતા હોડ ન જાય;
પુત્ર પેં તુને ગોરસ વહાલું, નેત્રભર્યાં નંદરાય.
ઉત્તર વયે હું પુત્ર પામ્યો, અનાથ થયો સનાથ;
શકટની પેરે બાળક બાંધ્યો, કેમ ચાલ્યા તારા હાથ?

(કડવું ૩૯)

જશોદાને ભારે પશ્ચાત્તાપ થાય છે. 'મૃત્યુ તુલ્ય' થઈ જમુનામાં ઝંપલાવવા તૈયાર થાય છે. પરંતુ પરબ્રહ્મ ફરી માતાની વહારે આવે છે અને કહે છે કે માતાએ તો દોરડું બાંધી મારી રક્ષા કરી હતી જેથી, આવડાં મોટાં વૃક્ષ પડ્યાં તોયે મને ઈજા ન થઈ. માતાએ પુત્રને બાંધ્યો, ન્હીવડાવ્યો તોયે તેને માતા વિના શાંતિ નથી. કવિ કહે છે, 'એક સગપણ તુલ્ય ન આવે, જેવું પુત્ર ને 'માતા'' અને નાગદમન કરવા પુત્રે યમુનામાં ઝંપલાવ્યું છે એવી ખબર મળતાં યશોદા કુહાડીથી કાપેલી કેળની જેમ જમીન પર પછડાય છે, પોતે પુત્ર પાછળ

જમુનામાં ઝંપલાવવા દોડે છે ત્યારે બળરામ પણ તેને અટકાવી શકવા અસમર્થ બને છે. નંદ ઉપનંદ તેમને બળ કરી, પકડી રાખે છે. યશોદાનું માણકડું રિસાઈ ગયું છે, એનું કલ્પાંત સમગ્ર વાતાવરણને પિગળાવી મૂકે છે. પોતે પુત્ર રૂપી રતનનું જતન કરી ન શકી તેનો તેને ભારે વિષાદ છે. પુત્રનાં લાડ તેને સ્મરણે ચડે છે. કાને કુંડળ અને મુખે મુરલી ધરી તે ગોકુળમાંથી આવતો અને 'ભૂખ્યો છું' કહી પેટ દેખાડતો! ઘરડી માને હવે કોણ વલોણું કરાવવા લાગશે? પાષાણ હૃદયી થઈને તેને ઊખળ સાથે બાંધ્યો હતો તેથી રિસાઈને તો આમ નહિ કર્યું હોય?

> તેં મખાંતર દડાનું કીધું, મનમાં દુઃખ કાંઈ આવ્યું;
> ઊખળનું બંધન આજ સાંભર્યું, તે માટે ઝંપલાવ્યું રે.

જશોદાનો આ વિલાપ ગુજરાતી સાહિત્યનાં વાત્સલ્યમૂલક કરુણ ગીતોમાં ચિરંજીવ છે. પુત્ર નાગનું દમન કરી, હેમખેમ યમુનાના ધરામાંથી બહાર આવ્યો ત્યારે યશોદા અનિષ્ટની શંકાથી તેને જ પડે છે. રખે ને સર્પે દંશ તો નહિ દીધો હોય ને—એવી આશ નિવારવા અધીરી માતા એને બરાબર તપાસી જુએ છે.

ગોવર્ધનપૂજાથી ઇન્દ્ર રોષે ભરાયો, બારે મેઘ વરસવા માંડ ત્યારે રખેને વીજળીથી પુત્ર બીએ, એ વિચારથી તેની આંખો બં કરી દે છે. પોતાના પુત્રના કહેવાથી આ આપત્તિ આવી એવું આ આવે એથી, પુત્રનો દોષ ટાળવા તે કહે છે:

> બાઈ સાત વરસનો બાળકો, કેમ કરે તમારી સહાય રે.
> તમો વૃદ્ધ કહ્યું કો માનીયું, જે પૂજ્યો ગોવર્ધન રે;
> જો સુરપતિએ મેઘ મોકલ્યા તો, શું કરે મારો તંન રે.
>
> (કડવું ૭૫)

અને કૃષ્ણ જ્યારે ગોવર્ધનને ટચલી આંગળીએ તોળે છે ત્યારે 'રખે થાકે છૈયો', તે રવૈયો ધરી ટેકો દે છે, એમાં પણ વાત્સલ્યનો સ્રોત વહે છે.

ઉદ્ધવ કૃષ્ણનો સંદેશો લઈને આવ્યા ત્યારે તેમનો સત્કાર કરતાં, 'છે વસુદેવ દેવકીને કલ્યાણ' એ પૂછનારી યશોદા ઉદાર સ્વભાવની જણાય છે, જેની સરખામણીમાં દેવકી સામાન્ય લાગે છે. પોતે કયાં પાપ કર્યાં હશે જેથી તેને પુત્રનો વિરહ ખમવો પડે છે? તેણે તો કૃષ્ણે ભાંગેલી ગોળીનાં ઠીકરાં; દૂધ પીવાનો વાટકો, મોર, પોપટ, ઢીંગલીઓ, ગેડીદડો, વાંસળી વગેરે રમકડાં; તેની પાઘડી, ટોપી, કામળી એ સંભારણાં તરીકે સાચવી રાખ્યાં છે. ભવિષ્યમાં કયારેક પણ પુત્ર આવી મળશે એ આશાને દોરે તે જીવી રહી છે. કૃષ્ણ દેવકીનો પ્રસવેલો છે એ વાત પણ તે માનવા તૈયાર નથી. ઉદ્ધવ તેને કૃષ્ણ માટેનો પુત્રભાવ પરહરવા કહે છે ત્યારે તે કહે છે :

હું કેમ કરી આણું વિશ્વાસ, બાંધ્યો મેં ઊખળે રે;
પ્રસવ સમેનો દિન, સ્ત્રીને હોયે દોહેલો રે.
ઉદરમાં દશ માસ, વહ્યો મેં શામળો રે,
પોઢાડચો મેં પારણે ગાયાં હાલરું રે.
(કડવું ૧૨૭)

ગાય ચારનાર પુત્રને તે પ્રભુનો અવતાર માનવા કેમે ય તૈયાર થતી નથી અને કહે છે : "પ્રેમાનંદ પ્રભુની, હું તો માવડી રે."

આમ પુત્ર કોઈ સામાન્ય બાળક નથી, સ્વયં પરબ્રહ્મ છે. એનો અનેકવાર અનુભવ છતાં, તેને અપત્યભાવ સિવાય અન્ય કોઈ ભાવથી જોવાનો ઇન્કાર કરનાર યશોદા પાવક માતૃત્વનું પુણ્યદર્શન કરાવે છે.

નંદને ત્યાં છેલ્લા આશ્રમમાં જન્મેલો પુત્ર તેને મોંઘા મૂલનો છે. પુત્રના બધા લાડ તે પૂરે છે અને સર્વ તોફાનો સહે છે. તે

ઘરમાંથી દૂધ માખણ લઈ જઈ વાનરોને ખવરાવે છે અને કદાચ યશોદાને વઢે તો નંદરાય યશોદાને વારે છે :

રખે તું કૃષ્ણને હાકરે, હું રંકને પુત્ર પડયો છે પેટે;
એ ચોરે નાંખે કરે ઉન્માદ, એ આપણને મોટા છે સ્વાદ.

અને યશોદાએ કૃષ્ણને ઊખળે બાંધ્યો ત્યારે તો નંદરાયનો ગુસ્સો હાથમા રહેતો નથી અને યશોદાને કડવાં વેણ સંભળાવે છે :

આ ગોળી માટે બાળક બાંધ્યો, કેમ ચાલ્યુ તારું મન?
નંદ કહે એવું ભાસે છે શકે તેં નથી પ્રસવ્યો તંન!
... ... ... ...
આજથી નારીનો વિશ્વાસ ન કીજે, મન માને તેમ ચાલે;
પ્રીત શાની સ્વામી ઉપર, કોઈક દહાડો ઘર ઘાલે!

આ વેણ યશોદાને એટલાં દઝાડી જાય છે કે તે યમુનામા ઝંપલાવવા તૈયાર થાય છે. કેવળ કૃષ્ણનાં કાલાં વચનોથી જ નંદનો ગુસ્સો ઊતરે છે.

નંદ પુત્રવત્સલ હતા; અને પુત્રનું મન રાખવા પેઢીઓથી ચાલતી આવેલી ઇન્દ્રપૂજાને સ્થાને ગોવર્ધનપૂજા કરવાનુ સ્વીકારે છે. નંદરાય ભોળા હતા. કંસના નિમંત્રણમા તેને કપટની કશી ગંધ આવતી નથી. મથુરામાં પહોંચતાં નંદરાય પુત્રને 'સખણો' રહેવા શિખામણ આપે છે. કૃષ્ણે કંસને માર્યો ત્યારે કૃષ્ણના સામર્થ્યનો પૂર્વ પરિચય છતાં નંદરાય પુત્રની ઉછૃંખલતાથી ત્રાસી ઊઠે છે. ગોવાળિયાની રાંક જાતિ, પુત્રના આવાં તોફાનો એને પરિણામે જરાસંધ જેવા બળિયા સાથે બાથ ભીડવી? તે ઠપકો આપતા કહે છે :

હું રંક સહેવાતું નથી રે, પુત્ર તેં માંડયો ઉન્માદ;
આપણે પશુ પાળી જીવીએ રે, શો બળિયા શું સવાદ.

તું મન માને તેમ આચરે રે, ન માને મારી શીખ;
તેં દૈત્ય માત્ર શત્રુ કર્યા રે, હું રંક મગાવ્યો ભીખ.
... ... ... ...
તમારો વાંક કશો નથી રે, છે મારા કરમની રેખ!

આમ ઉપાલંભ આપી, દીકરો આવો પાકવા બદલ પોતાના ભાગ્યને દોષ દેતાં છતાં નંદરાય વાત્સલ્યથી વંચિત બનતા નથી. આખરે પિતાનું હૃદય હતું. પિતાનું એ અનહદ વાત્સલ્ય જોઈ અને પોતાનાં કરતૂતોથી તેમને દુઃખ થયું જાણી કૃષ્ણની આંખમાંથી આંસુ વહે છે ત્યારે નંદ એમ સમજે છે કે દૈત્યો સાથે લડતાં ક્યાંક વાગી ગયું હશે તેની વેદનાથી તે રડે છે! તેથી પુત્રને આશ્વાસન આપતાં કહે છે :

ઉપાય ઔષધ કીજીયે રે, ચાલો પુત્ર આપણે ઘેર;
પય પીજો બાખડી ગાયનું રે, રૂડો થાશે દેહ.

અને તેમ છતા પુત્ર પાછો ગોકુળ આવવાની ના પાડે છે ત્યારે તો તેમને ભારે આઘાત લાગે છે. તેને થાય છે કે પુત્ર મથુરાનાં રમ્ય મંદિરોથી અને રળિયામણા લોકોથી, શહેરના સુંવાળાપણાથી અંજાઈ ગયો છે, પરંતુ કૃષ્ણ નિષ્ઠુરતાથી કહી દે છે : "સગા પિતા વસુદેવજી, તમો છો પાળક તાત, આપણે સગપણ છે નહિ.. ..." ત્યારે તો નંદ ઉપર જાણે વજ્રાઘાત થાય છે :

વિશ્વાસઘાત કીધો મુજને રે, હું દુર્બળનો આધાર;
લોક કહેશે મુને વાંઝિયો રે, મારાં ફરી દેવાયાં દ્વાર.

અને જ્યારે ઉદ્ધવ મથુરાથી ગોકુળ આવે છે ત્યારે પણ નંદ આ વાત બહુ જ શોકપૂર્વક યાદ કરતાં કહે છે કે

... ... ...કૃષ્ણે કીધું તે કોણે નવ થાય;
મેં ઉછેર્યો પુત્ર, હું આંદે જમાડચો, ભર્યા ગામમાંથી હું હાંકી કાઢચો!

મુને કહ્યું આપણું સગપણ ફોક, શ્રી કૃષ્ણે હસાવ્યા દુરીજન લોક.
( કડવું ૧૧૬ )

આમ નંદરાય કરુણતાની સાક્ષાત્ પ્રતિમા સમા છે.

સ્વસ્થતા અને વિવેક વસુદેવના ગુણો છે. કંસ આકાશવાણી સાભળી દેવકીને મારવા તત્પર થાય છે ત્યારે પણ વસુદેવ સ્વસ્થતા ગુમાવતા નથી '૬ હણું છુ, મને હણશે એ, સંકલ્પ વિકલ્પ પ્રાણના' એ રીતે મનુષ્યની કર્તૃત્વબુદ્ધિનુ મિથ્યાત્વ દર્શાવી, જેનાથી કસને ભય છે તે આઠમા બાળકથી, છતા પોતે આઠે આઠ બાળકો કસને આપી દેવા તૈયાર થાય છે, જેથી દેવકી તો ઊગરી જાય! અને એ વચન તે પાળે પણ છે. તેનુ આ સત્યવચનીપણુ કસને પણ સદ્‌બુદ્ધિ પ્રેરે છે કે, "વસુદેવે પોતાનો પાળ્યો ધર્મ, તો હુ કા આચરુ દારુણ કર્મ!"

પરતુ નારદની નારદવિદ્યાથી કસ વસુદેવને દેવકી સાથે કેદ કરે છે અને છ એ બાળકોનો નાશ કરે છે.

કૃષ્ણનો જન્મ થતા જ દેવકી તો હર્ષઘેની થઈ જાય છે પરતુ વસુદેવ સ્વસ્થતાપૂર્વક,—"કઠિણુ દિસે હો પુરુષતણા હૈયા" એવુ દેવકીનુ મહેણું છતા—તેને ગોકુળ મૂકી આવે છે. અને પુત્ર સાટે પુત્રી લઈને આવતા,

.. ધન્ય મારા નાથ, પુત્ર મૂકતા કેમ ચાલ્યા હાથ?
કુશાગ્ર બુદ્ધિ શું કરુ વખાણ, આપી રત્ન સાથે લાવ્યા પાષાણ!

—એવા દેવકીના આકરા વિડબનાના વેણ પણ સાભળી લે છે કૃષ્ણ જ્યારે તેમને મુક્ત કરાવે છે ત્યારે દેવકી પાછો સાપડેલો શુ રખેને ફરી ઝૂટવાઈ જાય એ ભયે અજુગતી અધીરાઈ બતાવી ગુણી બનતી હોય તેમ જણાય છે પરતુ વસુદેવ વિવેક ખોતા નથી.

વિનય કરી વળાવજો, માગી માન નમજો પાય,
ઉત્તર દેજો એવી રીતે, જેમ ડોસો નવ દુખાય.

ગોકુળ શું છે વેગળું, કો સમે કરજો કૃપાય;
કહેશો તો નંદ યશોમતિને, વાસશું મથુરામાંય.

એ રીતે નંદને વિનયપૂર્વક વળાવવાનું, અને કૃષ્ણની મરજી હોય તો નંદ યશોદાને મથુરામાં વસાવવાનું કહેતા વસુદેવ ક્યાં અને ક્યાં નંદયશોદાને કાગડા સાથે સરખાવતી, "હજી ખાલ છોડતાં નથી? જવાનું કહી દેતાં લાજશરમ શાની?" એવા અર્થનાં વેણ ઉચ્ચારતી દેવકી !

ભાગવતના કૃષ્ણ પૂર્ણ અવતાર છે. વિભુતાની એવી અસ્પર્શ્ય કોટિએ ભાગવતકારે તેમને મૂકયા છે કે તે માનવોને પરમ અરાધ્ય દેવ લાગે છે, પણ પોતાના જેવા માનવ લાગતા નથી. રામ તેમના પરમ માનવીય વ્યવહારને કારણે માનવશ્રેષ્ઠ લાગે છે, પરંતુ કૃષ્ણ માનવાતીત કાર્યોને લીધે અતિમાનવ—Superman લાગે છે. પ્રેમાનંદના હાથમાં આવેલ કોઈ પણ પાત્ર માનવ બન્યા વિના રહી શકતું નથી. ભાગવતના કૃષ્ણની પરબ્રહ્મતા પ્રેમાનંદે સાચવી છે. એ પરબ્રહ્મતાની આજુબાજુ ગૂંથેલુ આધ્યાત્મિક રહસ્યમયતાનું જાળું પણ તેણે અક્ષુણ્ણ રાખ્યુ છે. પરંતુ વિભુતાની પડછે, તેમના માનવાતીતપણા સાથે અસંગત એવી માનવ નિર્બળતા મૂકી, તેમને માનવીય બનાવ્યા છે.

કૃષ્ણના ચરિત્રની આધ્યાત્મિકતા વિશે તાત્પર્યના ખંડમાં નિરૂપણ કર્યું છે. આ. આનંદશંકરે 'કૃષ્ણ કોણ અને શું' વિશે લેખમાં કૃષ્ણવ્યક્તિનો લાઘવયુક્ત પણ બુદ્ધિગમ્ય પરિચય આપી દીધો છે, એ પણ આપણે જોયો છે. એટલે અહીં તો આ રચનામાં કૃષ્ણના ચરિત્રનિરૂપણમાં પ્રેમાનંદીયતા કેટલી તે જ જોઈશું. બાલક કૃષ્ણનાં પરાક્રમોની ચર્ચા અહીં અપ્રસ્તુત છે. પરંતુ એ અદ્ભુત રહસ્યગર્ભ પરાક્રમોમાં મુગ્ધ બાળક, નટખટ કિશોર અને વીરચરિત યુવાન કૃષ્ણનું દર્શન પ્રેમાનંદ કેવું આપે છે એ જ મુદ્દો પ્રાપ્ત થાય છે.

બાળક કૃષ્ણ જે ચેષ્ટાઓ કરે છે તેમાં બાળકસહજ વ્યવહાર કરતાં કશું વિશેષ અતિમાનવ તત્ત્વ નથી :

પાલવ ગ્રહી પરબ્રહ્મ, માતા કને અંન માગે રે;
પેટ દેખાડીને રોય, નીચા થઈ પાયે લાગે રે.
... ... ... ...
ઓ કરડવા આવ્યો હાઉ, રોતો ટપ રહે રે.
... ... ... ...
અધવચ નાસી જાય, પ્રભુ નવરાવતાં રે.
એક નેત્રે ભર્યું કાજળ, એક અમથું જ રહે રે;
પેટ માહી કરે પાદ પ્રહાર, યશોદા માત સહે રે.
રમે તે પિતા ઉછંગ, તાણે મુછ દાઢી રે;
નન્દ મુખનો તંબોળ, અધવચ લે કાઢી રે.
... ... ... ...
રાધતાં લાગે વાર, કઢાવે અંન કાચું રે.
... . ... ...
છાસમાં માગે ખાંડ, દૂધમાં માગે મીઠું રે.
લપસી પડે બેઠો થાય, કાદવમાં કૃષ્ણ મહાલે રે.
છાંટે ગૌનાં છાણ, ગોરસડાં ઢોળે રે;
આડી અવળી થાય માત, દૂધે અઘોળે રે.
ભડકાવે દુજણી ગાય, જેષ્ટિકા ગ્રહી દોડે રે;
એકને દોહે છે માત, બીજીનાં વત્સ છોડે રે.
( કડવું ૩૧ )

કૃષ્ણના આ ચાંચલ્યમાં લેશમાત્ર અલૌકિકતા નથી, અને તે જ તેનો પ્રેમાનંદી ગુણવિશેષ છે.

કૃષ્ણને યશોદાએ ઊખળ સાથે બાંધ્યો અને યમલાર્જુન વૃક્ષો નીચે ચગદાઈ જતો માંડ હરિકૃપાએ બચી ગયો એથી નંદરાય યશોદા

પર ગુસ્સે થાય છે, અને તેનાં કટુવેણ સહન ન થતાં યશોદા યમુનામાં આત્મહત્યા કરવા જાય છે ત્યાં કૃષ્ણ,

> દોરડે મુને રક્ષા બાંધી, અભંગ અંબાએ કીધો
> ... ... ... ...
> એ રક્ષાએ હું રહ્યો જીવતો, યશોમતિ માતને પુણ્ય.

એમ કહી માતપિતા વચ્ચે સમાધાન કરાવી આપે છે. કૃષ્ણનાં આ વચનો ચતુરાઈયુક્ત અને ચમત્કૃતિભર્યાં છે. તે બાળકની અસામાન્ય મેધા પ્રગટ કરે છે છતાં તેમાં અલૌકિકતા નથી.

પાણીશેરડે ગયેલી ગોપવધૂઓની તે મજાક કરે છે, કાંકરીચાળો કરે છે, ત્યારે તેની વય માંડ ચાર વર્ષની હતી. તેની આ ચેષ્ટાઓમાં નટખટપણું જોવાને બદલે લાડનો ભાવ જ જોવો ઘટે. અને છતાં ગોપીઓની ટીકાને પાત્ર તો થાય જ છે કે :

> છે નાનો પણ લક્ષણ મોટાં, બાઈ એનાં નયણાં છે ખોટાં;
> ચાર વર્ષનાએ રોકયો વાટ, આગળ શુ કરશે મોટા ઉત્પાત !

પરંતુ કાત્યાયની વ્રત નિમિત્તે યમુનામાં સ્નાન કરતી ગોપીકાઓનાં વસ્ત્રહરણ કરી, વાંસળી વગાડી ગોપજનોને બોલાવવાની ધમકી આપતો, "તમો સતી છો તે જાણું છૌં, લાજે નવ થાયે કાજ", એવું આળ ચડાવતો પ્રેમાનંદનો કૃષ્ણ ભાગવતના કૃષ્ણ કરતાં વધારે નટખટ લાગે છે. એથી જ ભાગવતમા આ ઘટનાનું રહસ્ય જે વ્યંજનાના રૂપમાં છે તે અહીં પ્રેમાનંદને 'કર્મ રહિત અબળા થઈ' એમ કહી અત્યંત સ્ફુટ કરવું પડયું છે.

કૃષ્ણની વેણુ સાંભળી, વિહ્વળ બનેલી ગોપીકાઓ વૃન્દાવનમાં દોડી આવી. ત્યારે ભાગવતની જેમ અહીં પણ કૃષ્ણ તેમને પોતપોતાના પતિની,—તે જેવો હોય તેવો પણ પતિ છે એમ માની, અનન્યભાવે સેવા કરવા કહે છે. પરંતુ તે પછી, "અમો શું જાણું વ્યભિચાર,

અનુભવ છે નહીં રે" એમ કહી પોતાના બ્રહ્મચર્યનો ભંગ કરવા ગોપિકાઓ તત્પર થઈ છે, એવો આક્ષેપ કરે છે એ નિરૂપણમાં કૃષ્ણ પરમતાની કોટિએથી પામરતાની કક્ષાએ ઊતરે છે અને તે મહાદંભી હોય તેવો વર્તાવ કરે છે.

નંદરાય સંઘ કાઢીને અંબાજીની યાત્રાએ ગયા અને સાથે કૃષ્ણને પણ લઈ ગયા ત્યારે "મારાં ચરણકમળ પરહરે, એ અંબાની કેમ પૂજા કરે", એવા તેના મનોગત વિચારમાં ભક્તિની અનન્યતાના અભિપ્રેત બોધ કરતાં તો તેની ઈર્ષ્યાળુતા જ પ્રગટ થાય છે.

વસુદેવદેવકીને કારાગૃહમાંથી કૃષ્ણ છોડાવે છે. દેવકી તેને નંદ યશોદાની માયા મૂકી દેવા સમજાવે છે ત્યારે કૃષ્ણ પાલક માતપિતાનો ઉપકાર ભૂલી જવા તૈયાર નથી. પોતે પથારી ભીની કરી હોય ત્યારે તેને કોરામાં સુવાડી જે ભીનામાં સૂતી હતી તે માતા યશોદા અને જેણે પોતાના ભાણામાંથી તેને કોળિયા ભરાવ્યા હતા તે પિતા નંદરાયને તેનાથી એક કેમ કહી શકાય કે હવે તે તેના માતપિતા નથી? ઊલટું લોહીની સગાઈ કરતાં તે સ્નેહની સગાઈને મોટી ગણે છે. કંસને મારવા જેવી 'ઉચ્છૃંખલતા'થી નંદને દુઃખ થયુ છે, છતાં તેમના વાત્સલ્યભાવે દ્રવતો કૃષ્ણ તેમને કહી દે છે: "સગા પિતા વસુદેવજી, તમો છો પાળક તાત !...આપણે સગપણુ છે નહિ"! આ નિષ્ઠુર વચનમાં કૃતઘ્નતા નથી. તેને તો બન્ને તરફનું ખેંચાણ છે—"એહ દુઃખ પડિયાં બાપજી, હું કોને આપું છેહ." એ પરિસ્થિતિમાં, પાલક માતાપિતાને સુખ આપ્યા પછી જન્મદાતા માતપિતા પ્રત્યે પણ પોતાની ફરજ યાદ કરી, બીજી રીતે પિતા નંદજી માને એમ નથી એ વિચારે આવાં આકરાં વેણ કહી દેવાય છે. છેવટે તો તેમના વાત્સલ્યની અપૂર્વતાનો સ્વીકાર કરતાં તો તે કહે જ છે :

લક્ષ ચોરાસી દેહ ધરું રે, તો એ ન મળે યશોદા માય,
ઊચકી સ્કંધે કાવડ રે, કરાવું તીર્થ સકળ,

તો એ એક ઘડી યશોમતિને રે, નવ થાઉં ઓશિંકળ

૪૮મા અધ્યાયથી કૃષ્ણના વ્યક્તિત્વમા પલટો આવે છે પાડવોની સભાળ લેતા અને જરાસધને સોળ સોળ વાર હરાવનાર, કેવળ વ્યૂહ રચના માટે ભાગીને દ્વારિકા વસાવનાર અને રુક્મિણીની પ્રણયયાચનાના એક વચનથી વહારે ધાનાર કૃષ્ણ સત્યસધાતી અને ધીરોદાત્ત પ્રણયી-વીર લાગે છે

ભાગવતના કૃ ણની છબિલાઈ અહીં જરા યે લછાઈ નથી તેની છેલાઈ જરા વધુ છકી છે ભાગવતના કૃષ્ણ પરમાત્માની પ્રતિમા જેવા છે તેમના પ્રત્યે પૂજ્યભાવ જ સભવે પ્રેમાનદના કૃષ્ણ પ્રત્યે પૂજ્યભાવ સાથે સખ્યભાવ, સુહૃદભાવ પણ પ્રગટે છે કારણ તે શ્વાસપ્રાણથી ધબકતા, રગેરગમા રકતસચારે ઉષ્માભર્યા, માનવમનની નિર્બળતાઓ પ્રગટ થવા છતા તેને વશ નહિ થતા, પુરુષમાથી પુરુષોત્તમ બન્યા છે.

## ૯ : સમાજ—દર્શન : સમકાલીન રંગપૂરણી

શ્રી મુનશીએ નોધ્યુ છે તેમ "પૌરાણિક પાત્રોના તો માત્ર નામ જ જીવન ને ચરિત્ર તો, તે સમયના પુરુષોના" નાનાલાલ કવિએ પણ અવલોકયુ છે કે પ્રેમાનદનુ ગુજરાતીપણુ એ એમનો મહાન ગુણ તેમ એ ગુણ તે જ એની ગુણસીમા શ્રી વિજયરાય વૈદ્યે પણ એ જ મત ઉચ્ચાર્યો છે કે તેના પૌરાણિક પાત્રોનુ ગુજરાતીપણુ એ એક દૃષ્ટિએ તેની વિજયસિદ્ધિ છે, તો બીજી દૃષ્ટિએ ગભીર કહેવા જેવી મર્યાદા પણ છે 'નળાખ્યાન'ના 'ગરાસિયા જેવા' લાગતા દેવો, દરિદ્ર બ્રાહ્મણ જેવો સુદામો, બાળકોને વળાવતી વખતે સામાન્ય સ્ત્રીની જેમ 'સહેજે મામીની ગાળ' એમ કહેતી દમયતી, સૌરાષ્ટ્રના કોઈક નાના રજવાડાના કારભારી જેવો ધૃષ્ટબુદ્ધિ, વૃદ્ધાવસ્થાએ પરણવા તૈયાર થયેલો ઋતુપર્ણ જેમ પ્રેમાનદના સમયના ગુજરાતીઓ લાગે છે, તેમ તેવા પાત્રો ભારતના અન્ય પ્રદેશમા મળવા પણ મુશ્કેલ નથી. ગુજરાતી

લાગતાં નંદયશોદાના વત્સલ હૃદયનો ધબકાર છે તે અન્ય પ્રદેશનાં માતાપિતામાં યે મળે. કુંવરબાઈની સાસુ અને વડસાસુ તેમ જ નણંદ કેવળ ગુજરાતમાં જ મળે એવું નથી. મામીની ગાળ સહેવાનું કેવળ ગુજરાતી ભાણેજોના જ નસીબમાં નથી હોતું. પરંતુ પ્રેમાનંદનાં પાત્રોમાં ગુજરાતી વ્યકિતત્વને ઉપસાવવામાં સમકાલીન ગુજરાતી સમાજની ભૂમિકા વધુ ઉપકારક બને છે.

મધ્યકાલીન આખ્યાનોમાં જે તે સમયનાં રૂઢિરિવાજોનું અને જનસ્વભાવનું થોડે ઘણે અંશે પ્રતિબિંબ પડેલું જોવામાં આવે છે. આ પ્રકારનું નિરૂપણ કોઈ પૂર્વનિશ્ચિત યોજનાથી અથવા વિશેષ પ્રકારના આયાસથી થતું એવું નથી. પુરાણના વસ્તુને આખ્યાનકારો સમકાલીન વાતાવરણનો ઓપ આપતા. એમાં કદાચ તેમની કલ્પના શક્તિની મર્યાદા પણ વરતાય. પરંતુ આ વલણ આખ્યાનમાં સ્વરૂપને બાધક નીવડયું નથી બલ્કે કેટલાંક ઉદાહરણોમાં તો તે ઉપકારક નીવડયું છે, એટલું જ નહિ, આખ્યાન સ્વરૂપનુ તે એક લક્ષણ પણ ગણાયુ છે. આ પ્રકારની સમકાલીન ભૂમિકા તૈયાર કરવાથી કૃતિ વધુ લોકભોગ્ય બનતી એ લાભ (અને લોભ પણ) આખ્યાનકારને મન જેવો તેવો ન હતો.

પ્રેમાનંદનાં આખ્યાનોમાં સમકાલીન સમાજ અને વાતાવરણનું દર્શન વિશેષ પ્રગટ રૂપે છે. સમકાલીન ગુજરાતી સમાજનું દર્શન એ તેનો ગુણ-વિશેષ બને છે. કદાચ એણે જે સમકાલીન લાક્ષણિકતાઓ દર્શાવી તે કેવળ ગુજરાતની જ નહિ હોય, બીજા પ્રદેશોમાં પણ તે જોવા મળે. આમ છતાં, પ્રેમાનંદની દૃષ્ટિ નંદરબારથી આગળ ગુજરાત બહાર ગઈ નથી. પોતાના સમયના રીતરિવાજો, જનસ્વભાવની ખાસિયતો, પહેરવેશ વગેરેનું નિરૂપણ આખ્યાન કવિ વિશિષ્ટ રીતે કરે એ એક પરંપરા હતી. પ્રેમાનંદની વિચક્ષણ અવલોકનશક્તિ અને નિરૂપણપ્રતિભાથી આ અંશ બીજા આખ્યાન કવિઓની સરખામણીમાં વિશેષ સ્ફુટ થયો છે. પ્રેમાનંદનાં આખ્યાનો

એક રીતે તેના સમયના ગુજરાતી સમાજ–દર્શનનાં દસ્તાવેજી ચિત્રો જેટલું મૂલ્ય ધરાવે છે એમ કહીએ તો અતિશયોક્તિ નહિ ગણાય.

પ્રેમાનંદનાં સર્વ આખ્યાનોનું સમગ્ર અવલોકન કરીએ તો પુત્રજન્મથી માંડી સીમંતવિધિ સુધીના તત્કાલીન ગુજરાતી આચારોનું સંપૂર્ણ નિદર્શન મળે છે. અહીં તો કેવળ 'દશમસ્કંધ'માંથી નિષ્પન્ન થતો ગુજરાતી સમાજ જોઈશું.

'દશમસ્કંધ'માં પુત્રજન્મના ઉત્સવનું સરસ નિરૂપણ કરવામાં આવ્યું છે.

અખ્યાણાં લાવે નાર, ગોપી સોહામણી રે,
માગણ ચારણ ભાટ, બંદીજન જશ ભણે રે.
... .. ... ...
માલણ લાવે પુષ્પ, પાન તંબોલણી રે;
કુકુંમ હાથા બાર, દેતી ગોવાલણી રે.
અશોક આંબાપત્ર, તોરણ ક્રોઈ તણા રે;
સોવણ મઢ્યાં પત્ર, મધ્ય સોહામણા રે.
... ... ... ...
સ્નાન કરી નંદરાય, વૃદ્ધિશ્રાદ્ધ કરે રે.
(કડવું ૧૯)

અહીં પુત્રજન્મ થતાં વૃદ્ધિશ્રાદ્ધ કરવામાં આવે, સૂર્યપૂજા પછી બારશાખે હાથના છાપા મારવામાં આવે વગેરે રિવાજનો નિર્દેશ છે. દેવકીને પણ શોકનું કારણ એ જ છે કે પુત્રને જન્મ તે આપે અને હાથના છાપા યશોદાને ત્યાં લાગે—હું પ્રસવું ને પરઘેર હાથા!
(કડવું ૧૪)

કર આપવા આવેલા નંદને કંસ બાળકને માટે પોતાના તરફથી 'ઘરેણું આંગલાં ટોપી, લઈ જાઓ સુતને વાગો' (કડવું ૨૦) એમ કહે છે, ત્યાં નવજાત શિશુ માટે ઝભલાં ટોપી લઈને રમાડવા

જવાનો અથવા મોકલવાનો આજસુધી ચાલુ રહેલો રિવાજ હવિ નિર્દેશ છે.

નવજાત શિશુને 'ઝોળીપોળી' કરવાનો રિવાજ આજે પણ કેટલાંક કુટુંબોમાં છે.

માસ દિવસે કીધો સંસ્કાર, સૌભાગ્યવંતી ઊભી રહી ચાર;
પચરંગ પટની ઝોળી કરી, ઊભી અબળા છેડા ધરી.
... ... ... ...
મીઠાં મુખ મહિયારી કરે, ઘણું જીવો કહાન અબળા ઊચરે.
જશોદાજીએ ઊચલી કરી, ઝોળીમાં પહેરાવ્યા હરિ.
... ... ... ...
મુખ જોઈ જસોદા વારણે જાય, હિંડોળે ગોપી હાલરું ગાય.
(કડવું ૨૫

નામકરણ વિધિનો ઉલ્લેખ પણ 'દશમસ્કંધ'માં મળે છે. નામ કરણ સાથે જોષી પાસે જન્મોત્રી બનાવડાવી વંચાવવાનો ચાલ આજે પણ કેટલાંક કુટુંબોમા જોવા મળે છે. (કડવું ૨૯, ૩૦)

બાળકના જન્મ પછી જાતકર્મ સંસ્કાર કરવા જોઈએ. જો તે સમયે ન થઈ શકે તો યજ્ઞોપવિત આપતાં તે વિધિ કરવો જોઈએ. અગિયાર વર્ષ પછી કૃષ્ણ પાછા સાંપડ્યા ત્યારે વસુદેવ યજ્ઞોપવિત પહેલાં જાતકર્મ કરે છે :

.. ... ... જાતકર્મ કીધું વાસુદેવ;
નવું પુત્ર પ્રસવ્યા છે આજ, વૃદ્ધશ્રાદ્ધ કીધું મહારાજ.
ગણપતિ ગોત્રજ પૂજા કરી, નાન્દી કર્મ કીધું હેત ધરી;
.. ... ... ...
જ્યા બ્રાહ્મણ ગર્ગાચાર્ય, શાંતિક પુષ્ટ કીધું કાર્ય;

જનોનાં બાળકોનાં સાંબેલાં કાઢવાં, નજર ન લાગે માટે વરના ગાલ પર કાજળનું ટપકું કરવું, વરકન્યાને હાથે મીંઢળ બાંધવાં, સાસુએ ધૂસળ મૂસળે વરને પ્હોંકવો, માંહ્યરું બાંધવું, અંતરપટ ધરી સાવધાન શબ્દોનો ઉચ્ચાર કરીને મંગલ શ્લોકો બોલવા, કુળનો ગોત્રોચ્ચાર કરીને કન્યાદાન કરવું, મંગળફેરા ફરવા, કંસાર જમવો, ફટાણાં ગાવાં, વરપક્ષના સંબંધીઓને પહેરામણી આપવી, કન્યાને વિદાય સમયે શિખ દેવી વગેરે ગુજરાતી લગ્નવિધિનાં પૂરાં અંગોનું નિરૂપણ કરવાનો અવકાશ પ્રેમાનંદને દશમસ્કંધમાં મળ્યો નથી. છતાં કેટલાક ઉલ્લેખો તે રુક્મિણીહરણની ઘટના નિમિત્તે કરે છે :

> પીઠી ચોળવા રે આવી પ્રીતે પંચ બોનાઈ. (કડવું ૧૫૦)
> મીંઢળ બાંધી રહેજે સાંતરી... ... (કડવું ૧૫૪)
> શાંતિગ્રહ દેવ્યા ગોત્રજ, આપો ભુરસી દાન બ્રાહ્મણ સેવા. (કડવું ૧૪૯
>
> જે ખટદર્શન બોલ્યો નવ દીસે, મારી સ્ત્રી તેને કંસાર ક્યાંથી પીરસે (કડવું ૧૪૯

વગેરે પંક્તિઓમાં પીઠી ચોળવી, મીંઢળ બાંધવું, ગ્રહશાંતિ કરવી ગોત્રજ પૂજવી, જમાઈ સાસરે આવે ત્યારે કંસારનું જ ભોજન જમાડવું વગેરે રિવાજોનો નિર્દેશ મળે છે.

જાન માટે ઉતારો આપવામાં આવતો, ત્યાં ભોજન આદિ માટે વ્યવસ્થા કરવામાં આવતી. કૃષ્ણની સાથે આવેલા યાદવો શિશુપાલની જાન માટે નક્કી કરેલા ઉતારામાં રહે છે અને "છિએ મોસાળિયા અમો વર તણા" એ પંક્તિ ઉપરથી વરના મોસાળિયાને પણ કપૂર્વક વિશિષ્ટ સ્થાન મળતું એ રિવાજનો પણ ઉલ્લેખ કવિ ી જ કરી દે છે. પ્રેમાનંદના સમયના વરરાજાની જેમ શિશુપાલનો પણ વરઘોડો નીકળે છે. અને શિશુપાલની જાનમાં આવેલી જાનરડીઓ

કન્યાપક્ષે કોઈ સગવડ નહિ હોઈ, પ્રેમાનંદના જમાનાની સ્રીઓની જેમ કન્યાપક્ષનું વાંકું બોલે છે :

> કરે વાત માંહોમાંહે જાનરડી
> પહેલાં વરકન્યા ઉઠાડો પરણી;
> છે ભુખ્યાં બાળક કરે રુદંન,
> બાઈ મધ્યરાત્રે મળવું છે અંન;
> કો કહે અંનનું દુઃખ ધરીએ વળતું,
> જો જળ પીવાનું નથી મળતું.
> (કડવું ૧૬૩)

અને આજ પંક્તિઓ ઉપરથી જણાય છે કે વરકન્યા પરણી ન ઊઠે ત્યાં સુધી જાનને ન જમાડવાનો રિવાજ પણ પ્રચલિત હશે.

પ્રેમાનંદના સમાજમાં કન્યાનો જન્મ આવકાર્ય ન હતો. તેથી જ દેવકી વસુદેવને કટાક્ષમા કહે છે : "કુશાગ્ર બુદ્ધિ શું કરું વખાણ, આપી રત્ન સાટે લાવ્યા પાષાણ." (કડવુ ૧૭)

તેના સમાજમા આભડછેટનો ખ્યાલ પણ અત્યત દૃઢ હતો. તેથી જ્યારે ગોવાળિયાઓ ઋષિઓ પાસે અન્ન માગવા જાય છે ત્યારે તેઓ જાણે અભડાઈ ગયા હોય તેમ કહે છે : "આહીરની પડી છાયા, કેમ દીજે હોમ?" અને તેઓ ફરી સ્નાન કરે છે.

પ્રેમાનંદના સમયમાં સાંપ્રદાયિક ઝઘડાઓ થતા હશે એવું અનુમાન, 'હું શિવ માંહે અંતર નથી' (કડવું ૩૮) એવા કૃષ્ણના વચન ઉપરથી થઈ શકે છે.

મતપાલનના આચારો પ્રેમાનંદના સમયના છે. કાત્યાયની વ્રત કરતી ગોપિકાઓ નિત્ય યમુનામાં સ્નાન કરે છે, ભૂમિ ઉપર શયન કરે છે અને મીઠા વગરનું ભોજન કરે છે, અબોટિયુ પહેરીને પૂજાવિધિ કરે છે અને પીપળાની, તુલસીની અને ગાયની પૂજા કરે છે ( ૬૪)

પૂજાવિધિમાં ધૂપ, દીપ, નૈવેદ્ય, આરતી, પ્રદક્ષિણા એ ક્રમ ગોવર્ધન-પૂજામાં મળે છે. એકાદશીવ્રતનો મહિમા પ્રેમાનંદના સમયમાં સવિશેષ હશે. દશમને દિવસે પાંચ જ કોળિયા હવિષ્યાન્ન લઈ વ્રતનો આરંભ કરવો, હરિકથાનું શ્રવણ કરી રાત્રે જાગરણ કરવું, પીપળો અને તુળશીની પૂજા કરી, બારસે બ્રાહ્મણો જમાડી દક્ષિણા આપવી, ચોવીશ પ્રકારનાં દાન આપવાં (કડવું ૭૯) એ પ્રકારના વિધિનો નિર્દેશ તેણે કર્યો છે.

દ્વાપર યુગના ઋષિઓને પણ પ્રેમાનંદ પોતાના યુગના વેદાભ્યાસ-જડ અને મિથ્યાભિમાની બ્રાહ્મણો જેવા જ દર્શાવે છે :

> મંડપમાં બેઠા છે મુનિ, ઘોર શબ્દ થાય વેદની ધ્રુનિ;
> વિદ્યાબળે વધ્યો છે ગર્વ, અભિમાન અશ્વે ચડયા છે સર્વ.
> અમો પંડિત, અમો વેદિયા, પણ જ્ઞાને કો નથી ભેદીયા;
> ... ... ... ...
> ભણે વેદ સૂત્ર ક્રમ જટા, લાગ્યો છે વાદ શબ્દની ઘટા;
> તે સમુદ્રપૂરની પેરે ચઢે, સરખે સરખા ભણતાં વઢે.
> ... ... ... ...
> છત્રપતિ પેં અધિકું ગણે, જો બ્રાહ્મણ બે અક્ષર ભણે.
> તે વાદે મહિષને પેરે વઢે, તેને હરિ મારગ શોધ્યો નવ જડે;
> આસ્તિક આચાર પાળે અનેક, પણ વેગળો વૈષ્ણવ વિવેક.

યાદવોના આચાર્ય ગર્ગાચાર્ય વસુદેવને ત્યાં પુત્રજન્મ થવાથી આનંદ પામી કહે છે : "વાધ્યો વંશ યજમાન" ત્યારે પ્રેમાનંદના સમયના કોઈ કુલગોર હોય તેવા જ ભાસે છે. આમ છતાં તે લોભી નથી. વસુદેવ કહે છે : "દક્ષિણા અપાવીશ પુત્ર પાસે" ત્યારે એવું ન લાવવા ગર્ગાચાર્ય કહે છે. આમ તે સંતોષી બ્રાહ્મણ જણાય છે. આ સમયે કોઈક કોઈક બ્રાહ્મણ અયાચક વ્રત પાળતા હશે એમ સાંદીપનિના નિરૂપણ ઉપરથી જાણવા મળે છે. તો બીજી બાજુ

"ભીક્ષાનું અન્ન ઘેર જાય, ત્યારે થાય રસોઈ" (કડવું ૧૫૧) એવા દરિદ્ર અને દ્રવ્ય દેખી ગજા બહારનું કામ કરવાનાં ખોટાં વચનો આપનાર હરિશ્રવા જેવા બ્રાહ્મણો પણ હશે.

'દશમસ્કંધ'માં ભોજનની વાનગીઓનાં નામો પણ દ્વાપર કે ત્રેતા યુગની વાનીઓનાં નહિ પણ પ્રેમાનંદના સમયનાં છે. ઋષિપત્નીઓ કૃષ્ણ અને ગોવાળિયાઓને જે અન્ન પીરસે છે તેમાં દૂધપાક, લાડુ સાથે ખીચડી પણ છે; રોટલી, પૂરી, પૂડાં, ઢોકળાં, વડાં તેમ જ કોઠાં બીલાંનાં અથાણાંચટણી પણ છે. દાળભાત સાથે પાપડ અને પાપડી પણ કવિ ભૂલ્યો નથી :

કો સ્નેહ પક્વ લાવી પાયસાન્ન, નાનાવિધ ઉત્તમ પકવાન્ન.
કોઈ પક્વ ઉષ્ણ લાવી ખીચડી, મસ્તક લીધી બળતી તાંબડી;
તે નથી દાઝતી નેહે ભરી, કો લાવી પલ્લાળી બાજરી.
કો ભાતદાળ મોદિક પોળી, આણ્યાં મહી શર્કરા ઘોળી;
પૂરી, પૂડા, ઢોકળાં, વડાં, કો લાવી કંદમૂળ પાનડાં.
કો કોઠાં બીલાં લાવી ગોરડી, કો પત્ર શાખ લેઈ દોડી;
કો અકિંચન અબળા બાપડી, તે લેઈ આવી પાપડ પાપડી.
... ... ... ...
કો દુર્બળ ઊભી રહી હરિ ને પાસ, તે લેઈ આવી છે માગી છાશ;
સ્હોડમાંથી કેમ શકે કહાડી, તે લેઈ આવી રોટલી ટહાડી.
(કડવું ૭૦)

'મામેરું'માં વસ્ત્રઅલંકારની લગભગ પૂરી યાદી મળે છે. મુગટા, પીતાંબર, શેલાં, શણિયાં, મગિયા, દોરિયાં, અસાવલી, વાટ, કલેગર, સાળુ, છાયલ, પટોળું, ઘાટ, છીંટ, અંબર, ઘરચોળું, દરિયાઈ, ચંદ્રકળા, મોરવી, તાસ, અતલસ, અંબર વગેરે સાડીઓની જુદી જુદી જાતોનો ઉલ્લેખ પણ મળે છે. તો અકોટી (કાનનો કાપ), ચોટી (શિળિયું), ત્રસેંધિયા (દામણી), શીશફૂલ, ગળુબંધ, ચૂની, વેસરવાળી,

'ઝાંઝર, કાંબી, કડલાં, અણુવટવિછુવા, કંકણ, ચૂડી, ઘંટાળી (કંદોરો), નવસર હાર વગેરે આભૂષણો પણ તે જ સમયનાં છે. પૌરાણિક આખ્યાનોમાં પણ પ્રેમાનંદ આ વસ્ત્રાભૂષણોનો ઉલ્લેખ કરે છે. પૂતના જે વસ્ત્રાભૂષણો ધારણ કરી આવે છે તેમાં પણ આ જ દાગીનાઓ છે. કૃષ્ણની વેણુ સાંભળી વિહ્વળ બનેલી ગોપીઓ બધાં જ કામો છોડી વસ્ત્રાભૂષણો અવળાંસવળાં પહેરી વૃન્દાવનમાં જાય છે ત્યાં જે વસ્ત્રાભૂષણોનો નિર્દેશ કર્યો છે તે પણ પ્રેમાનંદકાલીન છે. (જુઓ કડવાં ૨૨, ૮૩)

ગોપજનોનો પહેરવેશ પણ પ્રેમાનંદકાલીન છે. માથે મોળિયું રાતી પાઘળી, ચમચમતી મોજડી, ડાંગ સાથે બાંધેલા શીકામાં ભાત એ કૃષ્ણનો વેશ (કડવું ૪૦) જુઓ ભરવાડણો પણ જાડી કામળી ચણોઠીની માળા અને કોણી સુધી કડલાંકાંબી પહેરતી. (જુઓ કડવું ૧૧૦) અને ભરવાડોને રોજ ન્હાવાની ટેવ નહિ હોય, એમ 'આહિર ઘેર 'અમો ઉછર્યા, નથી નહાવાની ટેવ જી' (કડવું ૧૧૩) એવા કૃષ્ણે અક્રૂરને આપેલા ઉત્તર પરથી જણાય છે.

આખ્યાનોમાં પત્રલેખનની પદ્ધતિ પણ જૂની ગુજરાતી પ્રથા પ્રમાણેની છે. 'કુંવરબાઈનું મામેરું'માં જે પ્રમાણેનો પત્ર છે તેવો જ 'નળાખ્યાન'માં, 'ચંદ્રહાસ આખ્યાન'માં અને 'અભિમન્યુ આખ્યાન'માં અને 'દશમસ્કંધ'માં પણ મળે છે.

સ્વસ્તિશ્રી જૂનાગઢ ગામ, જે હરિજન વૈષ્ણવનો વિશ્રામ;
નાગરી નાત તણા શણગાર, સાધુ શિરોમણિ પરમ ઉદાર.
... ... ... ...
સર્વે'પિયા જોગ કરુણાધામ, મહેતા શ્રી પંચ નરસિંહ નામ;
અહીં સહુને કુશળ ક્ષેમ, લખજો પત્ર તમો આણી પ્રેમ.
(કડવું ૩)

પત્રનો આરંભ 'સ્વસ્તિ'થી થાય, પછી ગામનુ નામ અ અને પછી જેને સંબોધન હોય તે વ્યક્તિને તેના પ્રત્યે સારો ભ હોય કે ન હોય પણ તેને સર્વશુભોપમા જોગ તરીકે ઓળખા (નામની આગળ 'શ્રી પંચ' લગાડવું) અહીં સહુ કુશળ છે, પત્ર લખ વગેરે વિવેકનાં વચનો, પ્રેમાનંદના સમયના ગુજરાતી સમાજ પ્રવર્તતી પત્રલેખનની પદ્ધતિનાં સૂચક છે. પૌરાણિક વસ્તુનાં આખ્યાનો પણ તે એ જ પદ્ધતિ અપનાવે છે.

રુક્મિએ શિશુપાલને લખેલા પત્રનો નમૂનો જોઈએ :

સ્વસ્તિશ્રી સર્વદેશ શિરોમણિ, ચેદી દેશ વિશાળ
દમઘોષનંદન ભાગ્યનિધિ, શત્રુ સહસ્રના કાળ.
... ... ... ...
વિદર્ભનિવાસી આજ્ઞાવર્તી, સેવક રુક્મિ નામ;
એ વિનંતી ભૂપતિ મારા, શતસહસ્ર પ્રણામ.
... ... ... ...

આવા સામાજિક પત્રો ઉપરાંત પ્રેમપત્રો લખવાની પદ્ધતિ ? આથી જુદી ન હતી. રુક્મિણી કૃષ્ણને પત્ર લખે છે તેનું ઉદાહ સંક્ષેપમા જોઈએ. અહીં 'લિખિતંગ' શબ્દનો ઉપયોગ પણ છે

... ... ...મુક્તિપુરી શ્રી દ્વારિકા ગામ.
... ... ... ...
ઇચ્છું પ્રભુપદ પંકજ સેવ, જય વસુદેવ સુત વાસુદેવ,
સર્વેશ્વર શ્રી અવિનાશ, જગતચૈતન તેજ પ્રકાશ;
ભીમક સુતા વિદર્ભ નિવાસી, લખિતંગ રુક્મિણી ચરણદાસી.
... ... ... ...

આમ પૌરાણિક કથાવસ્તુવાળાં આખ્યાનોમાં પણ પુરાણનું માત્ર શરીર જ એમાં પ્રાણરૂપે તો ધબકે છે પ્રેમાનંદકાલીન ગુજરા

## ૧૦ : વર્ણનકલા અને અલંકારો

કથાવસ્તુને સ્ફુટ અને પુષ્ટ કરવા માટે, ભાવકવર્ગને વધુ મનોગમ થઈ શકે એ હેતુથી વર્ણનકલા આખ્યાનનું મહત્ત્વનું અંગ ગણાય છે. આખ્યાનસાહિત્યમાં પાત્ર અને સ્થળનાં વર્ણન લગભગ પરંપરાગત હોય છે. પ્રેમાનંદ પણ પરંપરાગત વર્ણનનાં ચોકઠાંમાંથી મુક્ત રહી શક્યો નથી. વનઉપવનનું વર્ણન કરતી વખતે કવિ વનની વનસ્પતિ, ફલ, ફૂલ વગેરેની વીગતવાર યાદી જ આપી દે છે. આ પ્રકારના વર્ણનને લીધે કથાપ્રવાહ પણ સ્થગિત થઈ જાય છે.

'નળાખ્યાન'માં બે વાર (કડવું ૬ અને ૩૭) વનવર્ણન આવે આવે છે, 'ચંદ્રહાસ આખ્યાન'માં પણ ઉપવનવર્ણન (કડવું ૧૩) તેમ દશમસ્કંધમાં પણ વૃન્દાવનનું વર્ણન (કડવું ૫૧) આવે છે. પ્રેમાનંદ આ ત્રણે સ્થળે વનની વનસ્પતિસમૃદ્ધિ વર્ણવવા બેસી જાય છે. 'ચંદ્રહાસ આખ્યાન'માનું વર્ણન જંગલનું નહિ પણ માળીની માવજત પામતું; કૂવા, વાવ, તળાવવાળા વિશાળ ઉપવનનું છે. આ વર્ણન કરતાં કરતા પ્રેમાનંદ યાદ આવ્યાં તે બધા જ વૃક્ષો, ફળ, ફૂલના છોડની વિસ્તૃત યાદી જ આપી દે છે. 'નળાખ્યાન'નાં વનવર્ણનો સાથે તેને ભારે સામ્ય છે. તેજ રીતે 'દશમસ્કંધ'નું વનવર્ણન પણ તે બંને વર્ણન સાથે મળતું આવે છે.

આખ્યાનકારોનું આ એક સર્વસામાન્ય લક્ષણ જણાયું છે. ભાલણ 'કાદંબરી'માં વિંધ્યવનનું વર્ણન કરતાં ચાલીશેક વૃક્ષો અને પુષ્પો ગણાવી જાય છે. 'શુકદેવાખ્યાન'માં વસ્તો પણ ચાલીસેક વૃક્ષોની યાદી આપે છે; રાજધરદાસ પણ તેના 'ચંદ્રહાસ આખ્યાન'માં તેંતાલીશ વૃક્ષો અને પુષ્પો ગણાવી જાય છે. કેવળ વનવર્ણનના વિષયમાં નહિ પરંતુ જ્યાં વર્ણનની તક મળી ત્યાં સર્વત્ર—સભા, જમણ, વસ્ત્રાલંકારોનાં વર્ણનમાં પણ યાદ આવતી બધી વસ્તુઓ

કોઈપણ પ્રકારના વિવેક વિના આખ્યાનકારો ગણાવી જતા હોય છે. વર્ણનમાં વસ્તુઓના ક્રમમાં એક માત્ર વર્ણસગાઈ સધાય એ જ ખ્યાલ રહેતો.

'નળાખ્યાન'ના વનવર્ણન વિશે શ્રી મુનશી વગેરેની ચર્ચા નોંધપાત્ર છે. શ્રી મુનશીએ નોંધ્યુ છે: "આ પ્રલયપ્રવાહના જોશમાં એ સમયના સાહિત્યનું એક મોટામાં મોટું દૂષણ ઢંકાઈ જાય છે. એ સમયમાં વર્ણન એટલે લક્ષણોની સવિસ્તર યાદી–નહીં તો ઉપમાવલિની પરંપરા. ચોક્કસ અને વીગતવાર યાદીઓ વાંચનારની કલ્પનાને ગુંગળાવે છે; અને ચિત્ર ઊભું થતું જોવાની ઇચ્છાને કચરી નાખે છે. નળાખ્યાનમાં વનનું વર્ણન લગભગ જંગલ ખાતાની ટીપ છે!"

સ્વ. ડાહ્યાભાઈ દેરાસરીએ આવો જ અભિપ્રાય આપ્યો છે: "......એમ દેશ અને કાળથી અબાધિત નામાવલિ જ માત્ર જોવામાં આવે છે. વનસ્પતિશાસ્ત્રના ગ્રંથમાં આપવામાં આવે એમ વનસ્પતિનાં નામ ગણાવવાં એ જ વનવર્ણન. પણ આમાં કવિનો દોષ નથી. તે કાળે પ્રથા જ એવી હતી કે વન, સભા, દરબાર જમણ વગેરે બાબતોનાં એક જ તરેહના પ્રથમથી નિર્મિત વર્ણનો જ્યાં જ્યાં જરૂર હોય ત્યાં મૂકી દેવાં. જમણની વાત આવી કે મોટા શહેરના બધા કંદોઈઓની દુકાનો ખોળતાં પણ ન જડે એવાં બધાં પકવાનોનો હૂડો જ ગણાવી જવો......"

શ્રી મુનશીના મંતવ્ય સાથે અસંમત થતાં આચાર્ય શ્રી આનંદશંકર ધ્રુવે કહ્યું છે: "......સળંગ કાવ્યોમાં એવી પ્રથા સર્વ દેશમાં જોવામાં આવશે. ચોસર, સ્પેન્સર વગેરેની કવિતામાં આવું વર્ણન ઠેરઠેર જણાશે. વનનું વર્ણન કરવાનો અહીં ઉદ્દેશ એ હતો કે જંગલ બિહામણું છે તે દર્શાવવું એટલે સઘળે અવ્યવસ્થા અને અનિયમિતપણું ચીતરવું પડે. ત્યાં આગળ વર્ડ્ઝવર્થની પેઠે પદ્ધતિસર અને મૂત્રાનુસાર કે આત્મલક્ષી વર્ણન કરવામાં આવે, તો

કંબુ (શંખ) જેવી, કટિ કેશરીની જેવી, જાંઘ કેળ જેવી, ચરણ કમળ જેવાં એ રીતે બીબાંઢાળ વર્ણન થતું. વક્ષપ્રદેશ સિવાય નાયક અને નાયિકાનાં વર્ણનો સરખાં લાગતાં. પૂતનાના અને સ્વરૂપવાન બનેલી કુબ્જાના વર્ણન સાથે કૃષ્ણનું વર્ણન સરખાવવાથી આ મુદ્દો સ્પષ્ટ થશે.

**પૂતનાનું વર્ણન :**

કદળી પત્ર વાંસો વિરાજે, પેટ પોયણ પાન;
ભર્યા પરિમળ નાભિ નિર્મળ, રોમાવળી પંકજતંત.
... ... ... ...
કંબુ જેવી ગ્રીવા શોભા. કંઠ કોકિલા નાદ;
વેસરવાળી અધર પરવાળી, બોલતી મધુર સાદ.
... ... ... ...
નયણાં ચંચળ સાર્યું કાજળ, અંજન અથવા મીન.
(કડવું ૨૨)

**કુબ્જાનું વર્ણન :**

હૂતા બગલાવત શિરના કેશ રે, થયો ચોટલો ફણિધર શેષ રે;
... ... ... ...
હૂતાં લોચન છાયાવળિયાં રે, થયાં અણિયાળાં કર્ણ શું અળિયાં રે.
દંત વિના વદન ગયું મળી રે, થયા દશન દાડેમની કળી રે.
(કડવું ૧૧૭)

**કૃષ્ણનું વર્ણન :**

અંબુજ વર્ણ અણિયાળાં, નેત્ર પરમ રસાળ;
ભ્રકુટી કોદંડ તાણિયું રે, કપોળલોલ વિશાળ.
લજાવે શુક ચંચુને, નાસિકાની દાંડી;
રક્ત અધર દંત દાડમ કળી, ચંદન ચર્ચિત અંગ.
(કડવું ૧૬૦)

અથવા :

કૂલ્યાં નેત્ર અંબુજ ચતુર્ભુજ, રાજે રમ્ય રોમાવળી;
નાસિકા શુકચંચુ પ્રમાણે, શ્વેત દંત દાડમ કળી.
વિશાળ હૃદે કટિ પાતળી, અધર કાતળી આંબાતણી.
(કડવું ૧૪૭)

પ્રેમાનંદનાં સ્ત્રીપુરુષો જાણે એકજ સરખાં આભૂષણો પહેરતાં હોય તેમ લાગે છે. વળી અમુક એક અંગ ઉપર પહેરવા માટે અનેક પ્રકારનાં આભૂષણો હોય ત્યારે પ્રેમાનંદની સ્ત્રીઓ તે બધાંજ આભૂષણો, એકી સાથે પહેરતી હોય તેમ ક્યારેક જણાય છે. જો કે વર્ણનકલાનો આ દોષ સમગ્ર આખ્યાનયુગનો છે. પ્રેમાનંદ જેવો પ્રતિભાશાળી કવિ પણ એમાંથી મુક્ત થઈ શક્યો નહિ એટલું તેના દોષપક્ષે કહી શકાય. આમ છતાં જ્યાં વર્ણન માટે કોઈ પરંપરા ન હોય ત્યાં કવિની આગવી વર્ણનકલાને વિલસવાનો અવકાશ મળ્યો છે, તેમાં તે પુરોગામીઓને આંબી જાય છે. 'નળાખ્યાન'માં દમયંતીને મેળવવા ઉત્સુક રાજાઓનું અને તેમનાં વર્તનનું, બાહુકનું તેમજ તેણે જોડેલા ટારડા ઘોડાનું વર્ણન; 'દશમસ્કંધ'માં વલોણું તાણતી પુત્રને પકડવા તેની પાછળ દોડતી જશોદાનું અને વાછરડાં ચારવા જવા તૈયાર થયેલા બાળક કૃષ્ણનું વર્ણન; 'ઓખાહરણ'માં સ્વપ્નભંગ થતાં બ્હાવરી બની પ્રિયને શોધતી ઓખાની વિરહાવસ્થાનું અને કેદ પકડાયલા અનિરુદ્ધના છેલપણાનું વર્ણન; 'કુંવરબાઈનું મામેરું'માં નરસિંહની વહેલનું અને તેને આપેલા ઉતારાનું, ભેગા થયેલા નાગર સમુદાયનું અને તેમાં ય નાગરિકાઓનાં પહેરવેશ, આભૂષણો, હાવભાવ અને દોષનું, દામોદર દોશી અને કમળા શેઠાણીનું વર્ણન; 'ચન્દ્રહાસ આખ્યાન'માં વિષયા અને તેની સખીઓની જલક્રીડાનું તેમજ 'ચંચળ નયણે જોતી, બગ જેમ ડગ ભરતી' વિષયાનું અભિસારવર્ણન, 'સુદામા ચરિત'માં સુદામાનું અને તેના દરિદ્ર ગૃહસંસારનું વર્ણન, પ્રેમાનંદની વૈવિધ્યપૂર્ણ અને ચિત્રાત્મક વર્ણનકલાનાં ઉદાહરણો છે.

પ્રેમાનંદની વર્ણનકલાનું મુખ્ય લક્ષણ તે તાદૃશતા. આ તાદૃશતા તે મુખ્યત્વે કરીને **સ્વભાવોક્તિ** અલંકાર દ્વારા સાધે છે. ઉપમા જેમ કાલિદાસની, પરિસંખ્યા બાણની તેમ સ્વભાવોક્તિ પ્રેમાનંદની એમ કહી શકાય. સ્વભાવોક્તિ અલંકારનાં કેટલાંક ઉદાહરણો આ વાતની પ્રતીતિ કરાવશે.

'દશમસ્કંધ'માં વલોણું તાણતી જશોદાનું વર્ણન :

જશોદાજીએ દોહી છે ગાય રે, રેડયું ગોરસ ગોળી માંહ્ય રે;
સાથે કામ કરે નવ ભૂલે રે, ઉકળવા દૂધ મહેલ્યું ચુહલે રે.
શ્રીકૃષ્ણનાં ચરિત્ર વખાણે રે, જશોદા વલોણું તાણે રે;
રખે રોતા શ્યામળવાન રે, વલોણું રાખી દે ઘરમાં કાન રે.
ચાલે પ્રસ્વેદની શ્રેણી રે, છૂટા કેશની લટકે વેણી રે;
નથ મોતી અધર પર ઢળકે રે, વલોવતાં ચૂડીકંકણ ખળકે રે.
ઝીણી ધાબળી પલવટ વાળી રે, એહેવે જાગ્યા વનમાળી રે;
અધવચ મૂકયું દધિ મંથન રે, પુત્રને કરાવ્યું પયપાન રે.
( કડવું ૩૫ )

આગળ કૃષ્ણ અને પાછળ દોડતાં યશોદાનું વર્ણન :

આગળ પુત્ર ને પાછળ માત, ખુંદ્યું ગામ બધું રે.
બીજાં બાળક ન્હાસી જાય, મર્કટ વૃક્ષે ચડયાં રે;
થાકાં યશોદા માત, ધાતાં ઢળી પડયાં રે.
પુનરપિ એહાં થાય, અંબા શ્વાસે ભરી રે;
છેડો ખસી ખસી જાય, વેણી વીખરી રે.
... ... ... ...
છે આંસુ ભર્યાં લોચન, દીસે સોદામણાં રે.
છે ક્રોધે ભર્યું કપાળ, રીતે તરડીયું રે.

અને આ કૃષ્ણ :

શોભે મોહનજીનું મુખ, માખણ ખરડિયું રે.
છે ખીટલીઆળા કેશ, માંહે રેણું ભરી રે.
ન્હાસે ત્રિભુવનનાથ, જુએ ફરી ફરી રે.
છે શીરસ ખરડયા દેહ, તક્રનાં બિંદુ ઝરે રે;
એવા દુઃખીયાં દીનાનાથ, માખણ ભક્ષણ કરે રે.
ખોડંગાતો વિશ્વનાથ, ચૌટે ચાલતો રે;
સોને મઢ્યો સિંહનો નખ, હૈડે હાલતો રે.
( કડવુ ૩૬ )

પ્રેમાનંદ અન્ય અલંકારો ચમત્કૃતિપૂર્વક યોજે છે :

ઉત્પ્રેક્ષા :

જિહ્વા જાણે સર્પિણી રે, મુખ ગુફાનું દ્વાર;
કુચ શિખર ગિરિતણાં, રમે ઉપર નંદકુમાર.
સેવાળ સમુદ્ર શિલાતણાં, તેમ છૂટા મસ્તક કેશ;
શ્રવણ છિદ્ર બિહામણાં, માંહે ગજ કરે પ્રવેશ.
( કડવું ૨૩ )

મહાબળ કીધુ પંકજ અક્ષ, ઊખળ ભરાવી બેહુ વૃક્ષ;
શંકે શું મેઘ ગગન ગડગડયા ! કે સપ્ત સાગર ઉછાળે ચડયા !
કે મેરુ વિંધ્યાચળ આથડયા ! શું દિગ્ગજ ઐરાવત વઢ્યા !
ગોકુળમાં શબ્દ રહ્યો ગડગડી, મૂળથી વૃક્ષ પડયાં કડકડી.
( કડવું ૩૮ )

અતિશયોક્તિ :

'દશમસ્કંધ'માં દેવકી સાથે પશુ અને વૃક્ષોને પણ કવિ રડતાં બતાવે છે એ અતિશયોકિતનુ ઉદાહરણ છે :

દેવકી રોતાં હો, રોઈ પ્રજા ગામની;
રોયાં વૃદ્ધ જોબન હો, રુએ બાળક બાપુડાં.

રોયા હય હસ્તી હો, રોયાં નમ્ર ઝાડવાં;
ગગને રોયા દેવતા હો,...............
( કડવું ૫ )

**વિનોક્તિ :**

કૃષ્ણ મથુરા જવા તૈયાર થતા ગોપીઓ વિમાસે છે :
માહોમાહે વાત કરે સુંદરી, શ્રીકૃષ્ણ વિના જીવશું કેમ કરી,
હોય દીપક વહોણું જેવું ગેહ, બાઈ પ્રાણ પાખે જેવો દેહ
થાય જળ વિના જેવી વેલડી, રાણી વિના જેમ સાહેલડી,
વિનય રહિત જેવી રસના, તેવા આપણ વિઠ્ઠલ વિના,
ચાંદ્રણી ચંદ્ર વિના જેમ થાય, ગોવિંદ વિના તેમ થાશે ગાય
સૂર્ય વિના જેમ હોય ગગન, શ્રીકૃષ્ણ વિના તેમ વૃન્દાવન
... ... ... ..
( કડવું ૧૧૦ )

**વિષમ :—**

તમને ભ્રાંતિ બાળકની પડે, કેમ ઘાત હવે આ કન્યા વડે,
મશક કેમ શોષશે સમુદ્ર, કેમ મનુષ્ય જુદ્ધે હારે મહારુદ્ર
શું આગિયાથી ઝંખાશે ભાણ, શાર્દૂલને કેમ હણશે શ્વાન,
મૃગનો હેલ્યો મેરુ કેમ પડે, તમને મૃત્યુ કેમ હોય કન્યા વડે.
ક્યાં કુંજર ક્યાં કૃષ્ણજી, ક્યાં મહિષ નાનું પ્રચ્છ,
ક્યાં મુક્ત ફલ ક્યાં શલ્યા, ક્યાં વજ્ર પંકજ તંત
( કડવું ૧૧૯ )

**વિરોધ :**

માહરો નાથ વિશ્વંભર કહાવે, ભૂખ્યો થઈને પયોધર ધાવે
( કડવું ૧૩ )

ખોડંગતો વિશ્વનાથ ચૌરે ચાલતો રે.
( કડવું ૩૬ )

**સાર :**

કાંઈ પે કઠિણ છે પાષાણ, તે પે કઠિણ છે લોહડું;
વજ્જ તુલ્ય છે કાળજ મ્હારું, લોકને શું દેખાડું મોહડું રે.
(કડવું ૫૬)

**દૃષ્ટાંત :**

જેમ વ્યભિચારિણીને નવનેવા, પુરુષ વલ્લભ પ્રાણ;
ગોવિંદના ગુણ નવનવા, વલ્લભ ભક્તને નિર્વાણ.
(કડવું ૪૬)

જેમ ગુપ્ત ખડગ કોશ મધ્યે, ભસ્મે ઢાંક્યો હુતાશ;
જેમ અભ્રમાં આદિત્ય ઘેર્યો, ગુપ્ત રૂપ કીધું અવિનાશ.
(કડવું ૨૨)

**રૂપક :**

દશમસ્કંધમાં કવિએ સંસારને 'હિંડોળા'નું રૂપક આપ્યું છે :
સંસાર હિંડોળો બાંધ્યો રે અહો, કાંઈ કર્મે હીંચે કોટિ જીવડાં રે.
(કડવું ૨૫)

કૃષ્ણ સુખે કૌરવને મારો ઝીકી,
પણ દુર્યોધન ને ભીમ આંખની કીકી.
... ... ... ... ...
સુખે યાદવ અહીં આવો ચડી,
છે પાંડવ હું અંધની લાકડી.
(કડવું ૧૪૦)

વિદર્ભા વાઘે ઘેરી, વિદર્ભા વાઘે ઘેરી ગાય;
દાવાનળથી બળતી રાખી ગૌ, તેમ કરજો મારી સહાય.
ભ્રાત 'રુક્મિ' છે રૂપે પારધી, તેણે નાખી મોટી જાળ;
... ... ... ... ...

કુંદનપુર રૂપીયું વન દારુણ, થયો ભીલ રુકૃમિ મુજ ભ્રાત;
શિશુપાળ રૂપી અગ્નિ લગાડ્યો, જરાસંધ પવન શું સાથ.
(કડવું ૧૫૩)

વ્યાજસ્તુતિ :

ફાટે ઉપાને રેણુ ઉડે ચોહો પાસ,
જાણે દળ જાયે અક્ષોહિણી પચાસ.
(કડવું ૧૫૪)

ઉપમા :

મૂળ રૂપ ધરીયું માયા તરી, વાધી જોજન દહોડ;
જેમ પર્વત ઉપર પોપટો તેમ, વિરાજે રણછોડ.
... ... ... ...
સુકી વાવ જેવી બે આંખડી રે, નાસિકા મોટો કૂપ.
... ... ... ...
સેવાળ સમુદ્ર શિલાતણા તેમ, છૂટા મસ્તક કેશ;
શ્રવણ છિદ્ર બિહામણાં, માંહે ગજ કરે પ્રવેશ.
(કડવું ૨૩)

ભ્રાંતિમાન :

ભ્રમરને જોઈ તેમાં ગોપીઓને કૃષ્ણની ભ્રાંતિ થાય છે :
હાં હાં ભોગી ભ્રમરાને હો, ઉદ્ધવજી ભમતો ભાળો;
રખે જંતુ કહીને જાણો, ધૂરત કપટી કાળો.
(કડવું ૧૩૨)

૧૧. ભક્તિપરાયણ કવિ પ્રેમાનંદ :

'ઉદરનિમિત્તે' આખ્યાન રચવા પ્રવૃત્ત થયેલો પ્રેમાનંદ કેવળ આખ્યાનકાર રહેતો નથી. એની પ્રજ્ઞા અને પ્રતિભા પરિશુત થતાં તે

સમર્થ આખ્યાનકવિ બને છે. આખ્યાનકવિ તરીકેની તેની સિદ્ધિ મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમાં અનન્ય છે. સર્જનના આરંભકાળમાં વસ્તુલક્ષી પ્રતિભાને લીધે કથનશૈલીમાં જેવો ઉન્મેષ દાખવી શકયો તેવો આત્મલક્ષી ઊર્મિકવિતા વિશે દાખવી શકતો નથી. આમ છતાં કેટલીક કૃતિઓમાં આત્મલક્ષી ઊર્મિની સચોટ અભિવ્યક્તિ આરંભકાળની કૃતિઓમાં દેખાઈ આવે છે. 'ઓખાહરણ'માં બાણાસુર સાથેના યુદ્ધમાંથી અભિમન્યુને વારતી ઓખાના 'ઓ હઠીલા રાણા' ના કડવામાં એ અલબત્ત વરતાય છે. પરંતુ એવા દાખલા જૂજ મળે છે. એનાં આખ્યાનો વસ્તુલક્ષી કથનશૈલી અને રસની ઉત્કટતા સાધવાની સિદ્ધિને કારણે આસ્વાદ્ય બન્યાં છે.

પ્રેમાનંદે ઉદરનિમિત્તે આખ્યાનો લખ્યા એ સાચું. એ પ્રયોજનથી પ્રેરાઈને સર્જનના આરંભકાળમા કેવળ જનમનરંજન કરે એવાં કથા-વસ્તુ તેણે પસંદ કર્યાં અને પરિણામે 'ઓખાહરણ' અને 'અભિમન્યુ આખ્યાન' જેવી રચનાઓ મળી. આ કૃતિઓમાં ધર્મ અને ભક્તિનો સ્પર્શ નથી. પરંતુ આખ્યાનકાર તરીકે તેણે જોઈ લીધું કે તેના આ આખ્યાનો લોકોનું મનરંજન અવશ્ય કરે છે. પણ સાથે તેમને ધર્મ વિશે પણ કંઈક ખપે છે અને તેણે ધર્મ અને ભક્તિભાવને પોષક કથાવસ્તુની પસંદગી કરી, પોતાની સફળ થયેલી કથનશૈલીમાં 'ચંદ્રહાસ આખ્યાન' જેવી રચનાઓ આપવા માંડી અને તેણે ભક્તિનો મહિમા ગાયો અને ભક્તોનો મહિમા ગાતો ભક્તપરાયણ કવિ બની ગયો. 'નળાખ્યાન' જેવી કૃતિમાં ભક્તિનો મહિમા ગાવાને અવકાશ ન હતો, ત્યાં પણ તેણે 'હારચોરી'ની ઘટના ઉમેરી, દમયંતીની પ્રાર્થના રૂપે ભક્તિનું તત્ત્વ આણી દીધું છે. જેમ કોશેટામાં રહેલી ઇયળ ભમરાનું ધ્યાન ધરતાં ધરતાં પોતે જ ભમરો બની જાય છે, તેમ ભક્તોનાં ચરિત્ર ગાતાં ગાતાં ભક્તપરાયણ પ્રેમાનંદ જીવનના અને સર્જનના છેલ્લા તબક્કામાં ભક્તિપરાયણ કવિ બની ગયો છે. 'દશમસ્કંધ'માં તો ભક્ત તરીકેની આત્મલક્ષી ઊર્મિનો સ્પર્શ પણ જોઈ શકાય છે. 'સંસાર હિંડોળો

બાંધ્યો રે પ્રહો,' (કડવું ૨૫) 'વલવલે વૈકુંઠનાથ, ગોપી મુને મારશે મ્હારી માત (કડવું ૩૩) 'મોટે મા બોલો રે સર્પ સાંભળશે રે' (કડવું ૫૫), 'મારું માણકડું રીસાવ્યું રે' (કડવું ૫૬), 'વ્યાકુળ થઈ છે વ્રજની નારી' (કડવું ૬૨) 'કાલિંદીને કાંઠડે રે ઊભી વ્રજની નાર' (કડવું ૬૩) જેવાં કડવાંઓ પ્રેમાનંદની ભક્તિની ઊર્મિનું નિરૂપણ કરનાર સુંદર પદો છે : 'ચંદ્રહાસ આખ્યાન', 'કુંવરબાઈનું મામેરું' જેવી કૃતિઓમાં, પ્રભુએ આગળ જે જે ભક્તોને જેવી મદદ કરી હોય તેની યાદ આપી પ્રભુની સહાય માગતી બીબાંઢાળ પ્રાર્થનાઓ કથાપ્રવાહમાં અવરોધક બને છે. 'નળાખ્યાન' માં 'હો હરિ સત્સંગાતી' એ પરંપરાથી જુદા પડી ભક્તની આરઝૂને પોતાની રીતે વ્યક્ત કરવાનું કવિનું વલણ સ્પષ્ટ કરે છે. પરંતુ 'દશમસ્કંધ' માં:

તું છે સત્ય અસત્ય સંસાર, દૃષ્ટિ પદાર્થ સર્વ વિકાર;
સત્ત્વ રજ તમો ગુણ ત્રણ, તેથી અળગો અશરણશરણ.
તેં ત્રિગુણે જગત સાંકળિયું, વિશ્વ માયાપંકમાં કળિયું;
તું અક્ષર અભેદ અવિનાશ, તેજ કળા કોટિ પ્રકાશ.
ઉત્પત્તિ સ્થિતિ લય નહીં તાહારે, બ્રહ્માંડ કોટ તાહારે આધારે;
તું તે વિશ્વ પિતામહ સ્વામી, સર્વ જીવનો અંતરજામી.
સ્થાવર જંગમમાં રહ્યો વ્યાપી, પંચ મહાભૂતને સત્તા આપી;
તું તે સરજે પાળે સંધારે, એકલો અનેક રૂપે વિસ્તારે.
તું તે સૂક્ષ્મ મધ્યમ સ્થૂળ, તું તે સકળ સૃષ્ટિનું મૂળ;
તું ઘટઘટ દેહનો ધારી, સ્વરૂપ અરૂપ શૂન્યકારી.

તહારી સત્તાએ હું લખું લેખ, તહારી સત્તાએ ધરા ધરે શેખ;
તહારી સત્તાએ સૃષ્ટિ ધરે સોમ, તહારી સત્તાએ સૂર્જ તપે વ્યોમ.
તહારી સત્તાએ પવન ગતિમાન, તહારી સત્તાએ ઇંદ્ર રાજ્યધાન;
તે સત્તાએ મેઘ જળ વરસે, તહારાં દર્શનને શિવ તરસે.

(કડવું ૫૦)

એ રીતે અધ્યાત્મજ્ઞાનને આત્મસાત્ કરીને નિરૂપતો કવિ પ્રેમાનંદ 'જ્ઞાની કવિ'ની કક્ષાને પામ્યો છે તેમ પ્રેમલક્ષણા ભક્તિનો પણ તે કવિ છે તે નીચેના પદ પરથી જણાશે.

કાલિંદીને કાંઠડે રે, ઊભી રહી વ્રજનાર;
વિજોગ દમે દીનાનાથનો રે, નેત્રે ભરતી વાર.

... ... ... ...

ધન વૃંદાવનની વેલડી રે, ધન વૃંદાવનની ધૂર્ણ;
અમો તૃણ થઈ નવ અવતરી રે, ઉપર ચાલત હરિનાં ચર્ણ.
શાને કહેત બ્રહ્મા તુને રે, જો જન્મ વાંસનો દેત;
અમો થાત વિઠ્ઠલની વાંસળી રે, અધર તણો રસ લેત.
ગોપી ગુંજા શે ન અવતરી રે, હરિ કંઠે થાતી હાર;
વિધિ અમને આપ્યો હીન રે, પશુપંખીનો અવતાર.
ધન મૃગ વૃંદાવન તણા રે, જે સાંભળે મોરલી નાદ;
કસ્તુરી થઈ વેણુ રસ તણી રે, કો રસિયો જાણે સ્વાદ.
અમો કાં ન સરજી પંખિણી રે, કરતી છબિલાને છાંય;
અમો કાં ન નિરમી જ્યેષ્ટિકા રે, રહેતી હરિતણા કર માંહ્ય.

... ... ... ...

આજ અમને શેં નવ આપીયો રે, દડા તણો અવતાર.
અમો મહા સુખ કરીને માનતી રે, પ્રભુ કરત ગેંડીનો પ્રહાર.
નંદ ગૃહે દાસી નવ અવતરી રે, શું ભૂલ્યો બ્રહ્માદેવ;
કૃતારથ થાતી અમો રે, તો કરતી હરિની સેવ.

(કડવું ૬૩)

"હાંરે રાસ બિરાજે રે" (કડવું ૯૬) અને "રમે નારાયણ નટરૂપે રે" (કડવું ૯૭)માં જાણે સાક્ષાત્કારની અનુભૂતિનો રણકો સંભળાય છે.

દશમસ્કંધમાં જ પ્રેમાનંદ એક સ્થળે કહે છે :

રસ અનુભવી ચતુર પંડિત, બાંધે બંધ જગત અપાર;
લલિત પદ ગૌરવ ઘણું, વેહે વાણી ગંગાધાર.
એવા કવિને ભક્તિ નહીં, જેમ બીજ વહોણું ક્ષેત્ર;
પદબંધ કીધા પ્રીત વહોણું, જેમ પુતલી પાખે નેત્ર.
પંડિત થયા હરિ નવ લહ્યા, પ્રજળી રહ્યા નિજ અહંકાર;
ભક્તિ વિના અધ્યયન યથા વેહે વૃષભ પુસ્તકભાર.
( કડવું ૧૪૬ )

પ્રેમાનંદ 'દશમસ્કંધ' જેવા અર્થગર્ભ ગ્રન્થનો અનુવાદ કરતો પંડિત નથી. કવિપદનો તેને અહંભાવ નથી દશમના કવે તે ભક્તિથી ભીંજાયો છે.

## ૧૨. કેટલીક ક્ષતિઓ :

ક્યારેક હળવું નિરૂપણ કરવા જતાં અથવા શરતચૂકથી આ રચનામાં કેટલીક ક્ષતિઓ આવી ગઈ છે.

જશોદા સદ્યઃપ્રસૂતા છે. તે જાતે ઊઠીને નંદરાય પાસે જઈને પુત્રજન્મની વધાઈ આપે છે ( કડવું ૧૯ ) એ શક્ય નથી. વળી તેની શુશ્રૂષામાં કોઈ નહિ હોય ? એવો પ્રશ્ન પણ ઉપસ્થિત થાય છે. કૃષ્ણ બે વાર અગ્નિપ્રાશન કરે છે ( કડવું ૫૮, ૬૦ ) ત્યારે ગોવાળિયાઓને આંખ બંધ કરવા કહે છે, અને તેઓ આંખે હાથ દેવા છતા "આંગળી ચાળે હેરી જોય" એમ પ્રેમાનંદ હાસ્ય નિષ્પન્ન કરવા કહે છે. આંખે હાથ દેવડાવવાનો હેતુ એ છે કે અગ્નિનું પાન કરતાં પોતાને કોઈ જોઈ જાય ને કદાચ બળી જાય. પરંતુ તે સાથે આ તુક્કો અતિ બાલિશ છે, તેથી અસંગત છે.

વસ્ત્રહરણ પ્રસંગે કૃષ્ણ ગોપીઓને કહે છે 'તમને સૂર્યની લાજશરમ નથી તો મારી બાળકની શી લાજ હોઈ શકે? તમે બધી સતીઓ છો તે સારી પેઠે જાણું છું. તમે પાણીની બહાર આવો છો કે ગોકુળ જઈ તમારે ઘેર કહી આવું? કે વાંસળી વગાડી બધા ગોવાળિયાને બોલાવું?' (કડવું ૬૭) આ Black Mailing જેવી ધમકી પૂર્ણ પુરુષોત્તમના મુખમાં શોભે એવી નથી. એજ રીતે તેની વેણુ સાંભળી સર્વ ગોપીઓ બધાં કામ પડતાં મૂકી વૃન્દાવનમાં દોડી આવે છે ત્યારે કૃષ્ણ તેમના પર આક્ષેપ કરે છે, કે 'તમે મારું બ્રહ્મચર્ય ભંગ કરવા આવી છો.' (કડવું ૮૫) આ પણ કૃષ્ણને માનવીય બનાવવા જતાં આવેલી હીનતા છે.

ગોવર્ધનપૂજા વખતે કૃષ્ણ ઇન્દ્રનો પ્રભાવ સહન ન કરી શકતાં અસહિષ્ણુ જણાય છે તો અંબિકાની પૂજા વેળાએ ઇર્ષ્યાળુ દેખાય છે. એટલું જ નહિ, પોતાના સિવાય અન્ય દેવની પૂજા કરનારને, (જુઓ નંદનું એકાદશીવ્રત) પછી તે પિતા પણ કેમ ન હોય, તેને શિક્ષા કરવા તત્પર કિન્નાખોર હોય તેવા જણાય છે. બ્રહ્માનો ભ્રમ નિરાસ થયા પછી તે કૃષ્ણના ઉચ્છિષ્ટ અન્નનો પ્રસાદ લેવા જે ફાંફાં મારે છે, કૃષ્ણ યમુનાના જળમાં મુખપ્રક્ષાલન કરશે એમ ધારી તે માછલું બને છે તો કૃષ્ણ કામળાથી હાથ લૂછી લે છે એ નિરૂપણ હાસ્ય માટે ઠીક છે. એ આખી ઘટના બ્રહ્માને બ્રહ્મની નિર્ગુણતા નિર્વિકારિતા અને નિર્લેપતા બતાવવા માટે યોજવામાં આવી છે, ત્યારે પ્રેમાનંદને હાથે તે અસહિષ્ણુ, ઇર્ષ્યાખોર અને કિન્નાખોર બની જાય છે તે સર્વથા અસંગત છે અને આ છેલ્લી ઘટના પણ કૃષ્ણનો નિર્ગુણ બ્રહ્મ તરીકેનો નહિ, યુક્તિબાજ તરીકેનો જ પરિચય આપે છે.

## ૧૩ : પ્રેમાનંદની લોકપ્રિયતા

પ્રેમાનંદ લોકપ્રિય કવિ હતો, જનતાપ્રિય કવિ હતો. એનાં આખ્યાનો ગુજરાતી સમાજમાં આદરભરેલું સ્થાન પામ્યાં હતાં. લોકજીવનનો જ એક ભાગ બની ગયાં હતાં. સ્વ. નવલરામે ૧૮૭૭માં લખ્યું હતું; 'હજારોને સુદામાચરિત્ર શનિવારે અને હૂંડી રવિવારે ગાઈ જવાનો નિયમ છે. ગામેગામ ચૈત્ર માસમાં એનું ઓખાહરણ તો ઊછળી જ રહે છે, જુવાન કે વૃદ્ધનાં અંતઃકરણ વિહ્વલ કરી નાખે છે અને વ્યાસની એ કાવ્યથી રોજી ચાલે છે. શ્રાદ્ધના દહાડામાં જ્યાં ત્યાં નરસિંહ મહેતાના બાપનું શ્રાદ્ધ વંચાય છે અને લોકો અડધી રાત આનંદમાં અને નાગરો પર ફિટકાર પાડવામાં કાઢે છે. સુરત કે જ્યાંના લોકોએ એ કવિનો વિશેષ ઝીલ્યો-હોય એમ માલૂમ પડે છે, ત્યાં દરેક સ્ત્રીની અધરણી વખતે સાસરે અને પિયેર મોસાળું ગવડાવવું એ તો એક આચારનો જ ભાગ થઈ પડ્યો છે. ચોમાસાના દહાડામાં ત્યાં એક પણ ગામડું એવું નહિ માલૂમ પડે જ્યાં પ્રેમાનંદ-કૃત દશમસ્કંધ વંચાતો નહિ હોય.'

એ પછી ૧૯૪૫માં સ્વ. બળવંતરાય ઠાકોરે નોંધ્યું : "હું બાળક હતો, ત્યારે આસપાસનાં કુટુંબોમાં પ્રેમાનંદનાં આખ્યાનોમાંથી એક યા બીજું આખું કંઠસ્થ એવી ડોશીઓ પુખ્તવયની ગૃહિણીઓ-અને યુવતીઓ પોતપોતાના વર્તુળમાં જાણીતી હતી. ભરુચના પારસીઓમાં પણ લગ્ન અને અધરણી જેવા પ્રસંગે પ્રેમાનંદનાં એક બે આખ્યાનોની કથા થતી અને એ આખ્યાનો આખાં કંઠસ્થ હોય એવા પારસીઓનો પણ છેક અભાવ ન હતો............ગુજરાતનો હિંદુ સમાજ અમુક સૈકાઓ દરમિયાન આ પ્રકારનુ તળાવ હતું અને પ્રેમાનંદ એ તળાવમાં પાકેલું સૌથી સુંદર માછલું હતું.........પ્રેમાનંદ અને શામળ અને એ મધ્યકાલીન ગુજરાતી સાહિત્યની લોકપ્રિયતા હું જન્મ્યો ત્યારે જેટલી હતી તેટલી હું વીશ વર્ષનો થયો ત્યારે નહોતી અને તે પછી

આજ પચાસ–સાઠ વર્ષે, હું કિશોર હતો અને મારા જોવામાં આવેલી તેટલી રહી નથી.'

પ્રેમાનંદની લોકપ્રિયતા તેનાં આખ્યાનોમાં રહેલી ભક્તિશ્રદ્ધાને જ કારણે હતી એમ નહીં. કોઈક સદ્યઃસ્નાત યૌવના પ્રેમાનંદની ઓખામાં પોતાના યૌવનની આરઝૂની અભિવ્યક્તિ જોતી હશે; સાસુ–નણંદનાં મહેણાં ખાતી–નિર્ધન બાપની કોઈ નમાઈ દીકરી કુંવરબાઈમાં અને કોઈ ત્યક્તા દમયંતીમાં પોતાની સમદુઃખિયણ જોતી હશે. સામાજિક કાર્યો ન કરી શકતાં જ્ઞાતિની વિડંબના પામતો કોઈ નિર્ધન નરસિંહમાં પોતાનો મિત્ર જોતો હશે, તો કોઈ છેલ કૃષ્ણમાં કે અનિરુદ્ધમાં પોતાની જ છબી નિરખતો હશે. વળી એ સમયમાં મનોરંજનના સાહિત્ય તરીકે પ્રેમાનંદ અને શામળની કૃતિઓ સૌથી લોકપ્રિય હતી. શામળની વાર્તાઓ જાહેર સમુદાયમાં કહેવાતી, ખાનગીમાં વંચાતી પણ તેમાંના પ્રેમપ્રસંગોને લીધે ઘરની વહુદીકરીઓના હાથમાં મૂકતાં લોકો સ્વાભાવિક રીતે અચકાતા હશે. પ્રેમાનંદનાં આખ્યાનો એ રીતે નિર્દોષ હતાં. પ્રેમાનંદનાં આખ્યાનો મોઢે હોય એવી સંખ્યાબંધ વ્યક્તિઓ હતી. પણ શામળની પદ્યવાર્તાઓ (સારાંશ રૂપે નહિ) કોઈએ મોઢે કરી હોય એવી નોંધ થઈ નથી. પ્રેમાનંદનાં આખ્યાનો આબાલવૃદ્ધ, ભણેલાં અને અભણ, સ્ત્રીપુરુષ સર્વને માટે આસ્વાદ્ય હતાં.

પરંતુ આજે જીવનમૂલ્યો બદલાયાં છે. કેવળ ભક્તિ એ જીવનનું ધ્યેય નથી. ચાર પુરુષાર્થોમાંથી ધર્મ અને મોક્ષને બદલે અર્થ અને કામ જીવનના ધ્યેય રૂપે પ્રધાન સ્થાન પામતા જાય છે. એ રીતે પ્રેમાનંદનાં ભક્તિપ્રધાન આખ્યાનોથી લોકો વિમુખ થયા છે. મનોરંજન માટે અનેક માર્ગો પ્રાપ્ત થયા હોવાથી એ રીતે પણ તેનું મહત્ત્વ ઘટી ગયું છે. બીજી તરફ ગુજરાતી સાહિત્યનો વિકાસ એટલો સર્વાંગી થયો છે, કે પ્રજાને પોતાની સંવેદનાના દર્શન માટે પણ

માનુષદેહ દેવને દુર્લભ, કો પુણ્યે પ્રાપ્તિ થાય;
જેથી પરમપદને પામે પ્રાણી તે, ભજન વિના એળે જાય. ૯
સંવાદ શુક પરિક્ષત રાજાનો, કહું પ્રાકૃતપદબંધ;
નેવું અધ્યાય નારાયણલીલા, પાવન દશમસ્કંધ. ૧૦
શૌનકને કહે સૂત પુરાણિક, પરિક્ષતને શુક જોગી;
કોઈ એક રસિયો રસ ચાખશે, શ્રીભાગવતનો ભોગી. ૧૧
વ્યાસાત્મજને પરિક્ષત પૂછે, કથા દશમની કેવી;
ગોપવેશ ગોવિંદે લીધો, કોણ વિધ સુરભિ સેવી. ૧૨
કારાગૃહમાં જન્મ થયો, ગોકુળમાં ગવાયાં ગીત;
જગતપિતા જસોદાએ બાંધ્યો, દેખીતું વિપરીત. ૧૩
ખટમુખવાહનપીછ ધર્યાં ને, ગળે ગુંજની માળ,
કદ્રુસુતના શિરપર નાચ્યા, વાઈ વેણુ રસાળ. ૧૪
કોમળમુખ પાવક કેમ પીધો, લીધો ગિરિ અંગુળિયે;
શરદનિશાએ ગોપવધૂને, કરુણા કીધી સામળીયે. ૧૫
બહી બક વછ અઘ વિડાર્યા, વૃષભ વ્યોમ ને કેશી
કઠિણ કંસનો કંઠ જ મરડ્યો, કઈ પેર હૃદયા બેશી. ૧૬
ગુરુસુત ગુરુદક્ષણામાં આપ્યો, કાળજવન પરજાળ્યો;
ભીમકસુતા ભગવાને આણી, મદ રુખમૈયાનો ટાળ્યો. ૧૭
સોળ સહસ્ત્રશું લીલા કીધી, નારદે નાથ ન કળીયો;
પાંડવ પાસે કુટુંબ સાથે, દુષ્ટ દુર્યોધન દળીયો. ૧૮
પરમ લીલા પુરુષોત્તમ કેરી, સાંભળવા મુજ મંન;
કૃપા કરીને કહો શુક જોગી, દશમનું વરણંન. ૧૯
ધન ધન કહી શ્રી શુકજી બોલ્યા, નરકાતીત નરેંદ્ર
જ્ઞાનચંદ્ર પ્રગટ્યો અંતરમાં, ચંદ્રવંશના ચંદ્ર. ૨૦

ધન વહાલું જેમ લોભી જનને, ચોરને અંધારી નિશા;
તેમ હરિજનને હરિકથા વહાલી, જેને આવી મહાદશા. ૨૧
પિતાજીને પ્રણામ કરીને, પ્રથમ અધ્યાય વિસ્તારું.
શ્રોતા વક્તા ઉભયતણાં, આવાગમન નિવારું. ૪૨
સૂરજવંશી, સોમવંશી, નવમામાં વખણાણા;
જદુરાજાના વંશવિષે છે, જાદવજોધ કહેવાણા.
ઉત્તરાના ઉદર વિષેથી જેણે,[5] તુંને બળતો રાખ્યો;
તે મહિમા સંભળાવું તુજને, જે વ્યાસજીએ ભાખ્યો.[6] ૪૪

વલણ

ભાખ્યો મહિમા વ્યાસજીએ,[7] લીલા શ્રીદશમતણી રે;
વિપ્ર પ્રેમાનંદ કહે કથા, લીલા દશમની ભણી રે. ૪૫

---

## કડવું રજું—રાગ સારંગ

શુકજી કહે સાંભળીયે રાય, દશમસ્કંધ પ્રથમો અધ્યાય;
શ્રોતા વક્તા પૂછક જંન, એ કથા ત્રણને કરે પાવંન. ૧
પ્રાણીએ પામી મનુષાદેહ, હરિકથા શું કરવો નેહ;
સ્વલ્પ કરવું ઘરનું કામ, પળ ન મૂકવું હરિનું નામ. ૨
વેહેવાર માત્ર કરવો વેપાર, રહેવું હરિકથામાં તત્પર સાર.
મૂકી નિદ્રાસેજ્યા ખાવું,[8] હરિકથામાં તત્પર થાવું. ૩
ભાગવતઅમૃત શ્રવણે ચાખીયે, સંસાર કામ અમથા નાખીયે;
અધર્મી દૈત્ય વાધ્યા એક વાર, ડોલ્યો શેષ ભૂમિ બહુ ભાર. ૪
અધર્મે ધરા કંપિત થઈ, વસુધા સુરભિ રૂપે ગઈ;
ઈંદ્રસભામધ્યે આવી ગાય, પૃથ્વીને પૂછે સુરરાય. ૫

૫. જેણે ઉત્તરાના ઉદર વિષેથી ..૬. જે શ્રી શ્રીવ્યાસે ભાખ્યો. ૭. ભાખ્યો મહિમા શ્રી વ્યાસજીએ, ૮. મૂકી નિદ્રા સેજ ખાવું.

કાં અવની તું આંસુ ભરે, વળતી વસુધા એમ ઓચરે;
અસુરદોષે હું થરથરું, પ્રજાભાર કઈ પેરે ધરું. ૬
ઇંદ્રરાય પામ્યો મન શોક, પૃથ્વીને તેડી ગયો બ્રહ્મલોક;
બ્રહ્મા આગળ રોઈ ધરા, કૃપા કરીને અજ ઓચર્યા. ૭
તહારું દુખ મેં જાણ્યું સહી, વારુ કીધું અહીં આવી મહીં;
હિરણ્યગર્ભે કીધી મયા, ક્ષીરસમુદ્રે તેડી ગયા. ૮
શિવ બ્રહ્મા ઇંદ્રાદિક દેવ, બેસી નારાયણની માંડી સેવ;
કો ઊર્ધ્વબાહુ થઈ માંડયું ધ્યાન, કો અધોમુખે કરે ધૂમ્રપાન. ૯
કો એક પગ અંગુષ્ઠે રહ્યા, કો દૃઢ આસન ઊર્ધ્વ રહેતા થયા;
કો સહસ્રનામ ઉપનિષદ ભણે, હરિ પામવા દોહેલે ઘણે. ૧૦
એક વરસ દેવે દેહ દમી, આકાશવાણી બ્રહ્મની હવી;
જેમ દવે દાધાને છાટે ઘંન, તેમ દેવને વિષ્ણુવચંન— ૧૧
"સમગ્ર દેવ દેહ શાને દમો, કરો ઉદ્યમ આળસ નિર્ગમો
મૃત્યુલોકમાં તમો પરવરો, જાદવ થઈ મથુરા અવતરો. ૧૨
વસુદેવ શૂરસેનકુમાર, તહાં અમો લેશું અવતાર;
દેવકીસુત ધરાવીશું નામ, ઊછરશું અમો ગોકુળ ગામ. ૧૩
સોળ કળા પૂરણ અવતાર, શ્રીકૃષ્ણ નામ હરશે ભૂભાર;
બીજા અવતાર બોલ્યા બાવીશ, તે લીલા અંશ મૂક્યા જુગદીશ ૧૪
રામચંદ્ર મર્યાદા પુરુષોત્તમ, શ્રીકૃષ્ણ અવતાર પૂરણ બ્રહ્મ;
વૈકુંઠરચના ગોકુળ આણી, રાસ રમશે સારંગપાણી. ૧૫
અમરમાત્ર જાદવ અવતરો, શિવ બ્રહ્મા આદે દેહ ધરો;
રામ રૂપ ધરશે તહાં શેષ, જોગમાયા લેશે કન્યાવેશ. ૧૬
અમો રામકૃષ્ણ સહોદર ભ્રાત, અસુરવર્ગ કરશું નિપાત;"
પછી મૌન દીધું એવું કહી, પણ દરશન પામ્યા નહીં. ૧૭

અમરમાત્ર આનંદી કર્યાં, માનવ થઈ અવની અવતર્યાં.
તે ટિપ્પણુ અર્થે કહ્યા કોણ્ કોણુ,બૃહસ્પતિ અવતર્યા ગુરુ દ્રોણુ.૧૮
અશ્વત્થામા શ્રી મહાદેવ, જે ચિરણુજીવી જોગ અવશ્યમેવ;
વિશ્વાવસુ ધૃતરાષ્ટ્રરાય, જે ગાંધર્વનો સ્વામી કહેવાય. ૧૯
પાંડુરાય કુબેરનું રૂપ, જમરાજા યુધિષ્ઠિર ભૂપ;
વાયુ વૃકોદર ઈંદ્ર અર્જુન, અશ્વિનિકુમાર તે માદ્રીનંન. ૨૦
કર્ણ ભાસ્કર ચંદ્ર અભિમંન, વિધિ અક્રૂર, કામ પ્રદ્યુમંન;
ધૃષ્ટદ્યુમ્ન અગ્નિ અવતાર, સનક વિદુર, ઓધવ ઓંકાર. ૨૧
ગોપી ઋચા, રાધા ભકિત, હલધર શેષ, કન્યા શકિત;
શ્રીકૃષ્ણ વિષ્ણુ અશરણુશર્ણ, એ રહ્યાં અંશઅવતર્ણ. ૨૨
કહ્યા અવતાર ટિપ્પણુમાં યથા, હવે આરંભું મૂળથી કથા.
જમુનાતટ મથુરાપુર ગામ, રાજા તહાં ઉગ્રસેન નામ.[૯] ૨૩
તે ઉગ્રસેનનો દેવક ભ્રાત, તે લઘુ વયમાં પામ્યો નિપાત.
દેવકને દેવકી દીકરી, તે ઉગ્રસેનને ઉછંગે ઉછરી. ૨૪
ઉગ્રસેનની નારી સ્વરૂપે પર્મ, તે એકવાર પામી ઋતુધર્મ.
નાહી ઉભી અંબા ફૂટડી, તે કાળનેમિની દષ્ટે પડી; ૨૫
તેથી ઊપન્યો પાપી કંસ, તેણે પુણ્ય ધર્મમાં કીધો ધ્વંસ.

વલણુ

ધ્વંસ કરે કંસ દુરમતિ તે, અસુરમારગ અનુસરે રે;
ચાલે નહીં ઉગ્રસેનનું તે, કંસ પુત્ર મસ્તક ધરે રે. ૨૬

## કડવું ૩જું—રાગ સામગ્રી

શ્રી શુકજી બોલ્યા સાંભળ ભૂપજી, કંસાસુર ઉદયો અધર્મરૂપજી;
અબળી પ્રજાન શકે સુખે વસીજી,[૧૦]કંસકાળે શકે સુખે ધરા શ્રસીજી.૧

૯. રાજા ઉગ્રસેનની બહુ હામ. ૧૦. પ્રબળ પ્રજા ન શકે સુખે વસીજી.

ઢાળ

થસી ધરા અધર્મેં કંસ વરતે, નાના વિધ વિપરીત;
ચાક ચડાવી સૃષ્ટિ સરવે, બ્રહ્માંડ ત્રણ ભયભીત. ૨
ચતુરવેદ ને ચારે આશ્રમ, પીડિયાં ચોવર્ણ;
પ્રજા સઘળી એમ વાંચ્છે, કહીંયે ભૂપ પામે મર્ણ. ૩
સ્વર્ગ મૃત્યુ પાતાળ જીત્યું, વશ વરતે દશ દિગપાળ;
પ્રજાલક્ષણમૃગલીનો શું, કંસ પ્રગટ્યો કાળ. ૪
જરાસંધે જુગમ પુત્રી, કંસને પરણાવી;
અસ્તિ પ્રાપ્તિ નામ તેહનાં, પટરાણી જે કહાવી. ૫
નરક પુંડરીક કાળજવન, શિશુપાળ જરાસંધ;
કંસઆદે મળી દેવ દમીયા, દેત્યે બાંધ્યો બંધ. ૬
અહંકાર લોભ ને દંભ દુર્લક્ષ, ક્રોધ વિરોધ વ્યભિચાર;
કંસરાયના રાજમાં, એહેવો ઉપદ્રવ અપાર. ૭
ઉગ્રસેન કહે પુત્રને, આ કન્યાની શી પેર;
બેહેન તહારી દેવકી, પરણાવ રૂડે ઘેર. ૮
માતતાતવહોણી વગોવાય, એ સુતા અંતર શોચે;
સ્વયં પ્રભુને પરણાવો; અભિલાખ એહેનો પહોંચે. ૯
કંસ વળતું બોલીયો, તમને ગમે ત્યાં કીજીયે;[११]
પૂજનિક કરીને હું નમું, નથી ઠામ એહેવો દીજીયે. ૧૦
જેને કન્યા આપીયે તેહને, કીધો જોઈએ નમસ્કાર;
કો જદુકુળમાં ખોળી કહાડો, છે નમ્યાનો અધિકાર. ૧૧
બીજાં કુળને નવ નમું, વા કન્યા રહે કુંવારી;
પિતા કહે જદુકુળ વિખે મેં, મૂક્યો છે વર વિચારી. ૧૨

૧૧. લગ્ન કરો ક્યાં કીજીયે.

શૂરસેનસુત શિરોમણિ, વસુદેવ એનું નામ;
જદુકુળ મધ્યે એ ઉંચો છે, સગપણ કીધાંનો ઠામ. ૧૩
કંસ કહે એ જુક્ત છે, વાત કરો અવશ્યમેવ;
મંત્રી પોતાનો મોકલી, પધરાવીયા વસુદેવ. ૧૫

## વલણ

વસુદેવને અતિ માન દીધાં, કંસાસુર બેઠો થયો રે;
આચાર્ય જ તેડાવીયા,[12] સમાચાર ઉગ્રસેને કહ્યો રે. ૧૫

## કડવું ૪થું—રાગ સામેરી

કંસ કહે હો ઋષિજંન, સાંભળ્યું રાયજીનું વચન;
ઉગ્રસેનનું કહ્યું આચરીયે, અમો સગા વાસુદેવને કરીયે. ૧.

## ઢાળ

સગપણ કીજે સર્વથા, જો મન આવે વસુદેવને.
ઉગ્રસેનની ઇચ્છા છે, પૂજનિક ચરણસેવને, ૨
ગર્ગ કહે અમો મોટા કીધા, કન્યા લઉં છઉં માગી;
ગુરુ કહે વસુદેવને, તવ ભાગ્ય દશા રાય જાગી, ૩
પિત્રાણ ભગિની ભૂપની, તુને દે છે કન્યાદાન;
વસુદેવ કહે તવ કૃપાથી, હું થયો ઇંદ્ર સમાન. ૪
લગ્ન દિવસ તવ નિશ્ચે કીધો, મુહૂર્ત ગર્ગે આપ્યું;
વિવાહસામગ્રી કંસે કીધી, હેત હૃદયે વ્યાપ્યું. ૫
જાન લઈ વસુદેવ આવ્યા, પ્રીતે પાણિગ્રહણ કીધું;
આદર સાથે ઉગ્રસેને, વિધિએ કન્યાદાન દીધું. ૬
વિખ્યાત વિવાહ કંસે કીધો, ખ્યાત ક્ષિતિ માંહિ થઈ;
ભાટ ચારણ બંદી માગણ, નિર્મુખ વાળ્યું ન કોઈ. ૭

૧૨. ગર્ગાચાર્ય જ તેડાવીયા.

મનવાંચ્છિત દક્ષણા વિપ્ર પામ્યા, ભૂરસી આપી ઘણી;
પ્રેમપૂર્વક કંસરાયે, કીધી બહુ પેહેરામણી. ૮
અઢારસેં રથ ચારસેં ગજ, પંદરસેં તોખાર;
બસેં દાસી વસ્ત્ર ધન આપી, કીધો નમસ્કાર. ૯
જશ થયો જદુકુળ વિષે, રાય કંસ છે દાતાર;
લોક કહે ચંદ્રવંશ માહે, એ કંસ પ્રગટચો સાર. ૧૦
નિરદેથી સહૃદે થયો, આંક વાળ્યો મનુહારથી;
વરકન્યા એક રથે બેસાડી, કંસાસુર થયો સારથી. ૧૧
લોક સરવે વિસ્મે થયા, ગર્વિષ્ઠ મથુરારાણો;
તેં સારથી થ રથ હાંકે, ગ્રહી રાસપરાણો. ૧૨
સગા ભાઈ શા કામના, પિત્રાઈ પ્રત્યે હેહેણું;
પીહેરવહોણી દેવકીનું, ટળિયું કંસે મેહેણું. ૧૩
દેવકી અતિ મુદિત મનમાં, માતપિતા ગયાં વીસરી.
હું દુખણીને આ સુખ કયાંથી, હરખે આંસુ પડયાં નીસરી.૧૪
નિજ કીર્તિ શ્રવણે સાંભળી, કંસની દુર્બુદ્ધિ ગઈ;
એહેવે સમે ભાવી પદારથ, વ્યોમવાણી વિકટ થઈ. ૧૫
"શું મોહ પામ્યો ભૂપતિ, બહેન જાણી આપણી;
ભૂપાળ તહારો કાળ આવ્યો, દંશશે દેવકી સાપણી. ૧૬
મોહપાશ બાંધ્યો બાપડા તે, કોણ આવી છોડશે.
કનિષ્ઠ પુત્ર બહેનનો તે, કંઠ તારો મોડશે. ૧૭
થશે અષ્ટ બાળક દેવકીને, કનિષ્ઠ તહારો કાળ રે."
નિજ અંતરિક્ષ વાણી સાંભળીને, ઉધડકચો ભૂપાળ રે. ૧૮
નક પેઠી ચિત્તમાં, વળી સર્પને છંછેડીયો;
ગઈ નિરદે થયો, જેમ પાવક પવને પ્રેરીયો. ૧૯

એ ભાગિનીને હું શું કરૂં, જે થકી પામું મર્ણ;
કન્યા જોઈ ક્રૂર દ્રષ્ટે થયો, નયણ તે શોણિતવર્ણ. ૨૦
જેહેનાં ફળથી મૃત્યુ પામીયે, તે છેદીયે વૃક્ષ પ્રથમ;
ભાણેજ ફળ ઊપજે નહીં, દેવકીને હણું આ ક્ષણ. ૨૧
અહંકાર કરી બેઠો થયો, પ્રલયનો જેમ વારિધિ;
દેવકી ઝાલી ચોટલે, જેમ પોપટી ગ્રહે પારધી. ૨૨
તેમ ઊછળી હેઠે પડ્યો, ગ્રહે દેવકી સુકુમાર;
જાણે જીભ કાળી નાગની, એહેવો ખડ્ગ કહાડ્યો બહાર. ૨૩

વલણ

બહાર ખડ્ગ જવ કહાડીયો, વદનતેજ ગયું ઊડી રે;
ત્રાહે ત્રાહે દેવકી કરે, વિલપે જેમ ટીટોડી રે. ૨૪

---

## કડવું પમું—રાગ મેવાડો

વિનવે દેવકી હો, વીરાને વલવલી;
માનને માગે હો, મુખે દશ આંગળી. ૧
હૃદયા ફાટે હો, નયણે જળ ભરે;
સકુમાર કુંવરી હો, કાલું કાલું ઓચરે. ૨
માનુપી દેહ ધરી હો, વિપત્ત શી આવડી;
કોણ મુકાવે હો, નહીં પિતા માવડી. ૩
ભાઈ તેં ઉછેરી હો, નમાઈ હું રાંકડી;
કેમ સહું રાતી હો, વીરાજીની આંખડી. ૪
મહિએર મહારું હો, તું મથુરાપતિ;
ઉગ્રસેન કાકા હો, આજ પાસે નથી. ૫

કહાં ભોગવશો હો, પાપનો પોટલો;
શિર મહારું દુખે હો, તાણો મા ચોટલો. ૬

માળા મહારી ત્રૂટી હો, પડે કરમુદ્રડી;
દેખે અંગ લોકડો હો, ખસી મહારી ચુંદડી. ૭
વેણી વિખાણી હો, કાકીએ સેંથે ભરી;[13]
ભલું થાઓ દેવનું હો, વાણી એવી ઓચરી. ૮

જે પરણાવે હો, તે વધ કેમ કરે;
મીંઢળ નથી છૂટ્યાં હો, ના ગઈ સાસરે. ૯
તંબોળ પરણ્યાનો હો, સુકયો નથી સાવલીયે;
મા મારો છઉં કોડ ભરી હો, લાગું તહારે પાવલીયે. ૧૦
જેહેને ઊછેરી રે હો, તેને નવ મારીયે;
ઘણું વેળાવી હો, ઘેર પધારીયે. ૧૧

ગગનવાણી હો, કો વેરણ સુજતણી;
સાચું રખે માનો હો, જુઓ હું દુર્બળ બણી. ૧૨
એમ વલવલતી હો, રોતી ગજગામની;
દેવકી રોતાં હો, રોઈ પ્રજા ગામની. ૧૩
રોયાં વૃદ્ધ જોબન હો, રૂએ બાળક બાહુવાં;
રોયાં હય હસ્તી હો, રોયાં નગ્ન ગાહુવાં. ૧૪
રોયા ગગને દેવતા હો, રોયા વસુદેવ પતિ;
પણ નિરદે કંસને હો, દયા નથી આવતી. ૧૫

વલણ

દયા ન આવે કંસને, ક્રોધી મથુરાનાથ રે;
જેવો ધાઈ ઘાય મૂકે, વસુદેવે ઝાલ્યો હાથ રે.

---

[13] કાકીએ સેંથ ભરી.

## કડવું ૬ઠ્ઠું-રાગ ધનાસરી

શ્રી વસુદેવજી વિનતિ કરે, દીનત્વ વાણી હળવે ઓચરે;
ભગિની તમારી નયણે નીર ભરે, એહનો વધ કીધે કોહો
અર્થ શો સરે. ૧

### ઢાળ

અર્થ શો સરે ભગિની હણે, એ અબળાનો અવતાર;
એથી વિઘ્ન તમોને કશું છે, શત્રુ એહનો કુમાર. ૨
છે સ્ત્રીહત્યાનો દોષ મ્હોટો, વિચારી વધ કીજીયે.
ઉછેરી પરણાવી મારતાં, લોક ઈશ્વરથી બીહીજીયે. ૩

જો પ્રતીત આવે માહરી, તો સત્ય વચન ચિત્તમાં ધરો;
પુત્ર થશે તે હું તમને આપીશ, સુખે વધ સુતનો કરો; ૪
અષ્ટ બાળક જે એહનાં, તેથી ઘાત તમને થશે;
એટલું વિચારો તમારો શત્રુ, અમને વહાલો કયમ હશે. ૫
અન્ન ઉદક સંબંધ જન્મ મૃત્યુ, એ જીવને હાથે નથી,
ઈશ્વર આધીન સર્વ છે, ભૂલે જીવ ગહનગતિ. ૬

એ કાળ વસે કાયા વિષે રાય, રખે જાણો વેગળો;
રેત રુધિરથી પિંડ બંધાયો, કાળ વસે છે માંહે મળ્યો. ૭

દેહ પ્રાણનું નિર્માણ છે તે, સંબંધ વિધિ પહેલો લખે;
એ પ્રાણી લોભ્યા આયુષના, કંઈ કરતાં થાઉં અજર અખે ૮

હું હણું છઉં, મુને હણશે એ, સંકલ્પ વિકલ્પ પ્રાણના;
વૃથા અક્ષર કેમ હશે જે, લખ્યા પુરુષ પુરાણના. ૯

પર્વત કોરી પેશીયે, બેશીયે, ધરા અંતર જઈ;
લક્ષ રક્ષક સંગે કવચ અંગે, તોય મૃત્યુ મૂકે નહીં. ૧૦

કંસના મનમાં એહેવો વિચાર, લાગે વાર તો હણું પરિવાર;[૧૬]
ધુંધવાઈ બેઠો ભૂપાળ, આવ્યા વસુદેવ લાવ્યા બાળ. ૮
કંસાસુરનો સંદેહ ટળ્યો, સાધુ બનેવી બોલે પળ્યો;
મામે ઓછંગે લીધો ભાણેજ, દેખી રૂપ ભૂપને આવ્યું હેજ. ૯
વસુદેવે પોતાનો પાળ્યો ધર્મ, તો હું કાં આચરું દારુણ કર્મ;
કનિષ્ઠ પુત્ર શત્રુ સર્વથા, રંક સપ્ત હણવા તે વૃથા. ૧૦
સ્ફોટક ભગિનીનું ઘર ભાંગે, વજ્રલેપ બાળહત્યા લાગે.
એહેવો વિવેક અંતરમાં ધરી, વસુદેવને બાળક આપ્યો ફરી. ૧૧
ધનધન રાજા લોકે કહ્યો, જયજયકાર નગરમાં થયો;
વસુદેવજી વળીયા ઘરભણી, દેવકીને પહોંચી વધામણી. ૧૨
જો કંસે ન દીધો બાળકનાશ, પણ વસુદેવને નથી વિશ્વાસ
એ રખે કહોને કહે લાગતો, નહીં લાજે પુત્ર ફરી માગતો. ૧૩
ધર્મરૂપ થઈ બેઠો કંસ, ઉગ્રસેને જાણ્યું દીપ્યો વંશ;
એ નિરદે કંસને આવી દયા થઈ મૃગ ઉપર પારધીને મયા. ૧૪
જેમ સર્પમુખેથી અમૃત નીસરે,[૧૭] તેમ બાળક ઉગરીયો ખરે;
નગરલોક થયા સહુ સુખી, એહેવે પધાર્યા નારદ ઋખી. ૧૫
પ્રગટ્યું તેજ જેમ ઉદયો ભાણ, આસનથી ઊઠ્યો રાજાન;
આસન આપી પૂજા કરી, વિનયયુક્ત વાણી ઓચરી. ૧૬
સ્વામી હું આજ હીધો કૃતાર્થ, કેમ આવ્યા કહો યથાર્થ;
નારદ કહે મુને ઇચ્છા થઈ, જે રાજ કંસનું નિરખું જઈ. ૧૭
બ્રહ્મલોક સુધી તહારી વારતા, નથી દેવ તુંને વિસારતા;
સુબુદ્ધિ શૂર ધીર દયાવાન, ઘણું દીઠું તહારું રાજસ્થાન. ૧૮

---

૧૬. લાગે પુત્ર થાવવા વાર તો હર્ણું પરિવાર.
૧૭. જેમ સર્પ મુખથી સુખે નીસરે.

તુજ સાથે મુને વાધ્યો નેહ, જાણું એક પ્રાણ ને જુજવા દેહ;
હું ચૌદ લોક ફરું છઉં, કહે જતિ, પણ આ સભા વિના
મન ઠરતું નથી. ૧૯

કપટયુક્ત ઋષિની વાણી, બોલ્યો કંસ સાચી જાણી.
અથ ઇતિ કહ્યું ઋષિને વૃત્તાંત, વસુદેવનો પુત્ર ન કીધો શાંત. ૨૦
છેલ્લા પુત્રથી મ્હારું મર્ણ, દયા આવી મુને અંતસ્કર્ણ;
આપ્યો બાળક નિરમ્યું તે થાય, મેં કેવો ધર્મ કર્યો ઋષિરાય. ૨૧
સાંભળી નારદે ધૂણ્યું શીષ, ઉપન્યો સંદેહ પૂછે છે ઈશ;[૧૮]
કહો સ્વામી તમો કાં થયા વીધ્ર, હું શું ચૂક્યો બોલો પ્રભુ શીઘ્ર. ૨૨
મર્મ વચન ઋષિ નારદ કહે, તું કરે રાજ પણ ભેદ ન લહે;
ઘટે તીવ્ર બુદ્ધિ મહારાજા તણી, પણ તુને શુદ્ધ નથી આપણી ૨૩
ગગનવાણીના છે ગુપ્ત ભેદ, સમજે તે નવ પામે ખેદ;
મર્મ કહેતાં હું કરું છું પ્રમાદ, છે હત્યાદોષ લોક અપવાદ. ૨૪
પણ પાતિકથી હું બીહીતો નથી, વા તીર્થ કરીશ હું તારી વતી;
ચક્રાકારે આઠ પુત્ર મેહેલો, જે લીજે તે છેલ્લો પહેલો. ૨૫
જે ગણીયે તે અષ્ટમો સહી, કંનિષ્ઠ કારણ જોવું નહીં;
ન જાણીએ તુને મારશે કિયો, આઠ ભાણેજથી સરખું બીહો. ૨૬
આ જાદવ મથુરામાં તરવર્યા, તે માનવ થઈને અમર અવતર્યા;
તું રખે પ્રજા મહારી જાણતો, વિશ્વાસ રખે કહોનો આણતો. ૨૭
તું પહેલાં દેવ અવતરિયા છે કંસ, ઉગ્રસેન આદે છે દેવ અંશ,
એવો વૈશ્વાનર મૂકી ભગવાન, શ્રી નારદ પામ્યા અંતરધાન. ૨૮
કંસને ચટપટી થઈ ચિત્ત વિષે; હું સૂનો જગાડ્યો નારદઋખે.
સેવકને આજ્ઞા રાયની થઈ, ન શકે વસુદેવ મંદિર જઈ. ૨૯

૧૮. ઉપન્યો સંદેહ પૂછે છે ઈસ;

ઉન્મત્ત સુભટ ધાયા તતખેવ, અધવચથી વાળ્યા વસુદેવ;
તેડે છે રાય લઈ આવો બાળ, વસુદેવને પડી અંતર ફાળ. ૩૦
મૂક્યો બાળક કેમ ફેરિયો, કંસનો કાન કોણે ભંભેરિયો;
કાળ રૂપ કંસ બેઠો થયો, બાળક ઝડપી પાગે ગ્રહ્યો.
શિલા ઉપર પછાડ્યો બાળ, વસુદેવ બંધન કીધા તતકાળ;
દેવકીને સેવક લાવ્યા તેડી, ભાઈયે પહેરાવી લોહની બેડી. ૩૨
દયિરક્ષા ઉગ્રસેનને થઈ, મથુરામાં શોણિતસરિતા વહી;
કારાગૃહમાં નાખ્યાં નરનાર, રખેવાળ સહસ્ર બેસાડ્યા બાર. ૩૩
શુકજીને પૂછે પરિક્ષત ભૂપ, નારદજી કહાવે ધર્મસ્વરૂપ;
બહુજન તાર્યાં આપી ઉપદેશ, કેમ થયો નારદમાં પાપપ્રવેશ. ૩૪
દયા ન આવી અંતર માંહે, વસુદેવના પુત્ર હણાવ્યા કાંએ;
હરિજન વૈષ્ણવ કહાવે પર્મ, કેમ કીધું નારદે એહેવું કર્મ. ૩૫
વસુદેવ પુત્ર પામ્યા જમલોક, નારદ વા કંસ એ કોહોને દોષ;
શુકજી કહે સાંભળીએ નરેશ, નારદને કર્મ ન લેપે લેશ. ૩૬
શીઘ્ર કંસ નિપાત જ થાય, નારદે કીધો તે ઉપાય;
દુષ્ટ કર્મ એ જો કંસ કરે, તો પરમેશ્વર વહેલા અવતરે. ૩૭
શાપદોષે અવતરિયા બાળ, આગળ કથા આવશે ભૂપાળ;
નારદ છે ઈશ્વરનું મંન, નિરમ્યું તે જ કરે મુનિજંન. ૩૮
પરિક્ષત કહે નિવરત્યો સંદેહ, પછી શું થયું પડ્યાં કારાગ્રેહ;
શુકજી કહે સાંભળ ભૂપાળ, હણ્યા દેવકીના ખટ બાળ. ૩૯

વલણ

ખટ બાળક દેવકીના હણ્યા, શુક કહે સાંભળ રાય રે;
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો પ્રથમો અધ્યાય રે. ૪૦

# અધ્યાય ૨ જો

## કડવું ૮સું-રાગ અસાવરી

શ્રી શુકદેવજી કહે કથા, સાંભળ પરિક્ષત રાય રે;
એ પ્રથમો અધ્યાય પૂર્ણ હવો, કહું દ્વિતીયો અધ્યાય રે. ૧
ક્રૂર દૃષ્ટિ થઈ કંસાસુરની, દંશ જાદવ પર રાખ્યો રે;
સર્વ ઉપરથી સ્નેહ ઉતાર્યો, ભેદ નારદે ભાખ્યો રે. ૨

નરકાસુર પુંડરીક જરાસંધ, શિશુપાળ ને દંતવક્ર રે;
થયો સમાચાર કંસે કહાવ્યો, તમો દમજો જગત રે. ૩

નિર્જર જાદવ થઈ અવતરિયા તે, વચન વિષ્ણુનું માની રે;
પ્રજા માત્ર પિડાવા લાગી છે, કંસની ક્રૂર રાજધાની રે. ૪

વૃષભ વચ્છ વ્યોમાસુર તેડ્યા, શકટ અઘાસુર કેશી રે;
એ વહાલા મિત્રને કંસ કહે, એકાંત સભામાં બેશી રે. ૫

ભૂપ કહે ભાઈયો શું કરવું, સત્ય જાદવ શત્રુ જાણો રે;
વિપ્ર વૈષ્ણવના ધર્મ મુકાવો, અંત સાધુનો આણો રે. ૬

દેવનું બળ સત્યધર્મ વડે, માટે મૂળ ધર્મનાં કાપો રે;
પુણ્ય માર્ગમાં વિધ્વંશ કરો, ને હરિજનને સંતાપો રે. ૭

વચન સાંભળી પ્રસન થયા એ, ઉત્તમ આજ્ઞા આપી રે;
પ્રજા સરવને પીડવા લાગા, આસુરી માયા વ્યાપી રે. ૮

વર્ણાશ્રમ ધર્મનો ધ્વંસ કરે, વળી પતિવ્રતાને પીડે રે;
શુભ ધર્મ સાધુજન પાળે, અસાધુ રૂપે હીંડે રે. ૯

દ્વાર દેવાયાં દેવસ્થળનાં, નહીં નૈવેદ્ય ધૂપ દીપ રે;
ઘંટા શંખની ખંડના કીધી, ભાંજી મુકેડને સીપ રે. ૧૦

અગ્નિહોત્ર આવસથતણા, અસુરે પૂર્યા કુંડ રે
તિલક ભૂંસી માળા તોડી, ન થાય ભસ્મ ત્રિપુંડ્ર રે. ૧૧
હરિકથા વેદાધ્યયન વાર્યાં, રહી સમરણી ફરતી રે;
કો રામ શિવનુ નામ ન લેશો, આણ રાયની વરતી રે. ૧૨
રવિવારે કો સૂર્ય ન પૂજે, દ્વિતીયાયે નહીં સોમ રે;
મંત્ર ઇષ્ટ નહીં આરાધન, રહ્યા જગ્ન ને હોમ રે. ૧૩
પ્રાતઃસ્નાન નહીં પાર્થિવ પૂજા, ન થાય તપ જપ વ્રત રે;
ગુપ્ત ધર્મ કો કરતો જાણે, બાંધી મંગાવે તર્ત રે. ૧૪
નહીં કથા નહીં શ્રવણભક્તિ રહ્યાં બાંધ્યાં પુસ્તક રે;
જટા ધરી ન શકે સન્યાસી, ધરાવે મુગટ મસ્તક રે. ૧૫
ન પુજાય અશ્વત્થ તુળસી સુરભિ, નહીં ગુરુચરણ પ્રણામ રે;
કંસ કહે વિષ્ણુને તજીને, મ્હારુ લો સહુ નામ રે. ૧૬
સકળ ધર્મ કર્મ લોપાયાં, વરત્યો હાહાકાર રે;
કંસ પુજાવે ધનુષ્ય પોતાનુ, વશ વરતી વર્ણ ચાર રે. ૧૭
વસુદેવ દેવકી કારાગૃહમાં, તે દોહોલે દ્હાડા નાખે રે;
ગર્ભ રહ્યો જાણી કંસાસુર, કઠિણ સ્થાનક રાખે રે. ૧૮
ખટ બાળકની હત્યા લીધી, પૂરણ પાપે ભરાયો રે;
ધર્મ ખંડે ધરા કંપી, શેષે ન ભાર ધરાયો રે. ૧૯
શેષ નાગને કહે પરમેશ્વર, મથુરામાં મણિધર જાઓ રે;
જઈ વસો દેવકીઉદરે, જ્યેષ્ઠબંધુ અમારા થાઓ રે. ૨૦
શેષ કહે સ્વામી સાંભળીયે, કેમ જાઉં જન્મ લેવા રે;
હું જ્યેષ્ઠ ભ્રાત તમો કનિષ્ઠ સ્વામી, કેમ થાએ મેં સેવા રે. ૨૧
વિષ્ણુ કહે રામાવતારે તમો મેવા કીધી સબળ રે;
આણિવાર કનિષ્ઠ થઈ સેવું, થાઉં તમને ઓશિંકળ રે. ૨૨

આજ્ઞા મ્હારી શેષ ન લોપો, વિદાય વિખધર કીધો રે;
કારાગૃહમાં દેવકી કૂખે, અવતાર અહિયે લીધો રે. ૨૩
દીપ્તિમાન દેહ થયો દેવકીનો, કંસ યત્ન બહુ કરતો રે;
સપ્ત માસ જવ થયા ગરભને, ભૂપ ભય મન ધરતો રે. ૨૪

વલણ

ધરે ભય ભાણેજનો, સાચવે બહુ ખપ કરી રે;
જગતપિતાએ તેડી જોગમાયા, એ પ્રત્યે બોલ્યા શ્રી હરિ રે. ૨૫

---

## કડવું ૯મું-રાગ મારુની દેશી

જોગમાયાને કહે મોરારી, આજ વાચા પાળો તમો મારી;[1]
વસુદેવની રોહિણી નારી તે છે અપર માત અમારી. ૧
વસે નાસરણે નંદ ઘેર,[2] નંદ પ્રતિપાળે બહુ પેર;
વસુદેવ નંદને છે બહુ સ્નેહ, માટે રોહિણી મૂક્યાં ગોપગ્રેહ. ૨
રંક રોહિણી સામું નિરખો, દેવકીનો ગર્ભ આકરષો;
તે ગર્ભ રોહિણી કૂખે મૂકો, એટલે કંસ તણો ભય ચૂકો. ૩
તે અવતરશે બળભાઈ, બીજું કાર્ય કરો એક બાઈ;
છે પવિત્ર નંદજીની નારી, પૂર્વે ભક્તિ કીધી છે અમારી. ૪
તેને અમો જનેતા કહેશું, એકાદશ વર્ષ ગોકુળમાં રહેશું;
તમે જન્મ લો જસોદા કૂખે, એવી આજ્ઞા આપી શ્રીમુખે. ૫
મથુરામાં આવ્યાં જોગમાયા, કીધી નિપટ સૂક્ષમ કાયા;
નિદ્રાધારણ્ સાથે લાવી, પ્રાણી માત્રને નિદ્રા આવી. ૬
સંકેત હરિયે કહ્યો તે કીધો, દેવકીનો ગર્ભ આકર્ષી લીધો;
ન જાણે દેવકી જે સુત હરિયો, રોહિણીની કૂખે ગર્ભ ધરીયો. ૭

---

૧....આજ વાચા તમો પાળો નારી.
૨. વસે નાસરડે નંદ ઘેર.

જસોદાઉદરે પ્રવેશ કીધો, માયાએ જન્મ કન્યાનો લીધો;
જસોદાજી ને રોહિણી સતી, બેહુ અબળા થઈ ગર્ભવતી. ૮
કારાગૃહમાં દેવકી જાગી, ફરી ફરી ઉદર જોવા લાગી;
ગળ્યો ગર્ભ ટળ્યો સંતાપ, ન દીઠો બાળક મૃત્યુ અદાપ. ૯
કંસે જાણ્યું જે ગર્ભ ટળીયો, આસન ઉપરથી ઉછળીયો;
દીઠો પ્રતાપ મારો વિખ્યાત, મ્હારે નામે થયો ગર્ભપાત. ૧૦
આવ્યો કારાગૃહે નૃપ ક્રોધી, જોયું મંદિર સઘળું શોધી;
અષ્ટ માસનુ બાળ કહાં પળીયું, ઊડયું આકાશે કે લોમે ગળીયું. ૧૧
શકે પવને બાળક શોકયું, કંસે હૃદય જ્ઞાને અવલોકયું;
મારાં બળ પ્રાક્રમ ન સ્હેવાયાં, પંચ મહાભૂતમાં ભૂત સમાયા. ૧૨
એ જંજાળ બાળકનો ભાગો, હત્યાદોષ મુને ના લાગો;
ઘેર આવ્યો તે આનંદ પામી, પછી શું કરે શ્રીપત સ્વામી. ૧૩
દેવ પ્રજાની પીડા જાણી, ચિતવ્યું ચિત્તમાં ચક્રપાણિ;
ભક્તાધીન નામ પ્રભુ કહાવ્યા, બાપજી મથુરામાં આવ્યા. ૧૪
રંક વસુદેવ સામું જોયું, દુખ દેવકી માતનું ખોયું;
જસોદાજીને ઓછ ગે રમવા, ગોપસંગે કરમો જમવા. ૧૫
ભોળોનાથ દયાનો ભંડાર, લીધો દેવકીઉદર અવતાર;
અશ્વિન વદી અષ્ટમી અધરાતે, ગર્ભ રૂપ ધર્યું જદુનાથે. ૧૬
દિન દિન ગર્ભ વધતો જાય, તેમ દેવકીને સુખ થાય;
વસુદેવ દેવકીને પૂછે, આવાં દુખમાં આનંદ શું છે. ૧૭
પડ્યાં કઠિણ કારાગૃહમાંહે, સપ્ત પુત્રતણા સપ્ત ઘાયે;
પરવશ પામો છો અન્ન પાણી, તો પુષ્ટ કેમ થયું વપુ રાણી. ૧૮
તન સુખ ધરે છે રવિકાંતિ, કહો પ્રગટ નિવર્તે ભ્રાંતિ;
લજ્જાયુક્ત કહે હસી નારી, ચતુર નાથ છો,જુઓ વિચારી. ૧૯

અષ્ટમો પુત્ર ઉદરે આવ્યો, જાણે ત્રિભુવનનું સુખ લાવ્યો;
કંસ તૃણવત સરખો ભાસે, ના જાણું આગળ શું થાશે. ૨૦
ક્ષુધા તૃષા મુજને નવ પીડે, મહારું મન કંસ મારવા હીંડે;
રહ્યા વસુદેવ મંન વિચારી, ભાગી ભ્રાંતિ, સુન્ય કરનારી. ૨૧
દેવકીતનની તેજ જવાળા, દેખી ભય પામ્યા રખેવાળા;
કંસે વાત સેવકથી જાણી, ત્યારે સાભરી આકાશવાણી. ૨૨
મહારો શત્રુ તે ગર્ભ એહ, આવ્યો કંસ જોવા કારાગ્રેહ;
પેઠો ઘરમાં ઉઘાડી તાળું, દીઠું ભાણેજ ભાસ્કર અજવાળું. ૨૩
દીઠી દેવકી તેજ સ્વરૂપ, ભય પામ્યો કે કંસાસુર ભૂપ;
તેજ આગળ કાંઈ નવ સૂઝે, પગે દેવકીને ધરણ ધ્રૂજે. ૨૪

વલણ

ધરણ ધ્રૂજે ચરણ પ્રહારે, ઉદરમાં સુત મહાબળી રે;
ભય પામી કંસ બાહેર આવ્યો, કપાટ દેવાડ્યાં વળી રે. ૨૫

---

## કડવું ૧૦મું—રાગ સામેરી

દેખી દેવકીજીનું રૂપ, ભય પામ્યો કંસાસુર ભૂપ;
એ ઉદયો આઠમો બાળ, હોય સર્વથા મહારો કાળ. ૧

ઢાળ

કાળ મારો સર્વથા એ, હવે ઉગરવું નથી;
ભલી ભાતે જતન માંડયું, નિદ્રા ન આવે રતી. ૨
આજ્ઞા આપી અયુત સેવકને, રૂડી પેરે રક્ષણ કરો;
સાવધાન થાઓ પ્રમાદ મૂકી, નિશાએ નિદ્રા પરહરો. ૩
પ્રસવ સમે સદ્ય જાણ કરજો, છે ઉદરમાં મહારો અરિ;
તાળાં સાંકળ ભોગળ ભારે, ઠામ ઠામ શિલા ધરી. ૪

સહસ્ત્ર સેવક મંદિર ઉપર, નવ સહસ્ર પૂઠે ફરે;
નિશા આખી ઢાલ વજાડે, તે ગર્ભની રક્ષા કરે. ૫
નિદ્રા ન આવે કંસને, સેજ્યાએ શૂળીવંત સૂએ;
અર્ધનિશાએ ઊઠી આવે, કારાગૃહ તપાસી જુએ. ૬
સ્વાદરહિત ભોજન કરે, કંસ દેહે દુર્બળ થયો;
શત્રુ જાણી કરે ચિંતા, બ્રહ્મરૂપ ભાણેજ નવ લહ્યો. ૭
ગર્ભને માસ પૂરણ હવા, દેવકીજી આંસુ ભરે;
લાજ પામી શીષ નામી, નાથ અત્યે ઓચરે. ૮
તમો સ્વામી મહારા સાંભળો, નિરલજ થઈ વારતા કરું;
નહીં બેહેન જનુની નણંદ સાસુ, તમ આગળ લજ્જા પરહરું. ૯
છે ધિક અવતાર નારીતણો, સર્વથા જાણો તમો;
મહારાજ લાજ મૂકી કહું આજ, આવ્યો છે પ્રસવ સમો. ૧૦
ગર્ભ પ્રસવનું ચિહ્ન જણાયે, એ બાળક તે છેલ્લું;
છે વિઘ્ન એહેને કંસનું, આરોગ્યની આશા મેહેલું. ૧૧
છે સ્વભાવ બાળક ગાત્રનો, પ્રસવતાં તતક્ષણ રૂએ;
સાદ સાંભળી જાણ થાયે, પળમાત્ર સેવક ન સૂએ. ૧૨
સ્વર્ગ મૃત્યુ પાતાળમાં, વૈશ્ય શૂદ્ર રાજા ઋષી;
ચાર વરણમાં કો હશે સ્વામી, આપણા સરખું દુખી. ૧૩
બોલે કાલું લાગે વહાલું, ક્ષણએ રુએ ક્ષણએ હસે;
ઓછંગ ઉપર કરે ક્રીડા, જાણું સુતનાં સુખ કેવાં હશે. ૧૪
એવું કહી આંસુ ભરે, સમાધાન વસુદેવજી કરે;
ભાવિ પદારથ સર્વથા એ, અર્થ રોએ શો સરે. ૧૫
સમજાવ્યાં સતી દેવકી, જ્ઞાન ગઢ પ્રભુયે કહ્યાં;
યોગનિદ્રા પ્રબળ પામી, દંપતી નિદ્રાવશ થયાં. ૧૬

નિશા ગઈ જ્યારે ચૌદ ઘટિકા, યોગનિદ્રા વ્યાપી ઘણું;
બ્રહ્મા આદે દેવ આવ્યા, સ્તવન કરવા ગર્ભતણું. ૧૭

વલણ

સ્તવન કરે સર્વ ગર્ભનું, અંતરિક્ષ અમર ઋષિ રહ્યા રે;
કોણ પ્રકારે સ્તુતિ કીધી જે, પરમેશ્વર પ્રસન્ન થયા રે. ૧૮

---

## કડવું ૧૧મું–રાગ ગોડી

નમો નારાયણ નમો નમો, પ્રભુ આદિ સ્વરૂપ અનંત;
નમો બ્રહ્માનંદ નમો નમો, ત્રિગુણાતીત ભગવંત. ૧

માયાતીત નમો નમો, ચિદાનંદ ચૈતન્ય ચિદ્રૂપ;
પ્રાંજળ પ્રભુ નમો નમો, અવિગત અખંડ અનુપ. ૨

પ્રભુ પરાત્પર નમો નમો, નમો સહસ્રશીર્ષા ભગવાન;
પ્રભુ અખિલેશ્વર નમો નમો, સર્વેશ્વર સર્વ પ્રતિપાલન. ૩

નમો અનાથનાથ અકળ હરિ, ભક્તાધીન બ્રહ્મ દયાળ;
ગર્ભસ્વરૂપ નમો હરિ, નથી તું વૃદ્ધ જોબન બાળ. ૪

નમો વાસુદેવ જાદવગતિ, નમો નંદન સુરભિપાળ;
પ્રથમ વચન પ્રતિપાળીએ પ્રભુ, આણીએ કંસનો કાળ. ૫

હર હિરણ્યગર્ભ હરિને સ્તવે, સપ્ત ઋષિ દશે દિગપાળ;
દયા આવી દીનદયાળને, બેલ્યા ઉદરથી દેવકીબાળ. ૬

છે વિલંબ એક ઘટિકા તણો, હું પ્રગટ કરુ છો દેહ;
તમે શતશૃંગ પર્વત પરવરો, રાજા પાંડુ કેરે ગેહ. ૭

કુંતાના ગર્ભની સ્તુતિ કરો, છે અર્જુન નરનો અવતાર;
અમો થાશું તેહેના સારથિ, ટાળશે અર્જુન ભૂમિનો ભાર. ૮

અમર આનંદી વધ્યા, મનવાંચ્છિત સીધ્યું સર્વ કાજ;
પછી કોણ રીતે ઉદે થયા, કારાગૃહમાં કૃષ્ણ મહારાજ. ૯

વલણ

મહારાજ ત્રિભુવનનો તે, પ્રગટ કેમ કરી થાય રે,
પરિક્ષતને શ્રી શુક કહે થયો, દ્વિતીયો અધ્યાય રે. ૧૦

## અધ્યાય ૩જો

### કડવું ૧૨મું-રાગ રામગ્રી-જિતમાન

શ્રી શુકજી કહે સુણ ભૂપતિ, ઉદયા શ્રી અવિનાશ;
તૃતીય અધ્યા વરણવું હું, જથા બુદ્ધિપ્રકાશ. ૧
વિદાય કરી સર્વ દેવને, વિચાર્યું વિશ્વનાથે;
શ્રાવણ માસ વદી અષ્ટમીયે પ્રગટ્યા અર્ધ રાતે. ૨
યોગનિદ્રાને આજ્ઞા થઈ, હુવી તે વ્યાપ્તમાન;
અસુત સેવક અવની ઢળ્યા, સૂતા મૃત્યુ સમાન. ૩
અચેતન કંસ થઈ પડ્યો, શિલાવત પરધાન;
નગરમાં કોઈ જાગે નહીં, સૂતા ચંચળ શ્વાન. ૪
નંદ ઓછંગે ક્રીડા કરવા, જશોદા પયપાન;[1]
ગોપવધૂને રમાડવા, થાવા ગોકુળ કહાન. ૫
ભાર બદ્રી સંઘારવા, ગિરિ ગોવર્ધન ધરવા;
બ્રહ્મા ભોયંગને જીતવા, રાસક્રીડા કરવા. ૬
આપ બંધાવા ઉખળે, કરવા કંસસંઘાર;
પાર્થનો રથ હાંકવા, ઉતારવા ભૂભાર. ૭

---

૧. જશોદા સ્તનપાન.

ભક્તવત્સલ ભોળો હરિ, સેવક જન સુખકારી;
જન્મ જન્મ લઈ અવતરે,[૨] લીલાએ વપુ ધારી. ૮

નિષ્કર્મને કર્મ છે ભક્તનું, ભોગવે ધરી ગાત્ર;
ઉત્પત્તિ લય હરિને નથી, જન્મ તો કહેવા માત્ર. ૯

દેવકીગર્ભ કહેવા માત્ર છે, નથી નિજરૂપ આણ્યું.
અધોમુખ હરિ કેમ રહે, કેઈ એક વીરલે જાણ્યું. ૧૦

દેવનાં દુંદુભિ ગડગડ્યાં. વરસ્યા પય વરસાદ;
વાજિત્ર શબ્દ કોટિક થયા, નાચ્યા ઉમયાનાથ. ૧૧

નિગમ નારદ સરસ્વતી, નૃત્ય કરે ગુણ ગાય;
ઇંદ્રાદિક જય જય વદે, કુસુમવૃષ્ટિ થાય. ૧૨

આકૃણીયે અવની ઊંચી થઈ, ફણા શેષની હળવી;
દુઃસ્વપ્ન આવે દુષ્ટને છે, સેન્યા કંસની દળવી. ૧૩

ધ્વજા છત્ર દંડ ભાગી પડ્યાં, અસુરને માન શુકંન;
વરતે આનંદ હરિદાસને, દેખે ઉત્તમ સ્વપંન. ૧૪

શ્રાવણ વદની અષ્ટમી, રોહિણી ને બુધવાર;
મધ્ય રાતે પ્રગટ થયા, શ્રીકૃષ્ણ વિશ્વાધાર. ૧૫

નીલ પીત અંબર ધર્યાં, વપુ છે ઘનસ્યામ;
શંખ ચક્ર સારંગ ગદા, ચતુર્ભુજ છે નામ. ૧૬

થયુ તેજ ઉદે ભુવન વિષે, તિમિર સર્વ ઢંકાયું;[૩]
સ્વપ્ન પામ્યા માત દેવકી, આનંદ પર્વ મંડાયું.[૪] ૧૭

"પ્રસવ પુત્ર મહારે હવો, રમાડું છઉં તેડી;
પુત્રે કંસાસુર મારીયો મહારી ભાંગી બેડી ૧૮

૨. જન્મ લઈ તે અવતરે, ૩. તિમિર ખડાયુ ૪. આનંદ મંડાયુ.

સોળ સહસ્ર વધૂ સામટી મ્હારે પગે લાગી;"
સ્વપ્ન અંતે માત દેવકી, સદ્ય ઊઠયાં જાગી. ૧૯
તેજસ્વરૂપ દીઠા હરિ, માતા લજ્જા પામી;
ઊઠો એ ઘરમાં કોણ છે; જગાડ્યા જઈ સ્વામી. ૨૦
વસુદેવે વાસુદેવ નિરખ્યા, શ્રીરંગ અતિ શોભાળા;
પગે લાગ્યા પ્રાણનાથને, રાજે વૈજયંતી માળા. ૨૧
મકરાકૃત કુંડળ ઝળકતાં, મુગટ માણેક જડીયાં;
નખશિખ નિરખી નાથને, સાંસે વાસુદેવ પડ્યા. ૨૨
કર જોડી દંપતી સ્તવે, મયા રંકને કીધી;
ઉદર તપાસે દેવકી, મન માંહે બહુ બીધી. ૨૩
અરે ગર્ભ મ્હારો કહાં ગયો, બેહેબાકળી હોતી;
પુત્રને શોધે લાજતી, વળી હરિ ભણી જોતી. ૨૪

વલણ

જુએ દેવકી પુત્રને, આશ્ચર્ય અંતરમાં ધરે રે;
પછે કર જોડી વસુદેવજી, સ્તવન કેશવનું કરે રે. ૨૫

### કડવું ૧૩મું—રાગ મારુની ચોપાઇ

બોલ્યા વસુદેવ આશ્ચર્ય પામી, મેં તુને ઓળખ્યો અંતરજામી;
કોટિ દિનકર તેજ છે તનનું, છેદ્યું તિમિર કારાગ્રોવનનું. ૧
ચતુર્ભુજ અદ્ભુત રૂપ, અખિલેશ્વર આદિ અનુપ;
તહારી ગતિ તું લહે સ્વામી, શિવ બ્રહ્માએ વાત ન પામી. ૨
કર્તુંમકર્તું સામર્થ્ય તહારે, પ્રભુ કેમ આવ્યા ઘેર મહારે;
કારાગ્રોવન કઠિણ કુસ્થાન, કેમ મન માન્યું ભગવાન. ૩
ઉઘડીયાં જી કપાટ, મંદિરમાં આવ્યા કોણ વાટ;
વશ્વવ્યાપક પૂરણ રામ, નથી તુજ વિણ ઠાલો ઠામ. ૪

પંચ મહાભૂત તહારે આધારે, નથી તુજ વિના જોતાં વિચારે;
દુખના દાધાં છીએ નરનારી, શા વડે કરું પૂજા તમારી. ૫

ન મળે પુષ્પ ચંદન કેસર, દરિદ્રી શેં પૂજે પરમેશ્વર;
એહેવું કહીને ભર્યાં લોચંન, ઘણું રીઝયા તે મધુસૂદંન. ૬

વસુદેવ નમ્યા કર જોડ, પછે બોલ્યા શ્રી રણછોડ;
મેઘગંભીર માધુરી વાણી, વિનયયુક્ત કહે સારંગપાણી.
હું પૂર્ણ બ્રહ્મ ભગવંત, હું સરખો ન આદિ મધ્ય અંત;
પૂર્વે લીધા મેં અવતાર, અસુર હણી ઊતર્યો ભૂભાર. ૮
વૃદ્ધિ પામ્યો કંસાસુર પાપી, સૃષ્ટિમાં રહ્યો અધર્મ વ્યાપી;
હણવા કંસ થયો જન્મ મહારો, વસુદેવ હું પુત્ર તમારો. ૯
હવડાં પ્રસવ થશે ધરો શાતા, શું ગર્ભને શોધો છો માતા;[૫]
સુત પામવા ઋષિપત્ની નારી, પૂર્વે ભકિત કીધી તમો મહારી.૧૦
બહુ કાળ કીધું તપ ધ્યાન, ત્રુઠો હું માગ્યું વરદાન;
તમ સરખા પુત્ર એ વર દીજે, માતપિતા થઈ સુતસુખ લીજે. ૧૧
તે દહાડાનો મેં સંકલ્પ કીધો, માટે જન્મ તમો ઘેર લીધો;
એક શિક્ષા કહું તમો માનો, હવડાં થઈશ હું બાળક નહાનો. ૧૨
શબવત રક્ષક થઈને પડશે, દ્વાર આફણીયે ઊઘડશે;
મેઘ ઘણું વરસતો રહેશે, જમનાજી પણ મારગ દેશે. ૧૩
સાવધાન પિતાજી થાજો, સુને શ્રી ગોકુળ લઈ જાજો;
નંદઘરુણી જસોદા નારી, તેણે પ્રસવી છે હવડાં કુમારી. ૧૪
લેજો પુત્રી ધીટ મન કરજો, જસોદાના પાસામાં સુને ધરજો;
ગોકુળમાં રહેશું વરસ અગિયાર, બારમે વરસે મામાનો સંઘાર. ૧૫

---
૫. શું ગર્ભને શોધે છે માતા.

પુત્રી લાવજો દેવકી પાસે, દ્વાર હતાં તેમ જ દેનારો;
અછાડતાં વ્યોમે ઊછળશે, કન્યા વીજળી મેઘમાં મળશે. ૧૬

શિક્ષા એમ દીધી ગોવિંદ, પછે પ્રભુ થયા બાળમુકુંદ;
કૌતક કહેતાં પાર ન આવે, અંગુઠો પગનો મુખમાં ધાવે. ૧૭

મીચ્યાં લોચન વકુંઠનાથ, વાળી મૂઠી ન છૂટે હાથ;
વસુદેવજી વિસ્મય થાય, લીધું ઉદક અંજળી મહાંય. ૧૮

ફરી પુત્રનો મેળાપ થાય, વિપ્રને આપું અયુત એક ગાય;
એહેવે સંકલ્પ વસુદેવે કીધો, દેવકીયે પુત્ર ઓછગે લીધો.૧૯

તનવદન જોઈ મન ફૂલી, જ્ઞાન શિખામણ ગઈ ભૂલી;
ચુંબન આલિંગન માત કરતી, સ્તનઅગ્ર વદનમાં ધરતી. ૨૦

માહારો નાથ વિશ્વંભર કહાવે, ભૂખ્યો થઈને પયોધર ધાવે;
પયપાન શીખવે છે માડી, મુખમાથી સ્તન નાખે કહાડી. ૨૧

દેવકી કહે સાંભળીયે સ્વામી, કોણ પુણ્યે હું બાળક પામી;
હસે નયણાં ઉઘાડીને જોતો, દીસે ડાહ્યો શેં નથી રોતો. ૨૨

વસુદેવ કહે છાનાં રહીયે, આપ પુત્રને ગોકુળ જઈયે;
એણે કહ્યું તેમ આચરીયે, અગિયાર વરસ તે મૌન જ ધરીયે. ૨૩

દેવકી કહે ન આપું કુંવરને, કેમ અર્પણ થાયે એ પરને;
હું પ્રસવું ને પરઘેર હાથા, હું તે ફોગટ, જશોદા માતા. ૨૪

વલણ

માતા થાય જસોમતી હું પ્રસૂતા પરને સમાન રે;
વસુદેવે ઓને પ્રીછવી, લીધા શ્રી ભગવાન રે. ૨૫

---

## કડવું ૧૪મું—રાગ નટનારાયણ

દેવકી વચન :—

ધન્ય જસોદા ધન્ય જસોદા, વણ પ્રસવે થઈ માતા;
કોનું સાંચ્યું કોણ ભોગવે લખ્યો લેખ વિધાતા. ૧
કીડી સાંચે ને તીતર ખાએ, તેમ થયું આજ મહારે;
એક રાતની હું નહીં માતા, પરઘેર પુત્ર પધારે—ધન્ય જ૦ ૨
નંદનંદિની નાથ લાવશે,[૬] તેથી શું સુખ થાશે;
દીઠી રે ભાઈ દૈવની લીલા, જશોદા ઘેર ગીત ગવાશે—ધન્ય૦ ૩
ધમક ઘુઘરી ઠમક ઠેકડે, સુત ગોપી ઘેર રમશે;
હું અપરાધેણ હરખે હણાઈ, વિજોગ પુત્રનો દમશે—ધન્ય૦ ૪
કાલાં કાલાં વચન વહાલાનાં, જસોદાજી સાંભળશે;
બારે માસ ચોમાસું મહારે, વિજોગે નયણાં ગળશે—ધન્ય૦ ૫
મહારે બારણે બેઠા રખેવાળા, રાખસ જેવા મદમાતા;
ગોપીને ઘેર ગુણીજન ગાશે, બારણે તોરણ હાથા—ધન્ય૦ ૬
મળવા આવશે ભાઈ ભોજાઈ, જસોદાનો ધન સુખ દહાડો;
મહારે કંસલઈ ધાઈને આવશે, કરમાં ખડગ ઉઘાડો—ધન્ય૦ ૭
સગી મા તે નંદની નારી, હું આશરે મ્હોંબોલી;
સાંભળ્યું કહીં પોપટી પ્રસવે, સુતને હુલાવે હોલી—ધન્ય૦ ૮
પધારો આતા મહિયારી માતા, જીવજો ગૌ ચારી;
આ મનોહર મુખડે કહીંયે કહેશો, સુજને માતા મહારી—ધન્ય૦ ૯

---

૬. નંદનંદિની નાથ ઝુલાવશે

## કડવું ૧૫મું-રાગ નટની દેશી ફેર

ગોકુળ પધારો હો, બાળક બાહુવા.
વન રડવડજો હો, પગે નહીં ખાસડી,
આતા ઉછરજો હો, પી પી છાસડી—ગો૦ ૧
મીઠાજીનાં મીઠડાં હો, કરી જાશે મરી,
શ્યામ સલૂણા હો, કહીંયે મળશું ફરી—ગો૦ ૨
કઠિણ દીસે હો, પુરુષતણાં હઈયાં,
પરઘેર જાએ હો, મૂકવાને છઈયાં—ગો૦ ૩
વસુદેવ બોલ્યા હો, ધરુણી ઘેલી થઈ,
આપ અર્ભકને હો, વેળા વહી ગઈ—ગો૦ ૪
હૃદયા ચાપી હો, પુત્ર આગળ ધર્યો,
ધન્ય દેહ માનુષી હો, પ્રાણ ન નીસર્યો—ગો૦ ૫
શ્રમણી લીધી હો, દેવકી રાકની;
જેમ કો કહાડી લે હો, કીકી આંખની—ગો૦ ૬
નાથજી મહારા હો, ન આવશો નાખી જી,
લોક બે રાખજો હો, સોંપતા શાખી જી—ગો૦ ૭
ગોપ વચાઢા હો,[૭] પુત્ર આપશે નહીં,
વસુદેવ બોલ્યા હો, શીખ વીસરી ગઈ—ગો૦ ૮
અકળ પુરુષને હો, ઉચલીયા ધરી,
વસુદેવ ચાલ્યા હો, રોતી રહી સુન્દરી—ગો૦ ૯

## કડવું ૧૬મું—રાગ સામેરી—ચોપાઈ

કે વ્રજ વૈકુંઠ થયું રે, કરે ગમન ગોકુળનાથ—કે વ્ર૦
પુત્રને કરમા ગ્રહી, વસુદેવ ગોકુળ ચાલીયા,
શ્વાન સેવક શિલા સરખા, ન બોલ્યા નવ હાલીયા—કે વ્ર૦ ૧

૭ અ, ગોપ વઢાણા હો બ ગોપ વઢારા હો

સાંકળ તાળાં ગયાં તૂટી ભોગળ બે કટકા થઈ;
મંદમંદ વરસે મેવલો જેમ, દીનાનાથ ભીંજે નહીં—કે મ૦ ૨
પાવસ ગાજે મંદ ઘોરે, વીજળી ચમકા કરે;
જાદવપતિ કાદવ વિષે, વિચારી પગલાં ભરે—કે મ૦ ૩
સ્વે બિંદુ અડકે બાળને, હૃદયાસું રાખ્યા હરિ;
વસુદેવજી જાણતા નથી જે, ધરાધરે ફેણા ધરી—કે મ૦ ૪
વસુદેવ આગળ શેષ પાછળ, આવ્યા જમુના તીર;
ભાનુસુતા વેહે ઘોર શબ્દે, ઉભય તટ અટક્યાં નીર—કે મ૦ ૫
ભ્રમર વમળ તરંગી લહેરી, ફેણ બુદબુદ અતિ ઘણાં;
વસુદેવ વિચારે ઊભા રહી, ઉપાય કોણ ઊતર્યા તણા—કે મ૦ ૬
કોણ વલે મહારી નિશા અંધારી, ચોરીનું છે કાજ રે;
કહ્યું વચન પ્રતિપાળીયે, સમર્થ શ્રી મહારાજ રે—કે૦ ૭
ન ચાલે નાવ આ જળ વિષે, કેમ ઊપડે મારા પાગ રે;
દુ:ખ જાણી હરિયે હુંકાર કીધો, તવ જમુના થઈ બે ભાગ રે—કે૦ ૮
પાછળનું જળ રહ્યું થંભી, આગલું સર્વ વહી ગયું;
વસુદેવજી વિસ્મે થયા, સુતનું કહ્યું સાચું થયું—કે૦ ૯
શીઘ્ર જમુના ઊતર્યા, વૃષ્ટિ કુસુમની થાય રે;
ગોપ કો જાણે નહીં આવ્યા, ગે વિંદ ગોકુળ મહાંય રે—કે૦ ૧૦
આવ્યા શ્રી વૈકુંઠનાથ કે, વ્રજ વૈકુંઠ થયું રે,
છે દ્વાર ઊઘાડાં નંદજીનાં, નિદ્રાવશ ગોપી ગોવાળ રે;
જસોદા જાણતાં નથી, મેં પ્રસવ કીધું બાળ રે—કે૦ ૧૧
વસુદેવ આવ્યા અંતઃપુરમાં કઠિણ મન વજ્રવત કરી.
બાળકી લીધી જસોદાની સેજે મૂકયા શ્રીહરિ—કે૦ ૧૨

દીપક શાખી રાખીયો, તું છે પાવકનો અંશ રે;
કુંવર સાટે લેઉં કન્યા, શત્રુ માથે કંસ રે—કે૦ ૧૩
શ્રીવત્સ શોભા ભૃગુલાંછન, રાખ્યું એંધાણુ રે;
શત સહસ્રમાંથી શોધી કહાડું, પુત્ર જીવનપ્રાણુ રે—કે૦ ૧૪
ઘનશ્યામ ઘર સંભાળજો, ટાળજો તનના તાપ રે;
પરાધીન વર્તું કારાગૃહમાં, અમો દોહેલે માબાપ રે—કે૦ ૧૫
એહેવું કહી વસુદેવ વળીયા, ચાલી ન શકે ચર્ણ રે;
પુત્ર પરઘેર સોંપવો, તે પેં રૂડું મર્ણ રે—કે૦ ૧૬
ખભે નાખી બાળકી, આવ્યા મથુરા મહાંય રે;
વાટ જુએ છે દેવકી, વિજોગે વ્યાકુળ થાય રે—કે૦ ૧૭
મંદિરમાં આવ્યા રાયજી, કહ્યો સર્વ સમાચાર રે;
ફરી જમુના વહેતી થઈ, હૂતાં તેમ દેવાયાં દ્વાર રે—કે૦ ૧૮

વલણ

દ્વાર ભિડાયાં હુતાં તેમ જ, કન્યા આપી કર મહાંય રે;
પ્રેમાનંદ પ્રભુ રામ લીલા થયો તૃતીયો અધ્યાય રે. ૪૦

---

## અધ્યાય ૪થો

### કડવું ૫૭મું—રાગ વેરાડીની ચોપાઈ

રાય વસુદેવ આપી દીકરી, દેવકીના ઓછંગ ઉપર ધરી;
દેવકી કહે ધન્ય મહારા નાથ, પુત્ર મૂકતાં કેમ ચાલ્યા હાથ. ૧
કૃશાગ્ર બુદ્ધિ શું કરું વખાણુ, આપી રત્ન સાટે લાવ્યા પાષાણુ;
વસુદેવ કહે એ બાળકી ધન્ય, પુત્ર ઊગર્યો તે એહેનું પુન્ય. ૨

કંસ પતન કરશે એ તણું, તહારે જાણું છું તમો રોશો ઘણું;
હસ્યાં દેવકીજી સુણી વચંન, કન્યા જોઈ જેમ ગાજે ઘંન. ૩
તવ જાગી ઊઠ્યા રખેવાળ, ભાઈઓ બાઈયે કંઈ પ્રસવ્યું બાળ;
કંસ કને આવ્યા તતકાળ, જાણી વાત જાગ્યો ભૂપાળ. ૪
અષ્ટમો ગર્ભ થયો સત ઉદે, ઘસે હાથ ક્રોધે વાણી વદે;
આરક્ત નેત્ર વપુ ધૂમ્ર વર્ણ, કંપાયમાન ધ્રૂજે કર ચર્ણ. ૫
કરે હોકાર જેમ ઘંન ગડગડે, ડંસે અધર દંત કડકડે;
નગ્ન ખડગ શેષ જિહ્વા જશો, જાણે ચંદ્ર ગ્રહેવા રાહુ ધસ્યો. ૬
હું રિપુને ઝીંકું આ ઘડી, ધાતાં કંસ પડ્યો આખડી;
પ્રજા સર્વ જોવાને મળી, ચાર વર્ણ કારાગૃહે પળી. ૭
આકાશવાણીનો સમો આજ, એ બાળકને શું કરે મહારાજ;
કંસ આવ્યો બંધન બારણે, ઉઘાડ્યા દ્વાર હણવા કારણે. ૮
લાવ વસુદેવ શત્રુ મુજ તણો, એહેને જોવા હું આતુર ઘણો;
વસુદેવ ચાલી સામા ગયા, આજ રાયજી કીધી જોઈયે દયા. ૯
નથી પુત્ર કન્યા અવતરી, તમને શું કરશે દીકરી;
પુરુષનો ભય તમને ભૂપાળ, પુત્રી થઈ નિવર્ત્યો જંજાળ. ૧૦
કંસ કહે સાંભળ વસુદેવ, ગગન વચન માનું અસ્વમેવ;
કાંઈ પુત્રી પુત્રનું કારણ નથી, આઠમો ગર્ભ શત્રુ સરવથી. ૧૧
ભગિનીનું કહ્યું નવ કીધું, કંસે બાળક ઉલાળી દીધું;[1]
વલવલે દેવકી અતિ ઘણું, રાખ ઘર વસતું મુજ તણું. ૧૨
તમો ઘણા દિવસ વિરાજી જીવો, રહેવા દો કુળ દીકરી દીવો;
એ વડે ઘર વસતું થાશે, એ પુન્યે તહારી હત્યા જાશે ૧૩
સપ્ત પુત્રનો શોક હું વીસારું, મુને મા કહે તે ભાઈ પુણ્ય તહારું;
છે છેલ્લે આઠમે એ સંતાન, એ મહારે શત પુત્ર સમાન. ૧૪

૧. ભગિનીનું વચન નવ રહ્યું. કંસે બાળક કરમાં ગ્રહ્યું.

તું વિના દયા કોણ આણેજી, મામો તુને કહેશે ભાણેજી;
તમને ભ્રાંતિ બાળકની પડે, કેમ ઘાત હશે આ કન્યા વડે. ૧૫
મશક કેમ શોષશે સમુદ્ર, કેમ મનુષ્ય જુદ્ધે હારે મહારુદ્ર;
શું આગિયાથી ઝંખાશે ભાણ, શાર્દૂલને કેમ હણશે શ્વાન. ૧૬
મૃગનો ઠેલ્યો મેરુ કેમ પડે, તમને મૃત્યુ કેમ હોય કન્યા વડે;
તમે સ્વર્ગ મૃત્યુ જીત્યું પાતાળ, વશ વરતે છે દશે દિગપાળ. ૧૭
તે પ્રતાપ મહિમા તહારો ગયો, જો મરણભય કન્યાથી થયો;
જેમ તુને વહાલાં તહારા છોકરા, તેમ મુજને તો મહારાં ખરાં. ૧૮
એ મૂક કન્યા પાગે લાગું, બહેન થઈને ભિક્ષા માગું;
વિનય વચન દેવકી કહે, પણ કંસ કાળજનો નિરદે. ૧૯
જેમ ટોહ્યો ફેરવે ભીંડીમાળ, તેમ કંસે ફેરવીયું બાળ;
વસુદેવ ત્રાહે કરી કર ઘસે, મુખે રૂએ પણ મનમાં હસે. ૨૦
કુશળ ક્ષેમ જોઈયે છોકરો, ગોપસુતા આ ઘડીયે મરો;
રાય શિલા ઉપર ઝીંકે જેટલે, કરમાંથી કન્યા છૂટી તેટલે. ૨૧
ઝબક તેજની જ્વાળા થઈ, ભાણેજી અભ્રઘટામાં ગઈ;
ભયભીત કંસાસુર થયો, આશ્ચર્ય પામી ઊભો રહ્યો. ૨૨
વછૂટી મેં દૃઢ નવ ગ્રહી, પંખ વિના કેમ ગગને ગઈ;
મેં મરવું સત્ય ઊગરવું નહીં, આકાશવાણી આજ સાચી થઈ. ૨૩
એ કન્યા ટળી કેમ થઈ વીજળી, મેઘ ઘટામાં ઝળકે મળી;
વારું થયુ જે ગઈ વેગળી, પાસે રહેત તો મરત બળી. ૨૪
શોચના કંસતણી જાણી વિદ્યુતકન્યા બોલી વાણી;
"અહો મૂર્ખ માતુલ મથુરાંપતિ, આવ્યું મરણ ઊગરવું નથી. ૨૫
રખે નિર્ભય રાતા આણતો, હણ્યા સંમ પુત્ર રખે જાણતો;
તું વરસ બારમે નિશ્ચે મરે, કહીં પામે ભાણેજ ઊછરે.[૧] ૨૬

૧. કહીં પામ્યું નામ ભાણેજ ઉછરે.

કાંઈ સાધન કર પામે હરિ ચર્ણ, સર્વથા નહીં મૂકે મર્ણ";
એવું કહી જોગમાયા ગઈ, કંસને મન ચિંતા બહુ થઈ. ૨૭
બેહેન બનેવીની સેવા કરું, તો કદાપિ મરણ થકી ઊગરું;
છોડ્યાં વસુદેવ, દેવકી છોડી, ઊભો કંસરાય કર જોડી. ૨૮
પાહી લિપત દંપતી પીડ્યાં સાધ, તે ક્ષમા કરો મહારો અપરાધ;
સુને ખટ હત્યા બાળકની થઈ, એક ગર્ભ ગળ્યો, એક કન્યા ગઈ. ૨૯
ન રહી પુત્રી, ન રહ્યો પુત્ર, તમારું મેં ભાંગ્યું ઘરસૂત્ર;
જો બાળક શત્રુ થઈને નડે, પણ માતપિતાને ક્રોધ ન ચડે. ૩૦
કાટો મનમા કહાડી નાંખજો, તમે તમારી ભલાઈ રાખજો,
રીઝ્યા વસુદેવ વદે વચન, તહારો વાંક નથી રાજન ૩૧
દારુણ કર્મ ગત જન્મે કર્યાં, તો ક્યાથી જીવે છોકરાં;
ગયું જોબન ને આવી જરા, શું સુખ દે અમને દીકરા. ૩૨
રાય તમો કરશો પ્રતિપાળણા, અમો દંપતી છો આસ્યાં કાળનાં;
બેઠો રમન માડી આદિ પૂર્ણ, શત્રુ મિત્ર જાણે જે હોય મૂર્ખ. ૩૩
કોણ મારે કોણ પામે મર્ણ, અન્ન ને ઊકળે અંતસકર્ણ;
એ સંતાન ઋણસંબંધે થયાં, પહોતો ભાગ ને ઊઠી ગયાં. ૩૪
નથી બાળક કો નથી માબાપ, તો રાય તમને શાનુ પાપ;
વસુદેવે વિવેક કહ્યો નિર્મળો, કંસરાય તવ થયો ગળગળો ૩૫
ભક્તિ કરે રાય વસુદેવ તણી, ઉગ્રસેન શાતા પામ્યા ઘણી;
જાદવ પ્રજાને નવ પીડે, કંસ ઘણું બીહીતો હીંડે ૩૬

વલણ

હીંડે કંસ થઈ ધર્માત્મા તે, કૌતુક મથુરા સહાય રે;
ભટ પ્રેમાનંદ કહે કથા હવે, શું કરે કંસરાય રે. ૩૭

## કડવું ૧૮ મું : રાગ ધનાસરી

અતિ પરાણાં વસુદેવ દેવકી, પાહાંને વન આવ્યાં સેવક સેવકી;
કંસે ન જાય જ્વાળા, સહી શકી, અટક રહી મનમાં વીજળી શું બકી ૧

## ઢાળ

શું બકી ગઈ બાળકી, ચટપટી ચિત્તમાં થઈ રહી;[3]
બાળક સર્વે સંહારીયાં, તોએ હું છૂટો નહીં. ૨
ગુપ્ત સભામાં કંસ બેઠો, સુભટ મિત્ર તેડાવીયા;
વ્યોમ વત્સાસુર વૃષભ કેશી, પ્રલંબ આદે આવીયા. ૩
શકટ ગર્ધવ બક બકી, જવાલક તૃણ અઘાસુર;
શલ્ય દુશલ્ય મહામલ્લ મુષ્ટિક, કૂટ ને ચાણુર. ૪
અતઃપર બીજા ઘણા, કંસે દુષ્ટ સભા કરી;
હવે શુ કરવું ભાઈયો આપણે, કલ્પાત કન્યા ઊચરી. ૫
સ્વલ્પ ભક્ષણ બંધ રક્ષણ, અધક્ષણ બેહેન ધીરી નહી;
નિર્દયપણે બાળક પછાડ્યાં, પણ ચિંતા અમથી નવ રહી. ૬
છો તમે સર્વ સ્નેહી મહારા, કંસ ભેદવચન કહે;
ઉપાય કરી શત્રુ હણો તો, રાજ આપણનું રહે.[4] ૭
છે પ્રપચ સઘળા દેવના, માટે દેવનું દૈવત ટાળીએ;
વેદોક્ત ધર્મ ઉચ્છેદ કરી, ઉન્માર્ગ ધર્મ પ્રતિપાળીએ. ૮
લઘુ બાળક પાસે ગામનાં, જ્યાં દેખો ત્યાંથી હણો;
બાળક સઘળાં નાશ કરતાં, મરશે શત્રુ આપણો. ૯
કર જોડી કેશી કહે, કરું વિનંતી મથુરાપતિ;
બાળક સર્વ પયપાન કરાવે, સમર્થ છે પૂતના સતી. ૧૦
આપણા કુળમાં રત્ન બાઈ, વિવિધ વેશ વપુ ધરે;
રિપુ ઓઘની ઓઘ ટાળે, વિશ્વને વાંઝિયાં કરે. ૧૧
નિજ કીર્તિ શ્રવણે સાંભળી, તવ પૂતના પરસન થઈ;
હાથ જોડી ગર્વ સાથે, કંસને પાગે નમી જઈ. ૧૨
બાહુ જાડા, પાગ પાડા, ચકળ વકળ ડોળા ફેરે;
જીભ કાઢે, બૂમ પાડે, મનુષ્ય માત્ર છળી મરે. ૧૩

૩. ચટપટી મનમાં રહી. ૪ રાજ આપણું સર્વ હેમ રહે.

દીર્ઘ અધર ઉષ્ટ્રતણો, શ્યામ જીહ્વા ચાટતી;
સુકુમાર મનુષનું શું ગજું, દેખી અસુર સભા ફાટતી. ૧૪
ભ્રાત મહારા વિઘ્ન તહારાં, બલા લેઈને હું મરું;
તહારે પુણ્યે એક દિવસમાં, જગતને વાંઝિયાં કરું. ૧૫
ગદગદ કંઠે કંસ બોલ્યો, સગાઈ બાઈ તહારી ખરી;
પ્રાણદાન મુજને તું આપે છે, હું મૃત્યુથકી જીવ્યો ફરી. ૧૬
આજ્ઞા આપી સર્વને, ઉચ્છેદ ધર્મતણો કરો;
છે દેવને આસરો વિષ્ણુનો, આપણે શિવનો આસરો. ૧૭
મહાદેવનું મુને વચન છે જે, દેવથી હારશો નહીં;
ગૌબ્રાહ્મણ સંતને સંતાપો, એમ કંસની આજ્ઞા થઈ. ૧૮

વલણ

આજ્ઞા થઈ અસુરને, હવો ચતુર્થમો અધ્યાય રે;
ભટ પ્રેમાનંદ કહે કથા, શું થયું ગોકુળ મહાંય રે. ૧૯

---

## અધ્યાય ૫ મો

### કડવું ૧૯મું : રાગ : પંચમ રામગ્રી

ગર્ભજોગી એમ ઓચરે,[1] નરપતિ સાંભળો રે;
શ્રીગોકુળની માંહી, ઉદે થયો સામળો રે. ૧
નથી જાણતી નંદની નાર, પુત્ર પ્રસવ થયો રે;
જે મથુરાનો મહારાજ, કન્યા લઈ ગયો રે. ૨
ફરી ભિડાયાં કપાટ, કો જાગે નહીં રે;
શ્રીગોકુળની માંહી, કુસુમવૃષ્ટિ થઈ રે. ૩
પાછલી પહોર એક રાત્ર, નક્ષત્ર રોહિણી રે;
પુત્ર જશોદાની સેજ, ત્રિભોવનધણી રે. ૪

---

૧. શુક જોગી એમ ઓચરે

પ્રાણેશ્વર પરમેશ્વર પરબ્રહ્મ, નામ વિશ્વંભર કહાવે રે,
ભક્ત અનંદાતા જીવનો જીવન, જસોદાપયોધર ધાવે રે-જ૦ ૨
આ ત્રૈલોક્ય ત્રિગુણ દોરીયે બાંધ્યું, ઉત્પત્તિ લય હરિને હાથે રે,
તે અમધ અવગતિ જસોદાજીયે, બાંધ્યો ઊખલ સાથે રે-જ૦ ૩
છે ચૌદ લોક એહેના મુખમાહે, પ્રભુ મૃત્તિકા ખાએ રે,
કહે પ્રેમાનંદ જસોમતીનું, સુકૃત કહ્યું નવ જાએ રે-જ૦ ૪

## કથા ચાલતી રાગ અસાવરી

શુક કહે સાભળ ભૂપતિ, થયો ગોકુળમા આનંદ,
કંસની પ્રેરી પૂતના કરે, બાળક બહુ નિકંદ ૫
પૂતનાએ સાભળ્યુ જે, નંદને થયે બાળ,
પણ ગોકુળમા જઈ નવ શકે, રક્ષા કરે ગોવાળ ૬
બકી આવી કંસ પાસે, સાભળ વાત ભૂપાળ,
ભ્રાત તમારા પુણ્યથી, મે સાતસે માર્યાં બાળ ૭
અપુત્રવાન પ્રજા થઈ, મે શીઘ્રે સાધ્યુ કામ,
ચારે પાસા ફરી વળી, એક રહ્યુ ગોકુળ ગામ ૮
નંદને ઘેર કુંવર આવ્યો, દૂધે ત્રુઠ્યા મેહ,
શકે શત્રુ આપણો હશે, પડે મન સંદેહ ૯
ઊત્તર વય અર્ભક હતુ તે, સાચવે બહુ પેર,
તમો અહા તેડાવો ગોપને, હું જાઉં નંદને ઘેર, ૧૦
ન ભેદે પરપંચ માડશે, પુરુષ પ્રજ્ઞાવાન,
સ્રીજન માયામા પડે, જઈ કરાવુ પયપાન ૧૧
વચન સાભળી બેહેનના, આવ્યો વીરને વિશ્વાસ
જાઓ તેડી આવો ગોપને, તહા મોકલ્યા બહુ દાન ૧૨
સમજાવી કહેજો નંદને, તેડે છે રાજાજીય,
કર લાવો શ્રાવણ તણો, ગોરસ ગવરીના ઘીય ૧૩

શીઘ્રે સેવક આવીયા, નંદજીને દ્વાર;
ગવરીનાં ઘૃત ભૂપ માગે, નીસરો સર્વ બહાર. ૧૪
નંદજીયે સર્વ ગોપ તેડ્યા, તત્પર કીધા કર;
શીખ દીધી જસોદાને, સાચવજો કુંવર. ૧૫
અમો જાશું મથુરામાં, થાશે સાયંકાળ;
પલમાત્ર રખે અળગો કરીશ, છે પ્રાણજીવન બાળ. ૧૬
જસોદા કહે નંદજીને, શીઘ્ર, આવજો સ્વામ;
રખે થાકા થઈને નાથ મહારા, રહો મથુરા ગામ. ૧૭
ગોપ સરવે તત્પર થયા, શીકાં ભરાવ્યાં સ્કંધ;
જુગમ સાંઢ શકટે જોડ્યા, બેસી ચાલ્યા નંદ. ૧૮
શીઘ્રે ઘૃતગાડાં ભર્યાં, દધિ દૂધ માખણ પાત્ર;
કર લઈ મથુરામાં આવ્યા, ગોપ પ્રાણી માત્ર. ૧૯
પૂતના ગઈ ગોકુળે, વસુદેવે જાણી વાત;
દંપતી દુખીયાં થયાં તે, કરે આંસુપાત. ૨૦
રાજસભામાં નંદ આવ્યા, કંસે દીધું માન;
ભેટ મૂકી પાયે લાગા, પછી બોલીયા રાજન. ૨૧
ન ઘટે તમને નંદજી, મુને રીસ અંતર આવી;
અમે સાંભળ્યું જે પુત્ર આવ્યો, વધામણી નવ કહાવી. ૨૨
વારુ કીધુ વિધાતાએ, ઘણું અમો પામ્યા પ્રેમ;
મનસા વાચા નંદજી તહારો, પુત્ર રહેજો ક્ષેમ. ૨૩
પુત્ર આવે પિતા હરખે, આશ્ચર્ય એમાં શાનું;
પણ અમો પરમ પ્રસંન હવા, પ્રાણ કરીને માનું. ૨૪
જસોદા સુખણી થઈ, સંસારનો ભય ભાગો;
ઘરેણું આંગલાં ટોપી, લઈ જાઓ સુતને વાગો. ૨૫

અંન અપાવ્યું ગોપને, છે કૃપા રાયની મ્હોટી;
કંસ વિચારે જમાડીને, કરું જેમ તેમ ખોટી. ૨૬
નંદ વળતું બોલીયા, સદા તમો આપો અંન;
હું રંકને બાળક હવો તે, રાયજીનું પુણ્ય. ૨૭
તમો રાજા તમો સ્વામી, તમો અમારા દેવ;
ઉધરશે જો બાળકો તો, કરશે તમારી સેવ.

વલણ

સેવક તમારા છીં અમો, નંદજી લાગા પાય રે;
જાણ્યુ પૂતનાએ કામ કીધું હશે, કંસે આપી વિદાય રે ૨૯

## કડવું ૨૧મું: રાગ મારુ

કંસે આપી વિદાય, કારજ સીધું છે;
મનમાં ફૂલે મૂઢ, કપટ કીધું છે. ૧
નંદનો નંદન બ્રહ્મ, પ્રાક્રમ જૂવાં છે;
એમ ન જાણે કંસ, ભગિની મૂઆં છે. ૨
પધાર્યા નંદરાય, મનમાં હરખે છે;
મળવાને વસુદેવ, મારગ નિરખે છે. ૩
તપી રહ્યું છે તન; ચિત્તમાં ચિંતા છે;
મળવાને આવ્યા નંદ, ઘણા ભાગ્યવંતા છે. ૪
ધાઈ લેટ્યા બેહુ વૃદ્ધ, હૃદે ઉધરકે છે;
વાંસે વહી જળધાર, આંસુ વરસે છે. ૫
મળી બેઠા બેહુ મિત્ર, નંદજી ભાખે છે;
પાપીયે છોડ્યાં નરનાર, શી દૃષ્ટિ રાખે છે.[1] ૬
તમો દુઃખ વેઠ્યું અપાર, શ્યાલક પાપી છે;
છ બાળક કીધાં નાશ, વેદના વ્યાપી છે. ૭

[1] કૃપા દૃષ્ટિ રાખે છે.

કર્મતણા જે ભોગ, પ્રાણી વેઠે છે;
કો કરે કોટિ ઉપાય, ભાગ્યથી હેઠે છે. ૮
પણ રોહિણીનો જે બાળ, વપુએ વારુ છે;
શાતા કરો વસુદેવ, અંશ તમારો છે. ૯
રોહિણીનું ન ધરશો દુઃખ, મ્હારી ભગિની છે;
કંસને શું કરીએ રંક, અંતર અગની છે. ૧૦
એને પૂછશે પરિગ્રહ, જે તમને પીડે છે;
કેમ સાંખશે જગદીશ, જે માઠું હીંડે છે. ૧૧
પછે હસી બોલ્યા વસુદેવ, મોદ ઉપજાવ્યો છે;
છેલ્લે આશ્રમે નંદ, પુત્ર ભલે આવ્યો છે. ૧૨
થયો ખટ દિવસનો તંન, વાત અમો જાણી છે;
ધન્ય જસોદા નાર, ભાગ્ય ધણિયાણી છે. ૧૩
નંદ તમને આવ્યો તંન, અમને શાતા છે;
જાણ્યું અમો પામ્યાં પુત્ર, શાપી વિધાતા છે. ૧૪
પણ શીઘ્ર પધારો ઘેર, કાંઈ એક કૂડું છે;
તમો છો ભાગ્યવાન, સદાએ રૂડું છે. ૧૫
કંઈ સાંભળી કપટની વાત, હૃદયા ચોંકે છે;
થયું ગોકુળમાં ઉત્પાત, મુજને ભાસે છે. ૧૬
જઈ પુત્રનો લીયો તપાસ, ભોળી નારી છે;
તહાં જઈને પામો શ્વાસ, ઇચ્છા મ્હારી છે. ૧૭
દીસે સૂરજ શોણિતવર્ણ, વાયુ તો દારુણ છે;
ભયાનક જમુનાનીર, કાંઈ એક કારણ છે. ૧૮
નંદ થયા ભયભીત, મસ્તક ડોલે છે;
પરમારથ સરખી વાત, દેવકી બોલે છે. ૧૯

પુત્રથી વહાલી વસ્ત, બીજી કાંઈ છે;
જસોદાને કહેજો પ્રણામ, મહારું સાંઈ છે. ૨૦
મહારી વતી દેજો શીખ, જસોદાજી ભોળાં છે;
કંસના મોકલ્યા દૈત્ય, ટોળે ટોળાં છે. ૨૧
રખે ધીરતાં માત, લોકડાં પાપી છે;
સાચવજો પુત્ર થાપણ, પ્રભુએ આપી છે. ૨૨
સંદેશો કહેજો નંદ, નાર જસોમતી;
રમાડવા જેવો છે તંન, બોલાવજો મારી વતી. ૨૩
જમશો મા ખાટી વસ્ત, પુત્રને ભારે છે;
વસુદેવ કહે સાધવી નાર, પરમારથ વારે છે. ૨૪

વલણ

વારે વિવિધ પેરે દેવકી, જેમ પુત્રને સુખ થાય રે;
નંદજી ગોકુળ પરવર્યા, થયો પંચમો અધ્યાય રે. ૨૫

---

## અધ્યાય છઠ્ઠો

### કડવું ૨૨મું : રાગ રામગ્રી

સાંભળ રાજા શુકજી ભાખે જી, ચરિત્ર પ્રભુનાં હૃદય રાખે જી;
હવે પૂતના તણું કહું વૃત્તાંત જી, તે ગોકુળ ચાલી પામવા અંત જી.૧

ઢાળ

કેમ જાતી હવી પૂતના, ધરી માયારૂપ;
બાળક જાણી પરવરી, નવ લહ્યા ત્રિભુવનભૂપ. ૨
અભિલાખ અંતર અતિ ઘણો, આણું અર્ભકઅંત;
કારજ સીઝે ભ્રાત રીઝે, લીજે જસ અત્યંત. ૩

કેમ જીવે બાળ ગોવાળનો હું, કાળ આણું આજ;
કરી પણ હું નીસરી તો, હરિ રાખશે મારી લાજ.[1] ૪
શણગાર સાજે રૂપ રાજે, ગાજે ઘૂઘર પાય;
ઠમક અણવટ ઝમક ઝાંઝર, ચમક પહાની થાય. ૫
નખ જ્યોતિ શું ખદ્યોતની, વાજે વિછુવાનો છંદ;
પગલાં ભરે કુમકુમ ઝરે, કરે કોટિક ફંદ. ૬
કામની ગજગામની, ભામની કરતી ભાવ;
રૂપનિધિમાં વિધિ બૂડે, નહીં નિસરવા નાવ. ૭
કટિ પાતળી કટિમેખળા છે, ઝીણી ઘૂઘરમાળ;
ચીર ચરણાં ચમક વરણાં, ચોળી લખીયા મરાળ. ૮
કંકણ ખળકે ચૂડી ચળકે, થાય ગોફણાનું ગાન;
કદળીપત્ર વાંસો વિરાજે છે, પેટ પોયણપાન. ૯
ભર્યો પરિમળ નાભિ નિર્મળ, શેમાવાળી પંકજતંત;
મુક્તામાળ હીંચે દુગદુગી, ઊઠે છબી શોભાવંત. ૧૦
શું કુચ કળશ બે કનકના, છે સુધાએ સંપૂર્ણ;
કેસરબોળી ઝીણી ચોળી, દીસે ગોરું વર્ણ. ૧૧
કરઆંગળી મગની ફળી, નિર્મળ મુદ્રિકા નંગ;
બાજુબંધ લટકે ઓઢણી ફટકે, જોબન રંગ તરંગ. ૧૨
કંબુ જેવી ગ્રીવા શોભા, કંઠ કોકિલા નાદ;
વેસળ વાળી અધર પરવાળી, બોલતી મધુરે સાદ. ૧૩
છે ગૌર ગાલે બાળ મધુકર, જેમ પોતે રચ્યો વિધિરાય;
જુગ્મ ત્રોટી મૂલે મોટી, શ્રાવણની શોભાય. ૧૪
નયણાં ચંચળ સાર્યું કાજળ, ખંજન અથવા મીન;
અરચા ચરચી કેસરતણી, ચાંદલે ચોખા લીન ૧૫

1. પોણ કરી હું નાસરી તો, હરિ રાખે મારી લાજ.

છે અમૃત મ્હારા સ્તનમાં રે, તે કરાવું પયપાન;
થાય અમર બાળકાનું, વપુ વજ્ર સમાન-જસોદા૦ ૪
વ્યાધિ એક વ્યાપે નહીં રે, સદા રહે જોબન;
નંદજીએ હું મોકલી, ધવરાવો મ્હારો તંન[૨]-જસોદા૦ ૫
આવો બાળક બાપુવાં રે, કરો અમૃત આહાર;
જીવન જસોદા બ્હેનના, હું માસીનો આધાર[૩]-જસોદા૦ ૬
હળવે લીધા ઊંચલી રે, જેમ રજ્જુ વિરાંસે સાપ;
ભાણેજો તરસ્યો પ્રાણનો રે, માસીનું મળીયું પાપ-જસોદા૦ ૭
જોઈ રહ્યાં જસોમતી રે, કરે પૂતના પાખંડ;
આખ નચાવે મીઠું બોલે, ફેરવે ભુજદંડ-જસોદા૦ ૮
આળસ મોડે બાળકો રે, અધપડિયાળી આંખ;
સાડીનો પાલવ કરે ધરી, માસી ઉઘાડે માખ-જસોદા૦ ૯
છે કઠિણ માસી પુતના તેમ, ભાણેજો છે ધીટ;
મુખ વિકાસી મૂકીયા, વિખભર્યાં કુચનાં દીટ-જસોદા૦ ૧૦
હૃદે ઉપર કર ધર્યો રે એક, વાંસા પર બીજો હાથ;
મારી લીધાં બાથમાં વિધે, ધાવે ગોકુળનાથ-જસોદા૦ ૧૧
તીવ્ર અગ્ર નખના કરી રે, વીંધ્યુ માસીશરીર;
વિખદૂધ પીધું એક ઘૂંટડે, બીજે શોષ્યુ રુધિર.-જસોદા૦ ૧૨
પેટમાં મારે પાટુઆ રે, હૈયામાં મારે શીષ;
આકર્ષ્યો પ્રાણ પરમેશ્વરે તવ, માસીયે પાડી ચીસ-જસોદા૦ ૧૩
મૂકો ભાણેજા ભૂધરા રે, તુ ઓળખ્યો સુંદરશ્યામ,
જાવા દે મને જીવતી, નહીં આવું ગોકુળગામ-જસોદા૦ ૧૪

ચોપાઈ

જસોદા પુત્રને વારો પીએ છે પ્રાણ તે મ્હારો;
હું છોં કંસની દૂતી, આવડું નજાણતી હૂતી. ૧૫

---

૨. ધવરાવવા, તારો તંન, ૩ હું માસી પ્રાણાધાર

ગોપી કોઈ ધાઈને આવો, મુને મૃત્યુથી વહેલી મુકાવો;
વ્રજ મેં વાંઝણી સૌ કીધી, સાતસેં બાળહત્યા લીધી. ૧૬
હું તો આવી હૂતી અજાણી, આવડી વાત નહોતી જાણી;
કે મહારું પાપ શું જાગ્યું, મુકાવો તમ પાએ લાગું. ૧૭

ઢાળ

વિસ્મે થઈ વ્રજસુંદરી રે, એ મિથ્યા રંડા રોય;
તાળી દઈ ગોપી હસે, આ તો જોવા સરખું હોય–જસોદા૦ ૧૮
પીળક આવી અંગને રે,[૪] બોલાય બોખડું વેણ;
કીકીની કાળપ ગઈ, ધોળા ફાટ રહ્યાં નેણ–જસોદા૦ ૧૯
છ દહાડાનો છોકરો, મહારે કરમે વાળ્યો દાટ;
હૈયું સૂણ્યુ હીકા આવે, પડ્યાં માસી ચત્તાં પાટ–જ૦ ૨૦
માસીને હીકા આવે, ઉપર ભાણેજો ધાવે-ટેક.
મૂળ રૂપ ધરીયું માયા તજી, વાધી જોજન હલોડ;
જેમ પર્વત ઉપર પોપટો, તેમ વિરાજે રણછોડ–માસી૦ ૨૧
બહુ વૃક્ષ ગોપનાં છાપરાં રે, પડતાં ચૂરણ થાય;
કૃપા શ્રીભગવાનની, રહ્યાં કુશળ ગોપી ને ગાય–માસી૦ ૨૨
છે નખે બહુ બિહામણી રે,[૫] ભૂંડું રંડાનું રૂપ;
સૂકી વાવ જેવી બે આંખડી રે, નાસિકા મોટો કૂપ–માસી૦ ૨૩
જિહ્વા જાણે સર્પણી રે, મુખ ગુફાનું દ્વાર;
કુચ શિખર ગિરિતણાં, રમે ઉપર નંદકુમાર–માસી૦ ૨૪
સેવાળ સમુદ્ર શિલાતણા તેમ, છૂટા મસ્તક કેશ;
છિદ્ર બિહામણાં, માંહે ગજ કરે પ્રવેશ–માસી૦ ૨૫

૪. પૂતના અંગે પીળક આવી. ૫. છે બળી બહુ બિહામણી રે

વલણ

પ્રાણ ગયા પૂતનાતણા, વિલપે જસોદા માત રે;[૬]
ભટ પ્રેમાનંદ કહે કથા એ, લીલા વૈકુંઠનાથ રે.[૭] ૨૬

## કડવું ૨૪મું : રાગ બગવેરાડી

કલપે વિલપે નંદની નારી, ફરી ફરી તેહને જોય;
ગોકુળમાં સર્વ સ્રીજન દીસે, પુરુષ નથી ઘેર કોય. ૧
સ્વામીને શો ઉત્તર દેવાશે, સોંપી ગયા મુને બાળ;
કંઠપાશ કરીને પિંડ પાડું, આણું મહારો કાળ. ૨
ઉન્મત્ત જોબનની મદમાતી, પ્રેમ ભરી ગોવાળી;
તત્પર થઈ પૂતના પર ચડવા, કટિ કછી કાછડો વાળી. ૩
નિસરણી માંડી ચહડી બાળા, પગ ધરતા પડે પડછંદ;
કુચઅગ્ર વદનમાં ક્રીડા કરે, ધાવે છે બાળમુકુંદ. ૪
બળાત્કારે બાળક લીધો, કુશળ કુશળ એમ કહેતી;
ઉતારી અંબાને અરપ્યો, માના વારણાં લેતી. ૫
અંગન્યાસ કરે સર્વ ગોપી, રખે બાળક બીહીતો;
જસોદા ભાગ્યની ઘણિયાણી, ફરી જનમ બાળને પીતો. ૬
રાખો ઓરડામાં ઉષ્મા થાશે, આંગણ વાયુ ટહાડો;
જસોદાને શીખવે કો ડાહી, રખે સ્હોડમાંથી કહાડો. ૭
વિવિધ પ્રકારે રક્ષા કીધી, બીહીનો જાણી;
મસ્તક ઢાંકી માત જસોદા, નાખે ઉતારી પાણી. ૮
ગ્રામની દેવ્યા વનની દેવ્યા, કુળ દેવ્યા જે અમારી;
બાળકની તમો રક્ષા કરજો, જાચે નંદની નારી. ૯

૬ વિલપે નંદની રાણી રે ૭. એ લીલ. ગોકુળે માણી રે.

પડી પૂતના પર્વત પ્રાયે, જોવા મળ્યાં સ્ત્રીનાં વૃંદ;
એહેવે સમે મથુરાપુરથકી, પધારિયા શ્રી નંદ. ૧૦
અચાનક ભયાનક દીઠું, આ શું વરત્યું ઉત્પાત;
ગોપ પ્રત્યે નંદ કહે ભાઈ, મળી વસુદેવની વાત. ૧૧
એ કંસાસુરનું કપટ ખરું, જઈ નંદે પૂતના જોઈ;
ગોપરાયનું દર્શણ દેખી, ગોપવધૂ સર્વ રોઈ. ૧૨
પુરુષ વિના પલ રખે જાએ, માણસમાં નહીં નારી;
અબળા લક્ષ મળી તો કિવા, ન શકીએ વિઘ્ન નિવારી. ૧૩
નંદ ઓછંગ મૂક્યા મધુસૂદન, ચુંબન કરી પૂછે પિતા;
ત્રણ પહોરમાં કુંવર મહારા, કોણ કોણ ઓરિયા વીતા. ૧૪
હૃદયા ચાંપી મસ્તક સૂંઘ્યું, તેડ્યા બહુ ઋષિરાય;
આશીર્વાદ અભિષેક કરાવી, આપી સવચ્છી ગાય. ૧૫
બીજાં દાન કીધાં નાનાવિધનાં હોય કુંવરને કલ્યાણ;
ગોપ કહે શી વલે શબની, ગંધે જાશે પ્રાણ ૧૬
નંદ કહે ઉચલાય નહી, છે અતુળ અંગનો ભાર;
સંધે સંધથી કરો કટકા, લો કરવત ને કહુવાડ. ૧૭
મદોન્મત્ત આહીર બળિયા, કાપી કટકા કીધી;
ખડકી કાષ્ઠ હુતાશન મૂકયો, ચોદશ ફૂંકી દીધી. ૧૮
પૂતનાનો પિંડ પરજળે, છૂટ્યો દોર કસ્તુરી;
અગર તગર ચંદન મળિયાગર, પરિમલ વાસ મધુરી. ૧૯
વાસ્યું વન ફરતું દશ જોજન, આવ્યું એક વિમાન;
પૂતના થઈ દેવકન્યા તે, કૃપા શ્રી ભગવાન. ૨૦
સંદેહ પામી પરિક્ષત પૂછે, કૃપા કરો શુક સ્વામી;
દુષ્ટ નારી બાળહત્યારી, પરમ ગતિ કેમ પામી. ૨૧

આનુભાવ કહે મહીપતિને, એ વિષ્ણુચરણુ મહિમાય;
જે અંતકાળે કૃષ્ણ કહે તે, જમપુરી નવ જાય. ૨૨
સાક્ષાત બ્રહ્મ હ્રદે પર રમીયા, એ ભાએગ શુ નહાનું;
વૈકુંઠનાથથી વૈકુંઠ પામે, તેહમાં અચરજ શાનું. ૨૩
ભાવે કભાવે સ્તુતિ નિંદાએ, જે પરમેશ્વરને ધાશે;[૮]
વેદવાયક કહે શુક જોગી, નિશ્ચે વૈકુંઠ જાશે. ૨૪

વલણ

જાશે વૈકુંઠ સર્વથા, સાંભળ પરિક્ષિત રાય રે;
પૂતનામોક્ષ પાવન કથા, થયો ષષ્ઠમો અધ્યાય રે. ૨૫

---

## અધ્યાય ૭મો

### કડવુ ૨૫મું: રાગ દેશાખની ચોપાઈ

શુક કહે સુણ પરિક્ષિત રાય, એ પાવન પૂતનામોક્ષ અધ્યાય;
બાળહત્યાદિક પાતિક ટળે, જો સ્નેહ ધરી કથા સાંભળે. ૧
તો પરમ પદની પ્રાપ્તિ થાય, એ પ્રીત રહે કથારસ મહાંય;
નામસ્મરણથી જાય વ્યથા, હવે સપ્તમા અધ્યાયની કથા. ૨
કંસ રાયને પહોતી વાત, જે ગોકુળમાં વરત્યુ ઉત્પાત;
સમાચારરૂપી વાગ્યું તીવ્ર બાણુ, જે પૂતનાના શોષ્યા પ્રાણુ. ૩
એહેન મોઈ બાળક ઊગર્યો, શકે એ મહારો શત્રુ ખરો;
ગાંઠ હૃદયમાં બંધન થઈ, પણુ કંસે ચરચા કીધી નહીં. ૪
શકટ વચ્છ ને તૃણાવંત, બગ અઘ તેડી કહ્યું એકાંત;[૧]
તમો છાના ગોકુળ પૂઠે ફરો, જીતવો નંદતણો દીકરો.[૨] ૫

---

૮. જે પરમેશ્વરને ગાશે  ૧. બગ અઘ તેડી કહ્યું ત્યા વર્ત
૨. તમો છાના ગોકુળ મધ્યે પરવરો, જઈ જીતો નંદનો દીકરો.

ગુપ્ત રહીને કરજો કામ, ન થાય પ્રગટ જેમ મ્હારું નામ;
જાણે નંદ તો ઊજડે દેશ, એ છાનો આપું ઉપદેશ. ૬
ભેદ સાંભળી ચાલ્યા ભૂર, પ્રથંમ આવ્યો શકટાસુર;
એ કંસરાયનું હારદ કહ્યું, હવે શ્રી ગોકુળમાં શું થયું. ૭
પ્રજાળી પૂતનાનો દેહ, પછે નંદ ગોપ પધાર્યા ગેહ;
માહોમાંહે વાત કરે ગોવાળ, દેવરૂપ કો નંદનો બાળ. ૮
રંડા મોઈ પોતે ઊગર્યો, કારણરૂપ નંદનો દીકરો;
ગોપીને ઘણું વહાલા હાર, નંદ ગૃહે આવે ફરી ફરી. ૯
શુકજી કહે સાંભળ રાજંન, આવ્યો જન્મનક્ષત્રનો દન;
નક્ષત્ર ફરી આવ્યુ રોહિણી, ઉત્કંઠા જસોદાને ઘણી ૧૦
સ્વામીની કીધી વિનતિ, માસિક કર્મ કરો કહે સતી;
નંદે પધરાવ્યા ઋષિરાય, અભિષેક કરી કીધી રક્ષાય. ૧૧
ગ્રહ ચંદ્રની પૂજા કરી, અપાવ્યું દાન હાથે શ્રીહરિ;
જસોદાજીને સોંપ્યો બાળ, ગાય ગોપી ગીત રસાળ. ૧૨
શ્રી જસોદાજી વદ્યાં વચંન, આજ ઝોળીયે પહોરાડું તંન;
માસ દિવસે કીધો સંસ્કાર, સૌભાગ્યવંતી ઊભી રહી ચાર. ૧૩
પચરંગ પટની ઝોળી કરી, ઊભી અબળા છેડા ધરી;
ચંદન કેસર કુમકુમ ઘણાં, પીળ્યાં કપાળ ગોપિકાતણાં. ૧૪
મળ્યાં બહુ નહાનાં છોકરાં, જસોદાજી વહેંચે કોપરાં;
મીઠાં સુખ મહિયારી કરે, ઘણું જીવો કહાન અબળા ઊચરે. ૧૫
જસોદાજીએ ઊંચકી કરી, ઝોળીમાં પહોરાવ્યા હરિ;
જયજયકાર કરે સુંદરી, સુખચંદ્રબિંબ જુએ ફરી ફરી. ૧૬
છે ચૌદ લોક જેહેનાં મુખમહાંય, તે ઝોળીમાં સૂતા હરિરાય;
મુખ જોઈ જસોદા વારણે જાય, હિંડોળે ગોપી હાલરું ગાય. ૧૭

## ઝૂલણા

ઝોળીયે ઝૂલો કહાન ગોવાળા, વ્રજની બાળા ગાય—
હાલો હાલકું નંદલાલા. ૧૮
તમે ઠમકે ચાલો નંદજીને બારણે, વારણે જાય માતા
જસોમતી—હાલો૦ ૧૯
માબાપે દીઠાં મોહન મુખડાં, કે દુખડાં ગયાં સુખ પામિયાં
હાલો૦ ૨૦
ગયાં કર્મ અંધારાં પ્રગટ્યો દીવો ઘણું જીવો જીવન
હમારડા રે—હાલો૦ ૨૧
ઉત્તરવય બંધાણાં પારણાં ઘરમાં, કાંઈ બારણાં ઉઘાડાં
નંદરાયનાં રે—હાલો૦ ૨૨
છ દહાડાના છોકરે તે પૂતના રે શોષી, તહારા દ્વેષી દુરિજન
જાજો મરી રે—હાલો૦ ૨૩
મહોટા થઈને ચારો વન ગાવડી રે, માવડી જસોદાજી જાશે
ભામણે રે—હાલો૦ ૨૪
આણે મુખે વજાડો વાંસળી રે વહાલા, કાંઈ વહેલા ગૌ ચારી
ઘેર આવજો રે—હાલો૦ ૨૫
અમો ગોપી તમારી દાસી રે દેવા, કાંઈ લેવા ઇચ્છું રજ
ચરણુની રે—હાલો૦ ૨૬
અંત્રિક્ષ રહી સર્વ દેવતા બોલે, નહીં કો તોલે ગોપી સમું રે
—હાલો૦ ૨૭
સંસાર હિંડોળે બાંધ્યો રે બ્રહ્મે, કાંઈ કર્મે હીંચે કોટિ
જીવડા રે—હાલો૦ ૨૮
શંકર બ્રહ્મા જોગી રે ઝૂલ્યા, ભૂલ્યા ભ્રમે મહોટા મુનિ રે—હા૦ ૨૯
આવાગમન હિંડોળે રે હીંચે, ન પ્રીછે પ્રાણી માયા મળ્યા
રે—હાલો૦ ૩૦

જગત ઝુલાવ્યું સોંપી કર્મને, તે બ્રહ્મને ઝુલાવે વ્રજસુંદરી
રે—હાલો૦ ૩૧
કુસુમવૃષ્ટિ કરે છે દેવતા રે પ્રીતે, આમ રીતે હીંચોળી હરિ
ઉતારિયા રે—હાલો૦ ૩૨
એ સુણશે પ્રીતે વા ઝુલણાં રે ગાશે, તે મુકાશે ગ્રાહ
સંસારથી રે—હાલો૦ ૩૩
કહે પ્રેમાનંદ વિપ્ર હું કાંઈ ન જાણું, વિખાણું ગુણ
ગોવિંદના રે—હાલો૦ ૩૪

વલણ

ગોવિંદના ગુણ જેમ જેમ કહું, નવ લહું ડહાપણ જ્ઞાન રે;
હરિનામ દ્વે અક્ષર વડે મળે, કોટિ ગંગાસ્નાન રે. ૩૫

---

## કડવું ૨૬મું: રાગ દેશાખની ચોપાઈની ચાલ

એણી રીતે ગયાં હાલરું, ઝોળીએ સૂતા સચરાચરું;
વિવિધ લીલા કેશવ કરે, પવિત્ર કથા શુકજી ઊચરે. ૧
અભિમન્યુતન સાંભળજે કથા, શ્રવણભક્તિ ટાળે જન્મવ્યથા;
અસુર આવ્યો શકટાસુર નામ, માયા કરીને વ્રજપુર ગામ. ૨
કપટી શકટ રૂપે થયો, શકટ મળતો આવી રહ્યો;
છૂટાં બહુ ગાડાં નંદદ્વાર, શકટ સ્થિર થયો શકટ મુઝાર. ૩
નવ જાણે ગોપી ગોવાળ, નંદપુત્રે જાણ્યું તત્કાળ;
એ આવ્યો મુને જીતવા કારણે, શકટ રૂપ બેઠો બારણે. ૪
ઘેર આવ્યાને આદર કીજીયે, પરમ પદ એહને દીજીયે;
સુરભિ દુહે શ્રી જસોમતી, મંદિરમાંથી રોયા શ્રીપતિ. ૫
મૂકયું કારજ સાદ સાંભળી, કાં રોયા આતા કહી ઘરમાં પળી;
નાખ્યું પાત્ર દૂધ ગયું ઢળી, કો ન શકે પ્રેમ માતાનો કળી. ૬

પારણેથી લીધા ભગવાન, માતા કરાવે છે પયપાન;
સ્તનઅગ્ર મુખમાં નવ ગ્રહે, બાળક કેમે ન રોતો રહે. ૭
ખખડાવે કડાં દ્વાર સાંકળી, વજાડે ઘૂઘરો મા થઈ આકળી;
સુંઘાડે પુષ્પ દેખાડે ગાય, તેમ તેમ બાળક બમણો થાય.[૩] ૮
જસોદાને મન સંદેહ પડ્યો, શેં આવડું બાળક આડે ચડ્યો;
કરડ્યો જંતુએ આકળો કીધો, ન રહે હીંચોળ્યો ખોળે લીધો. ૯
પૂછે જસોદા મુખસું મુખ ધરી, તહારાં દુખડાં લઈ જાઉં મરી;
ન રહે બાળક દોહવી ગાય, વન મુકવાની વેળા જાય. ૧૦
બાળક ટોળે મળ્યાં દસવીસ, તે વારે રોતા રહ્યા જુગદીશ;
માતા કહે બાળકને બાળકમાં ગમે, નહાનાં છોકરાં પાસે રમે. ૧૧
ઝોળી એક બાંધી આંગણે, ગાયને ચરવા જાવું ઘણે;
સાડી એક લાવી કિકરી, શકટની ઊંધે બંધન કરી. ૧૨
ઝોળીમાં સુવાડ્યા શ્રી ગોપાળ, પ્રભુજી રોતા રહ્યા તતકાળ;
બીજાં બાળકને કહે તાળી પાડો, હુલરાવો હલ્યાને રમાડો. ૧૩
બાળક ઝોળી વીંટી રહ્યાં, અંબા ગૌશાળામાં ગયાં;
શકટાસુર થયો અતિ પ્રસંન, હું કાળને માએ સોંપ્યો તંન. ૧૪
અલ્પ આયુષ્ય દીસે છે બાળ, છે દીર્ઘ આયુષ્ય કંસ ભૂપાળ;
સ્થૂળ રૂપ કરી ગડગડું, બાળક ઉપર ભાંગી પડું[૪] ૧૫
શકટ હણવા તત્પર હુઓ, છે હરિના મનમાં વિચાર જ જુઓ;
કાલાં કાલાં વચન બાળક ભાખે, મરકલાય પ્રભુ પાટુ નાખે. ૧૬
ધાવે અંગુઠો ખડખડ હસે, શકટ જોઈ અધર હરિ ડસે;
ક્રોધ રૂપ થયા અશરણશર્ણ, વૃદ્ધિ પમાડ્યો ડાબો ચર્ણ. ૧૭
બળ સાથે પગ ઉપાડ્યો તદા, શું મુગદળ પરિઘ ભોગળ શું ગદા;
કિવા વજ્ર કુંજરના દંત, સકોમળ પદમાં બળ અત્યંત. ૧૮

---

૩. તેમ તેમ બમણો રોતો જાય. ૪. બાળક ઉપર ચાંપી ભાંગી પાડું.

ન આવે બળ પ્રાક્રમનો માપ, જેમ ગજ ઉપર નાંખે કેસરી થાપ;
ન જાય ચરિત્ર પ્રભુનાં કળ્યાં, દેખી સ્વરૂપ છોકરાં છળ્યાં. ૧૯
અતુળ બળસું નાખ્યો પાગ, કડકડયું શકટ થયા શત ભાગ;
પ્રહાર પૂરણ ચૂરણ ગાત્ર, ભય પામ્યાં ગાય ગોવાળ માત્ર. ૨૦
મ્હોટો સાદ કરી પડિયો ધર્ણ, એક પાટુએ પામ્યો મર્ણ;
વિસ્મે થઈ વૃજની સુંદરી, માતાએ હૃદયા ચાંપ્યા હરિ. ૨૧
બીજાં બાળકને જસોદા કહે. એ અન્યા સર્વ તમારો છે;
તમો શકટ ભાજ્યુ સરવે મળી, ખીજી જસોદા થઈ આકળી. ૨૨
બાળક કહે અન્યા નથી અમતણો, તહારે પુત્રે પાગ વધાર્યો ઘણો;
ગાડું ભાંગું તહારા તન વડે, શો વાક અમારો બાળકસહુ રડે. ૨૩
હાહાકાર ગાડાનો ગયો, શકટ દાનવ રૂપે થયો;
ત્યારે સર્વનો ટળ્યો સંદેહ, અસુર કપટી દીસે એહ. ૨૪
નંદે દૈત્ય નખાવ્યો બહાર, હૃદયાસું લીધા દેવ મોરાર;
આપણે બાળક પમાડ્યા શર્મ, જુઓ દુષ્ટ દાનવનું કર્મ. ૨૫

વલણ

મુરારિને પંચગવ્ય ફરાવ્યાં, આપ્યાં વિપ્રને બહુ દાન રે;
એ દ્વિતીય ચરિત્ર પૂરણ હવું, આવ્યું શકટને વિમાન રે ૨૬

## કડવું ૨૭મું રાગ કાલ્હેરો

શકટાસુર જીત્યો જદુનાથે, પૂર્ણ થયુ દ્વિતીય ચરિત્ર;
તૃતીય ચરિત્ર કહે ગર્ભજોગી, સાંભળ પરિક્ષિત પુણ્ય પવિત્ર,
શકટાસુર જીત્યો જદુનાથે૦ ટેક. ૧
અદ્ભુત આશ્ચર્ય નંદજી પામ્યા, ને ગોપ કરે વર્ણન,
આ વિઘ્નથી બાળક બચ્યો, માતપિતાનાં મોટાં પુણ્ય-ધન૦ ૨

એ કંસાસુરે વારતા જાણી, બાળકે શકટનો આણ્યો અંત;
નંદાત્મજને જીતવાને, કંસે મોકલ્યો તૃણાવર્ત-શ૦ ૩
ઘર આંગણે માત જસોદા, ઉછંગે લીધા હરિદેવ,
મુજ અર્થે તૃણાવર્ત આવ્યો, આમળીયે જાણ્યું તતખેવ-શ૦ ૪
ઉછંગ અંબાનો બહુ દુખે, ભૂધરે બહુ મૂક્યો ભાર,
જસોદાજી વિસ્મય પામ્યા, આવો ભારે કેમ થયો કુમાર શ૦ ૫
સુત કરે ક્રીડા માને પીડા, ફાટે પગ આપદા અપાર,
ન કહેવાય કોહોને પુત્ર છે ભારે, ઘણું દોહેલો લોકાચાર-શ૦ ૬
ચરણ ચંપાય ન થવાય બેઠા, હરિયે માતા હરમડાવી,
ઉછંગ પરથી અરુપરુ જોઈ, ગોવિંદ મૂક્યા ગબડાવી-શ૦ ૭
કાંપતી માતા ગઈ મંદિરમાં, આંગણે પહોચ્યા અનંત,
ગડગડી ગોકુળમાં આવ્યો, વાયુ રૂપે તૃણાવર્ત-શ૦ ૮
ઊડે છાપન બીહે છોકરા, ભાં શબ્દ કરે વાછરુ,
નંદદ્વાર અધર્મી આવ્યો, જહાં સૂતા છે સચરાચરુ-શ૦ ૯
ત્રાહે ત્રાહે થયું વ્રજપુરમાં, આંધી ધુંધકોટ ચારે પાસ,
ગોદડી સહિત ગોવિંદજી લીધા, અસુર ઉન્પનિયો આકાશ-શ૦ ૧૦
ઊડે રેણુ કાંકરા કોરણ, ગોકુળમાં થયો અંધકાર,
વિપરીત જમુનાનું જળ વહેતું, હરિ હર્યા હવો હાહાકાર-શ૦ ૧૧
નેત્રે ન સૂઝે શરીર ધ્રૂજે, ધાયા જોવા જસોમતી,
ત્રાહે ત્રાહે કરી પડી અંબા, સુત્રાડ્યો તહાં બાળક નથી-શ૦ ૧૨
ગોપીના વૃંદ કરે આક્રંદ, ઉપનંદ નંદજી શોધતા ફરે,
રખે માતપિતા મૃત્યુ પામે, આમળીયો મન ચિંતા કરે-શ૦ ૧૩
આકાશ પ્રમાણે અસુર વાધ્યો, કંઠે વળગ્યા શ્રી ભગવંત,
ત્રૈલોક્યભાર મૂકીને ભાજ્યો, મરડી નાખ્યો તૃણાવર્ત-શ૦ ૧૪

કડકડાટ શબ્દ હુવો દારુણ, જાણે ઊપડયું બ્રહ્માંડ;
સામળીયે શલ્યા પર નાંખ્યો, શત્રુ શરીર થયુ શતખંડ-શ૦ ૧૫
તળે અસુર ઉપર અવિનાશી, ઉદયાચળ ઉપર જેમ શશી;
નિર્ભયથકી ગોપી મદમાતી લક્ષ્મીવરને લેવા ધસી-શ૦ ૧૬
જસોદાજીને બાળક અરપ્યો, થઈ વાત વિસ્મે નંદને ઘણી;
વિકટ અસુર સહજે મૃત્યુ પામ્યો, પુત્ર રહ્યો કેમ આખે અણી-શ૦ ૧૭
ગોપવધૂ સહુ મંગળ ગાય, માતા ઉતારી નાખે નીર;
કરવત કુહાડે કટકા કીધું, દહન કીધુ દૈત્યશરીર-શ૦ ૧૮
બકીની ગતિ પામ્યો દાનવ, હૃદય ઉપર રમ્યા ભગવાન;
દિવ્ય દેહ પામ્યો તૃણાવંત, ગયો સ્વર્ગે બેસી વિમાન-શ૦ ૧૯
ભક્તિ ભાવે વા દ્વેષ ભાવે, હૃદયમાં રઘુપતિ રાખો;
કહે પ્રેમાનંદ હરિજન વિના, રખે દિવસ એળે નાખો-શ૦ ૨૦

વલણ

મા નાંખો જન્મ ભજન વિના, કરો સીતાપતિ મિત્ર રે;
શુકજી કહે સુણ ભૂપતિ, થયુ પૂરણ તૃતીય ચરિત્ર રે. ૨૧

### કડવું ૨૮મું : રાગ વસંત

જેજેકાર થયો ગોકુળમાં જીત્યો તૃણાવંત;
કુસુમવૃષ્ટિ કરે અમરગણ એહવા કાર્જ કર્યાં ભગવંત-જે૦ ૧
નંદને મન આનંદ ઘણો રે, કીધા નાનાવિધ દાન;
જાણે આજ પુત્રનો જન્મ થયો છે, જૈજૈકાર સંગીત ગાન-જે૦ ૨
એ તૃતીય ચરિત્ર પૂરણ થયુ, સાંભળ પરિક્ષિતરાય;
એક વાર જસોદાજી બેઠાં છે, મોહન ઓછંગ મહાય-જે૦ ૩
ફરી ફરી જુએ વદન વિઠ્ઠલનુ, વિઘ્ન ત્રણ સંભારીયાઃ
કેમ ઊગરશે કુંવર મહારો, અબાએ આંસુ ભરીયાં-જે૦ ૪

પૂતના શકટ તૃણાવંત પાપી, તેથી સુત ઊગરીયે; ૪
થોડા દિવસમાં બહુ વિઘ્ન પડિયાં, માએ તે ભય મન ધરીયો-જે૦ ૫
સકળ વર્ણમાં રંક આહીરડાં, જીવવું ગૌ ચારી;
દોહેલાં સહીયે વનમાં રહીયે, કાં પૂઠ લે અમારી-જે૦ ૬
જ્યેષ્ઠિકા મુજ અંધતણી રે, ભૂલ્યાંનો વિશ્રામ;
ન જાણિયે આગળ શું થાશે, જો વિઘ્ન પડિયાં આમ-જે૦
કહાં જઈયે ને શું કરીયે, નહીં કો બીજો ભાઈ;
જસોદા માતનું દુઃખ જાણી, હરિયે બાથી બગાઈ-જે૦ ૮
વિશ્વરૂપ દેખાડયું મુખમાં અંબાને આવે વિશ્વાસ.-ટેક
નિમેષ રહી જસોદાજી નિરખી, પામી અંતર ત્રાસ-વિ૦ ૯
નવકુળ નાગ અષ્ટકુળ પર્વત, અષ્ટ વસુ આઠ સિદ્ધિ;
નવ ખંડ ને નવ જોગેશ્વર, નવ ગ્રહ ને નવ નિધિ-વિ૦ ૧૦
સપ્ત દ્વીપ ને સપ્ત સાગર, સપ્ત સ્વર્ગ સપ્ત પાતાળ;
સપ્ત ધાતુ ને સપ્ત ઋષિ રે, સપ્ત સ્વર રસાળ-વિ૦ ૧૧
ચતુર્વેદ ને ચાર દિશા રે, ચતુવર્ણ ચાર આશ્રમ;
ત્રણ ગુણ ને ત્રણ કાળ રે, ત્રૈલોક પ્રગટ્યા ત્રિકંમ-વિ૦ ૧૨
દ્વે કર્મ દ્વે વિશ્વેદેવા, દ્વ દીઠા અશ્વિનીકુમાર;
દશ દિગપાળ ને દશ દિશા રે, દશ ઊમા ભદ્ર ધરી ભાર-વિ૦ ૧૩
એકાદશ રુદ્ર એકાદશ ઈંદ્રી, શિવગણ કોટિ અગિયાર;
દ્વાદશ મેઘ ને દ્વાદશ દિનકર, ઉડગણ કોટિ અપાર-વિ૦ ૧૪
ઓગણપંચાસ વાયુ, અડતાળીસ અગ્નિ, ઋષિ સહસ્ર અઠ્યાસી;
ઈંદ્ર ચંદ્ર ને જોગ નક્ષત્ર બહુ, તેજ કળા પ્રકાશી-વિ૦ ૧૫
કિંનર અપ્સરા યક્ષ વિદ્યાધર, ગાંધર્વ ને યમરાય;
શક્તિ નવદુર્ગા ને સરસ્વતી, બ્રહ્મા જગ્તપિતાય-વિ૦ ૧૬

કડકડાટ શબ્દ હવો દારુણ, જાણે ઊપડ્યું બ્રહ્માંડ;
સામળીયે શલ્યા પગ નાખ્યો, શત્રુ શરીર થયું શતખંડ-શ૦ ૧૫
તળે અસુર ઉપર અવિનાશી ઉદયાચળ ઉપર જેમ શશી;
નિર્ભયથકી ગોપી મદમાતી લક્ષ્મીવરને લેવા ધસી-શ૦ ૧૬
જસોદાજીને બાળક અરપ્યો, થઈ વાત વિસ્મે નંદને ઘણી;
વિકટ અસુર સહજે મૃત્યુ પામ્યો, પુત્ર રહ્યો કેમ આખે અણી-શ૦ ૧૭
ગોપવધૂ સહુ મંગળ ગાય, માતા ઉતારી નાખે નીર;
કરવત કુહાડે કટકા કીધું, દહન કીધું દૈત્યશરીર-શ૦ ૧૮
બકીની ગતિ પામ્યો દાનવ, હૃદય ઉપર રમ્યા ભગવાન,
દિવ્ય દેહ પામ્યો તૃણાવંત, ગયો સ્વર્ગે બેસી વિમાન-શ૦ ૧૯
ભક્તિ ભાવે વા દ્વેષ ભાવે, હૃદયમાં રઘુપતિ રાખો,
કહે પ્રેમાનંદ હરિજન વિના, રખે દિવસ એળે નાખો-શ૦ ૨૦

વલણ

મા નાખો જન્મ ભજન વિના, કરો સીતાપતિ મિત્ર રે;
શુકજી કહે સુણ ભૂપતિ, થયું પૂરણ તૃતીય ચરિત્ર રે ૨૧

## કડવું ૨૮મું : રાગ વસંત

જેજેકાર થયો ગોકુળમા જીત્યો તૃણાવંત;
કુસુમવૃષ્ટિ કરે અમરગણ એહેવા કાર્જ કર્યા ભગવંત જે૦ ૧
નંદને મન આનંદ ઘણો રે, કીધાં નાનાવિધ દાન;
જાણે આજ પુત્રનો જન્મ થયો છે, થૈથૈકાર સંગીત ગાન-જે૦ ૨
એ તૃતીય ચરિત્ર પૂર્ણ થયું, સાંભળ પરિક્ષિતરાય,
એક વાર જસોદાજી બેઠાં છે, મોહન ઓછંગ મહાય-જે૦ ૩
ફરી ફરી જુએ વદન વિઠ્ઠલનું, વિઘ્ન ત્રણ સંભારીયા.
ક્યમ ઊગરશે કુંવર મહારો, અખાએ આંસુ ભરીયા-જે૦ ૪

આસન આપી પૂજન કીધું, લીધું ચરણામૃત પ્રીતે;
ભાવયુક્ત ભર્તાર ભામની, ઊભાં સેવકની રીતે. ૨
પ્રાર્થના એક છે ગુરુ સ્વામી, અમને આપદકાળ;
તમો મંગાથે ચોરી શાની, મ્હારે બે ઊગરિયાં છે બાળ. ૩
એક પુત્ર રોહિણીને આવ્યો, એક દેવકીને ઊગરિયો;
નંદગૃહે મૂકયો તે બાળક, વસુદેવ સત્ય ઊચરીયો. ૪
કંસ ન જાણે ગોપ ન જાણે, મેં અદ્દભુત ચોરી કીધી;
મ્હારો પુત્ર સુવાડ્યો સેજે, જસોદાની કન્યા લીધી. ૫
વાત સાંભળી ઋષિવર રીઝ્યા, કહે ગર્ગ ભગવાન;
મ્હારા ભાગ્યનો પાર નહીં રે, વાધ્યો વંશ જજમાન. ૬
વસુદેવ કહે સર્વ પુણ્ય તમારું, હું રંક થયો પુત્રવાન;
નામકરણ કરો બાળકના, જેમ ન જાણે કંસરાજાન. ૭
લગ્ન જોગ જોઈ જ્યોતિષમાં, જન્મપત્રિકા કરજો;
આયુષ જોજો રૂડી પેરે, નામ રસાળા ધરજો. ૮
દરિદ્રી હું પરવશ વર્તું, વસુદેવે ભર્યાં લોચન;
શી દક્ષણા આપું નામ ધર્યાની, નથી ભોજન કરવા અંન. ૯
દહાડો વળશે દરિદ્ર ટળશે, ઉદ્યમી થાશે કુમાર;
દક્ષણા અપાવીશ પુત્ર પાસે નહીં રાખું તમારો ભાર. ૧૦
મસ્તક ધૂણી ગર્ગ કહે, એ ઓછું વચન નવ કહીયે;
કનિષ્ઠ પુત્ર તે છે પરમેશ્વર, દર્શન કાજ અમો જઈયે. ૧૧
શ્રીગોકુળમાં ગર્ગ પધાર્યા, કંસરાય નવ જાણે;
નંદ જસોદા પગે પડિયા, પ્રીત અંતરગત આણે. ૧૨
ષોડશ પ્રકારે પૂજા કીધી, હું સરખું કાજ કહો સ્વામી;
દ્વિજ લોક કેમ પાવન કીધા, પૂછે નંદ શીશ નામી ૧૩

ગર્ગ કહે વસુદેવની નારી, રોહિણીયે પ્રસવ્યો તંન,
તે બાળકનું નામ ધરવા, મોકલ્યો છઊં રાજન. ૧૪
તમારે આસરે રહ્યાં રોહિણી, કંસતણો ભય જાણી,
અનવસ્ત્ર આપ્યાં આપતકાળમા, બીજું કોય ન પાએ પાણી. ૧૫
આનંદ પામી આવ્યાં રોહિણી, પ્રણામ ગુરુને કરિયો;
કુશળ ભાગ્ય કહી પુત્ર પોતાનો, ગુરુને પાગે ધરિયો ૧૬
લોચન લોલ કપાળ મનોહર, ધનધરે ધર્યો દેહ;
શેષ સ્વરૂપ અનુપમ દેખી, ઋષિનો ભાંગ્યો સંદેહ. ૧૭
મણિધર માનવ થઈ અવતરિયા, માયાએ ગર્ભ આકર્ષ્યો;
સર્પેશ્વર પરમેશ્વર ઉદયા, ભેદ બ્રહ્મે નીરખ્યો. ૧૮
અરે રોહિણી બાળક તહારો, વિકટ સુભટ ભાગ્યવંત;
પંડિત ચિરાયુ ચતુર ઘણો, દાતા દયાળુ સંત. ૧૯
એહેનુ રૂપ નેત્રમા રમી રહ્યુ છે, મોહ્યુ ગોકુળ ગામ;
દર્શનથી આરામ ઊપજે, માટે નામ એહેનુ રામ. ૨૦
ભદ્ર શબ્દ કલ્યાણને કહીયે, જીતશે બહુ સંગ્રામ,
બળ પરાક્રમનો પાર ન આવે, માટે બળભદ્ર નામ. ૨૧
તહારે ભાએગે આકર્ષણ કીધો, માટે સંકર્ષણ કહેવાય;
ચોથુ નામ શ્રીહળધર કહીએ, હળ ધરશે કરમ્હાય. ૨૨
બળદેવ નામ પાચમું કહીયે, છઠુ રોહિણીતંન;
બીજાં નામ પાક્રમે કહેવાશે, છે ભાગ્યવાન ભડ જંન. ૨૩
જન્મપત્રિકા ઋષિયે કીધી, તવ નંદનાથ ઊચરના;
એક પુત્ર મહારો સેવક તમારો, નામ જાઓ તેહેનું ધરના. ૨૪

વલણ

ધરો નાથ મમ પુત્રનુ, નંદે નામ્યુ શીષ રે;
સોહા લાવી પુત્રને, ગર્ગે ઓળખ્યા શ્રી જુગદીશ રે.

## કડવું ૩૦મું : રાગ મારુ

દેખી જસોમતીનો તન રે, આસનથી ઊઠ્યા મુનિ જન રે;
ઋષિયે પ્રદક્ષણા કીધી ચાર રે, કરજોડી કીધો નમસ્કાર રે. ૧
હરિને નીરખે ઋષિ રહી ઊભા રે, ભૃગુલાંછન શ્રીવચ્છ શોભા રે;
વિરાજે રમારમણનુ રૂપ રે, રૂપમાં ગર્ગ થયા તદરૂપ રે. ૨
છે લોચન લોલ વિશાળ રે, બાલમુકુંદ નંદનો બાળ રે,
કોટિ ઇંદુ ગોવિંદ વદન રે, રૂપ અનુપ સહસ્ર મદન રે. ૩
લોચન દ્વારે રૂપરસ પીધો રે, ત્રિભુવનને હૃદયમાં લીધો રે;
મનમાં સ્તવ્યા શ્રી ગોવિંદ રે, તાહારે કર જોડીને કહે નંદ રે. ૪
ઋષિજી શું મોહ્યા જોઈ બાળ રે, અમો રંક લોક ગોવાળ રે;
રાય વસુદેવજીનુ પુણ્ય રે, અમો રંકને મળ્યા મુનિજન રે. ૫
એહેનુ નામકરણ પ્રભુ કીજીયે રે, મહાનુભાવ મયા ઘન ધરીયે રે;
કેહેવું પુત્ર પ્રત્યે છે લેહેણુ રે, એથી ટળશે લોકનુ મેહેણુ રે. ૬
જશોદા કહે મસ્તક નામી રે, એહેનુ આયુષ કેટલુ છે સ્વામી રે,
એ ઘેર આવશે ગૌ ચારી રે, રૂડી પેર કહો વિચારી રે. ૭
પછે બોલ્યા ગર્ગ મહારાજ રે, એ તો એકાતનુ છે કાજ રે;
એકાંત ભુવનને મહાય રે, બેઠા ગર્ગ ને નંદરાય રે ૮
જસોદાજીને અળગા રાખ્યા રે, કઠિણ વાયક ન સહેવાય ભાખ્યા રે;
સાંભળ નંદ ગોપ મહારાજ રે, સૂધુ કહેતા શાની લાજ રે. ૯
ધરો ધીરજ કહુ પ્રકાશી રે, એ બ્રહ્મ અવિનાશી રે;
એ વસુદેવ તણો પુત્ર માનો રે, તાહારે ઘેર ઊછરે છે છાનો રે ૧૦
એ દેવકીસુત અશ્વમેધ રે, વસુદેવ પુત્ર વાસુદેવ રે;
થયા નંદજી કંપાયમાન રે, વચન ગર્ગનુ વજ્ર સમાન રે. ૧૧
જાણે કાળજ કહાડી નાખ્યુ રે, મહારા સ્વામીજીએ શુ ભાખ્યુ રે;
એ તમો પુત્ર પારકો કહ્યો રે, તો મહારી સ્ત્રીનો ગર્ભ કહાં ગયો રે ૧૨

ગર્ગાચાર્ય કહે સુણુ રાય રે; જસોદાએ પ્રસવી કન્યાય રે;
વસુદેવજીયે ચોરી કીધી રે, પુત્ર મૂકીને પુત્રી લીધી રે. ૧૩
મહારી વાત ન હોએ જૂઠી રે, નંદજી રાખો બાંધી મૂઠી રે;
ગોપરાય ધીરજ મન ધારો રે, પંચરાત્રિ છે પુત્ર તમારો. ૧૪
કહ્યું જસોદાને સહીં આવો રે, ધરું નામ પુત્રને લાવો રે;
જે વારે દીઠા શ્રીગોવિંદ રે, ઋષિનું કહ્યું વીસર્યા નંદ રે. ૧૫
કોણ દેવકી કોણ વસુદેવ રે, એ સુત મહારો અવશ્યમેવ રે;
નામ ધરવા વરત્યુ લગ્ન રે, નંદજી માયામાં થયા મગ્ન રે. ૧૬
ગર્ગ કહે નથી આસરો મહારો ર, એહેને કેમ વરતું વરતારો રે;
અહીં અક્ષર એક ન આવે રે, એ શૂન્ય બ્રહ્મ પ્રભુ કહાવે રે. ૧૭
ન પહોંચે બુદ્ધિ મન વાણી રે જન્મપત્રિકા લખું શું જાણી રે;
આદ્ય મધ્ય અંત નવ લહીયે રે, અપરંપારને કેહેવો કહીયે રે. ૧૮
સૂર્ય ચંદ્ર આજ્ઞામાં હીંડે રે, નવ ગ્રહ એહેને નવ પીડે રે;
કાંઈ શરીર છે ઘનશ્યામ રે, માટે શ્રીકૃષ્ણ એહેનું નામ રે. ૧૯
નંદનંદન બાળમુકુંદ રે, ગોકુળનાથ ને શ્રીગોવિંદ રે;
જસોદાજીવન નાથ ગોપાળ રે, શકટ તૃણાવંત પૂતના કાળ રે. ૨૦
આગળ કરશે મહોટાં કામ રે, જેહેવાં પ્રાક્રમ તેહેવાં નામ રે;
અનંત રૂપ હરિ કહાવે રે; સહસ્ર નામે પાર ન આવે રે. ૨૧
લખી આપી પત્રિકા લેખ રે, કીધા આશીર્વાદ અભિષેક રે;
રીઝયાં જસોદાજી નંદરાય રે, આપી દક્ષણા દૂઝણી ગાય રે. ૨૨
નંદે જમાડયુ ગોકુળ ગામ રે, ગોપ ગોખે હરિનાં નામ રે;
જેણે કૃષ્ણ નામ મુખે ભણિયાં રે, શત જન્મનાં પાતિક હણિયાં રે. ૨૩
ગર્ગાચાર્ય કીધા વિદાય રે, કહાવ્યું વસુદેવને નમવું પાય રે;
મુનિ આવ્યા મથુરા મહાંય રે, કહ્યો સમાચાર સુખદાય રે. ૨૪

વલણ

સુખ સમાચાર જઈ કહ્યો, ગર્ગે ધર્યાં શુભ નામ રે;
વિપ્ર પ્રેમાનંદ કહે કથા, સહુ જપો સીતારામ રે. ૨૫

કડવું ૩૧મું : રાગ મારુની દેશીફેર

શુકજી કહે સુણ રાય, ચરિત્ર શ્રીકૃષ્ણતણાં રે;
જે હોય હરિના દાસ, તેહને પ્રિય ઘણાં રે. ૧
રામ કૃષ્ણ કહી નામ, જનુની બોલાવે રે;
ઘૂંટણિયે ઘનશ્યામ, માતા કને આવે રે. ૨
બોલવું શીખ્યો બાળ મીઠી વાણીયે રે;
ન જાણું શાં કીધા પુણ્ય, નંદની રાણીયે રે. ૩
નાનાં ગોપનાં બાળ, માંહે દયાળ રમે રે;
ઢળી પડે બેઠા થાય, તે જનુનીને ગમે રે. ૪
પાલવ ગ્રહી પરિબ્રહ્મ, માતા કને અંન માગે રે;
પેટ દેખાડીને રોય, નીચા થઈ પાએ લાગે રે. ૫
શાં સુકૃત કીધાં સંસાર, નંદ જસોદાજીયે રે;
ચૌદ લોકનો નાથ, વખાણી છાશ પીયે. ૬
પ્રગટ કરે અજ્ઞાન, હાથમાં દીપ ગ્રહે રે;
ઓ કરડવા આવ્યો હાઉ, રોતો ટપ રહે રે. ૭
નિદ્રા કરે દીનાનાથ, પયોધર ધાવતાં રે;
અધવચ ન્હાસી જાય, પ્રભુ નવરાવતાં રે. ૮
એક નેત્રે ભર્યું કાજળ, એક અમથું જ રહે રે;
પેટમાંહીં કરે પદપ્રહાર, જસોદા માત સહે રે. ૯
રમે પિતા ઉછંગ, તાણે મૂછ દહાડી રે;
નંદ મુખનો તંબોળ, અધવચ લે કહાડી રે. ૧૦
રીસાવે રણછોડ, ઓરડામાં ચાલે રે;
વલોવતી રહે માત, જઈ રવૈ આલે રે. ૧૧

ગોળીમાં ઘાળી હાથ, માખણ તરત કહાડે રે;
સુકાવે જો માત, તો આંસુ પાડે રે. ૧૨
ચોરી કરે ઘરમહાંય, નવ બોલે સાચું રે;
રાંધતાં લાગે વાર, કહહાવે અંન કાચું રે. ૧૩
અવળું ચાલે અવિનાશ, નથી સાંભળ્યું દીઠું રે;
છાસમાં માગે ખાંડ, દૂધમાં માગે મીઠું રે. ૧૪
વચ્છતણાં પુચ્છ સહાય, તણાતો હરિ ચાલે રે;
લપસી પડે બેઠો થાય, કાદવમાં કૃષ્ણ મહાલે રે. ૧૫
છાટે ગૌનાં છાણ, ગોરસડાં ઢોળે રે;
આડી અવળી થાય માત, દૂધે અઘોળે રે. ૧૬
ભડકાવે દૂઝણી ગાય, જેષ્ટિકા ગ્રહી દોડે રે;
એકને દોહે છે માત, બીજીનાં વચ્છ છોડે રે. ૧૭
ગોકુળની બ્રિજનાર, જોવા નીસરે રે;
પડે જોવાને ફંદ, ધંધો વીસરે રે. ૧૮
દેખી લીલા નાર, પ્રેમ હૃદે ધરે રે;
મૂકી ઘરનાં કામ, હરિ પૂઠે ફરે રે. ૧૯
ઘર આગણે ઘૂટણિયે, હીંડે મોડે મોડે રે;
બીજે ફળીયે જાય, તહાં દડબડ દોડે રે. ૨૦
મર્કટ સો પચાસ, બાળક અચુત મળે રે;
તેહેમાં સામળીયો સરદાર, રમવાને પળે રે. ૨૧
શ્રીકૃષ્ણ શરીરે શ્યામ, હળધર ગોરંટા રે;
કહાડી ન્હાનપણામાં લાજ, બેહુયે ચોરંટા રે. ૨૨
ગોપી જળ ભરવા જાય, બારણાં ઉઘાડે રે;
સંતાડ્યું હોય દહીં, સઘ શોધી કહાડે રે. ૨૩
ટોળે મળી દશવીશ, વાંકી વાંકી વાળે કોઠી રે;
વચ્ચે મૂકે મહીનું માટ, મળી મારે મોઢી રે. ૨૪

દ્વાર ઉઘાડાં મૂકી જાય, ન-આણે ચિંતા કશી રે;
ધણીયાણી મળે મારગ મહાંય, તાળી દે હસી હસી રે. ૨૫
કેટલીએક સ્ત્રી સાવધાન, પરઘેર ગોરસ ધરે રે;
તેને ઉંબર બેસી બાળ સર્વ, લઘુ શંકા નિત કરે રે. ૨૬
શીકે ચડાવ્યાં માટ, લાકડીયે છિદ્ર કરે રે;
વહે ગોરસની ધાર, તળે રહી મુખ ધરે રે. ૨૭

વલણ

મુખ ધરે ગોરસ પીએ તે, અમર અંત્રિક્ષ જોય રે;
પ્રેમાનંદ પ્રભુ રામની લીલા, હવી નથી નવ હોય રે. ૨૮

કડવું ૩રમું : રાગ ગોડીની દેશી

ગોપી આવી જસોદા પાસે, કરવા હરિની રાવ જી;
વચન બોલે વહડવા સરખાં, હૃદે હરિ સાથે ભાવ—ગોકુળ
કેમ રહીયે;
ભાંગ્યો ગોરસનો વેપાર, કહો જી કહાં જઈયે. ધ્રુવપદ. ૧
ઉત્તરવય પ્રભુએ પુત્ર આપ્યો, એક જ એક લાડકવાયો જી;
આખું ગોકુળ ચાક ચડાવ્યું, પોતાને ઘેર ઘણું ડાહ્યો—
ગો૦ભાં૦ ૨
વય નહાની ને પ્રાક્રમ મહોટા, અમો કહેતાં દીસું જૂઠી જી;
અતિસે થયું માટે કહેવા આવી, ખાધું સરવે લૂંટી—ગો૦ભાં૦ ૩
એકલો હોય તો આદર દીજે, અમને હરિ વહાલો છે હાડજી;
સહ પરિવારે આવે સામળીયો, લાવે ગોપ મર્કટની ધાડ—
ગો૦ભાં૦ ૪
અપરાધ સાંભળી સામળીયાનો, અંબા થઈ ઓશિયાળી જી;
ગોરસ જતન કરો રૂડી પેરે; સાવધાન રહો ગોવાળી—વઢવું
શા સારું ૫

શાને ક્રોધ કરો છો ગોપી, લો જાન થયું તમારું જી;
તમો કહેતાં હો જો બ્રિજનારી, તો બે સોટી મારું—વ૦
શીકે ચડાવી ગોરસ રાખો, અથવા મૂકો અંધારે જી.
મોહોટી કોઠીમાં લેઈ મૂકો, રાખો સાંકળ તાળાં ભારે—વ૦ ૭
ભાગ્યવાન છો તમો બ્રિજનારી, ઘણાં એક ગોરસ મળશે જી;
આંખ ચહડાવી ડાંકલશો મા, છૈયો માહારો છળશે—વ૦ ૮
ગોપી કહે તહારા પુત્રને હાથે, ઊઘડે તાળું સકટ જી;
અંધારા ઘરમાં કેશત જાયે, થાય અજવાળું ફટક—ગો૦ભાં૦ ૯
ન પહોંચે તો ઊખળ માંડે, કોઠી સઘળી શોધે જી;
શીકે ચહડાવ્યાં દહોણા ભાંજે, લાકડીને ગોદે—ગો૦ભાં૦ ૧૦
ઉંબરે બેસી કરે લઘુશંકા, બાળકને ઠોકર મારે જી;
ઘરમાં ઘાલી સાંકળ દીજે, રમતો દીસે બહારે—ગો૦ભાં૦ ૧૧
વચ્છની પેરે ગૌને ધાવે, વળગે મહીને માટે જી;
સહાવા જાઊં તો આંખ મહારીમાં, ફોગળો દૂધનો છાંટે—ગો૦ભાં૦૧૨
એક કહે હું જળ ભરીને, ઉતાવળી હીંડી જી,
મેં કહ્યું ગોરસ કેમ ઉતાર્યું, એ કહે કહાડું છૌં કીડી—ગો૦ભાં૦ ૧૩
એક કહે મેં જમનાતટ દીઠો, ધૂળે લપસણું કરતો જી;
નથી થાકતો નહાનો બાળક, દીસે ઘેર ઘેર ફરતો—ગો૦ભાં૦ ૧૪
જસોમતી કહે હું કેમ કરી માનું, ઘડી અળગો નથી થાતો જી;
તો હું બાંધું ચોર કરીને, દેખાડો ગોરસ ખાતો—ત્રઢવું થા૦
એક દિવસ ગોપીનાં ઘરમાં, પેઠા નંદકુમાર જી;
તાળી રહી સરવે સુંદરી રે, તતક્ષણ દીધાં બાર—ગો૦ભાં૦ ૧૬
ગોપી સરવે કહે માંહોમાંહે, સહવાયો છે ચોર જી;
મળ્યું જોવા ગામ જ આખું, મંડાયો શ્હોરાશ્હોર—ગો૦ભાં૦ ૧૭
ઘણા દિવસે હાથ ચડ્યો છે, જસોદાજીને કહીયે જી;
એક કહે ચાલો મથુરામાં, કંસ કને લઈ જઈયે—ગો૦ભાં૦ ૧૮

### વલણ

કંસ કને લઈ જઈએ કહાનને, કરે બહુ રંજાડ રે;
અરસપરસ એમ વાતો કરે, ધરે કહાનને નાર રે. ૧૯

### કડવું ૩૩મું : રાગ પરજીયો

વલવલે વૈકુંઠનાથ ગોપી, મુને મારશે મ્હારી માત ગોપી
મુને છોડ તું આણીવાર ગોપી, તારો બહુ માનીશ ઉપકાર
ગોપી–ધ્રુવ૦ ૧

ઘરમાંથી ઘનશ્યામજી રે, વિનય કરે બહુ પેર;
કૃષ્ણ : 'આજ જાવા દો વ્રજસુંદરી રે, ફરી નહીં આવું આ
ઘેર ગોપી'–વ૦ ૨

ગોપી : 'ટેવ પડી ચોરી તણી રે, મહી પરઘેરનું ભાવે;'
કૃષ્ણ : 'કહો તો વચન આપું આપનું, ચોરી નહીં કરું હવે
ગોપી'–વ૦ ૩

નયન ભરે વિનતિ કરે રે, જોડી બંન્યો હસ્ત;
ગોપી : 'કંસ દંડશે નંદને રે, લૂટી લેશે સરવે વસ્ત, ગોપી'
તાળી વજાડે છોકરાં રે, બારણે ઊભી જોય;
અધર હસી બોલે ગોપિકા રે, તેમ તેમ માધવ રોય ગોપી–વ૦ ૫
વસ્ત્ર વડે મુખ કર લુહે રે, થરથર ધ્રૂજે ગાત્ર;
સમાં કરી ઊખળ ચહુડી રે, શીકે ચહુડાવે પાત્ર ગોપી–વ૦ ૬
ગોપી આવી જસોદા કને રે, બાઈ જુઓ પુત્રની પેર;
ચોર ઝાલ્યો અમો ગોરસ સાચે, ચાલો દેખાડું ઘેર ગોપી–વ૦ ૭
રોસે ભર્યાં જસોમતી રે, સોટી લીધી હાથ;
ગોકુળ આખું જોવા મળ્યું રે, રૂએ ત્રિભુવનનાથ ગોપી–વ૦ ૮
'બહાર કહાડો બાર ઉઘાડી, કેમ કરે પારકું જાન;'
મંદિર જોયું બાર ઉઘાડી, હરિ થયા અંતરધાન ગોપી–વ૦ ૯

'કહાં છે મારો બાળ ગોપી, ફોગટ ચહડાવો આળ ગોપી.'
માંડી રોજ શી રંજાડ ગોપી, કાનુડો ચોર દેખાડ ગોપી–કહાં ૧૦
ઝાંખી થઈ સર્વ સુંદરી રે, નાસી ગયો કેહી વાટ;
શીકે પાત્ર ઠાલાં ચહડાવ્યાં, વાળી ગયો દહીંનો દાટ ગોપી–કહાં૦૧૧
મનાવતાં ભારે પડ્યાં રે, જસોદા ક્રોધાયમાંન;
ઘેરથકી એક દાસી આવી, બાઈ સૂતા જાગ્યા કહાન ગોપી.
કહાં છે મારો બાળ ગોપી. ૧૨

વલણ

ઘેર પધાર્યાં જસોમતી, ધવરાવ્યા સુંદરશ્યામ રે;
જૂઠી પડી સરવે સુંદરી, સાચો પ્રેમાનંદ પ્રભુ રામ રે. ૧૩

---

## કડવું ૩૪મું : રાગ ધનાસરી

શુકજી ભાખે સુણ હસ્તિનાપુર ધણી, બાળચરિત્રની કથા છે ઘણી.
ગણતાં નવ જાયે તે ગણી, બુદ્ધિમાને લીલા મેં ભણી. ૧
ભણી ન જાય અગાધ લીલા, જે તરંગ ગોકુળમાં હવા;
નિત નિત પ્રત્યે નાથજી, પ્રગટે રંગ નવા નવા. ૨
એક વાર કૌતિક કીધું નાથે, મૃત્તિકા ભક્ષણ કરી;
સ્વાદ લાગો સામળીયાને, મુખમાં મૂકે મૂઠડી ભરી. ૩
જસોદાને રામે કહ્યું, તહારો પુત્ર માટી ખાયે;
જોવા આવ્યાં જસુમતી, ગ્રહી લાકડી કરમ્હાંયે. ૪
વદનકળા ઊડી ગઈ, અંબા આવી ઊભી રહી;
કહે રે મુખમાં શું ભર્યું છે, શ્રીનાથ દેખાડે નહીં. ૫
ગોવિંદ બોલે ગુંગણું, મન કરે નાસવા તણું;
. બેહુ હાથ સ્હાયા, દેખાડ કે ચોંટી ખણું. ૬
. વિકાસ્યું સામળે, માટીનાં ઢેફાં કહાડિયાં;
ફરી જોવા લાગ્યાં જસોમતી, બ્રહ્માંડ ત્રણ દેખાડિયાં. ૭

પદ : રાગ મારુ
ખાધી માટી રે, સામળીયે ખાધી માટી રે;
ચૌદ લોક વદનમાં દીઠા, જનુની ફાટી રે–સામ૦ ધ્રુવ ૮
સ્વર્ગ મૃત્યુ પાતાળ વદનમાં, સંસાર આણ્યો રે;
ભૂલી જસોદા સુતનું સગપણ, બ્રહ્મને જાણ્યો રે—સામ૦ ૯
આખી પૃથ્વી એહેનાં મુખમાં, કિંવા બે કટકા ખાધા રે;
પાંડુ રોગ એહેને શું થાય, કશી નહીં બાધા રે–સામ૦ ૧૦
એ કહેનો પુત્ર હું કહેની માતા, જસોદા બીધી રે;
પ્રેમાનંદ પ્રભુએ જ્ઞાન ખોયું, ફરી માયા કીધી રે–સામ૦ ૧૧

દેશી ચાલતી
માતા મન વિસ્મે થઈ એ, બ્રહ્મરૂપ સાચો હરિ;
હું માતા થઈ હાંકવા આવી, જેષ્ટિકા મેં શું ગ્રહી. ૧૨
બાળક થઈ ઓછંગ રમે, હું પુત્રહેત મિથ્યા ધરું;
હવે મોહ મૂકી આજથી, હું વિષ્ણુ જાણી સેવા કરું. ૧૩
જ્ઞાન ઉદેથી મોહ ગયો, શ્રીકૃષ્ણે માયા વિસ્તરી;
વળી હૃદે લીધા પુત્ર જાણી, જ્ઞાન ગયું સર્વ વીસરી. ૧૪
ભૂપ કહે શુક સાંભળો, મન મહારું વિસ્મે થયું;
કોણ પુણ્ય જસોમતીનાં, દયા કરી જોઈયે કહ્યું. ૧૫
માતપિતા મથુરામાં રહ્યાં, દેવકીયે સુખ દીઠું નહીં;
કોણ પુણ્ય જસોદા તણાં જે, વિષ્ણુંની માતા થઈ. ૧૬
અકળ ક્રીડા પ્રબળ સુખ, બાળલીલા બ્રહ્મની;
મૂળ કથા સુને કહો સ્વામી, નંદજસોદા કર્મની. ૧૭
શુક કહે ગુંજ પ્રશ્ન પૂછયું, કહું ગોવિંદના ગુણગ્રામ;
વસુદ્રોણ નામે બ્રાહ્મણ હૂતો, ધરા સ્ત્રીનું નામ. ૧૮
તીવ્ર તપ દંપતીયે કીધું, અયુત વર્ષ પર્યંત;
ભક્તિ દીઠી નરનારીની, તવ પધાર્યા ભગવંત. ૧૯

વિષ્ણુ કહે વરદાન માગો, કૃપા અમ પર કીજીયે;
દંપતીયે એમ માગીયું, તમ સરખા પુત્રનું સુખ લીજીયે. ૨૦
માગ્યું તે પામશો સહી, અદષ્ટ થયા ત્રિભુવનપતિ;
તે વસુદ્રોણ ધરા અવતર્યાં, થઈને નંદજસોમતી. ૨૧

વલણ

જસોમતીની કહી કથા, થયો અષ્ટમો અધ્યાય રે;
કહે પ્રેમાનંદ અગાધ લીલા, રમે શ્રી જદુરાય રે. ૨૨

---

## અધ્યાય ૯મો

કડવું ૩૫મું : રાગ મારુની દેશી ફેર

શુકજી કહે સૂણ ભૂપ રે, કહું લીલા અગાધ અનુપ રે;
ઉગ્ર સુકીત ગોપીયે કીધાં રે, નેત્રદ્વારે સુધાસુખ લીધાં રે. ૧
શ્રીકૃષ્ણલીલા છે અનેક રે, શું વરણવું જિહ્વા એક રે;
સહસ્ર મુખ વિખાણે શેષ રે, લીલા ગુણનો ન આવે છેક રે.૨
અધ્યો નવમો નારાયણરૂપ રે, આપ બંધાવ્યું ત્રિભુવનભૂપ રે;
અબંધ બંધે બંધાણો રે; ભક્તકારણ ગીતે ગવાણો રે. ૩
ામોદર નામ કહેવાણો રે, એ ચૌદ લોકનો રાણો રે;[1]
ારે ક્રીડા ગોવાળા સાથ રે, થયા વર્ષ દિવસના નાથ રે. ૪
ગણતેડ્યો ગોપી ઘેર જાય રે, બોલે બોલડું વૈકુંઠરાય રે;
ભિક્ષુક થઈ ગોરસ જાચે રે, માખણ માટે થેઈ થેઈ નાચે રે. ૫
ાંઈ આપી પાછું લીએ ઝોંટી રે, ગોપી ખણે ગાલમાં ચોંટી રે;
ાહાલો સહુનાં ઘરમાં પેસે રે, જે તેડે તહાં જમવા બેસે રે. ૬

ધર્યું દામોદર શુભ નામ રે, ચૌદ લોકનો રાઘવ રામ રે.

ખારું ખાટું અંન અજીઠું રે, હરિને અમૃતપેં અતિ મીઠું રે;
વૃજવધૂને વહાલો થાય રે, અંતે કાંઈ એક ચોરી જાય રે. ૭
ગોપી લેવાને પૂઠે ધાય રે, સંતાડી સામળીયો સમ ખાય રે;
પારણે પહોડ્યા છે એક વાર રે, નિદ્રાવશ નંદકુમાર રે. ૮
જસોદાજીયે દોહી છે ગાય રે, રેડ્યું ગોરસ ગોળી મહાંય રે;
સાથે કામ કરે નવ ભૂલે રે, ઉકળવા દૂધ મેહેલ્યું છે ચુહુલે રે.૯
શ્રીકૃષ્ણના ચરિત્ર વખાણે રે, જસોદાજી વલોણું તાણે રે;
રખે રોતા શ્યામળવાન રે, વલોણું રાખી દે ઘરમાં કાન રે. ૧૦
ચાલે પ્રસ્વેદની શ્રેણી રે, છૂટા કેશની લટકે વેણી રે.
નથ મોતી અધર પર ઠળકે રે, વલોવતાં ચૂડી કંકણ ખળકે રે.૧૧
ઝીણી ધાબળી પલવટ વાળી રે, એહેવે જાગ્યા શ્રી વનમાળી રે;
અધવચ મૂક્યું દધિમંથન રે, પુત્રને કરાવ્યું પયપાન રે ૧૨
એહેવે ચુહુલે દૂધ ઊકળિયું રે, પાત્રમાંથી પય ઊછળિયું રે;
માતાએ જાણ્યું દૂધ વહી જાશે રે,આખા ગોરસનું જાન થાશે રે.૧૩
ધાવતાં વછોડ્યા જદુરાઈ રે, અંબા પય સાચવવા ધાઈ રે;
શ્રીકૃષ્ણ ભરાયા રીસે રે, પય પુત્રપેં વહાલું દીસે રે. ૧૪
એ ધિક્ક પડો પાપણી માયા રે, અધિક દૂધ ને ઓછાં જાયાં રે;
એક ગોરસનું પય રાખ્યું રે, વણસાડું વલોણું આખું રે. ૧૫
કાંઈ કઠિન વચન ઓચરતો રે, નયણે આંસુ ડસકાં ભરતો રે;
અધર ડસે ને ઘુઘરાતો રે, ઘૂંટણિયે ગોળી પાસે જાતો રે. ૧૬
અપરાધ સારુ ક્રોધ કીધો રે, એક પાષાણ કરમાં લીધો રે;
લક્ષ્મીવર ઘણું લડાક રે, પાણકે ગોળી ભાંજી ભડાક રે. ૧૭
વહ્યું ગોરસ પરમ રસાળ રે, આખી ભરાઈ રહી પરસાળ રે;
ગોરસમાં ગોવિંદજી ભીના રે, રખે મા દેખે મન બીના રે.૧૮
નવનીત ઉપરથી લીધું રે, ખોબા ભરી ભરી ગોરસ પીધું રે.
તેડ્યાં મર્કટ ન્હાનાં બાળ રે, પીઓ તક ભરી પરસાળ રે. ૧૯

આનંદ્યા મર્કટ રોઠા કહાડે રે, કક્ષાપટ બાળક વજાડે રે;
સર્વને લઈ ઘરમાં પેઠા રે, ઊખળ ઉપર પરમેશ્વર બેઠા રે. ૨૦
એક એકને તક પિવરાવે રે, માખણ મરકટને ખવરાવે રે;
પ્રભુ કહે ગોવાળ પ્રત્યે રે, ગોળી ભાંજીશ આવજો નિત્યે રે. ૨૧

વલણ

નિત્યે એક ગોળી ભાંજશું, તમો આવજો આપણે ઘેર રે.
જસોદા આવી પરસાળમાં, આ કોણે કીધો કહેર રે. ૨૨

---

કડવું ૩૬મું : રાગ મારુ

કોણે ફોડી હો, આ ગોળી કોણે ફોડી હો;
સાદ સાંભળી નાઠા નરહરિ, અંબા દોડી હો-આ ગો૦ ૧
ઊડ્યુ વદન ને હાથ ઘસતી, પૂછે હીંડી હો;
બાઈ ગોરસનું મુને દુઃખ નથી, ભાંજી ગોળી રીઢી હો-આ ગો૦૨
પરસાળ છાસે છબછબે, જેમ તળાવની લેહેરી હો;
આખા ગોરસનું ઊજડ વાળ્યું, દીકરો કે વેરી હો-આ ગો૦૩
માખણ ખવરાવ્યું માંકડાંને, ઉછંકળ છૈયો હો;
પાત્ર ફૂટું ને નેતરું તૂટું, ભાંગો રવૈયો હો-આગો૦ ૪
આખો દિવસ આજ બાંધી મૂકું, જોઉં કોણ મુકાવે હો,
પ્રેમાનંદ પ્રભુ સીતાપતિ, કેમ હાથ આવે હો-આ ગો૦ ૫

રાગ-પંચમ રામગ્રી

સોટી લીધી હાથમાં, ધાયાં જસોમતી રે;
ઘૂંટણિયે ઘનશ્યામ, નાસે જદુપતિ રે. ૬
મ્ના મળી વૃજનાર, અંત્રિક્ષ સુરવધૂ રે;
.ળ પુત્ર ને પૂંછે માત, ખુંદ્યું ગામ બધુ રે. ૭

બીજાં બાળક નાસી જાય, મર્કટ વૃક્ષે ચઢ્યાં રે;
થાકાં જસોદા માત, ધાતાં ઢળી પડ્યાં રે. ૮
પુનરપિ બેઠાં થાય, અંબા શ્વાસે ભરી રે;
છેડો ખસી ખસી જાય, વેણી વીખરી રે. ૯
નહાનાં બાળક મ્હાંય, શક્તિ કહાંથી આવડી રે;
તાળી દઈ હસે ગોવાળ, દાઝે માવડી રે. ૧૦
જુએ ઇંદ્રાદિક દેવ, કૌતુક કૃષ્ણ તણાં રે;
છે આંસુ ભર્યાં લોચન, દીસે સોહામણાં રે. ૧૧
છે ક્રોધે ભર્યું કપાળ, રીસે તરડિયું રે;
શોભે મોહનજીનું મુખ, માખણ ખરડિયું રે. ૧૨
છે ખીટળિયાળા કેશ, માંહે રેણુ ભરી રે;
નાસે ત્રિભુવનનાથ, જુએ ફરી ફરી રે ૧૩
છે ગોરસે ખરડયો દેહ, તક્રનાં બિંદુ ઝરે રે;
એહેવાં દુખમાં દીનાનાથ, માખણ ભક્ષ કરે રે. ૧૪
ખોડંગતો વિશ્વનાથ, ચૌટે ચાલતો રે;
સોને મઢ્યો સિંહનો નખ, હૈડે હાલતો રે. ૧૫
કમળપેં કોમળ પાય, કઠિણ ભોમ્ય ધરે રે;
ભાગે કાંટા લાગે પાષાણ, શોણિત અંગે ઝરે રે. ૧૬
છે અંતરજામી નાથ, માને દીધી મયા રે;
ઘણું થાકી જાણી માત, પ્રભુ પડી ગયા રે. ૧૭
હું નહીં કરું અન્યાય, એક વાર ચૂકો રે;
કહો તેવા ખાઉં સમ, આ વારકી મૂકો રે. ૧૮
જઈને ઝાલ્યો હાથ, દાસી કને દોરડું માગે રે;
પરમેશ્વર માગે માન, માતને પાય લાગે રે. ૧૯
મંદિરમાં આવ્યાં માત, પાંખોટે ગ્રહી રે;
બાંધવા માંડયા હાથ, દોર પોંચે નહીં રે. ૨૦

કેમ કરી બાંધ્યો જાય, સુંદરશ્યામજી રે;
ભટ પ્રેમાનંદનો નાથ, અકળ રામજી રે. ૨૧

વલણ

ભટ પ્રેમાનંદનો છે તે સ્વામી, અકળ કળા તેહની રે;
શું વર્ણવું હું બંધન કથા, લીલા ન જાયે વર્ણવી રે. ૨૨

## કડવું ૩૯મું : રાગ મારુ રામકળી મિશ્રિત

બાંધ્યો કેમ જાએ રે, બાપજી બાંધ્યો કેમ જાએ;
બળવંત બાંધ્યો કેમ જાએ, જેને ત્રણ ભુવન મુખમાંહે—બાં૦ ૧
જેણે ત્રિગુણે ત્રિભુવન બાંધિયું, ઇંદ્ર અજ ત્રિપુરારિ;
સહસ્રશીર્ષા બટુક થઈ બેઠા, બાંધે નંદજીની નારી રે—બાં૦ ૨
જે ન્યાય પૂછે આખા જગતનો, એહેને કો નહીં પૂછનાર રે;
ચોર કરીને પૂછવા છે, જસોદાજીને અધિકાર રે—બાં૦ ૩
સકળ જીવને કર્મનું બંધન, માયા ફંદ આશા પાશ રે;
જગત બાંધ્યું એક દોરીયે, કેમ દામણે બંધાય અવિનાશ રે-બાં૦ ૪
આખી ગૌશાળાનાં દોરડાં લાવી, અંબા બાંધે કુમાર રે;
સાંધી સાંધી થાકી જસોમતી, રહે ટૂંકડું આંગળ ચાર રે—બાં૦ ૫
પામી ખેદ પ્રસ્વેદ છૂટો, થાકી જાણી માત રે;
પ્રેમાનંદ પ્રભુ સીતાપતિ બાંધ્યા ઊખળ સાથ રે—બાં૦ ૬

છંદ ભુજંગીની ચાલ

વાસી સ્વર્ગ સુરવર્ગ આશ્ચર્ય પામે,
આ શું કર્મ પરબ્રહ્મને નંદધામે;
અખંડ અવિનાશ વપુવેષધારી,
બાંધે ઊખળે બ્રહ્મને નંદનારી. ૭
પ્રભુ અચ્યુતાનંદ અવ્યક્ત કહીયે,
નવ ભારતી વેદથી ભેદ લહિયે;

નિરાકાર સાકાર આનંદકારી.
બાંધે ઊખળે બ્રહ્મને નંદનારી. ૮
ગુણાતીત ગોવિંદ ગરુડગામી.
વ્યાપમાન સર્વત્ર અંતરજામી;
પરાત્પર પ્રાણેશ સ્વઇચ્છાચારી,
બાંધે ઊખળે બ્રહ્મને નંદનારી. ૯
સહસ્રશીર્ષા બ્રહ્મ શ્રીશેષશાઈ,
સર્વ સામર્થ્ય મહા સુર સુખદાઈ;
અસુરાંતક અઘનાશ અવિગત મુરારિ,
બાંધે ઊખળે બ્રહ્મને નંદનારી. ૧૦
ચતુર્ભુજ ચિદરૂપ અક્ષય વાણી,
ગદાશંખસારંગધર ચક્રપાણિ;
મુક્તાનંદ મહારાજ સંસારતારી,
બાંધે ઊખળે બ્રહ્મને નંદનારી.
સર્વેંદ્ર મુખચંદ્ર શ્વેતત્વ પામ્યું,
સંપુટ હાથ નિજ માતને શીષ નામ્યું;
ભક્તાધીન થઈ દીન ભરે નેત્ર વારી,
બાંધે ઊખળે બ્રહ્મને નંદનારી. ૧૨
દક્ષિણ પાણિ નવનીત દૃઢ મુષ્ટિ વાળી,
તતસમે કરે લક્ષ રૂએ વનમાળી;
કરે વૃજવધૂ માતને મનુહારી,
બાંધે ઊખળે બ્રહ્મને નંદનારી. ૧૩
સુકિત જસોમતીનું કોણ જાણે,
નાવે પાર શત વર્ષ નિગમ વિખાણે;
કહે પ્રેમાનંદ કોણ બુદ્ધિ મહારી,
બાંધે ઊખળે બ્રહ્મને નંદનારી. ૧૪

## રાગ મારુ

ખૂટાં દામણાં ગૌધેનતણાં, જસોદાજી તવ થાકાં ઘણાં;
શ્રમિત વપુ પરસેવો વળે, શ્રીકૃષ્ણને માત બાંધે ઊખળે. ૧૫
જાણ્યું જનુની પામી સંતાપ એક દોરડે બંધાવું આપ;
મહિયારી સર્વ જોવા મળે, પ્રભુ બાંધ્યા તાણી ઊખળે ૧૬
આવડું જાન કેમ મુજને કરાં, હલ્યા આ જો ગોળીનાં ઠીકરાં;
ગોરસ દેખી કાળજુ બળે, પ્રભુ બાંધ્યા તાણી ઊખળે. ૧૭
જે ઊખળે બેસી ખાધું નવનીત, તેણ્યાં મર્કટ કીધું વિપરીત;
તે દાઝ મહારી કેમ જ ટળે, પ્રભુ બાંધ્યા તાણી ઊખળે. ૧૮
ગોપાંગના સહુ માગે માન, અમ કને લ્યો જે થયું હોય જાન;
એટલું મહી સૌને ગળે, શું બાંધ્યો બાળક ઊખળે. ૧૯
નથી ગોરસ પુત્રપે ઘ ા, કોએક પુણ્યે મા દીકરો જણ્યો;
અમૃત ઘડો બાળકથી ઢળે, શું બાળક બાંધ્યો ઊખળે. ૨૦
ન વળી સાન જો મસ્તક પડ્યું, શું એટલે જાને ખાવા ટળ્યું.
ગોપવધૂ ચડે ઊછળે, શું બાંધ્યો બાળક ઊખળે. ૨૧
ખૂંચે દોરડાં પડિયા પાશ, મોહોટી મીરાંત ઢોળાઈ છાશ;
બાઈ છોડો અમારુ મન ઊકળે, બાંધ્યો બાળક ઊખળે. ૨૨
અમો ભલાં જે ન કરું ત્રાસ, અન્યા કોટિ કરે જુગદીશ;
માની મગાઈ પડી વેગળે, શું બાંધ્યો બાળક ઊખળે ૨૩
એહના પગલાનો મહિમાય, સાંપડી નવ લખ ગાય;
ઘેળું સુખ ને નયણાં ગળે, શું બાંધ્યો બાળક ઊખળે ૨૫
ઘરઘરનુ દૂધ અમારુ લીધો, ન થઈએ નિરદે મૂકી દીધો;
સાંભળી જમોદાજી કલકલે, તમને શું બાંધ્યો ઊખળે.
તમો રાવ રાવ દહાડી લાવતી, નથી લાજતી આજ મુકાવતી,
મોહડે રૂડાં ભૂંડાં પૂંઠળે, તમને શું બાંધ્યા ઊખળે. ૨૭
આગળ બાળકની શી વલે, તમો સોઝ્ય ભલાઈ લેતાં ભલે; "

એ ડહાપણ શીખ્યો તમ મળે, તમને શું બાંધ્યાં ઊખળે. ૨૮
લઘુવયમાં ઉછંકળ થાય, પ્રકૃતિ ચોરીની નવ જાય;
ઘણો કૂર કંસાસુર રાય, તે કેમ મૂકે જાણી અન્યાય. ૨૯
રંક જાતી આહીરાંતણી, વિભૂતિ દશ ગાય દૂઝણી;
અભિમાન કીજે શ્યાં ભણી, હું પેં સગાઈ તમારી ઘણી. ૩૦
એહેવો ઉત્તર અબળાને કહી, જસોમતી મંદિરમાં ગઈ;
ગોપાંગના સર્વ ઝાંખી થઈ, પણ છબીલોજી છોડ્યા નહીં. ૩૧
વૃજવનિતા સર્વ પાછી ફરી, ત્રાહે ત્રાહે વાણી ઓચરી;
પૂરણ ક્રોધ અંતરમાં ધરી, રીસાવી ચાલ્યા નરહરિ. ૩૨
રૂદન કરે હીંડે સામળો, તણાય પૂંઠેથી ઊખળો;
વૃજસાથ જોવા સહુ મળ્યો, જસુના અંપાત્રા બાળક પળ્યો. ૩૩
ઘસરકો ઊખળનો થાય, સરોડાં બહુ તણાયાં જાય;
નવનીત ગ્રહ્યું કરમહાંય, ચાલે રૂએ ને માખણ ખાય. ૩૪
નિરખે ઈંદ્રાદિક અંત્રિક્ષ, નંદે યજ્ઞ કીધા કાંઈ લક્ષ;
ઊખળ બાંધ્યો પંકજચક્ષ, બ્રહ્મ કરે માખણનું ભક્ષ. ૩૫
ગોપવધૂ જોવા સંચરે; પ્રણિપત બાળકની કરે;
શિલા રહી અબળા ઓચરે, ત્રૈલોકયનાથ નાસી નીસરે. ૩૬
ગયા ગોદરે શ્યામ શરીર, જહાં છે જમલાર્જુન બે વીર;
જક્ષનંદન જમુનાને તીરે, શાપે જન્મ થયા છે સ્થિર. ૩૭
વૃક્ષભણી જોયું જદુરાય, પૂર્ણ થયો નવમો અધ્યાય;
સકળ શાસ્ત્ર નિગમનું તત્ત્વ, સર્વશિરોમણિ શ્રીભાગવત. ૩૮
તે મધ્યે સાર છે દશમસ્કંધ, જેહું હું પ્રાકૃત પદબંધ;
કથા પ્રસંગ એકુ નવ પડે, ચાલ્યો જાઉં સૂધે સેરડે. ૩૯
આ પાસા વ્યાસ વાંચે સંસ્કૃત, આ પાસા માહારૂં પ્રાકૃત;
આ પાસા અધ્યા શ્લોક સંબંધ, આ પાસા કડવાં ચોપાઈબંધ ૪૦

બાંધું ગ્રંથ જોડ સમાન, કહેશે લોક કીધું અભિમાન;
નથી વાદ કીધો પ્રકાશ, આણવા શ્રોતાને વિશ્વાસ. ૪૧
વ્યાસવાણી વાણી મેં જાણી જથા, તેહવી પ્રાકૃત જોડી કથા;
રામચરણકમળમકરંદ લેવા ઈચ્છે પ્રેમાનંદ. ૪૨
મૂળ અર્થ છે પ્રાકૃત નામ, શ્રોતાને વલ્લભ ગુણગ્રામ;
મૂકો હરિજન ઘરનું કામ, જેમ તેમ સમરો સીતારામ. ૪૩

વલણ

રામ ભજો ભાવે કરી, શુકે તાર્યો પરિક્ષિત રાય રે,
ભટ પ્રેમાનંદ કહે કથા થયો નવમો અધ્યાય રે. ૪૪

---

## અધ્યાય ૧૦ મો

### કડવું ૩૮મું : રાગ સોરઠી

વૃક્ષરૂપે જક્ષનંદન રહ્યા જમુનાતીર રે;
જમલાર્જુન કહી બોલાવે, ગોકુળના આહીર રે. ૧
ઊર્ધ્વ વિસ્તીર્ણ ડાળ થઇ, સર્વાંગે સમાન રે;
વપુ સંકોચી મનુષ્ય પેસે, અંતર મધ્યનું માન રે. ૨
વૃક્ષજન્મ જક્ષરાજ પામ્યાં, થયો નારદજીનો શ્રાપ રે;
કુબેરઆત્મજને મુકાવા, હરિયે બંધાવ્યું આપ રે.૩
પૂછે મહીપતિ મહાનુભાવને, સ્વામી નિવારો સંદેહ રે;
કુબેરનંદન શિવના સેવક, કેમ પામ્યા દ્રુમદેહ રે. ૪
એહવું કર્મ શું આચર્યું જે નારદને ચડ્યો ક્રોધ રે;
ઊખળે બંધાયા શ્રીહરિ, કરી માતાસું વિરોધ રે. ૫

ચોપાઈ

શુક કહે કહું તેહની કથા, નિવારું સંદેહ સર્વથા;
[illegible] વસે અલકાપુર ગામ, નળકુબેર એક સુતનું નામ. ૬

મણિગ્રીવ નામે બીજો કુમાર, ઉભય ઉછંકળ રહે અપાર;
તે રંભા સાથે ક્રીડા કરે, સહુસ બીજી સંગે સંચરે. ૭
તે સદાશિવને વલ્લભ ઘણા; પાર્ષદ કહાવે શિવજીતણા;
દિગપાળ પિતા જક્ષ રાજાન, બીજું શંકરનું બહુ માન. ૮
ત્રીજું જોબનનું અભિમાન, તેહેવામાં કીધું મદનું પાન;
સંગે રંભા પરમ નિધાન, ફરે આકાશે બેસી વિમાન. ૯
કરે અપ્સરા સંગીતજ્ઞાન, ભૂલ્યાં મદમાં શિવનુ ધ્યાન;
સુધાવત સ્ત્રીનું અધરપાન, ઉભયને આવ્યું અજ્ઞાન. ૧૦
કામાંધને નહીં વપુસાન, કૈલાસમાં શિવનું ઉદ્યાન;
તહાં આવ્યા કરવા ક્રીડા સ્નાન, સંગે અપ્સરા પરમ નિધાન. ૧૧
મંદાકિની ગંગા ગંભીર, વસ્ત્ર મૂકયાં સરિતા તીર;
નિર્લજ મદાંધ બેહુ વીર, નહાવા પેઠા નગ્નશરીર. ૧૨
અપ્સરાનાં મુકાવ્યાં ચીર, માંડી ક્રીડા બહુ છાંટે નીર;
દેખી દંપતી નગ્ન અજ્ઞાન, ગગને જાતાં લાજ્યા ભાણ. ૧૩
ભયભીત જોગેશ્વર થયા, પશુ પક્ષી લજ્જા પામી રહ્યાં;
કોનો ભય મનમાં નવ ધરે, નગ્ન ક્રીડા રંભાશું કરે. ૧૪
વીસરી કુળપિતામર્યાદ, ઉદય થયો અનંગ ઉન્માદ;
વીસર્યા ધરમ કરમ ને નેમ, પત્નીપૂર્વક ક્રીડાપ્રેમ. ૧૫
વીસરી વિદ્યા જોગ મહાદશા, નથી જાણતા દિવસ કે નિશા;
તે નથી જાણતા લોકાચાર, તે ક્રીડામાં થયા તદાકાર. ૧૬
તે મદભરી દષ્ટે ભાળતા. તરંગ જળની ઉછાળતા;
રંભાનું કરતા બહુ હાસ્ય, તાણે સ્ત્રીના ગ્રહી કેશપાશ. ૧૭
જોઈ દેવ થયા સર્વ દુખી, એહેવે પધાર્યા નારદ ઋષી;
નગ્ન ભ્રાત બેહુ દ્રષ્ટે પડયા, નારદજી કોપે ધડધડયા. ૧૮
લજ્જા પામી સરવ સુંદરી, પેહેર્યાં વસ્ત્ર બાહેર નીસરી;

જક્ષ બેહુ તહાંથી નવ ખસ્યા, નારદને દેખી ખડખડ હસ્યા. ૧૯
ક્રોધે ભરાયા નારદ જતિ, એ લજ્જા મહારી કરતા નથી
ધન્ય સ્ત્રી પુરુષ ધિક્કાર, એ કાંઈ એક શિક્ષા દેઉં નિરધાર. ૨૦
દંડ વિના મદ નવ ઊતરે, પુનરપિ એહેવું કર્મ ન કરે;
યદ્યપિ સેવક શંકરતણા, પણ આજ અધર્મી દીસે ઘણા. ૨૧
નહીં કરે હું પર શિવજી કોપ, એણે કીધો છે ધર્મનો લોપ;
ઉતારવા બેહુનું અભિમાન, નિકટ આવ્યા ઋષિ ભગવાન. ૨૨

નારદવચન : :—

અરે મૂર્ખો, આવ્યું અજ્ઞાન, શીઘ્ર કરો જઈ પટ પરિધાન;
વિષ્ણુનેત્ર સૂરજ મહારાજ, તેહેની તમો નવ કીધી લાજ. ૨૩
શું દિવ્યદેહ એળે નિર્ગમો, અહરનિશ રંભા સંગે રમો;
જે હસ્તે પૂજ્યા પંચવદંન, તે હસ્તે ગ્રહો નારીનાં સ્તન. ૨૪
જપો ગાયત્રી ભવજળતારણી, તે મુખે કેમ પીધી વારુણી;
તમો મૃત્યુલોક પામો નિરધાર, પામો વૃક્ષતણા અવતાર. ૨૫
ગ્રીષ્મ શીત વર્ષા સેહેજો, સદૈવ નગ્ન ઊભા રેહેજો;
જડરૂપ નહીં વાણી બળ, નારદે બંન્યો શાપ્યા ખળ. ૨૬

જક્ષવચન :—

કૃપા કરો કમળભૂનંન, હવે સાન વળી સ્વામીન;
કર્મ ભોગ ભોગવવો ખરો, કાંઈક શાપ અનુગ્રહ કરો. ૨૭
અમો જન્મ લઉં ઉત્તમ સ્થળ, કો સીંચે મહાનદીનું જળ;
ઉત્તમ દ્રુમ અમારાં નામ, મહાપુરુષ આવી કરે વિશ્રામ. ૨૮
શાપ મુકાએ થોડે કાળ, તવ નારદ બોલ્યા થઈ કૃપાળ;
ગોકુળ ગામ ગૌશાળા સૌમ્ય, જમનાતીરે વ્રજની ભોમ્ય. ૨૯
નિવાસી ગોપતણો પરિવાર, તહાં તમો ધરજો અવતાર;
નંદપુત્ર હશે વૈકુંઠનાથ, આપ બંધાવશે ઉખળ સાથ. ૩૦

મુકાવશે તમને શ્રીહરિ, કૈલાસે આવશો પાછા ફરી;
શ્રીશુકજી વાણી ઓચર્યા, તે જક્ષ વૃક્ષ થઈ અવતર્યા. ૩૧
સાંભળી રીઝયા પરિક્ષિત રાય, શ્રીશુકજીને નમિયા પાય;
ઈતિહાસ પૂરવનું કહ્યું, પછે ગોકુળમાં શું થયું.[૧] ૩૨

શુકવચન —
ઊખળ સાથે ગોકુળનાથ, ચાલ્યા ઘૂંટણિયે ટેકો દઈ હાથ;
બાળચેષ્ટા પૂરણ કરી, વૃક્ષ મધ્યે પેઠા શ્રીહરિ. ૩૩
કર્મદોષ તેહેનો પરજળ્યો, પરબ્રહ્મ સહેજે આવી મળ્યો;
આડો ઊખળ અટકયા હરિ, કહાડે પાછો તાણી કરી. ૩૪
વૃક્ષને કહે તું અળગો થા, હવડાં આવશે માહારી મા;
ગોવાળા તાળી દઈ હસે, હવે સામળીયાજી કેમ જશે. ૩૫
કેટલી ગોપી તહાં જોવા રહી, કેટલી જશોદાને કહેવા ગઈ;
કોલહલ ગોકુળમાં થાય, બાળક ભરાયો બે દ્રુમ મ્હાંય ૩૬
વારતા સાંભળી ધાયા નંદ, ધાઈ જશોદા કરતી આક્રંદ;
જાણ્યું જે માતા આવી ખરી, બાળચેષ્ટા ગોવિંદે કરી. ૩૭
મહાબળ કીધું પંકજાક્ષ, ઊખળ ભરાવી બેહુ વૃક્ષ;
શકે શું મેઘ ગગન ગડગડ્યા, કે સપ્ત સાગર ઉધાણે ચડયા. ૩૮
કે મેરુ વિંધ્યાચળ આથડ્યા, શું દિગ્ગજ ઐરાવત વઢ્યા;
ગોકુળમાં શબ્દ રહ્યો ગડગડી, મૂળથી વૃક્ષ પડ્યાં કડકડી. ૩૯
દ્રુમલતા તળે આવ્યા હરિ, નવ પામે દર્શન વ્રજસુંદરી;
હાહાકાર કોલાહલ ઘણો, ન દીસે બાળક નંદજીતણો. ૪૦
દિવ્ય દેહ પામ્યા જક્ષરાય, શ્રવણે કુંડળ ઝગમગ થાય;
વપુવિરાજે પટ પરિધાન, જાણે ઉદિયા શશિયર ભાણ. ૪૧
બેહુ ભ્રાત ઊભા જોડી હાથ, કરે સ્તવન જે જે વૈકુંઠનાથ;
તું પરમેશ્વર, તું પરબ્રહ્મ, તું આશ્રમ તું ધરમાધર્મ. ૪૨

૧. ઈતિહાસ પૂર્વનું વૃતાન્ત કહ્યું, પછે ગોકુળમાં શું કૌતિક થયું

જગતપિતામહ જુગદાધાર, તુજ સત્તાએ રહ્યો સંસાર;
અમો અપરાધી અન્યાયે ભર્યાં, તહારી ભક્તિ અમો વીસર્યાં. ૪૩
વિષયલંપટ નિર્લજ થયા, વીસર્યાં ધ્યાન દાન ને મયા;
રંભારમણ ચુંબન હાસ્ય, નિંદિત કર્મે બંધાયા પાશ. ૪૪
મદ્યપાન વિષયમાં મગ્ન, ગંગામાં દિવસે ન્હાયા નગ્ન;
એ અધર્મથી દ્રુમ અવતર્યાં, તે આપ બંધાવી અમો ઓધર્યાં ૪૫
અયુત વર્ષ ભોગવ્યો આ દેહ, બ્રહ્મદર્શનથી આવ્યો છેહ;
અમે અલ્પ જીવ અપરાધી જક્ષ, અમો કર્યાં અન્યા કંઈ લક્ષ. ૪૬
તેં ન જોયું કૂડા કર્મભણી, સહવારી કરુણા કીધી ઘણી;
સ્તવનવિધિ અમો જાણું નહીં, એહેવિ સ્તુતિ કીધી ઊભાં રહી ૪૭
પ્રસંન થઈ બોલ્યા ભગવાન, જક્ષરાય માગો વરદાન;
કુબેરઆત્મજ પડિયા પાય, વરદાતા તું વૈકુંઠરાય. ૪૮
માગું વર મનમાંહે મુદા, તમારી ભકિત આપો સર્વદા;
ભકિત વિના પામ્યા આપદા, તમારાં ચરણ ન મૂકું કદા. ૪૯
આપ્યો વર દીન થઈ જદા, કૃપા કરી હરિ વાણી વદ્યા;
તમને નહિ હોય જન્મ મર્ણ, સ્પર્શ થયાં છે મહારાં ચર્ણ. ૫૦
સદાશિવની કરજો સેવ, મહારું રૂપ તે શ્રીમહાદેવ;
હું શિવ માહે અંતર નથી, જાઓ કૈલાસ વસો જક્ષપતિ. ૫૧
સંવાદ જક્ષ હરિનો હોય, તે વૃજવાસી નવ દેખે કોઈ;
પૂરણ કૃપા કીધી ભગવાન, આવ્યું સ્વર્ગથી દિવ્ય વિમાન. ૫૨
નમી બાળમુકુંદને પાય, જઈ વિમાને બેઠા બેહુ ભાય;
નાના અગર ધૂપ પરજળે, ચમર ચારે પાયા ઢળે. ૫૩
હોયે રણુકાર ઘંટા ઘૂઘરી, કરે ગાન નૃત્ય સુંદરી;
ધ્વજા છત્ર કળશ આસંન, ગર્જે વિમાન ગયું ગગંન. ૫૪
શ્રીકૃષ્ણ પ્રતાપે દિવ્ય દેહ ધરી, ગવ્યા નિજ કુટુંબને ફરી;

જક્ષ મોક્ષકથા સાંભળે, મદ્યપાનાદિક પાતિક ટળે. ૫૫
નગ્નજળક્રીડા અધર્મ; દિવા મૈથુનાદિક કુકર્મ;
અધ્યયન કરે વા સાંભળે કથા, ઘોર કર્મ પરજળે સરવથા. ૫૬
સકળ શાસ્ત્ર નિગમનું તત્ત્વ, સર્વશિરોમણિ શ્રીભાગવત;
તે મધ્યે ઉત્તમ દશમસ્કંધ, જોડ્યું મેં પ્રાકૃત પદબંધ. ૫૭
કથા પ્રસંગ એકુ નવ પડે, આલ્યો જાઉં સૂધે સેરડે;
આ પાસા વ્યાસ વાંચે સંસ્કૃત, આ પાસા માહારું પ્રાકૃત. ૫૮
આ પાસા અધ્યા શ્લોક સંબંધ, આ પાસા કડવાં ચોપાઈબંધ;
બાંધ્યો ગ્રંથ જોઠ સમાન, કહેશે લોક કીધું અભિમાન ૫૯
નથી વાદ વચન કીધું પ્રકાશ, જેમ શ્રોતાને આવે વિશ્વાસ;
વ્યાસ વાણી જાણી મેં જથા, તેવી પ્રાકૃત જોડી કથા. ૬૦
રામચરણ કમળ મકરંદ, લેવા ઇચ્છે પ્રેમાનંદ;
વેહેવાર માત્ર કરો ઘરનાં કામ, શ્રોતાજન સમરો સીતારામ. ૬૧

વલણ

રામનામ ભાવે ભજો, શુકે તાર્યો પરિક્ષતરાય રે;
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો પૂરણ દશમો અધ્યાય રે. ૬૨

---

## અધ્યાય ૧૧ મો

### કડવું ૩૯મું : રાગ વેરાડી

શ્રી શુકજી કહે સાંભળ રાજા, વૃક્ષ બે ભાંગી પડિયાં,
દ્રુમલતામાં ગુપ્ત થયા, ગોવિંદ શોધ્યા ન જડિયા. ૧
શ્વાસ ભરાયા નંદજી આવ્યા, પૂછે જસોદા રાણી;
શીતળ શરીર વદન અતિ વિહ્‌વળ, નેત્રે વહે બહુ પાણી. ૨
કહાં ગયો ભાઈ કુંવર મહારો, બાળકને પૂછે નંદ;

લોક કહે વિપરીત થયું છે, દ્રુમતળે બાળમુકુંદ. ૩
અરિષ્ટ સાંભળી ધરણે ઢળ્યા, જેમ કદળી કુહાડે કાપી;
અંગ પછાડે આંસુ પાડે, જસોદાને વેદના વ્યાપી. ૪
આનંદ નીર સૂકે નંદમુખનું, દુઃખતણું નહીં લેખું;
એક વાર કુંવર આણી, દષ્ટે પ્રાણવલ્લભને દેખું. ૧ ૫
વૃક્ષલતાપત્રની ઘટામાં, ઘૂંટણિયે હીંડે ઘનશ્યામ;
સામળીયાજી શોધી કહાડયા, મળ્યું જોવા ગોકુળ ગામ. ૬
આનંદ ધરી હરિ નંદે લીધા, ઊખળ ઉચલાયો સાથે;
આ અરિષ્ટ કોણે કીધું છે, ધસ્યા હાથ ગોકુળનાથે. ૭
સુકુમાર કટિયે કઠિણ દામણાં, કોણે બાંધ્યાં તાણી;
ગોપી સર્વ કહે નંદજીને, કર્મ કીધું જશોદા રાણી. ૮
ક્રૂર દષ્ટે જેયું સ્રી સામું, કૃષ્ણને કહે છોડું બાપ;
ખૂતાં દોર કુંવરને અંગે, પડ્યા કઠિણ બંધન કાપ. ૯
ઘણું દોહેલે છોડ્યા છબીલા, હૃદયે લીધા સુંદરશ્યામ;
બંધન કીધા દોરડે માટે, દામોદર ધર્યું નામ. ૧૦
બીજાં બાળકને નંદે હાંકયાં, સર્વ મળી પાડ્યાં ઝાડ;
આ વિઘ્નથી ઊગર્યો બાળક, તે પરમેશ્વરનો પાડ. ૧૧
ખરા થઈ સર્વ બાળક બોલ્યા, અમો જીવતાં હરિયે રાખ્યાં;
ઊખળ ભરાવી તાહરે પુત્રે, વૃક્ષ બે મરડી નાંખ્યાં. ૧૨
બે પુરુષ પ્રગટ્યા દ્રુમમાંથી, તે શું વાત કીધી છાની;
સ્રીયે બાંધ્યો પુત્રે વૃક્ષ પાડ્યાં, અમ ઉપર રીસ શાની. ૧૩
વાત સાંભળી મૌન કીધું, નવ દીધો ઉત્તર વાળી;
પુત્ર લઈ નંદ પધાર્યા, પૂઠે જસોદા ઓશિયાળી. ૧૪
આ ગોળી માટે બાળક બાંધ્યો, કેમ ચાલ્યું તાહરું મંન;
નંદ કહે એવું ભાસે છે શકે, તેં નથી પ્રસન્યો તંન. ૧૫

૧. એક વાર કુંવર પ્રાણવલ્લભને, આણીનારે દષ્ટ દેખું.

જો કુંવર કોટિ અન્યા કરે તોય, માતા હોડ ન જાય;
પુત્રપેં તુંને ગોરસ વહાલું, નેત્ર ભર્યાં નંદરાય. ૧૬
ઉત્તર વયે હું પુત્ર પામ્યો, અનાથ થયો સનાથ;
શકટની પેરે બાળક બાંધ્યો, કેમ ચાલ્યા તહારા હાથ. ૧૭
કાષ્ટપેં પાષાણ કઠિણ, એમ લોક વારતા વદે;
લોહવજ્રપેં કઠિણ દિસે, જસોદા તાહારું હૃદે. ૧૮
આજથી નારીનો વિશ્વાસ ન કીજે, મન માને તેમ ચાલે,
પ્રીત શાની સ્વામી ઉપર, કોઈ એક દહાડો ઘર ઘાલે. ૧૯
મૃત્યુ તુલ્ય થયાં જસોદાજી, જાણ્યું જમનામાં ઝંપાવું;
શ્રીકૃષ્ણે જાણ્યું માતા મરશે, આનંદ ફરી ઉપજાવું. ૨૦
હાલું બોલી કહે પરમેશ્વર, માતાને જશ દીધો;
દોરડે મુને રક્ષા બાંધી, અભંગ અંબાએ કીધો. ૨૧
મ્હોટાં વૃક્ષ પડયાં મુજ ઉપર, પિતાજી વિચારો મન;
એ રક્ષાએ હું રહ્યો જીવતો, જસોમતીને પુણ્ય. ૨૨
એવું કહીને રુદન માંડયું, કૌતક દેવાધિદેવ;
નંદે જસોદાને પુત્ર આપ્યો, રોતો રહ્યો તતખેવ. ૨૩
બિહાવ્યો માર્યો બંધન કીધો, તોય માત વિના નહીં સાતા;
એકુ સગપણ તુલ્ય ન આવે, જેવું પુત્ર ને માતા. ૨૪

વલણ

માતાનું સગપણ સર્વશિરોમણિ, તુલના કો આવે નહીં રે;
હૃદયે ચાંપી પુત્રને, જસોદા ઘરમાં ગઈ રે. ૨૫

---

## કડવું ૪૦મું : રાગ સારંગની ચોપાઈ

શુકવચન :—

અદ્દભુત લીલા શ્રીભગવાન, જસોદા કરાવે પયપાન;
કુશળ કુશળ ગોપી ભાખતી, જસોદા જળ ઓવારી નાંખતી. ૧

પંચગવ્ય રક્ષા બહુ કરે, છાંટે પાણી છાની મંત્ર ઊચરે;
નંદે તેડાવ્યા ઋષિ ભગવાન, સુપાત્રને આપ્યાં ગૌદાન. ૨
શકે પુત્ર પ્રસવ થયો આજ, વિનય કરે વૃજનો મહારાજ;
વિઘ્ન નિવર્તિક મ્હોટું પર્વ, ગોપ જ્ઞાતિ મેળવી સર્વ. ૩
નંદ ઉપનંદ રાય વૃખભાન, કીધો વિચાર બેસી એક સ્થાન;
પૂતના શકટ ને તૃણાવંત, બાળકને વિઘ્ન ગયાં અનંત. ૪
આ અરિષ્ટ કહ્યું નવ જાય, પડયાં વૃક્ષ દીઠે ભય થાય;
વૃક્ષજુગ્મ અંતર સાંકડું, ચુહૂલે ચડયો મગ રહ્યો કાંગડું.[૨] ૫
ચક્કીથી કણુ નીસરે અભંગ, તેમ બાળકનું વાંચ્યું અંગ;
એ નંદપુત્ર સર્વનો આધાર, એહેને આશરે વૃજપરિવાર. ૬
કદાપિ વિઘ્ન શ્રીકૃષ્ણને થાય, વિણુ માર્યાં ગોપ મરી સહુ જાય;
પ્રાણીમાત્રનો કૃષ્ણ છે પ્રાણ, એહેને કલ્યાણે સહુને કલ્યાણ, ૭
કંસની ક્રૂર દીસે છે દષ્ટ, અહાં વસતાં કાંઈ પામીએ કષ્ટ;
કીજે વાસ વનમાં મોકળો, હવે ગોપ માત્ર અહાંથી ઊચળો. ૮
ગોવર્ધન વૃંદાવંન નિકટ, જઈ વસીયે જમનાને તટ;
જહાં ગૌ તહાં ગોકુળગામ, ભાઈ આ સ્થાનકનું શું છે કામ. ૯
ઘણું તૃણ વૃંદાવન મ્હાંય, વાધે દૂધ ચરશે તહાં ગાય;
ગોપની વિભૂતિ છે ગૌધંન, સુરભિ સુખી સુખી વૃજજંન. ૧૦
શેં નથી અહાંથી ઊચળતા, કહાં છાજ કાષ્ઠ નથી મળતાં;
કહાં પડે છે મૂકવા અવાસ,જહાં જઈ એ તહાં છાપરે વાસ. ૧૧
નંદરાયની આજ્ઞા હોઈ, સાવધાન થયું સર્વ કોઈ;
ઉદ્યમ સહુ ચાલ્યાનો કરે, કુશળ કહાન વાણી ઊચરે. ૧૨
વૃષભ વચ્છ મહિષી બહુ ગાય, ભાં શબ્દ મારગમાં થાય;
હીસારવ કરે ગૌ પાછી ફરે, પોતાના વચ્છને આવી મળે. ૧૩
સ્કંધે કાવડ ગોરસ ભરી, ઘૃતનાં ગાડવાં મસ્તક ધરી;

૩. ચૂલે ચડયા મન રહ્યા કોરડુ.

કોણે લીધાં માટ મહીએ ભર્યાં, ગોળી રવૈયા સીકાં નેતરાં. ૧૪
ગુપ્ત દોર મંચક પારણાં, કાઢયાં ચણિયારાં લીધાં બારણાં;
સાંકળ ભોગળ કૂંચી તાળાં, ઘર શોધી લે સર્વ ગોવાળા. ૧૫
લીધી વસ્તુ જે જે કાર્જની, ઊખળ મૂશળ સમ્માર્જની;
કાઢયા ગૌના ખીલા ખાંચી ખાંચી,લીધા,સૂપ ટોપ ચક્કી માચી.૧૬
શકટ ધન ધાન્યનાં ભર્યાં, જુઓ ઘરમાં કાંઈ વીસર્યાં;
ધાતુ પાત્ર વસ્ત્ર ગાંસડી, લેઈ ગોપિકા શકટે ચહડી. ૧૭
ચાઓ ચાલતાં વહુ સાસુજી ભણે,ઘરમાં જઈ દાટી થાપણ ખણે;
ઠાલું ગોકુળ ઉદ્વસ્ત થયું, માંજાર શ્વાન સહુ સાથે ગયું. ૧૮
શ્રીકૃષ્ણ કહે કેમ રહેશે રાંકડાં. સહુ સાન કરી તેસ્યાં માંકડાં;
રમકડાં લીધાં જસોમતી, નવે ઘેર એહવાં મળવાં નથી. ૧૯
શકટ ઘીસલાં જોડયા બહુ રથ, તાણે ભાર સાંઢ સમરથ;
ઉત્તમ રથે બેઠા નંદરાય, શ્રીકૃષ્ણ બેસાડયા ખોળામાંય. ૨૦
જસોદા આવે વ્રજસુંદરી, કો વાહન કો પાળી પરવરી;
એટલે આવી સીમ ગોવર્ધન તણી, લોભ્ય વૃંદાવનની સોહામણી.૨૧
ચંદ્રમાનું ઘર સાધી ઊતર્યાં, વિવિધ વાડા સુરભિના કર્યાં;
મધ્યે ઘર કીધું નંદજીતણું, ફરતું ગામ વસ્યું અતિઘણું. ૨૨
બહુલ વાસ શ્રી ગોકુલ ગામ, ઘણી ગાય માટે ગોકુળ નામ,
ઉજ્જવળ મૃત્તિકા ગોમય ગાર, મંદિર લીપે વ્રજની નાર. ૨૩
રંગમંડપ ગૌશાળા ભણી, વ્રજમાં શોભા વૈકુંઠતણી;
ચરે ધેનુ બહુ મીઠી ચાર, પીએ નિર્મળ જમુનાનું વાર. ૨૪
ન રહે ભૂખી તરસી ઘડી, ઘણું ગાય દૂઝાણે ચડી;
નંદ મનને આનંદ પમાડે, રમારમણને ખેલે રમાડે. ૨૫
કરે બાળચેષ્ટા ગોપાળ, તેડે નંદ આવે તતકાળ;
જસોમતીને ઓછંગે ચડે, કરે હાસ્ય ક્ષણમાં રડે. ૨૬

કાંઈ વસ્તુ માગે નંદની રાણી, તે આપે કૃષ્ણ આણી આણી;
લાવે વળી અધવચ નાખી દેઅ, નાસી જાય નહીં આવું કેહ ૨૭
કોટિ ચેહેન નવરાવતાં કરે, અર્ધ અંઘોળ્યો નાસી નીસરે;
જો કૃષ્ણ ગુંથાવે ચોટલી, તો ઘણું માખણ આપું રોટલી. ૨૮
એક નેત્રમાં કાજળ ભરે, નહીં અંજાવું રોતો નીસરે;
દૂધ લેઈ મર્કટને પાય, જસોદાને વારે નંદરાય. ૨૯
રખે તું કૃષ્ણને હાકટે, હું રંકને પુત્ર પૂજ્યો છે પેટે;
એ ચોરે નાંખે કરે ઉન્માદ, એ આપણને મોટો છે સ્વાદ. ૩૦
તુંથી ભય મહારું મન ધરે, વળી રખે ઊખળે બંધન કરે;
શુકજી કહે હું શું શું ભણું, જે ભાગ્ય નંદજસોદા તણું. ૩૧
સાક્ષાત વિશ્વંભર જકત જાણે, તે ભૂખ્યો છૌં કહી પાલવ તાણે;
ખટદર્શનમાં જોગેશ્વર જુએ, તે બ્રહ્મ માખણ માટે રૂએ. ૩૨
બ્રહ્માને સ્વપને નવ આવે, તે ગોવિંદને ગોપી નચાવે;
ચાર વરસના હરજી થયા, એક દહાડો જમુનાતીરે ગયા. ૩૩
જળ ભરતી દીઠી સુંદરી, કંદર્પરૂપ દેખાડ્યું હરિ;
ગોપી સઘળી ઘેલી કરી, કો ન શકે કુંભમાં અંબુ ભરી. ૩૪
તહાંથકી ભેદ્યાં મોહનાં બાણ, હરિ માગી લે મહીનાં દાણ;
કેમ હીંડે ગોપી પાગ ન ઠરે, ચડવાને ઠાળે લપસણું કરે. ૩૫
પ્રભુ પૂઠે આગળ બલિભદ્ર, મારે કાંકરી કરે ઘટને છિદ્ર;
હરિ ગોપીને દેખાડે રામ, ઘટ ફૂટો તે આ બિચારાનું કામ ૩૬
રોહિણી કને ગોપી વહતી જાય, બળિભદ્ર બાપડો સમ જ ખાય;
કો ગોપી જુએ બીજી સ્ત્રી ભણી, તસ્કર કરે હરિ તેની ઊંઢણી[3] ૩૭
લાકડીએ બેઠું ડેસી દીએ, થયું જાન ત્રાહે ત્રાહે હરિ કહે;
સ્નેહન નારીનાં મન રીઝવે, વૃદ્ધ ડોસીને ઘણું ખીજવે ૩૮
જાઓ ચેલે આરે જળનો ઠામ, વહુવારૂમાં શું વૃદ્ધનું કામ;

3. તસ્કર કરે હરિ તેની ઉઢોણી.

આવે જળ ભરવા નહાની છોકરી, તેને વાનરા વળગાડે હરિ. ૩૯
તે આરે આવે કો જોબન પુર્ણ, તેને કહે દીસે છે મૂર્ખ;
તેને કેહે આંહાં શું છે કાજ, જાઓ અળગા સ્ત્રી પામે છે લાજ. ૪૦
તે સાચું માની ગોવાળા ખસે, ગોપવધૂ તાળી દેઈ હસે;
છે નહાનો પણ લક્ષણ મોટાં, બાઈ એહનાં નયણાં છે ખોટાં. ૪૧
ચાર વરસનાએ રોકયો ઘાટ, આગળ શું કરશે મોટા ઉત્પાત;
ચાલો જસોદાને કહીયે હાવે, જે સવારો પુત્રને પરણાવે. ૪૨
જળ ભરી ગોપી ઘેર જાય, શ્રીકૃષ્ણ રૂપ રમે મન મહાંય;
એક દહાડો નંદને કહે નરહરિ, અભિલાષ અંતરમાં ધરી. ૪૩
પિતાજી હું કુળ કર્મ કરું, મોકલો મુને ચારવા વાછરું;
હાસ્ય કરી બોલ્યા નંદ રાય, લઘુ બાળક કેમ વનમાં જાય. ૪૪
તીવ્ર તાવડ સહ્યો નવ જાય, કુશાગ્ર ખૂંચે કોમળ પાય;
ઉનાળે તાવડ ચોમાસે મેહ, શિયાળે ટહાડ સહે કેમ દેહ. ૪૫
ડોલે સર્પ બોલે વાઘ વરુ, તમો બીહો તેવારે શું કરું;
સેવક આપણા ચારે ગાય, તું બાળક શે વનમાં જાય. ૪૬
ગદગદ કંઠે ગોવિંદ થયા, રોતા જસોદાજી કને ગયા;
હૃદય ઉધરકે ડસકાં ભરે, આસવાસના અંબાજી કરે. ૪૭
વચ્છ ચારવા મોકલો માત, કહ્યું ન માને મહારો તાત;
બળભદ્ર કેમ ચારે વાછરુ, તે જોઈ જોઈ હું ઇચ્છા કરું. ૪૮
સાંભળી વાત શ્રીગોવિંદ તણી, જસોદા આવ્યાં નંદજી ભણી;
કટિઅંગે લીધા ભગવાન, શીખવે માને માગ તું માન. ૪૯
વિનયયુક્ત બોલ્યાં સુંદરી, કાં બાળક આવ્યો આંસુ ભરી;
એહેને રઢ વન જાવા તણી, મોકલી દ્યો મનષા છે ઘણી. ૫૦
વનનું સુખ જોઈ આવશે અપાર, નહીં કહે મોકલો બીજી વાર;
નંદ કહે, કાં નહીં સુંદરી, કાલે મોકલશું મુહૂરત કરી. ૫૧
બીજે દિવસે તેડ્યા મુનિજંન, પ્રભુને કીધું અભિષેચંન;[૪]

---

૪. પ્રભુને કીધું અભિષેક સિંચન

વિપ્રને આપ્યાં નાનાવિધ દાન, પૂજ્યાં વચ્છ કીધાં સાવધાન. ૫૨
કાછ કછ્યો પીતાંબર પટે, જડિત કંદોરો બાંધ્યો કટે;
મસ્તક મોળિયું બાંધે તાત, આંજે લોચન જશોદા માત. ૫૩
કુંડળ હાર ભુજે બાજુબંધ, દર્પણમાં મુખ નિરખે ગોવિંદ,
કેસર અર્ચિત સુભગ કપોળ, ઓઢાડી પાબડી રાતી ચોળ. ૫૪
કટિયે ઘૂઘરી ઘમઘમતી, પાયે મોજડી ચમચમતી;
એક સીકું સાથે બંધન કરી, રક્ત જેષ્ટિકા સ્કંધે ધરી. ૫૫
લ્યો શાક પાક અથાણાં નાથ, સીકાં માંહે મૂક્યાં ભાત;
નંદરાય હરખે આંસુ ભરે, માત જશોદા મીઠડાં કરે. ૫૬
બાળક મળ્યાં સહસ બે ચાર, તેમાં વિરાજે નંદકુમાર;
પુષ્પ દડો કનકની ગેડી, હરિને જશોદાએ આપ્યાં તેડી. ૫૭
એક પચરંગ રંગ્યો વીણો, કોકિલા નાદપેં સ્વર ઝીણો;
શીઘ્ર આવજો સાંજે, પુત્ર, દીધી રક્ષા છાંટયું ગૌમુત્ર. ૫૮
એક શ્યામ બિંદુ કીધું ગાલ, ઠમક ચમકતી ચાલે ચાલ;
માતપિતાને નમિયા પાય, આશિષ લઈ પ્રભુ વનમાં જાય; ૫૯
નંદજીયે કેડે ચઢાવ્યા હરિ, પૂઠે ગીત ગાય વ્રજસુંદરી;
નહાનાં વચ્છ કીધાં આગળે, સરવ જઈ ઊભું રહ્યું ભાગળે. ૬૦
પ્રાર્થના નંદરાયે કરી, સર્વ ગોપને સોંપ્યા હરિ,
ગામ ઢૂંકડા વચ્છ ચારજો, સવારા ઘેર પધારજો. ૬૧
હીંડતાં આખડે તો ભુજ સહાજો, ક્ષણુ ક્ષણુએ બેકુ જળ પાજો;
રુદન કરે તો લાવજો ઘેર, નંદે બાળ સોંપ્યો બહુ પેર.
ગોપજુક્ત ચાલ્યા શ્રીહરિ, નંદજસોદા આવ્યાં ઘેર ફરી. ૬૨

વલણ

ફર્યાં નંદ આનંદભેર, વન ગયા સુંદરશ્યામ રે;
પ્રેમાનંદ કહે કથા, શ્રોતાજન જપો શ્રીરામ રે. ૬૩

## કડવું ૪૧મું : રાગ મેવાડો

શુકવચન :—

નાથ પધાર્યા વચ્છ ચારવા, ગ્રામ ધન વ્રજની પર્ણ જી;
ટૂંકડે પાગે આગળ ચાલે, વનમાં અશરણશર્ણ જી. ૧
વારા પરઠી વચ્છને વાળે, મધ્યાને જમે ભાત જી;
ફરી ગોકુળ સંજ્યાએ આવે, રામકૃષ્ણ બે ભ્રાતજી. ૨
માતા જસોદા સામે આવે, લે હરિને હૃદયા સાથ જી;
નિત્ય પ્રત્યે વચ્છ ચારી આવે, મનમાં વૈકુંઠનાથ જી. ૩
સમાચાર રાય કંસે જાણ્યો જે, જઈ વસ્યા આઘા ગોવાળ જી;
વચ્છ ચારવા જમુના તીરે, જાએ નંદનો બાળ જી. ૪
આજ્ઞા આપી વચ્છાસુરને, જા તું વૃંદાવંન જી;
નંદનો નંદન ગોપવૃંદ માંહે, તેને કર તું વિઘંન જી. ૫
ગર્વ કરી વચ્છાસુર આવ્યો, સાંભળ પરિક્ષિત ભૂપ જી;
વચ્છ જૂથમાં ચરવા લાગો, લેઈ વચ્છનું રૂપ જી. ૬
ફળજુક્ત વૃક્ષ છે કોઠીનું, તે તળે રમે ગોવાળ જી;
પક્વ ફળની આવે વાસના, કોઠાં પરમ રસાળ જી. ૭
બાળકને અભિલાખ ઘણો છે, કીજે ફળનો આહાર જી;
તે પ્રાર્થના કરે પવનની, તું પાડ કોઠાં બે ચાર જી. ૮
કેટલા ગોપ ફરે વૃક્ષ પૂંઠે, ચડવા થાય સાવધાન જી;
આવ રે ફળ પડ ખોળામાં, કરે હાથની સાન જી. ૯
કો નાખે પાષાણ પવેડા, પહોંચે નહીં દ્રુમડાળ જી;
ભક્ષણ અર્થે કરે ઉદ્યમ, તે જાણ્યું શ્રીગોપાળ જી. ૧૦
ફળ આસક્તાને ફળ ખવરાવું, તર્પિત મિત્ર થાય જી;
વચ્છાસુર દષ્ટિમાં રાખ્યો, મોકલિયો કંસરાય જી. ૧૧
સકળ વચ્છ તે પૂંઠે ધાએ, વચ્છાસુર આગળ થાય જી,

આપઆપણે વારે ગોવાળા, વચ્છ વાળવા જાય જી. ૧૨
શ્રીકૃષ્ણની વારી આવી, ઊઠ્યા સુંદરશ્યામ જી;
હસ્ત લાકડી લેઈ પધાર્યાં, ત્હારે બોલ્ય । રામ જી. ૧૩
નૌતમ વચ્છ કો આજે આવ્યો, વપુનો ધૂમ્ર વર્ણ જી;
ચંચળ ચાલે ચૌ દિશ જોતો, ચમકતો માંડે ચર્ણ જી. ૧૪
સકલ વચ્છને લેઈ જાએ, કરજો જેષ્ટિકા પ્રહાર જી;
ઉન્મત્ત એહેવી શિક્ષા દેજો, નાસે નહીં બીજી વાર જી. ૧૫
ગ્રહી લાકડી મૂકી હડી, હરિએ કીધો હોકાર જી;
વચ્છાસુર આનંદ્યો અંતર, નીરખ્યા નંદકુમાર જી. ૧૬
જે અર્થે મેં રૂપ ધર્યું છે, કરવા કંસનું કામ જી;
તે બાળક આવ્યો મુજ પાસે, મળિયો એકાંત ઠામ જી. ૧૭
વક્ર વદન નેત્ર કરડાં, ભાં શબ્દ મુખે ભણતો જી;
વામ દક્ષણ અવલોકન કરતો, પગે પૃથ્વી ખણતો જી. ૧૮
વચ્છાસુર વિચારે મનમાં, કરું પાટુનો પ્રહાર જી;
કપટજુક્ત વાછેરો ચાલે, આસુરી માયા અપાર જી. ૧૯
અમરગણ અંત્રિક્ષે આવ્યાં, જોવા પ્રભુનું પ્રાક્રમ જી;
વચ્છાસુરનો વધ કરવા, હરિયે કીધો ઉદ્યમ જી. ૨૦
કપટી દષ્ટિ ઉભયની વરતે, કોણ કહોને કરે ઘાત જી;
તું નીકળ ટોળાંમાંથી પાપી, હાક્યો કરી ઊંચો હાથ જી. ૨૧
ઘોર શબ્દ કીધો વચ્છાસુરે, ઊચલ્યાં વચ્છ સર્વ કોય જી;
રામ આદે બાળક સર્વ બીહીના, અતુલ અરિષ્ટ હોય જી. ૨૨
ચંદ્ર ઢાંકે રાહુનું મંડળ, પોપટને ઝડપે વ્યાળ જી;
શું ગિરિશૃંગ પડ્યો મૃગ ઉપર, નાખી પાછે પાગે ફાળ જી. ૨૩
ને જોડ પાટુ નાખી, પ્રહારે પર્વત કટકા થાયે જી;
જેમ સર્પને ગરુડ ગ્રહે તેમ, હરિયે ગ્રહ્યા બેહુ પાય જી. ૨૪

પાપી ફેરવ્યો મસ્તક ઉપર, જેમ ફેરવે ભિંડીમાળ જી;
વપુ વાધ્યું એક કોશ પ્રમાણે, મૂકે નહીં ગોપાળ જી. ૨૫
લટપટી લીધો લટકા માંહે, લલિત લક્ષ્મીનાથે જી;
અધર ડંસી ડંસી પછાડ્યો, કોઠીના થડ સાથે જી. ૨૬
ફળતણો વરસાદ વરસ્યો, જેમ ધંધોળાયું વૃક્ષ જી;
પ્રસંન થયા ગોવાળા સરવે, ભાઈ કરો કોઠાનું ભક્ષ જી. ૨૭
મૃત્યુ પામી પડિયો પાપી આવ્યું દિવ્ય વિમાન જી;
વેર ભાવે વા સ્નેહ ભાવે, જેમ તેમ ભજો શ્રી ભગવાન જી. ૨૮
અર્ભક સર્વે આશ્ચર્ય પામ્યા, અસુર થયો નિપાત જી;
ફળના ખોળા ભરી ઘેર આવ્યા, કીધી માતા આગળ વાત જી. ૨૯
જાસક કોઠાં કૃષ્ણે ખવરાવ્યાં, પ્રાક્રમ કહ્યું ના જાએ જી;
નંદ જસોદાએ વાત સાંભળી, આનંદ્યા મનમાંહે જી. ૩૦

વલણ

આનંદ ગોકુળમાં ઘણો, વચ્છવધ પ્રાક્રમ કહ્યું રે;
શુકજી કહે શ્રીકૃષ્ણનું ચરિત્ર, પંચમું પૂરણ થયું રે. ૩૧

---

## કડવું ૪૨મું : રાગ મારુની ચોપાઈ

શુકયોગી કહે સુણ રાય, વ્રજનાથતણો મહિમાય;
અઘઓઘદહન હરિનામે, પરમપદ શ્રોતાજન પામે. ૧
કૃષ્ણચરિત્ર એકધ્યાન, એક એક અક્ષરે ગંગાસ્નાન;
બહુ લીલા ચરિત્ર અનેક, શું કહે કવિઓ જીહ્વા એક. ૨
જાણી કંસે પરાક્રમ વાત, વચ્છાસુર કૃષ્ણે કીધો નિપાત;
ચિંતામગ્ન કંસનું મંન, કારણરૂપ નંદજીનો તંન. ૩
સમસ્યા બકાસુરને કીધી, જીત કૃષ્ણને આગન્યા દીધી;
પૂતના બાઈનું વેર સંભારી, ગયો વૃંદાવન અહંકારી. ૪
શ્રીશુક કહે સાંભળ ભૂપ, બકે કીધું બગલાનું રૂપ;

આવી બેઠો જમુનાતટમહાંય, તે વિચાર કરે ઘણો ઘટમહાંય ૫
તે સમે થયા જંત્ર મધ્યાન, આવ્યા ગોપ સહિત ભગવાન;
વચ્છને કરાવ્યું જળનું પાન, ગોવાળે કીધું જમુનામાં સ્નાન. ૬
કોરાં વસ્ત્ર કરે પરિધાન, કો કરે મધુરું મોરલી ગાન;
નાહ્યા બળભદ્ર નાહ્યા કહાન, બકાસુર લઈ બેઠો બકધ્યાન. ૭
ચેષ્ટા પંખીની તે કરતો, હળુવે હળુવે પગલાં ભરતો;
ચણક ચંચ મચ્છપર નાંખે, શ્રીકૃષ્ણને દૃષ્ટમાં રાખે. ૮
ગોપ સાથ વાત એમ કરતો, પક્ષી મનુષ્યનો ભય નથી ધરતો;
કો કહે ધીટ દીસે છે બગ, એટલે નિકટ આવ્યો લગભગ. ૯
શ્રીકૃષ્ણે ગેડી કરમાં લીધી, બગ ઉડાડવા દોટ દીધી;
બકે વધાર્યું વપુ પ્રૌઢ, સર્વ ગોપ થયા દિગમૂઢ, ૧૦
ઝડપી લીધા શ્રીજદુરાય, મોહન બગલાના મુખમહાંય;
નાનાં બાળક નાસી પળિયાં, બળભદ્રજી ધરણે ઢળિયા. ૧૧
કો બગ પ્રત્યે ટળવળિયા, મૂક માધવને બગ બળીયા;
કો કહે કૃષ્ણ પાતળીયા, ઘેર કેમ જઈએ સામળીયા. ૧૨
જાણ્યું ગોપ ઘણા કળકળીયા, છબીલાજી મુખમાંથી ઊછળિયા;
મહારો નાથજી કળવકળીયા, સૂક્ષ્મ થઈ બાહેર નીકળિયા. ૧૩
જઈ ગોપ માત્રને મળિયા, પરિતાપ મિત્રના ટળિયા;
બકાસુર ધાયો બીજી વાર, ઝડપી લીધા નંદકુમાર. ૧૪
રમારમણે રીસ બહુ કીધી, મલ્લની પેઠે જ્યેષ્ટિકા લીધી,
જુએ ગોપ અમર સમગ્ર, તાલુમાં માર્યું જ્યેષ્ટિકા અગ્ર. ૧૫
બ્રહ્માંડ ફાટતે લડથડિયો, વાધી પીડા ઘણું તરફડિયો;
ચંચ વિભાગ ગ્રહ્યા બેહુ હાથ, મહાબળ કીધું ગોકુળનાથ. ૧૬
ી ચંચ ને મરડી કોટ, બકાસુર મરડી કીધો લોટ;
્યો ઉદ્ધાર શ્રીભગવાન, ગયો સ્વર્ગ બેસી વિમાન. ૧૭

તેનાં પીંછ સર્વ કહાડી લીધાં, ગોપે પર મસ્તક પર કીધાં;
કહે ગર્ભજોગી સુણ રાય, પ્રાક્રમ પ્રભુનું કહ્યું નવ જાય. ૧૮
ભગવતલીલા પરમ પવિત્ર, થયું સંપૂરણ છઠું ચરિત્ર;
બકાસુર પૂતનાનો ભ્રાત, પળમાં નાથે દીધો નિપાત. ૧૯
ગોકુળમાં આવ્યા શ્રી ગોવિંદ, આગળ વાછરડાનું વૃંદ;
ગોવાળ ઘેર ઘેર કરતા વાત, બકાસુર કૃષ્ણે દીધો નિપાત. ૨૦
પૂછે નંદજી કહો કુંવર, ગોવાળા લાવ્યા બકનાં પર;
અમો સાંભળી કુતોહલ વાત, તમે વનમાં કર્યો ઉત્પાત. ૨૧
કદાપિ જાણશે રાજા કંસ, આપણા સુખમાં થાશે ધ્વંસ;
વિભૂતિ આપણે મહિષી ક્ષીર, સરવપેં રંક જાતિ આહીર. ૨૨
લોક નામ ધરશે થયા ખળ, ન થઈએ દીકરા ઊછંકળ;
આપણા કુળની ચાલો ચાલ, સાંભળ્યું વચ્છ માર્યો તમો કાલ.૨૩
સાંભળ્યું બગલો માર્યો આજ, આપણા વંશને લાગે લાજ;
આપણે વચ્છ ચારવાનું કામ, વનમાં કોનું ન લીજે નામ.
કૃષ્ણ કહે સહુપેં હું નહાનો, રખે તમે કોનું કહ્યું માનો. ૨૪

વલણ

કોનું કહ્યું નવ માનિયે, સંતોખ્યા નંદરાય રે;
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો એકાદશમો અધ્યાય રે. ૨૫

---

# અધ્યાય ૧૨ મો

## કડવું ૪૩મું : રાગ મારુની દેશી

કહે કૃષ્ણ કથા ગર્ભજોગી રે, સુણ ભૂપતિ હરિરસભોગી રે;
નવનવાં ચરિત્ર વિખાર્યું રે, હૃદે ઠરિયું તે અધરે આર્યું રે. ૧
કો વૈષ્ણવ રીઝે સુણતાં રે, વકતાનો રસ ઘણો ભણતાં રે;

કો સ્ત્રીના ભોગી કો ધનના રે, કો શૃંગાર ભોગી ભોજનના રે. ૨
કો ભવન ભોગી વાહનના રે, કો તપ ભોગી નર વનના રે;
કો વિદ્યા ભોગી ઘણું વાદી રે, કો મધુ ભોગી હરિના અપરાધી રે.૩
વિષય ભોગે સંસાર વિરાધ્યો રે, હરિરસ ભોગી મળે શોધ્યો રે;
સકળ ભોગ તે રોગનું ધામ રે, હરિરસ શીતળ વિશ્રામ રે. ૪
સાંભળ પરિક્ષત પુણ્ય પવિત્ર રે, વૈષ્ણવ વકતાનો તું મિત્ર રે;
યથા વાણીનુ બળ મહારું રે, અધ્યો દ્વાદશમો વિસ્તારું રે. ૫
જાણ્યું મૃત્યુ પામ્યો વચ્છ બગલો રે, બેઠો કંસ શીથળ થઈ ઠગલો રે;
નંદનંદન અસુરનિકંદન રે, એણે વાવ્યું અસુરનું ચંદન રે. ૬
બીડાં લેઈ લેઈ જે જન પળિયા રે, તે કુશળ કો નવ વળિયા રે;
અઘાસુરને સમસ્યા કીધી રે, જીત કૃષ્ણને આજ્ઞા દીધી રે. ૭
સ્વામી સકળ ગોપને પીડું રે, ચાલ્યો અઘાસુર લઈ બીડું રે;
કંસે વિચાર મનમાં કીધો રે, નિશ્ચે અર્થ આપણે સીધો રે. ૮
ગયો વૃંદાવનમાં પાપી રે, એક મારગ લીધો વ્યાપી રે;
સંકીર્ણ નળીમાં સૂતો રે, જાણે સદાય મારગ હૂતો રે. ૯
પડયો અજગર વદન વિકાસી રે, ઉપલો અધર ગયો આકાશી રે;
હેઠો અધર રેણુમાં રાખ્યો રે, પર્વત પ્રાય દીર્ઘ દેહ નાંખ્યો રે.૧૦
અસુરે વેષ અહિનો આણ્યો રે, સમાચાર સામળીયે જાણ્યો રે;
અઘાસુર મોકલ્યો મામે રે, મર્ણ સમાચાર વહેલો પામે રે. ૧૧
કરવો છે બ્રહ્માસું સંવાદ રે, બળભદ્રને ઉપજાવ્યો પ્રમાદ રે;
રામને આળસ આવ્યું તનમાં રે, તે દહાડે રામ ન ગયા વનમાં રે. ૧૨
આવ્યા ગોપજુગત જદુરાય રે, આગળ વચ્છ તણો સમુદાય રે;
લાકડીયે સીકાં ભાતનાં બાંધે રે,જ્યેષ્ટિકા ગોપ ધરે સર્વ ખાંધે રે.૧૩

ચાલે મારગમાં ક્રીડા કરતા રે, શણગાર નાનાવિધ ધરતા રે,
ઉજ્જવળ મૃત્તિકા લીપે અંગ રે, શરીર ચીતરે નાના રંગ રે.૧૪
કેસર ગોરૂચંદન પવિત્ર રે, વજાડે વિવિધ નાદ વાજિત્ર રે;
વેણુ મોરલી કાંસી તાળ રે, ઢમકે ઢોલ રસાળ રે; ૧૫
સપ્ત સ્વર વીણા બહુ વાજે રે, ચંગ ઉપંગ મૃદંગ ગાજે રે;
કો એક નાચે વજાડે તાળી રે, રસ ભીંજે રીઝે વનમાળી રે. ૧૬
ગાએ ગીત સ્વર લેઈ લેઈ રે, મારગમાં થઈ રહ્યું થેઈ થેઈ રે;
મોજડી ચમચમ ઘૂઘરી ઘમઘમ રે,નાચે બાળક થાએ ઝમઝમ રે.૧૭
કોએક ચાલ મયંદની લેતા રે, મૃગની પેરે ઠેકડા દેતા રે;
બગ હંસની પેરે ડગ ભરતા રે, કળા મોરની પેરે કરતા રે. ૧૮
વ્યાઘ્ર શાર્દુલની પેરે ધાતા રે, કોકિલા સ્વરે કીર્તન ગાતા રે;
વૃષભ રૂપ થઈ સંચરતા રે, ભાં શબ્દ કરી ઓચરતા રે. ૧૯
કો સર્પની ગત લેઅ્યે ચાલે રે, ઓચિંતો એક એકનો પગ ઝાલે રે,
આંબાકુંપળી શિર પર ધરતા રે, કો ગૌ થઈને તૃણ ચરતા રે. ૨૦
કો ચોર થઈને નાસે રે, લાવે બંધન કરી કૃષ્ણ પાસે રે;
કોએક ગૂંથે પુષ્પની માળા રે, કંઠે પહેરી હીંડે ગોવાળા રે. ૨૧
કો દે વાનરની ગત ફાળ રે, ઘસી ઘસી ગ્રહે દ્રુમડાળ રે;
કો ભ્રમરની પેરે ભમતાં રે, નાંખે દડો ગેડીયે રમતાં રે. ૨૨
કરે ક્રીડા બહુ ઊલટમાં રે, જઈ રહ્યા જમના તટમાં રે;
સર્વ ગોપને કહે મહારાજ રે, આઘા વનમાં જઈએ આજ રે. ૨૩
અવિનાશી વિચારે ઘટમાં રે, આવ્યાં વાછરુ બંસીબટમાં રે;
સૂતો અજગર મુખ કરી પહોળું રે, માંહે પેઠું વચ્છનું ટોળું રે.૨૪
સકળ ગોપે કર્યું ગવન રે, દૈત્યમુખ જાણ્યું વૃંદાવન રે;

માંહોમાંહે ગોપ કરે છે વાત રે, દીસે ઉદવસ્ત વન ઉત્પાત રે. ૨૫
પ્રૌઢ અજગર મુખની દહાડ રે, ગોપે જાણ્યા વનના પહાડ રે;
કોશપર્યંત ગયા કુમાર રે, આગળ આવ્યું ઘોર અંધાર રે. ૨૬

વચ્છ ભરાયાં નસા જાળ રે, અકળાયા સર્વ ગોપાળ રે;
ભાં શબ્દ કરી વચ્છ ધાય રે, અન્યોઅન્ય માંહે અકળાય રે.
આવે લેહેર ઘણી વિખ જ્વાળ રે,મૃત્યુ તુલ્ય થયા સર્વ બાળ રે.૨૭

વલણ

બાળ કુલાહલ બહુ કરે, ભરે નયણે નીર રે,
કોણ મુકાવે સંકષ્ટથી, સમર્યા શ્યામશરીર રે. ૨૮

કડવું ૪૪ સું : રાગ પરજીયો

રુએ વચ્છ ગોવાળ વ્હાલા,શીઘ્રે લો સંભાળ વ્હાલા–ધ્રુવ૦ ૧

સહાય કરો કૃષ્ણ સામળા રે, સમાવો પરિતાપ;
અમો કોણ સ્થાનક આવી પડ્યા, ગોપ કરે છે વિલાપ.
વ્હાલા—રુએ૦ ૨

થયાં વિષે વ્યાકુળ વાછરુ રે, નથી નીસરવાની વાટ;
ગોવર્ધન ગોકુલ નવ દીસે,ગયો જમુના ઘાટ. વ્હાલા, રુએ૦ ૩

આ નોહે વૃંદાવન વીઠલા રે, સ્થાનક કઠિન કઠોર;
દુર્વાસના પરિતાપ ઘણો રે, અકળાઈએ અંધારું ઘોર.
વ્હાલા—રુએ૦ ૪

તૃણ શકટ ને બક બકી રે, મોડ્યા જમલાર્જુન;
તે બળ તમારુ ક્હાં ગયું રે, મુકાવ જસોદાનંન. વ્હાલા—રુએ૦ ૫
કંઠ રૂંધાએ ગોપના રે, મુખે આવે ફેણ;

લેહેર ખાઈ પડે વાછરુ રે, નહીં જીવે દૂઝણી ઘેન વ્હાલા—રુએ૦ ૬
પીડા જાણી વચ્છ પીંડારની, દયાનિધિ ગોકુળરાય;
અજ્ઞાન જણાવ્યું કૃષ્ણજી પેઠા, અજગરના મુખ મહાંય. વ્હાલારુ-એ૦૭
અસુર આનંદ્યો અતિઘણું રે, ન હલાવે જીહ્વા હોઠ;
જહારે કંઠે આવ્યા કૃષ્ણજી તહારે, એકઠા કીધા બે હોઠ.
વ્હાલા—રુએ૦ ૮
હાહાકાર થયો સ્વર્ગમાં રે, અટકયો ગગને ભાણ;
ત્રાહે ત્રાહે કરે દેવતા, અજગરે ગ્રસ્યા ભગવાન. વ્હાલા—રુએ૦ ૯
અભ્રઘટામાં ઉડગણ સાથે, જેમ ઇંદુ કરે પ્રયાણ;
અજગર મુખમાં ગોપ સંગાથે, પેઠા પુરુષપુરાણ. વ્હાલા—રુએ૦૧૦
અમરવૃંદ આક્રંદ કરે રે, સાવધાન નંદકુમાર,
એ અઘાસુરનું શું ગજું છે, ઉતારવો ભૂભાર. વ્હાલા—રુએ૦ ૧૧
વાછરડા કહાડે રોડીઓ રે, પુચ્છ ચડાવ્યાં શીષ;
માં શબ્દ કરે પેટમાં ફરે, દેખી કોપ્યા શ્રીજુગદીશ વ્હાલા—રુએ૦૧૨
અસુરે મુખ ભેળીયું રે, હરિયે વધાર્યું તંન;
રૂંધાયો કંઠ પાપીતણો રે, બાંધ્યો શ્વાસોશ્વાસ પવંન
વ્હાલા—રુએ૦ ૧૩
અજગર અકળાયો ઘણુ રે, તલખે ત્રફોડાં ખાય,
જીહ્વા અમી શકે નહીં રે, વદનમાં વાધ્યા વૈકુંઠરાય વ્હાલા—રુએ૦૧૪
તીન અગ્ર જ્યોતિકાતણુ રે, વિદાર્યું દસમું દ્વાર;
મોટાં ઘરમાં મૂકયુંજાળીયું, થયું અજવાળું ઝાતકાર વ્હાલા—રુએ૦૧૫
તેહેને તેજે સરવ ટોળે મળ્યા રે, દીઠા દેવ મોરાર;
તાણવાંને મારગે કરી રે, નીસર્યા ગોવાળા બહાર. વ્હાલા—રુએ૦ ૧૬
કૃષ્ણે બેહુ હાથે કરી રે, અધર ગ્રહ્યા પછે બેય;
મધ્યેથી ઊતરડી નાંખિયો, અઘાસુરનો દેહ વ્હાલા—રુ૦

વલણ

ઊતરડચો દેહ અસુરનો, બહુ લીલા કીધી શ્રી ભગવાન રે;
અઘાસુર સ્વર્ગે ગયો, બેસી દિવ્ય વિમાન રે. ૧૮

---

## કડવું ૪૫મું : રાગ વેરાડીની ચોપાઈ

અઘાસુર ઊતરડચો હરિ, તે ત્વચા વન વિષે પાથરી,
વિખજ્વાળાએ વચ્છ લડથડ્યાં, જીહ્વા કહાડી પૃથ્વી પડ્યાં. ૧
ગોવાળા ઘણું ઉપર ઢળે, સુધા દૃષ્ટિ કીધી સામળે;
ઊતર્યું વિખ આવ્યાં ઘટ પ્રાણી, પ્રભુએ પાયું અમૃત આપણાં જાણી. ૨

જમુનાતટ આવ્યા જદુવીર, તૃષિત વચ્છને પાયું નીર;
જળમાં પધાર્યા અશરણશરણ, વચ્છનાં વપુ કીધાં પક્ષાળણ, ૩
ગોપ માત્રે કીધાં મજ્જંન, પવિત્ર કરી પહેર્યાં વસંન.
શ્રીકૃષ્ણને નમ્યા સરવે પાય, જીવતદાન દીધું હરિરાય. ૪
વચ્છ જૂથને આગળ કરી, અઘચર્મ પાસે આવ્યા હરિ;
અસ્થિ રુધિર માંસ અળગું થયું, પવિત્ર ચર્મ રમવાને કર્યું. ૫
વાછરુ વનમાં ચરતાં ફરે, ચર્મ ઉપર બ્રહ્મક્રીડા કરે;
પૌગંડ અવસ્થાનું આરંભ, અઘાસુર પામ્યો પદ પરંભ. ૬
વર્ષ દિવસ વચ્ચે વહી ગયો, ગોપે સમાચાર ગોકુળમાં કહ્યો;
બાર માસ વચ્ચે ગયા વહી, કિશોર અવસ્થા હરિની થઈ. ૭

વલણ

કિશોર અવસ્થા કૃષ્ણને થઈ, શુક કહે સાંભળ રાય રે;
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો દ્વાદશમો અધ્યાય રે. ૮

## અધ્યાય ૧૩મો

### કડવું ૪૬મું : રાગ રામગ્રી

**પરીક્ષિત વચન :—**

એહુ કર જોડી પૂછે પ્રશ્ન જી, પ્રાક્રમ મોટું કીધું કૃષ્ણ જી;
સામળીયે વિડાર્યો અઘનો દેહ જી, મુને ઊપનો એક સંદેહ જી.૧

વલણ

સંદેહ એક ઉદે થયો તે, નિવારો સ્વામીન;
વચ્છ બગની વારતા, ગોકુળમાં ગઈ તે દિન. ૨
અઘાસુરનો વરસ એકે, જાણ્યો સમાચાર;
મોહોટું પ્રાક્રમ રહ્યું છાનું, ન બોલ્યા મહિના બાર. ૩
પાંચમું વરસ ઊતરતે, કીધું એ પ્રાક્રંમ;
સાતમું વરસ બેસતે, ગોકુળમાં જાણ્યું કયંમ. ૪
ક્ષણું એક છાના નવ રહે, ચંચળ સઘળા બાળ;
બાર માસ કેમ બોલ્યા નહીં, એ સંદેહ ટાળો કૃપાળ. ૫
સાધુ સાધુ શુકજી કહે, ધન્ય ભૂપતિ ધીમાન;
એ ભેદ ગુપ્ત પ્રગટ કરું, તે લીલા શ્રીભગવાન. ૬
જેમ વ્યભિચારિણીને નવનવા, પુરુષ વલ્લભ પ્રાણ;
ગોવિંદના ગુણ નવનવા વલ્લભ, ભક્તને નિર્વાણ. ૭
પ્રાક્રમ પાંચમા વરસનું, સપ્તમે જાણ્યું તેહ;
બાર માસ ગોપે ગુપ્ત રાખ્યું, તે નિવારું સંદેહ, ૮
અઘાસુરના ચર્મનું, પ્રભુએ કીધું પરિસ્તરણ;
આર્દ્ર ઉપર ગોપ સાથે, બેઠા અશરણશરણ. ૯
શ્રી કૃષ્ણે કીધી ગોપમંડળી, એકત્ર કીધું અંન;
પરમેશ્વર પીસવા રહ્યા, કરી કટિ બંધંન. ૦
ભાત દાળ ને રોટલી પકવાન નાના પેર;

શ્રીખંડ કરમો રાયતું, પાપડ કેરી કેર.... ૧૧
સારાં ઘૃત નવનીત ગોરસ, છૂરા લવણ જુગતે તક;
કૌતક જોઈ શ્રીકૃષ્ણનાં, થયા વિસ્મે ભાનુ શક ૧૨
સપ્ત ઋષિ દિગપાળ દશ, તે દેખી થયા દિગમૂઢ;
આ ગોપમાં બેસી જમે, થયો ઘેલો ગરુડારૂઢ. ૧૩
પુત્ર કહાવે જસોદાનો, અવતર્યો દેવકીપેટ;
બ્રહ્મ ચર્મ ઉપર જમે, ન જુએ ઉચ્છિષ્ટ આભડછેટ. ૧૪
નાનાં બાળક ગોપનાં, જમતાં રિસાવી જાય;
આસને બેસાડે મનાવી, શ્રીકૃષ્ણ લાગે પાય. ૧૫
ગોવાળ બાળનાં લાડ પાળે, જાણી પોતાના દાસ;
જમી ન જાણે પંચ વરસના, ગોવિંદ ભરાવે ગ્રાસ. ૧૬
એક વાડકે ગોરસ પીએ, આરોગે એક થાળ;
કોના મુખનું અંન ઝૂંટી જમે, ત્રૈલોક્યનો પ્રતિપાળ. ૧૭
એક અંન જમી રહે ને, બીજું પીરસે નાથ;
જળને સાટે કામળે હરિ, લુહુએ અજીઠા હાથ. ૧૮
અર્ધ કરડી ચીરી અથાણાંની, ઝૂંટી લીયે ભગવાન;
જોઈ આશ્ચર્ય પામ્યા દેવતા, ને આવિયું અજ્ઞાન. ૧૯
તે જગતપિતાએ જાણિયું, અજ આવ્યો જોવા કામ;
દેખી વિધાતા વિસ્મય થયો, એ ન હોય કેવળ રામ. ૨૦

---

### કડવું ૪૭મું : પદ રામગ્રી

ચર્મ ઉપર બ્રહ્મ તે કેમ જમે, જોઈ બ્રહ્માજી ભૂલો ભમે-ધ્રુવ૦ ૧
જેનાં નાભિકમળથી હું થયો, જે ઘટ ઘટ રામ રમી રહ્યો;
જે રાવણાદિક રોળિયા, તે કેમ જમે ગોપના જૂઠા કોળિયા.ચર્મ૦૨
ઠનું આસન પરહર્યું, લીધું અજગરનું ચર્મ પાથર્યું;
રુધિર પાત્રની પાનીયે,એહને વિષ્ણુ કરી કેમ માનીયે-ચર્મ૦૩

જે જગ્ન વિષે આવે નહીં, જેને આધારે પ્રજા રહી;
નથી ખટ દરશનમાં દીસતો,તે કેમ હીંડે ગોવાળા ને પ્રીસતો—ચર્મ૦૪
પોતે સૃષ્ટિમાંહે નથી ઘડ્યો, તોયે બ્રહ્મા નેટ ભૂલો પડ્યો;
પ્રેમાનંદ પ્રભુ સીતાપતિ, તેને જાણે શિવ જેવા જતિ—ચર્મ૦ ૫

## રાગ-દેશી ચાલતી

શુકજી કહે સુણ ભૂપતિ, ભૂલ્યો પ્રજાપતિ ગહનગતિ;
જોઈ બાળલીલા અતિ થઈ, ભ્રષ્ટ બ્રહ્માની મતિ ગઈ. ૬
સર્વ દેવનાં ગયાં દૈવત ધર્મ, જે આને માને છે બ્રહ્મ;
ચર્મઆસન ઉચ્છિષ્ટ ભોજન, એ પામર જીવનું કર્મ. ૭
વળી વિધિ મનમાં વિચારે, જે મેં તો નિરમ્યો નથી;
કાંઈ નિશ્ચે કરી પાછો ફરું, જોઉં જીવ કે કમળાપતિ. ૮
પ્રપંચ કીધો પદ્માસને, શ્રીકૃષ્ણ છે સચરાચરૂ;
વેગળે ગયાં તૃણ ચરતાં, હરણ કીધાં વાછરૂ. ૯
વચ્છ મૂકયાં બ્રહ્મલોકમાં, વળી બ્રહ્માજી આવ્યા ફરી;
ચોર કર્મ ચતુરાનનનું, તતકાળ જાણ્યું શ્રીહરિ. ૧૦
જગતપિતાએ હું જીવ જાણ્યો, જમતો જોઈ ગોપયુક્ત;
ઈશ્વર તત્ત્વ દેખાડું માહારું, અર્ભકપણું નહીં ઉક્ત. ૧૧
વિશ્વાત્માએ વિચાર્યું, પાડું વિધિને વિપત્ત;
એને બ્રહ્મ લીલા દેખાડું, આદર કરી અગત્ય. ૧૨
ગોવાળને શ્રીહરિ કહે, ભોજન કરો થઈ સ્વસ્થ;
આણી વાર વારો મહારો, હું વાળી લાવું વચ્છ. ૧૩
સર્વ ગોપ કહે ગોવિંદને, શીઘ્રે આવજો સ્વામીન;
કંઠે અંન ન ઊતરે, તમ વિના પ્રાણજીવંન. ૧૪
કર આંગળીના અંતરમાં, કીધાં અથાણાં ગ્રહણ;
હાથમાં લઈ કોળિયા કહે, જાઓ અશરણશરણ. ૧૫

તમો આવ્યા પછી ગ્રાસ ભરશું, પ્રીતે કહે પિંડાર;
શ્રીકૃષ્ણ ગયા વચ્છ વાળવા, તે દૂર નંદકુમાર. ૧૬
બ્રહ્માજીએ ભોજન કરતા, હર્યા સર્વ ગોવાળ;
વિધિ કહે જોઉં ઈશ્વરપણું, શું કરે નંદનો બાળ. ૧૭

વલણ

બાળક એ નંદ ગોપનો, એ મંદિર કેમ જાશે ફરી રે;
જણાશે જીવ કે ઈશ્વરપણું, વચ્છગોપને વિધિ ગયો હરી રે. ૧૮

---

## કડવું ૪૮મું : રાગ સારંગની ચોપાઈ

શ્રીકૃષ્ણે જોયું વન ઊભાં રહી, તહાં વચ્છ એક દીઠું નહી;
વિશ્વાત્માએ કીધો વિચાર, કાંઈ એક કારણ થયું નિરધાર. ૧
નહીં દાનવ રાક્ષસ આંહાં કોય, કાંઈ એક છળ દેવતાનો હોય,
કયો દેવ એહેવી માયા કરે, એ વચ્છ જૂથ હેલામાં હરે. ૨
જેણે હું સાથે છળ કીધું આમ, સર્વથા એ બ્રહ્માનું કામ;
શ્રીકૃષ્ણ પધાર્યા પાછા વળી, સ્થાનકથી ગઈ ગોપમંડળી. ૩
સચ્ચિદાનંદે કીધો વિચાર, હિરણ્યગર્ભે હર્યાં સર્વ કુમાર;
મમ પરીક્ષાને હર્યાં વચ્છ ગોપ, ન ઘટે સુજને કરવો કોપ.૪
માહારી માયા બળવંત ઘણી, કેમ તરે બુદ્ધિ બ્રહ્માતણી;
શિવ જાણે કિંવા જાણે નહીં, તો કોણ આસરો અજનો અહીં.૫
ગોપ વિના કેમ ઘેર પરવરું, મરે દુઝણી ગાય વિના વાછરું;
કેમ બ્રહ્માની હું પ્રાર્થના કરું, જે આપ વિધિ પાછાં વાછરું.૬
મમ નાભિકમળનું જંતુ એહ, કિંવા ગોપ હરી ગયો ગેહ;
પુત્ર વિના ગોપી સહુ આવટે, સુને એખલાં ઘેર જાવું નવ ઘટે.૭
એ પૂર્ણ પરીક્ષા માહારી કરે, રાજસ ગુણનો ગર્વ ઊતરે;
દેખે ભાગ્ય વ્રજવાસીતણું, શેં અભિમાન બ્રહ્માનું હણું. ૮

સર્વ પિતામહ શ્રીવાસુદેવ, નવાં વચ્છ કીધાં તતખેવ;
પ્રગટ્યા ગોપ નવા તતકાળ, પૂર્વે જેવાં હૂતાં બાળ. ૯
પુચ્છ નેત્ર નાસા ને કર્ણ, સકળ વચ્છનાં તેહેવા વર્ણ;
પુષ્ટ તહાં પુષ્ટ દુર્બળે દુર્બળ, કો શીત સ્વભાવ કોઈ એક ચંચળ. ૧૦;
શ્યામ શ્વેત ને ગોરાં હરણાં, ભાં શબ્દ કરે સુખમાં તરણાં;
નાહાનાં મોહોટાં મીંઢાં શિંગાળ, ભડકતાં ફટકે દેતાં ફાળ ૧૧
જેહેવાં હૂતાં તેહેવાં કીધાં જદુરાય, વેણુ સાંભળી નમે પ્રભુને પાય;
તેમના તેમ કીધા ગોવાળ, તેહેવી વાણી પરમ રસાળ. ૧૨
તેહેવા સ્વભાવ તેહેવાં આચર્ણ, ગૌર શ્યામ કો ઘઉંલે વર્ણ;
તેહેવાં વસ્ર તેહેવા શણગાર, મુગટ ધાતળી ગુંજાહાર. ૧૩
તેહેનાં નામ લીધે બોલે તતકાળ, આપઆપણાં વચ્છ વાળે ગોવાળ
ગોપનાં નામ પાઠે આવડે, સૃજનારો કેમ ભૂલો પડે ૧૪
કર્તુંમકર્તું સમરથ હરિ, હેલામાં ગોપમંડળી કરી;
લેખે બ્રહ્માએ કીધું પ્રાક્રમ, પણ પરિબ્રહ્મ જીતાએ કયંમ ૧૫
જે નવા ગોપ કીધા શ્રીપતિ, અઘાસુરનું મૃત્યુ તે જાણતા નથી;
દૈત્યપતન ને પૂઠે થયા, સંધ્યા સમે શ્રીગોકુળ ગયા. ૧૬
શુકજી કહે શી રીતે ભણું, કૌતુક શ્રીકરુણામય તણું;
વાગે મહુઅર વેણુ રસાળ, આગળ વચ્છ પૂઠે ગોવાળ. ૧૭
કુસુમહાર નાનાવિધ ધરે, પડે પ્રહાર દડા ઉપરે;
મધ્યે શ્રીકૃષ્ણ ફરતા શિશુ, વાળી પલવટ હાંકે પશુ. ૧૮
વચ્છ ખરીની રેણુ ઊડે અતિઘણી, રેણુયુક્ત દેહ ત્રિકમતણી;
ગોપવધૂ દરશણ કારણે, રહી ઊભી બારણે બારણે, ૧૯
પ્રબળ ગતિ પરમેશ્વરતણી, પૃથક ગોપ ગયા ઘરભણી;
આપઆપણે ઘેર વાછરુ ગયાં, જઈ બંધન ખીલે ઊભાં રહ્યાં.૨૦

તમો આવ્યા પછી ગ્રાસ ભરશું, પ્રીતે કહે પિંડાર; ૧૬
શ્રીકૃષ્ણ ગયા વચ્છ વાળવા, તે દૂર નંદકુમાર.

બ્રહ્માજીએ ભોજન કરતા, હર્યા સર્વ ગોવાળ; ૧૭
વિધિ કહે જોઉં ઈશ્વરપણું, શું કરે નંદનો બાળ.

વલણ

બાળક એ નંદ ગોપનો, એ મંદિર કેમ જાશે ફરી રે;
જણાશે જીવ કે ઈશ્વરપણું, વચ્છગોપને વિધિ ગયો હરી રે. ૧૮

---

## કડવું ૪૮મું : રાગ સારંગની ચોપાઈ

શ્રીકૃષ્ણે જોયું વન ઊભાં રહી, તહાં વચ્છ એક દીઠું નહીં;
વિશ્વાત્માએ કીધો વિચાર, કાંઈ એક કારણ થયું નિરધાર. ૧
નહીં દાનવ રાક્ષસ આંહાં કોય, કાંઈ એક છળ દેવતાનો હોય;
કયો દેવ એહવી માયા કરે, એ વચ્છ જૂથ હેલામાં હરે. ૨
જેણે હું સાથે છળ કીધું આમ, સર્વથા એ બ્રહ્માનું કામ;
શ્રીકૃષ્ણ પધાર્યા પાછા વળી, સ્થાનકથી ગઈ ગોપમંડળી. ૩
સચ્ચિદાનંદે કીધો વિચાર, હિરણ્યગર્ભે હર્યા સર્વ કુમાર;
મમ પરીક્ષાને હર્યા વચ્છ ગોપ, ન ઘટે મુજને કરવો કોપ.૪
માહારી માયા બળવંત ઘણી, કેમ તરે બુદ્ધિ બ્રહ્માતણી;
શિવ જાણે કિંવા જાણે નહીં, તો કોણ આસરો અજનો અહીં.૫
ગોપ વિના કેમ ઘેર પરવરું, મરે દૂઝણી ગાય વિના વાછરું;
કેમ બ્રહ્માની હું પ્રાર્થના કરું, જે આપ વિધિ પાછાં વાછરું.૬
મમ નાભિકમળનું જંતુ એહ, કિંવા ગોપ હરી ગયો ગેહ;
પુત્ર વિના ગોપી સહુ આવટે, મુને એખલાં ઘેર જાવું નવ ઘટે ૭
પૂર્ણ પરીક્ષા માહારી કરે, રાજસ ગુણનો ગર્વ ઊતરે;
દેખે ભાગ્ય વ્રજવાસીતણું, શે અભિમાન બ્રહ્માનું હણું. ૮

હિરણ્યગર્ભ આવી સ્તવે, નમો નારાયણુન ચણુ. સ્વામી–પ્ર૦ ૨
તું સ્થાણુ તું સહસ્રશીર્ષા, તું અવિગત અપરંપાર;
તાહારી સત્તાએ પરમેશ્વર, રહ્યો છે સર્વ સંસાર. સ્વામી–પ્ર૦ ૩
તાહારાં નાભિકમળથી ઊપનો છૌં, પામર આણી હુંય;
અવતાર ઊદ્ભિજ જીવનો હું, તુજને જાણું શુંય, સ્વામી–પ્ર૦ ૪
મુને કર્મ સોંપ્યું તેં સામળા, હું કર્તા કહેવા માત્ર;
હું પ્રજાને ભાંજું ઘડું રે જેમ, કુંભારનાં ઘટપાત્ર. સ્વામી–પ્ર૦ ૫
સત્ત્વ રજ તમો ગુણ કરી રે, તેં બાંધ્યું જગ્ત જુગદીશ;
તમો માયા મૂકી હું ભૂલવ્યો તો, હું ઉપર શી રીસ. સ્વામી–પ્ર૦ ૬
શ્રીકૃષ્ણ દેવને પરહરી રે, જે કો પૂજે બીજો દેવ;
અંતર આણી પૂજશે, તેની અફળ જાશે સેવ. સ્વામી–પ્ર૦ ૭
જેમ કો ખાંડે કુસકાં રે, પણ તાંદુલની પ્રાપ્તિ ન થાય;
અન્યભક્તિ તેહેવી જાણવી, તુજ વિના ગોકુલરાય. સ્વામી–પ્ર૦ ૮
દેવ બ્રાહ્મણ ગૌ પૂજવાં રે, જાણી અંતરજામી રામ;
હરિ વિના અન્ય ભાસે નહીં, તે તો પામે પરમ ધામ. સ્વામી–પ્ર૦ ૯
આદિ મધ્ય અંત તું હરિ રે, સંસાર બાંધ્યો એક સૂત્ર;
મેં સત્ય ચિદાનંદ ઓળખ્યો, થયો ગોપ નંદનો પુત્ર. સ્વામી
–પ્ર૦ ૧૦
ભ્રાંતિ પડી મન માહારે રે, આર્દ્ર ચર્મ આસંન;
ઉચ્છિષ્ટ અંન ગોવાળનું, કેમ બ્રહ્મા કરે ભોજંન. સ્વામી–પ્ર૦ ૧૧
હું અજ્ઞાની અલ્પ જીવ છૌં રે, જેહેવા જલચર મચ્છ ને કચ્છ;
તે અપરાધ ક્ષમા કરો સ્વામી, મેં હર્યાં ગોપ ને વચ્છ.
સ્વામી–પ્ર૦ ૧૨
પ્રભુ તો હું જાડી થાનકે રે, કૃપાદષ્ટે જુઓ એક વાર,

તે અપરાધ ક્ષમા કરો સ્વામી, જે કીધો મેં અહંકાર.
સ્વામી–પ્ર૦ ૧૩

આપણા સેવકતણી રે, તમો સદાય રાખો છો લાજ;
તે અપરાધ ક્ષમા કરો સ્વામી, મેં મનુષ્ય જાણ્યા મહારાજ.
સ્વામી–પ્ર૦ ૧૪

તું નિમેષમાં જગ્ત ભાંજે ઘડે રે, સર્વશક્તિમાન સમર્થ;
મેં વ્યાપકરૂપ ન ઓળખ્યો, પ્રભુ થઈ આવ્યો અનર્થ.[1]
સ્વામી–પ્ર૦ ૧૫

વૃંદાવન વૈકુંઠ જાણવું રે, ગોકુળ તે પરમ ધામ;
કોટિ જગ્ન તીરથ વાસો વસે, જહાં હીંડે કેશવરાવ સ્વામી–પ્ર૦ ૧૬

વલણ

રામકૃષ્ણ જહાં દેહ ધરે, તહાં જ વૈકુંઠ-ઠામ રે;
ભટ પ્રેમાનંદ કહે કથા, ભાઈ, ભજો સીતારામ રે. ૧૭

---

## કડવું ૫૦મું : રાગ મારુની ચોપાઈ

કરે સ્તવન ચતુરાનંન, કીજે કરુણા કમળલોચંન;
હું છૌં માયામગ્ન અપરાધી, રાજસ ગુણે અવિદ્યા વાધી.[2] ૧
તું છે સત્ય અસત્ય સંસાર, દૃષ્ટિ પદાર્થ સર્વ વિકાર;
સત્ત્વ રજ તમો ગુણ ત્રણ, તેથી અળગો અશરણશરણ. ૨
તેં ત્રિગુણે જગ્ત સાંકળિયું, વિશ્વ માયાપંકમાં કળિયું;
તું અક્ષર અભેદ અવિનાશ, તેજ કળા કોટિ પ્રકાશ. ૩
ઉત્પત્તિ સ્થિતિ લય નહીં તાહારે, બ્રહ્માંડ કોટિ તાહારે આધારે;
તું તે વિશ્વપિતામહ સ્વામી, સર્વ જીવનો અંતરજામી. ૪
સ્થાવર જંગમમાં રહ્યો વ્યાપી, પંચમહાભૂતને સત્તા આપી;
તું તે સરજે પાળે સંઘારે, એકલો અનેક રૂપ વિસ્તારે. ૫
તું તે સૂક્ષ્મ મધ્યમ સ્થૂળ, તું તે સકળ સૃષ્ટિનુ મૂળ; „

૧. પ્રભુ થઈ બુદ્ધિ વિરત  ૨. રાજસ ગુણે કુવિદ્યા વાધી

તું ઘટઘટ દેહનો ધારી, સ્વરૂપ અરૂપ શૂન્યાકારી. ૬
ઘટઘટ મધ્યે અગોપ્ય રહે છે, તું સમગ્ર વપુને વહે છે;
દેવ દાનવ માનવ પશુ, સઘળે બ્રહ્મ સ્વરૂપ વસ્યું. ૭
કીડી કુંજર પર્વત શાઈ, સમાન રામ તું રહ્યો સમાઈ;
વિરાટ વામન બાળમુકુંદ, તું સર્વમય શ્રીગોવિંદ. ૮
સર્વ સૃષ્ટિ સંહાર કરી, પ્રયાગવટપત્રે સૂઓ છો હરિ;
તહારા મુખમાં જગત સમાય, ભૂલે માર્કંડેય જેવા રૂષિરાય ૯
ચારે વેદ છે તહારો શ્વાસ, તુંને નેતિ કહે અવિનાશ;
નાભિકમલથી મુજ જન્મ થાય, હું નિરમું સૃષ્ટિ તહારી સત્તાય ૧૦
તહારી સત્તાએ હું લખું લેખ, તહારી સત્તાએ ધરા ધરે શેખ;
તહારી સત્તાએ સૃષ્ટિ ધરે ભોમ, તહારી સત્તા એ સૂર્જ તપે
વ્યોમ ૧૧
તહારી સત્તાએ પવન ગતિમાન, તહારી સત્તાએ ઈંદ્ર રાજધાન;
તહારી સત્તાએ મેઘ જળ વરસે, તહારાં દર્શનને શિવ તરસે. ૧૨
સર્વ દેવનું દૈવત તુંય, પામર પ્રાણી સમજે શુંય;
તુને મૂકી અન્યને ઉપાસે, તેહેના બેહુ પદારથ જાશે ૧૩
મૂકી સાળ ને કુસકા ખાંડે, આચરે અન્ય માર્ગ તુજને છાંડે;
મૂકી ગંગ જળ કૂપનું આણે, મૂકી ગજને મહિષ પલાણે. ૧૪
મૂકી દેવ દૈતને ધાય, પાળે અજા પરહરી ગાય;
લંપટ શ્રી સકે અન્ય સ્વામી, તહારી ભક્તિ વિના લાગે ખામી ૧૫
જે વેદ મારગ મૂકી છાંડે, અન્ય મારગ પાખંડ માંડે;
તુજને મૂકી પુજાવે આપ, તેને કોટિ હત્યા શિર પાપ. ૧૬
અન્ય દેવ પૂજવા વિષ્ણુ જાણી, સઘળે વ્યાપક સારંગપાણી;
સમદર્શી જે જન થાશે, તે મનસા વાચા વૈકુંઠ જાશે ૧૭

થાશે અન્ય મારગની મમતા, તે જન મરશે ભવમાં ભમતા;
જો રહ્યો મનમાં રાગ દ્વેષ, તો કિંવા ધર્યો તાપસવેષ. ૧૮
અહંકાર કામ ક્રોધ મત્સર, તે તસ્કર લૂટે જીવનું ઘર;
પ્રાણી થયો માયાબંધ જુક્તિ,
નથી કીધી જહાં લગી તહારી ભક્તિ. ૧૯
તહાં લગી જીવને જમદરશન, જહાં લગી નથી તહારું ભજન;
તહાં લગે આવાગમન જન્મ મર્ણ,
જહાં લગે ન સેવ્યાં તમારાં ચર્ણ. ૨૦
જો કો અન્ય દેવને ધાય, તે વિમાને બેસી સ્વર્ગે જાય;
ક્ષીણપુણ્ય પડે મૃત્યુલોક, ફરી ભોગવે તે હર્ષ શોક. ૨૧
તહારે ચર્ણે મસ્તક નામે, ધ્રુવની પેરે પદવી પામે,
અચળ પદવી પામે પ્રાણી, એહવું નિશ્ચે કહે વેદવાણી. ૨૨
પ્રભુ તેં વચ્છ ગોપ ઉપજાવ્યાં, તમો વચ્છ થઈ સુરભિને ધાવ્યા,
કહોનો પુત થયો કહોનો ભાઈ, ગોપ રૂપ થયા જદુરાઈ. ૨૩
લીજે મૂળગાં વચ્છ ને ગોપ, ભુજ ઉપરથી ઉતારો કોપ;
એહેવું કહી પગે પડ્યા બ્રહ્માય, હરિ આગળ ગોલાંટાં ખાય. ૨૪
શિરના કેશે નખાગ્ર લુહુએ, અષ્ટ નેત્ર ભરી અજ રૂએ;
બ્રહ્મા કર ગ્રહી બેઠો કીધો, હરિયે હૃદયા સાથે લીધો. ૨૫
મસ્તક ઉપર ધરિયો હાથ, હસીને બોલ્યા ગોકુળનાથ;
મેઘગંભીર સુધા સમાન, મધુર વચન વદે ભગવાન. ૨૬
દુસ્તર પ્રબળ છે મહારી માયા, મોહોટા જોગેશ્વર લેવાયા;
માશ શિવસનકાદિકને દમે, માયામાં લક્ષ્મી ભૂલાં ભમે. ૨૭
માહારી માયા તરે માહારો દાસ, જે તજે વિષય વિલાસ;
બ્રહ્મા તુને લાગું રાજસ કર્મ, તમો ન જાણો ભક્તનો ધર્મ. ૨૮
તું ઉપર નથી ક્રોધે ભરાયો, મેં માયા મૂકી તૂંને વાહ્યો,

મહારા ભક્ત સાથે જો વઢડશો, તો બ્રહ્મલોકથી હેઠાં પડશો. ૨૯
એહેવું કહી વિધિને કીધો વિદાય, પ્રજાપતિ નમ્યો પ્રભુને પાય;
બ્રહ્મલોક ગયા અષ્ટપાણિ, મૂક્યાં વચ્છ ગોપ વૃંદાવન આણી. ૩૦
ચર્મ ઉપર ગોપ બેસાડ્યા, હરિયે પહેલાંનાં લય પમાડ્યાં;
નવાં વચ્છ કીધાં અંતર્ધાન, જુનાંને વાળવા ગયા ભગવાન. ૩૧
હરિ ફરી આવે ગોપ ઇચ્છે, પાસેથી બળિભદ્ર કાંઈ ન પ્રીછે;
હરણ કરી ગયા પ્રજાપતિ, તે વચ્છ ગોપ જાણતા નથી. ૩૨
દ્વાદશ માસ નિમેષ સમાન, મૂળ વાતનું રહ્યું છે જ્ઞાન;
જુએ વાટ આવે અવિનાશ, કરતળમાંહે અંનના ગ્રાસ. ૩૩
અથાણાની ચીરી અંગુળીમાં ભરાવી,અદ્ભુત માયા કૃષ્ણે ઉપજાવી.
નથી થયાં કોહ્યાં ટહાડાં અંન, વચ્ચે વહી ગયો વરસ દંન. ૩૪
ધું કૌતક શ્રીવનમાળી, વાયદો પાળ્યો આવ્યા વચ્છ વાળી;
સી ગોપ કહે છે વચંન, પધારો નાથ કીજે ભોજન. ૩૫
ળિભદ્ર ગોપ સહુ સાથે, તે અંન લીધું વૈકુંઠનાથે;
અંન વાસી ટહાડું કોહ્યું, જોયો પ્રેમ અંન નવ જોયું. ૩૬
બ્રહ્મા જાણે હું જમવા જાઉં, ગોવાળા સરખો પાવન થાઉં;
અંન પડશે ભોમ મોઝાર, તેને વીણી કરીશ હું આહાર. ૩૭
કમળનાથે કૌતુક કીધું, રજ માત્ર પડવા નવ દીધું;
બ્રહ્મા આકુળવ્યાકુળ થાય, મનશા હરિપ્રસાદમાં જાય. ૩૮
વિરંચિયે વિચાર્યું મન સાથ, નદીમાં મછણ લેશે જદુનાથ;
શુદ્ધાચમન કરતાં પડવે અંન, તેહેનું હું જઈ કરું ભોજંન. ૩૯
મચ્છ રૂપ બ્રહ્માએ લીધું, જાણ્યું માહારું કારજ સીધું;
બ્રહ્મા આવ્યો જાણી જદુનાથ, કામળે લોહ્યા અજીઠા હાથ. ૪૦
પણ પ્રસાદ બ્રહ્મા પામ્યો નહીં, એ ટિપ્પણ કથા વિસ્તારી કહી;

હરિપ્રસાદ મહિમા જાણે સંત, શું જાણે વિષયી પામર જંત. ૪૧
સંધ્યા સમે ગોપ જદુરાય, તે પધાર્યા ગોકુળ મહાંય;
ઘેર ઘેર વોળાવ્યા ગોવાળ, સાંભળ કથા પરિક્ષત ભૂપાળ. ૪૨
ગોપ કહે સુણો નંદ મહારાજ, શ્રીકૃષ્ણે અજગર માર્યો આજ;
મોહોટું પ્રાક્રમ પ્રભુએ કર્યું, રમવા તેહેનું ચર્મ પાથર્યું. ૪૩
ઘેર ઘેર મહિમા કેશવતણો, કંસે જાણ્યું આજ અઘાસુર હણ્યો;
એહેવી માયા મોહનની થઈ, પણ અસુર કો પ્રીછયા નહીં ૪૪
પૌગંડ અવસ્થાનું પ્રાક્રમ રાય, જાણ્યું કિશોર અવસ્થા મહાંય,
બ્રહ્મા નિમેષ વર્ષ વહી ગયું, સંદેહ નિવારણ કારણ કહ્યું. ૪૫
એ બ્રહ્મસ્તુતિ જે કો સાંભળે, ચોરકર્મનું પાતિક ટળે;
ગંગાસ્નાન એક શ્લોકે વળે, બ્રહ્મહત્યાદિક પાતિક જળે. ૪૬
એ શાસ્ત્રથી જોડી છે કથા, મેં શુકવાણી જાણી જથા;
સાંભળો શ્રોતા પુણ્ય પવિત્ર, થયું પૂરણ સપ્તસું ચરિત્ર. ૪૭
બંન્ને સીતાપતિ રઘુવીર, જેમ પામો ભવજળ તીર;
કહે પ્રેમાનંદ શ્રીરામ, જીહવાએ રમજો તાહારું નામ. ૪૮

વલણ

રામ હૃદય રહેજો સદા, શુક કહે સાંભળ રાય રે;
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો ચતુર્દશમો અધ્યાય રે. ૪૯

---

## અધ્યાય ૧૫ મો

### કડવું ૫૧મું : રાગ–કેદારો

શુકજી કહે સુણ રાય રે, શ્રીકૃષ્ણતણો મહિમાય રે;
કાંઈ ગાય ચારવાની મનષા થઈ રે, પૌગંડ અવસ્થા ગઈ રે.
કિશોર અવસ્થા થઈ રે, કરુણામયની લીલા કેમ જાય કહી રે. ૧

ઢાળ

કહી ન જાય અદ્ભુત લીલા, થાકાં મન બુદ્ધિ વાણી;
નેતિ નેતિ નિગમ પોકારે, શું કરે પામર પ્રાણી. ૨
જથા બુદ્ધિ તથા કહું કથા, વૃથા ધરું વક્તા નામ;
કવિ વ્યાસ વક્તા શુક સ્વામી, પરિક્ષતને પરમ ધામ. ૩
માયામગ્ન મનુષ્ય અપરાધી, વિપ્ર પ્રેમાનંદ નામ;
શું પ્રાકૃતબંધ બાંધે ભાગવતનું, કરતા હરતા શ્રીરામ. (૪)
પરિક્ષતને કહે ગર્ભજ્ઞાની, શૌનિકને સૂતપુરાણી;
છે પાવન અધ્યાય પંચદશમો, ચારે શ્રી ચક્રપાણિ. (૫)
વાછરુ લઘુ ગોપને સોંપ્યાં, ગોવિંદ ચરાવે ગાય;
આપ સમાણાં બાળક સંગે, નિત્યપ્રત્યે વૃંદાવન જાય. ૬
નિત્યનિત્ય રંગ તરંગ ઘણેરા, રમત રમે રણછોડ;
પ્રબળ ભાગ્ય ગોપનાં દેખી, દેવને થાએ કોડ. ૭
દ્રુમ વેલી ફૂલી વૃંદાવન, ફળી વનસ્પતિ અષ્ટાદશ ભાર;
નાનાવિધ કુસુમ બહુ રંગી, ષટપદ કરે ગુંજાર. ૮
ઉચિત શબ્દ વિહંગમ બોલે, ડોલે લતા વાયુ વેળ;
પંડિત પંખી હરિજસ ભણતા, પોપટ બેઠા કેળ. ૯
શ્રીફળી ફોફળી સરઘુ સીમળ, સાદડિયા સીસમ સાગ;
અગર તગર મળીયાગર બીલી, ચંદને ચઢિયા નાગ. ૧૦
આંબા આંબલી કોઠી કાથકી, કદમ વૃક્ષ શોભાળ;
પીપળા પીપળી આસોપાલવ, વટલટે હીંચે ગોવાળ. ૧૧
મોગરા માલતીવેલ વાળો, કુશ વર ભાણનાં ભોથાં;
ચારોળી ચંપક ચંપેલી માંહે, મધુકર ખાએ ગોથાં. ૧૨
જાઈ જૂઈ કેતકી દાડમી, નારંગી લવેંગી દ્રાક્ષ;
ખજુરી ખારેક ફણસી ફાળસી, પડે પીળી આંબા શાખ. ૧૩

લીંબુડી કેરણી કંથારી, કમરખી જાંબુ બોર;
તાલ તમાલ સાલ ને સમડી, રાયણ રાતાં અંકોર. ૧૪

ખંડોકળી પરવેલ વળી, પંકજ પોયણ અનંત;
નવા અંકુર પાડલ ને કેસુ, વાસ વસે વસંત. ૧૫

વૃંદાવનમાં તુળસીનાં વૃંદે, વિલસે વ્રજના બાળ;
ગુંજા માંજર ને વૈજયંતી, હીંચે પાગ પ્રમાણે માળ. ૧૬

કપોત કોકિલા સૂડા સારસ, ચક્રવાક ને મોર;
મરાળ મધુકર ને ટીટોડી બોલે, ચાતક ચાસ ચકોર. ૧૭

શશક જંબુક વરુ વણિયેર, વ્યાઘ્ર કેસરી વ્યાળ;
મુખમાં તરણાં હીંડે હરણાં, ફટક દેતાં ફાળ. ૧૮

ભાગ્ન પાવન છે જમુનાતટ, બંસીબટ બીરાજે,
રાગ રસાળા ગાય ગોવાળા, વાજે વેણુ મોરલી ગાજે. ૧૯

અંગે ઊગટ મોર મુગટ, કાને કુંડળ લટકે;
ધાબળીની પલવટ વાળી, ધાતાં પાલવ ફટકે. ૨૦

ગાય ચરે, ગોવાળા નાચે, મધ્યે રામકૃષ્ણ બે ઊભા;
ભાઈ શું વિખાણે વેદ બિચારા, વૃંદાવનની શોભા. ૨૧

શુક વાણી ચોરી લીધી, આશરો મહારે શાનો;
ભટ પ્રેમાનંદ કહે હરિદાસો, થોડું ઘણું કરી માનો. ૨૨

શ્રીકૃષ્ણ કહે અગ્રજનને, તમારો મોહટો મહિમા રામ;
આ વૃક્ષ તમને નીચાં થઈ થઈ, કરે છે દંડ પ્રણામ. ૨૩

પક્ષી સ્તુતિ કરે છે તમારી, છો જાદવ રાજકુમાર;
અમને કો નમતું નથી, અમો જાતિતણા પિંડાર. ૨૪

વડા વીરને શોભા આપે, હસતાં હાંકે ગાય;
તાલ વનમાં ગયા ગોવાળા, સાંભળ પરિક્ષત રાય. ૨૫

વલણ

રાય પરિક્ષત તમો સાંભળો, ગોવિંદના ગુણગ્રામ રે;
ભટ પ્રેમાનંદ કહે કથા, શ્રોતાજન સમરો સીતારામ રે. ૨૬

## કડવું પરમું : રાગ કેદારાની ચોપાઈ દેશી ફેર

કહે ભૂપતિને શુક જોગી, સુણ રાય હરિરસભોગી;
વૃંદાવનમાં તાડનું વંન, ગયા ગોપ હાંકી ગોધંન. ૧
તૃણ ચરે સુરભિ રુચિ આણી, પીએ નિર્મળ જમુનાપાણી;
બેઠા શ્રીકૃષ્ણ દ્રુમની છાંય, ગોપ તળાંસે પ્રભુના પાય. ૨
ભક્તવત્સલ અશરણશર્ણ, બળિભદ્રનાં ચાંપે હરિ ચર્ણ;
તે અંતરિક્ષથી દેવતા ભાળે, રામાવતારનું સાટું વાળે. ૩
છે પરિપક્વ તાડનાં ફળ, આવે રુચિત ફળનો પરિમળ;
ઉત્કંઠા ગોવાળને હવી, સરવે કહ્યું પ્રભુને વીનવી. ૪
ઘણાં ઊંચાં ફળ કેમ લીજે, કોણ પ્રકારે પ્રાશન કીજે;
ઘણો બળવંત વાયુ વાયે, તો ફળની પ્રાપ્તિ થાયે. ૫
શ્રીકૃષ્ણે કહે સુણો ભાઈ, આપણે જાવું એ ફળ ખાઈ;
ધરો વાયુ દેવતાનું ધ્યાન, માગો મારુત કને ફળનું દાન. ૬
કરે કૌતક દીનદયાળ, સાંભળ પરિક્ષત ભૂપાળ;
એક કો કંસનો પ્રેર્યો પાપી, દૈત્યને કંસે આજ્ઞા આપી. ૭
ગર્ધવાસુર તેહેનું નામ, આવ્યો જીતવા ગોવિંદ રામ;
તાડવનમાં આવી વસિયો, ગોપમંડળી ઉપર ધસિયો. ૮
મૂજે ધર્ણ બળે ચર્ણ મૂકે, ઊંચું મુખ કરી ગર્ધવ ભૂંકે;
ગોવિંદને ભૂરુ બીહાવે, હાંકી કહાડે ફરી ફરી આવે. ૯
ઊંચું પુચ્છ કરી કરી ધાય, તાડવનની કરે રક્ષાય;
તેહેનાં વનમાં ન જાતું કોય, સહુને ગર્ધવનું ભય હોય. ૧૦

નિરખે ગોવાળા હરિ માટે, નાખે પાટુ પગ ઊફરાટે;
ભયયુક્ત થયા સહુ બાળ, ઊઠયા અભિભદ્ર શ્રીગોપાળ. ૧૧
બીજા ગોપ ગોવિંદને વારે, રખે પાટુ પ્રભુને મારે;
પછે રામ કૃષ્ણ બેહુ બળીયા, લેઈ લાકડી પૂંઠે પળિયા. ૧૨
અસુરે ઓળખ્યા નંદકુમાર, કંસનો શત્રુ એ નિર્ધાર;
એહેને કરું પાટુનો પ્રહાર, મથુરામાં થાય જેજેકાર. ૧૩
મુદિત થાસે કંસનું ચિત્ત, મુને આપશે ઘણું એક વિત્ત;
છે અભિલાખે ભર્યો અધર્મી, મરવું હરિ હાથે મૂકયું નિર્મી. ૧૪
કીધો શબ્દ વદન વિકાસી, નાઠા ગોપ રહ્યા અવિનાશી-
વપુ ધુમ્રસું ભસ્મે ભરિયું, કપટ આવે આંખમાં તરિયું. ૧૫
દેહની વાસના દુર્ગંધ ઊઠે, અરડાયે ફરે હરિ પૂઠે;
જુએ કપટ દૃષ્ટિ કર્મ બળે, પૂઠે ફરતા પ્રદક્ષિણા વળે ૧૬
સૂક્ષ્મ મારગને સંત પ્રીછે, દર્શન નારાયણનું ઈચ્છે,
અસુર દ્વેષબુદ્ધિ ધરી આવ્યો, ક્રોધ અંતરમાં ઉપજાવ્યો. ૧૭
દૃષ્ટિમાં રૂપ કૃષ્ણનું રાખી; જોડ પાટુ પ્રભુ પર નાખી;
મુખે ભૂંકયો કરી ભૂંકાર; ગોપવૃંદ કરે હાહાકાર. ૧૮
કીધી લીલા અશરણશર્ણ, ગ્રહ્યાં હાથમાં ગર્ધવનાં ચર્ણ;
લટકામા નાથે લીધો ઊંચલી, ગર્ધવ ગોળો ગોફણ કીધો.[1] ૧૯
મસ્તક પર ફેરવે જદુરાય, તેમ તેમ દૈત્ય વધનો જાય;
કીધો લક્ષ્મીનાથે લટકો, તાડના થડ સાથે પટકયો. ૨૦
આખું વન ગરજ્યું ગડગડાટ. પડ્યાં તાડફળ દડદડાટ;
થયું મસ્તક પતિતનું ભૂકો, માતા ઉદરશયનથી ચૂકો. ૨૧
ગયો સ્વર્ગ ચડીને વિમાન, આપ્યો અમરલોક ભગવાન;
ગોવાળે ફળ વીણીને લીધાં, પહોતો સ્વાદ ને પ્રાશન કીધાં. ૨૨
શ્રીકૃષ્ણનું કરે વરણંન, ફળ પામ્યા તમારે પુણ્ય;
સર્વ ગોપ વાસુદેવ મોરારિ, ગયા ગોકુળ સુરભિ ચારી. ૨૩

૧. લટકામા નાથે લીધો ઊચલી ગર્ધવ ગોફણ ભરે મળી.

વિરહે વ્યાકુળ વ્રજની નારી, સંજ્યાએ આવ્યા આનંદકારી;
નિવરત્યો દિવસ તણો વિજોગ, થયો સંજ્યાએ દ્રષ્ટિસંજોગ. ૨૪
હરિ વિણ ચાર પ્રહર જુગ ચાર, વ્રજવધૂ પ્રેમ ભરી છે અપાર;
ઘેર ઘેર ગોપે કહ્યા સમાચાર, શ્રીકૃષ્ણે આપ્યો ફળનો આહાર.૨૫
મહાબળ કીધું ગોકુળનાથે, ઝીંકયો ગર્ધવ દ્રુમથડસાથે;
શુકદેવ કહે સુણ રાય, પૂરણ પંદરમો અધ્યાય. ૨૬

વલણ

અધ્યા પંદરમો પૂરણ થયો, ચરિત્ર અષ્ટમું લીલા ધામ રે;
ભટ પ્રેમાનંદ કહે કથા, શ્રોતાજન સમરો સીતારામ રે. ૨૭

## અધ્યાય ૧૬મો

### કડવું પડસું : રાગ સામેરી

કહે શુકજી સાંભળ રાય રે, કહું નાગદમણ મહિમાય રે;
કહે શૌનકને સૂતપુરાણી રે, કાળીનાગ નાથ્યો ચક્રપાણિ રે ૧
કીધું કૌતુક ગોપીનાથે રે, ગયા વનમાં ગોવાળા સાથે રે;
તે દહાડે ઘેર રહ્યા છે રામ રે,કરવું છે સર્પ સંબંધી કામ રે.૨
પૂઠે ગોપ આગળ ગાય રે, વાહે મહુવર વેણુ વાય રે;
ગોપ પ્રત્યે પ્રભુ કહેવા લાગા રે, આપણ આજ વનમાં જઈયે
આઘા રે. ૩
એમ કહી દૂર ગયા ભગવાન રે, થયા વનમાં જંત્ર મધ્યાહ્ન રે
થયા તૃષિત ગોવાળા ગાય રે, વિષજળ ભણી સુરભિ ધાય રે.૪
ગોપ ગૌને જાતી વાળે રે, જાવા દો કહ્યું શ્રીગોપાળે રે;
પીવા દો સુખે ગૌને પાણી રે, તવ ગોવાળા વદે છે વાણી રે. ૫
કહે છે ગોવિંદને ગોવાળા રે, એ જળમાં છે વિખની જ્વાળા રે,
તમો નથી જાણતા વનમાળી રે, ઈહાં વાસ વસે સર્પ કાળી રે.૬

કાલિંદીનો દ્રહ વિખે ભરિયો રે, પીતાં પાણી કો ન ઉગરિયો રે;
પડે છે પક્ષી ગગને જાતાં રે, મન કેમ માને ગૌ પાતાં રે. ૭
સુણી ગોપ સખાની વાણી, રે, ભરાયા ક્રોધે સારંગપાણિ રે;
કાળીને કહાડવાની દઈ દીધી રે, પીયો જળ સહુને આજ્ઞા દીધી રે.૮
સર્વે કહ્યું કૃષ્ણનું કીધું રે, પ્રાણી માત્રે તે જળ પીધું રે;
ગાય ગોપને ચડિયું ઝેર રે, સહુ ધર્યું ઙળ્યું આવી લેહેર રે ૯
નાથે અમૃત દ્રષ્ટિએ જોયું રે, જોતામાં હળાહળ વિખ ખોયું રે;
ઊઠી ગાય ગોપ થયા બેઠા રે, સહુ કો જળમાં નહાવા પેઠા રે. ૧૦
છાટે છોળ જળમાં ઝીલે રે, સર્પ ગરલ સ્પર્શ થયો ઢીલે રે;
સર્વને મૃત્યુ તણા ભય ભાગા રે,જમુનાની રેતીમાં રમવા લાગા રે.૧૧
જેહેને સામળીયો છે સહાય રે, તેહેને સર્પ થકી શું થાય રે;
જે કાળીની ફૂંકે ફાટે પહાડ રે, કોઇ લગેન મળે એક ઝાડ રે.૧૨
કાળું જળ નીલી સેવાળ રે, કાળી નાગ મૂકે વિખ જવાળ રે;
મનસા સર્પ કહાડવાની દીધી રે, ગોવિંદે ગેડી કરમાં લીધી રે. ૧૩
કટિ પીતાંબર પલવટ વાળી રે, ગેડી દડો રમે વનમાળી રે;
કહે સહુ ગોપને ગોકુળ રાય રે, ભાઈ દડો જમુનામાં જાય રે. ૧૪
જેહેની વતી દડો એહેમાં જાશે રે, નાખનારો લેવા ધાશે રે;
એહેવો પરઠ કીધો મહારાજે રે, કાળી નાગને નાથવા કાજે રે.૧૫
મારે હાક સખાને તેડી રે, પડે પ્રહાર દડા પર ગેડી રે;
ધાય ગોવાળા મદમાતા રે, ભર્યા શ્વાસ ગુલાંટા ખાતા રે ૧૬
હાથનાં કડાં ઊંચાં ચહડાવે રે, મારે દોટ પાધરી ફાવે રે;
એક હારે એક લઈ જાય રે, વાળવા ભીલુ પૂંઠે ધાય રે. ૧૭
લાગ સામળીયાનો આવ્યો રે, દડો ગેડીમાંહે ભરાવ્યો રે;
દોટ આંકડે ચડિયો રે, દડો જળમધ્યે જઈ પડિયો રે. ૧૮
ગોપ દેઈ દેઈ તાળી રે, થયા ઓશિયાળા વનમાળી રે;

વચન પોતાનું પ્રતિપાળે રે, ચડ્યા નાથ કદમની ડાળે રે. ૧૯
બાંધી કેડ કાછડો વાળી રે, ધ્રૂજે કદમવૃક્ષની ડાળી રે;
વાળ્યો અંબોડો દીનાનાથે રે, માગી વિદાય ગોવાળા સાથે રે.૨૦
ભાઈ હું જમુનામાં ઝંપાવું રે, દડો સર્વથા શોધી લાવું રે;
રખે કો રોતા ગોકુળ જાતા રે, સદ્ય મરશે માહારી માતા રે. ૨૧
ધરજો ધીરજ ઘટિકા ચાર રે, હવડાં આવું છૌં નિરાધાર રે;
ફરી મેળવશે વિશ્વાધાર રે, ન મળ્યા તો છેલ્લા નમસ્કાર રે. ૨૨
ગોવાળા સહુ પગે લાગે રે, પટ પાથરીને માન માગે રે;
દડા માટે કોણ ઝંપાવે રે, કહ્યું ગોપનું મનમાં ન આવે રે. ૨૩

વલણ

ના આવે મનમાં નાથને, પડવાને તત્પર થયા રે;
કદમ દ્રુમની ડાળીએ, પરમાત્મા ઊભા રહ્યા રે.

---

### કડવું ૫૪મું : છંદ ભુજંગપ્રયાતની દેશી

ગુરુચરણપંકજનું ધ્યાન રાખું,
કાળી નાગ શ્રીકૃષ્ણનું જુદ્ધ ભાખું;
ગુરૂ ગણપતિ સરસ્વતી શેષ નામું,
શુકવદનવાણીનો પ્રસાદ પામું.[1] ૧
હૃદે ઊપની માહરે અભિલાખા,
બાંધું નાગદમણ ગુજરાતી ભાખા;
કાલી દમન તે નાગદમણ કહાવ્યું,
દડા કારણે દેવે જળમાં ઝંપાવ્યું. ૨
શું છે કાર્જ મહારાજ દડાનું તહારે,
મૂકો છોકરવાદી ગોવાળા વારે;
તું વિના નંદરાય કેમ દેહ ધરશે,
સુણી વાત જસોમતી સદ્ય મરશે. ૩

---

1. શુક કહે વદન વાણીનો પ્રસાદ પામું.

કો કહે બ્રહ્માએ બાળક નથી ઘડિયો,
ધન્ય માત પિતા જેને પેટ પડિયો. ૧૬
ભૃગુલાંછન શ્રીવત્સ રૂડું લાગે,
જુએ નાર તળુવાં દિસે પદ્મ પાગે;
કહી સાંકળી ઘૂઘરી પાય બાજે,
છબી અંગની જોઈ અનંગ લાજે. ૧૭
ઝીણી ધાબળી કેડસું બાંધી તાણી,
ગ્રહી ગેડલી હાથમાં ક્રોધ આણી;
બાપ ભૂલો પડ્યો કે અજ્ઞાન આવ્યું,
કાળી નાગના દ્રહ વિષે કાં ઝંપાવ્યું. ૧૮
સુણી નારની વાણી શ્રીકૃષ્ણ ભાખે,
પડે જળ વિષે કોણ પ્રાક્રંમ પાખે;
શું ન ઓળખો સુંદરી નંદ નામ,
વસું જમુના તારે ગોકુળ ગામ. ૧૯
જસોદા માત માહારી છે નંદ તાત,
આહારી બેલ બળિભદ્ર છે જ્યેષ્ઠ ભ્રાત;
શ્રીકૃષ્ણ ગોપેશ છે નામ મારુ,
આહિરની જાતિ અમો ધેનુ ચારુ. ૨૦
પીજે ભાવતાં દૂધ નવનીત છાસ,
કરું દાણક્રીડા રસું રંગ રાસ;
અમૂલક દડો પડ્યો નીર મહાંય,
કહાં છે ચોર કાળી કહે કૃષ્ણરાય. ૨૧
કોણે ઠામ આપ્યો વસ્યો સર્પ કાળી,
'દાવનની વેલ જ્વાળે પ્રજાળી;
જળ નિર્મળ વિખવંત કીધું,

ખગ મૃગ માનુષને દુઃખ દીધું, ૨૨
જસોદાપયપાનનું બળ દેખાડું,
કાળી નાગને દ્રહથકી બહાર કહાડું;
સુણી વચન હસી દીયે નાર તાળી,
કહે છે કેડનો લાંક જીતે તું કાળી. ૨૩
કહીંયે સાંભળ્યો છે કાળી નાગ કાને,
ભોળા સામળા આંહાં તું આવ્યો છે શાને;
નહીં ભ્રાત સંગાત સુભટ સાથે,
નથી લોહ રક્ષા થકી ગોડી હાથે. ૨૪
અમો માન માગું તહારાં કુશળ માટે,
કાળીનાગની ફૂંકથી ગગન ફાટે;
એવું જાણી ફરો તમો નાથ ભોળા,
અમો માન માગું પાથરીને ખોળા. ૨૫

વલણ

ખોળા પાથરે સર્વ નાગણી, ફરી ફરી લાગે પાય રે;
મરડી મરડી સામળો, સર્પ ભોવનમાં જાય રે. ૨૬

---

### કડવું પપમું : રાગ મારુ

નાગણી વચન:—
મ્હોટે મા બોલો રે, સર્પ સાંભળશે રે;
બાઈ અટકાવો બાર, બાળક છળશે રે.
લાડકા છો લાડકવાયા, ઉન્મત્ત મલ્લ ગોવાળ;
ઋષભલ કોનું કહ્યું ન માને, કાં સૂતો જગાડે કાળ–મ્હો૦ ૧
કાળીનાગથી કંસ કાંપે, કાંપે જમકિંકર;
તું શતદેણુને કેમ કરી જીતે, ઘેલા નંદકુંવર–મ્હો૦ ૨
મૂળ પોતાનું વિચારીયે રે, તું ઉદે થયો આજકાલ;

કંસને ઘેર ગોરસ લઈ જાતાં, નંદને પડી છે ટાલ-મ્હોο ૩

કૃષ્ણ વચન :—

એ વચન સંભારજે સર્પણી, સુકાવું મામ આ ઠામ;

એહેવું કહી મંદિરમાં પેઠા, પ્રેમાનંદ પ્રભુરાય-મ્હોο ૪

## રાગ મારુ દેશીફેર-પદ

નાગણી વચન :—

હો બાઈ બાળક ઘેલો દીસે છે, કહ્યું ના માને;

આફણીએ ન્હાસશે દેખીને, વારો છો શાને-હો બાઈο ૫

લટપટી લેશે ફેણામાં, કુશળે કેમ ફરશે;

માઠો સમાચાર જાણી, એહનાં માતપિતા મરશે-હો બાઈο ૬

સંગ કીધો જડ ગોવાળાનો, ટહાડી રાખ શિરાવે;

પિંડારો વન પશુવાં ચારે, બુદ્ધિ કહોની લાવે-હો બાઈο ૭

બિહાવ્યો ન બીહે બાળકડો, વઢવાનો રસિયો;

પ્રેમાનંદ પ્રભુ સીતાપતિ, મંદિરમાં ધસિયો-હો બાઈο ૮

## રાગ વેરાડી

શુક વચન :—

નાગ સનમુખ સામળીયા તત્પર થયા, એવે ગોવાળા શ્રીગોકુળ ગયા;

ત્રાહે ત્રાહે કરી જીહ્વા ડસે, તે મસ્તક ધૂણે ને કર ઘસે. ૯

શોક સંયુક્ત શ્વાસે ભર્યા, શું બેઠા નંદ બાળક ઊચર્યા;

વરત્યું વિપરીત વિસ્મય વાત, કૃષ્ણે કીધો જમુનામાં ઝંપાપાત. ૧૦

વારતાં ચડયો વૃક્ષની ડાળ, પુત્ર તમારો ગયો પાતાળ;

દારુણ વાત શ્રવણે સાંભળી, પડયા નંદજી મૂરછા વળી. ૧૧

જેમ કહુવાડે કાપી કદળી, તેમ જસોમતી ધરણે ઢળી;

ટોળે મળ્યાં ગોપીનાં વૃંદ, પછાડે અંગ કરે આક્રંદ. ૧૨

રુએ દંપતી વેદના ઘણી, ધાયા નંદજી જમુનાભણી;

રાકે સર્વસ લૂંટી લીધું નથી, એહેવે રૂપે ધાયાં જસોમતી. ૧૩

જેમ વચ્છ વિના વીહીલી ગાવડી, શ્રીકૃષ્ણ વિના તેહેવી માવડી;
ત્યાહે પુત્ર ત્યાહે પુત્ર કરેતી જાય, પડે ઘણું વળી બેઠી થાય. ૧૪
દ્રહ ઉપકંઠ આવ્યું સહુ કોય, ઝંપાવાનું સ્થળ ફરી ફરી જોય;
દેખાડે ગોપ અંગુળીયે કરી, આ ડાળ ચડી ઝંપાવ્યું શ્રીહરિ. ૧૫
ઝંપાપાત કરવા જસોદા ધાઈ, અંબા ભળિભદ્રે રાખી સાહી;
ઉપનંદે નંદ ગ્રહ્યા બળ કરી, રુએ જસોદા ગુણ ઓચરી. ૧૬

---

કડવું પદમું : રાગ—વેશડી

**જસોદા વચન :—**

માહારું માણકડું રીસાવ્યું રે, સામળીયા,
તાહારા મનમાં એ શું આવ્યું રે, સામળીયા;
હું અપરાધણ માતાને મૂકી, શા માટે ઝંપાવ્યું રે સામળીયા—મા૦૧
કાલિંદીનું કાળું પાણી, માંહે વસે કાળો કાળી;
હવે આશયા તે શી મળવાની, કેમ આવે વનમાળી રે,
સામળીયા—મા૦૨
સંતાન રૂપીયું મ્હોટું ધંન તે, કરમે લીધું લૂટી;
મેં નવ જાણ્યું જતન કરીને, રતન પડ્યું કેમ છૂટી રે,
સામળીયા—મા૦૩
પુત્ર પામી હું છેલે આશ્રમે, ઉછેર્યો પ્રતિપાળી;
નીપનો રસ ઢળી ગયો, હું વિજોગ આગે બાળી રે,
સામળીયા—મા૦૪
નાકે મોતી પાયે ઘુઘરી, મોર મુગટ શિર ધારી;
ફરી રૂપ હું કહાંથી દેખું, હરિ આવે ગૌ ચારી રે,
સામળીયા—મા૦૫
કાને કુંડળ મુખમાં મોરલી, સાંજે ગોકુળ આવો;
ભૂખ્યો છોં કહી પેટ દેખાડ, મા કહી મુને બોલાવો રે,
સામળીયા—મા૦૬

પીત પીછોડી કાછ કછે, મુજ કને નેતરું માગે;
હું ઘરડી માને થાકી જાણી, કોણ વલોવવા લાગે રે,
સામળીયા—મા૦૭

તું પ્રાણેશ્વર તું ગોપેશ્વર, ગોપી દેહ કેમ ધરશે;
બાળ સખાની કોણ વલે, આ ગાયો હીસી હીસી મરશે રે,
સામળીયા—મા૦૮

ઊંડા જળમાં વાસો કીધો, પાણીમાં કેમ ગમશે;
મોર પોપટ પૂતળી તાહારે, રમકડે કોણ રમશે રે,
સામળીયા—મા૦૯

કાંઈ તું ગયો ને હું જીવું છોં, ઓછાં સગપણ માટે;
સાચું વહાલ તો તાહાં જણાએ, સાભળતાં હૈડું ફાટે રે,
સામળીયા—મા૦૧૦

કાષ્ઠપેં પાષાણ કઠિણ છે, તેપેં કઠિણ છે લોહડું,
વજ્ર તુલ્ય છે કાજળ માહારુ, લોકને શું દેખાડું મોહડું રે,
સામળીયા—મા૦૧૧

તે મખાંતર દહાનું કીધું, મનમાં દુઃખ કાંઈ આવ્યું;
ઊખળનું બંધન આજ સાંભર્યું, તે માટે જ પાવ્યું રે,
સામળીયા—મા૦૧૨

નંદ જસોદા ગાય ગોવાળા, વ્યાકુળ વ્રજની નારી;
ચાર ઘડી પૂઠે સર્વે પડઝો, હળધર રાખે વારી રે,
સામળીયા—મા૦૧૩

---

કડવું પડત્રું : રાગ સામેરી

શુકજી કહે સુણ ભૂપતિ, જાણી વ્રજવાસીનું દુખ;
ગોપ ગોપીને ધીરજ આપવા, હરિયે લીધી મોરલી મુખ ૧
નિજ ભક્તને આનંદ પમાડવા, જગાડવા સર્પ કાળી,
ઘોરં નાદે મહુવર વાઈ, પિંડાર પાડા ટાળી. ૨

ચૌદ લોક તે શબ્દ પહોંતો, ધાઈ વૃજની નાર્ય;
બાઈ વધામણી વધામણી, કુશળ છે દેવ મોરારી. ૩
પાતાળ માંહિ વેણુ વાજે, છે કહાનને કલ્યાણ;
નંદ જસોદા થયાં બેઠાં, ઠામ આવ્યા પ્રાણ. ૪
ગીત ગાય વૃજ સુંદરી, સુણી નાદ સુરભિ હીસે;
જળમાં જુએ ગોવાળીયા, કંઈ કરતાં કૃષ્ણજી દીસે. ૫
વાંસળીયે વૃજ લોકને, અમૃત પાયું વનમાળી;
તે ઘોર શબ્દને સાંભળી, ભડકી ઊઠ્યો નાગ કાળી. ૬
રુએ નાગેણ નેહે ભરી, બાળકનું શું થાશે;
કેમ જીવશે એની માવડી, સુણી વાત જીવડા જાશે. ૭
કહે લોચંગને ભામની, કરો કૃપા ભોળા ભરતાર;
દયા આણો દીન જાણી, છે રંક નંદકુમાર. ૮
ક્રૂર રૂપે કૃષ્ણ જોયા, શત ફણા ફુંફવાવી;
ગોવિંદજી બીહીતા નથી, વિશેષ વેણુ ઘુઘવાવી. ૯
ગેડી લીધી એક હાથમાં, ઝુઝકાર્યા કષ્ણ કુમાર;
પાછા ખસી આઘા ધસી, કીધો ફણા ઉપર પ્રહાર. ૧૦
જેષ્ટિકા વાગી ઘણી, ખડગ્યા પામ્યો મણિ;
ધસ્યો કાળી કાળ સરખો, છે રીસ અંતર ઘણી. ૧૧
ચંદ્રને જેમ રાહુ લેપે, સૂરજને જેમ મેહ;
તેમ કાળી નાગની ફણા મધ્યે, સામળીયાનો દેહ. ૧૨
જેમ મહાજળમાં રત્ન પડિયું, બાવળમાં ચંદન છોડ;
તેમ કાળી નાગનાં ગુંછળાંમા, બિરાજે રણછોડ. ૧૩
લક્ષ્મીનાથ લીધા લટપટી, કરી ફણાનો ફૂતકાર;
વિષજ્વાળથી જળ ઊકળ્યું, વરસે હળાહળ અંગાર. ૧૪
છટકી છબીલોજી નીસર્યા થયા ગજરાજ શ્રીનાથ.

ફરી છંદે મોરલી વજાડે, ફેરવે ગેડી હાથ. ૧૫
કાળી નાગ કૃષ્ણ ફુડે ચડ્યા[1], ફરે ફેણાધર રાય;
હુંકાર ભાખે ઝડપ નાખે, હરિ નહાના મહોટા થાય. ૧૬
ચૂએ ગરલધારા ફૂતકારા, કરે અગારા મણિ શીષ;
ઝગે નયણ તારા ઉભય સારા, કરે હોકારા જગદીશ. ૧૭
જીભ કહાડે ચંચ ફાડે, દેખાડે વિખદંત;
અધર કરડે આંખ તરડે, મરડે અંગ અનંત.[3] ૧૮
હાંકે છંછેડી નિકટ તેડી, કરે ગેડી પ્રહાર;
પછે રીસ કીધી દોટ દીધી, લીધી બાથ નંદકુમાર. ૧૯
વનમાળી નાગ કાળી, લે સંભાળી ઘાય;
પાતાળ ગાજે ઢીક વાજે, વિરાજે વૈકુંઠરાય. ૨૦
અડવડે હેઠા પડે ને, ગડગડે જેમ મેહ;
પાછી પહાંની નવ કરે, સમાન જોદ્ધા બેય. ૨૧
ચાર ઘટિકા જુદ્ધ હવું, પછે કોપિયા જદુરાય;
પદ પ્રહાર કીધો પૃષ્ઠમાં, પડ્યો નાગ મૂર્છા ખાઈ ૨૨
ગેડી વડે શત નાક ફોડ્યાં, પ્રાક્રમ પ્રૌઢ;
નાગ નાથ્યો, દોરડે, ઉપર પ્રભુ થયા આરૂઢ. ૨૩
અમર કમળ પાતાળનાં, લીધાં લક્ષ્મીનાથ;
દડો લઈ નાગ હાંક્યો, પૂઠે નાગણીનો સાથ ૨૪
સર્પણી સહુ વલવલે, મૂકો અમારો સ્વામીન;
અમો ભિક્ષુકી દાતાર તું, પ્રભુ આપ હેવાતન. ૨૫
કહ્યુ ન માને કૃષ્ણજી, પૂઠે સ્તવે નાગણ નાર;
જેજેકાર ગોપી કરે, પ્રભુ નીસર્યા જળથી બહાર ૨૬
નિજ કંઠના હાર ત્રોડી, મુક્તાફળે વધાવે;
વેગળા રહી સહુ કો સ્તવે, પણ પાસે કો નવ આવે. ૨૭

૧. કાળી નાગ કૃષ્ણ ફુંવે ચડ્યા ૩ મરડે અગ અંત્યત.

મૂકો અમારા નાથને નાગણી સહુ કો જાચે;
કાળી નાગની ફણા ઉપર, કૃષ્ણ થેઈ થેઈ નાચે. ૨૮
ગોવાળા સહુ વેણુ વગાડે, ગીત ગાય ગોવાળી;
દેવતા જે જે કરે ને, નાચે વજાડે તાળી! ૨૯
અંતરિક્ષે નાચે અપ્સરા, ગાય ગાંધર્વ ગીત;
સપ્ત ઋષીશ્વર સ્તુતિ કરે, નાચ્યો નાગ કીધું નૃત્ય. ૩૦
વિખધર ઘણું ક્રોધે ચઢિયો, વીંટાયો કૃષ્ણને દેહ;
સર્પમાં શોભે સામળો જેમ, ચંદ્ર ઢાંક્યો મેહ; ૩૧
ચૂડ ભરી નખશિખ લગે; કરે ગોપ હાહાકાર;
શ્રીકૃષ્ણે પુચ્છ કરમાં ગ્રહી, ચાંપી ફણા પદભાર. ૩૨
શરીર પુષ્ટ કીધું ઘણું, તડતડ્યું નાગનું તંન;
જીભ કહાડી પડ્યો કાળી, સર્પણી કરે સ્તવંન. ૩૩
નાગણીયે નિજ બાળક મૂકયાં, કૃષ્ણજીને શર્ણ;
રંક સામું જુઓ સ્વામી; નાગણી લાગે ચર્ણ. ૩૪.
ઘણું ઉત્તમ તમો કીધું, ઉતાર્યો અરિનો દર્પ;
જદ્યપિ સ્વામી અમારો પણ, સાધ નોહોતો સર્પ. ૩૫
અહંકાર એહનો ઊતર્યો, પૂરણ પામ્યો પ્રહાર;
દયા કરો અમ દીનને, કૃપાળ નંદકુમાર. ૩૬
ગોપ-ગોપી સ્તુતિ કરે, સ્તવે જસોદાનંદ;
સર્વની સ્તુતિ સાંભળી, ઊતર્યા શ્રીગોવિંદ. ૩૭
નયણ ઢાળી પડ્યો કાળી, શત મુખે વહે જળધાર;
શ્રીકૃષ્ણ કંઠે આરોપ્યો, નાગણીયે કમળનો હાર. ૩૮
કૃષ્ણ કૃપાએ સર્પ ઊઠ્યો, કરે સ્તવન દંડપ્રણામ;
પણ કહે એ સ્થાનક મૂકી, કર તું બીજે ઠામ. ૩૯
સર્પ કહે સ્વામી કહાં વસું, ગરુડ મુજને ખાય;

શ્રીકૃષ્ણ કહે તું અમર થયો, ફણા પર રમ્યા મારા પાય. ૪૦
આ દ્રહનું જળ નિરવિખ કરી, જા રમણદ્વીપને મહાંય;
ગરુડ તુજને નહીં દમે, કીધી કૃપા કેશવરાય. ૪૧
પરિવાર સાથે પરવર્યો, રમણદ્વીપ ગયો ફણધર;
થયું નિરવિખ જળ જમુના તણું, મળ્યો વેદ નંદકુંવર. ૪૨
રાય પરિક્ષત પૂછતો, એક સંદેહ છે સ્વામીન;
કાળીનાગની જ્વાળથી, બહુ વૃક્ષ થયા દહન. ૪૩
કદમનો વૃક્ષ કેમ રહ્યો, તે વદો વ્યાસકુમાર;
અમૃત પાન કરી ગરુડ, અવની આવિયો એકવાર. ૪૪
સ્વભાવ છે પંખીતણો, લુહુએ ચંચ કરી કાંઈ ભક્ષ;
અમૃત ભરી ચંચ કદમે ઘસી, માટે અમર થયો એ વૃક્ષ. ૪૫
પરિક્ષત રાય પ્રસન્ન થયા, સંદેહ પામ્યો શાંત;
સુધાસ્પર્શે દ્રુમ રહ્યો, એ પ્રીછયું મેં વૃત્તાંત. ૪૬
નાગદમણ જે સાંભળે, કો વૃદ્ધ જોબન બાળ;
તેહેને સર્પ ભય ઊપજે નહીં, કૃપા કરે શ્રીગોપાળ. ૪૭
એ નવમું ચરિત્ર પૂરણ હવું, ઉત્તમ નાગદમણ;
પરિક્ષત આનંદ પામિયા, મુદિત અંતઃકર્ણ. ૪૮

વલણ

મોદ પામ્યો મહીપતિ, સુણી નાગદમણ મહિમાય રે;
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો ષોડશમો અધ્યાય રે.

---

## અધ્યાય ૧૭મો

કેડવું પરસું. રાગ દેશાખની ચોપાઈ

[illegible] પૂછે ભૂપતિ, સંદેહ એક નિવારો જતિ;
ગરુડ સર્પને વેર કેમ થયું, એ દ્રહમાં કુટુંબ કેમ આવી રહ્યું. ૧

શુકજીએ વાણી ઓચરી, એ પૂર્વકથા કહું વિસ્તારી;
મૂળ કથા સાંભળીયે નૃપ, વિનતાનો ગરુડ, કદ્રુનો સર્પ. ૨.
દાસત્વનું દુઃખ પંખી મન ધરે, ગરુડ નાગનું ભક્ષણ કરે;
રમણ દ્વીપમાં નવ કુળ વસે, ઓચિંતો ગરુડ આવી ધસે. ૩
શત સહસ્રને ઝડપી જાય, નાગ લોકનો ક્ષય બહુ થાય;
પછે સર્પ માત્રે કીધો વિચાર, નવ કુળનો થાશે સંઘાર. ૪
ગરુડ જાચ્યો કરી વિવેક, તુંને નિત્યે સર્પ આપવો એક;
વારા કીધા નવ કુળ મહાંય, તે ગરુડભણી આફણીએ જાય. ૫
કાળીનો આવ્યો એક વાર, સર્પે મનમાં કર્યો વિચાર;
શત ફણાનો ગર્વ મન ધર્યો, કુટુંબ લઈ કાળી પરવર્યો. ૬
માહારું કોઈ મરે તો મહિમા કશો, તવ ગરુડ પક્ષી પૂઠે ધસ્યો;
કુટુંબ સાથ સર્વ આગળ કર્યો, કાળી વઢવા પાછો ફર્યો. ૭
ઘોર જુદ્ધ મારગમાં થાય, વઢતો કુટુંબ લેતો જાય;
ગરુડ ઉપર ફેરા ફરે, પણ કાળી સહુની રક્ષા કરે. ૮
ચંચ પ્રહાર કરે પંખી ઘણા, નાખે દોટ ફટકારે ફણા;
ક્રોધ રૂપ થયો ખગ જંન, એહેવે આવ્યું વૃંદાવંન. ૯
જઈ દ્રહમાં બેઠો કાળી નાગ, મરે ગરુડ જો મૂકે પાગ;
શાપભય અંતરમાં ધર્યો, પછે ગરુડ હારી પાછો ફર્યો. ૧૦
શુકને પૂછે પરિક્ષત રાય, પક્ષીને શાપ કેનો દ્રહ મહાંય,
છે ત્રૈલોકમાં ગરુડની ગતિ, એ દ્રહમાં કાં પેસાતું નથી. ૧૧
શુક કહે સાંભળીયે રાય, બ્રહ્મશાપનો કહું મહિમાય;
એ દ્રહ ઉપકંઠ તપનો ઠામ, રહેતો ઋષિ સૌભરી નામ. ૧૨
જળમાં મચ્છ હૂતા અનેક, તેહેમાં શ્રેષ્ઠ હૂતો મચ્છ એક;
મીન નિર્મળ જળમાં રમે, તે ઋષીશ્વરનાં મનમાં ગમે. ૧૩
થઈ મચ્છ સંઘાથે માયા ઘણી, ગરુડ આવ્યો તે દ્રહભણી;

ચંચપ્રહાર તે જળમાં કીધો, મોહોટો મચ્છ મુખમાં લીધો. ૧૪
સૌભરીએ દીઠું પ્રત્યક્ષ, કીધો મચ્છ ગરુડે ભક્ષ;
મરણ થયું વૃદ્ધ મચ્છતણું, પરિવાર તેહેનો રોયો ઘણું. ૧૫
વળી તે મચ્છનું મંડયું ભોજન ક્રોધરૂપ થયા ઋષિજન;
સૌભરી કહે પક્ષી દુર્મતિ, માહારી તુંને મર્યાદા નથી. ૧૬
જળચરની તું હિંસા કરે, પરમાંસથી ઉદર ભરે;[૧]
ફરી આ દ્રહમાં મૂકીશ જો ચર્ણ, તો ગરુડ નિશ્ચે પામીશ મર્ણ. ૧૭
પરિક્ષતને કહે શુક જતિ, માટે ગરુડે તહાં અવાતું નથી;
તે શાપ જોગનો જાણી લાગ, માટે આવી પેઠો કાળી નાગ. ૧૮
એ કથાપ્રસંગ શાપનો કહ્યો, પ્રસંન પરિક્ષત રાજા થયો;
સ્વામી કુટુંબ કાળીનું નીસર્યું, પછે શ્રીકૃષ્ણે તહાં શું કર્યું. ૧૯
શુક કહે સાંભળ રાજાન, પ્રૌઢ કર્મ કીધું ભગવાન;
સર્પ વળાવી ગોકુળરાય, માતપિતાને નમિયા પાય. ૨૦
ભેટ્યાં જસોદા આરત ઘણી, મળ્યા રામ ભેટ્યાં રોહિણી;
દીધાં ગોપ માત્રને આલિંગન, ગોપીને દીધું આશ્વાસન. ૨૧
ફેરવ્યો ગૌને વાંસે હાથ, નંદે ઉછંગ લીધા શ્રીનાથ;
કેટલાએક સંકલ્પ કીધાં દાન, બળિભદ્રે ઓળખ્યા ભગવાન ૨૨
શરીર જૂએ માતા જસોમતી, સર્પનો ડંશ તો દીસતો નથી;
રખે વિખ ચઢયું હોય સામળવાન, જુએ તળુઆં તપાસી ચાંપે કાન. ૨૩

અદ્‌ભુત માયા પ્રભુજીતણી, શુકજી કહે કેમ શકું ભણી;
તહાં મળી બેઠા ગોપીગોવાળ, તે સ્થાનક થયો સાયંકાળ. ૨૪
ગોપને કહે નંદ મહારાજ, આંહાં વિશ્રામ કરો સહુ આજ;
તવ નંદરાયનું માન્યું કહ્યું, સહુ કો જમનાતટમાં રહ્યું. ૨૫
નિશાએ સુખ પામ્યા આહીર, છે શીતળ વેણુ શીતળ નીર;

૧. પરમાંસથી દુર્ભર ભરે.

રાયને શીતળ વાય સમીર, બેઠા ગોપવૃંદમાં શ્યામશરીર. ૨૬
કૃષ્ણગોષ્ઠ વલ્લભ સહુને ગમે, કોઈ એક સૂતા કેઈ જાગે તે સમે;
શુકજી કહે સાંભળ ભૂનાથ, તહાં અગ્નિ આવ્યો અકસ્માત. ૨૭
છે દારુણ દાવાનળની જ્વાળ, નાઠી ધેન નાઠા ગોવાળ;
નાસે ગોપી કટિ લીધાં બાળ, ભડકતાં વચ્છ દેતાં ફાળ. ૨૮
તાપે જમના જળ ઊકળે, મચ્છ કચ્છ દાઝ્યા ઊછળે;
વનવેલ ગાજે ગડગડાટ, તાપે દ્રુમ ફાટે ચડચડાટ. ૨૯
અગ્નિજવાળા ગોપને કુપી, વૈશ્વાનર સરખી વેણુ તપી;
વૃંદાવન પાવક પરજળ્યો, ગોવાળ પૂઠે વીંટી વળ્યો. ૩૦
ગોપજ્ઞાતિ સર્વે વ્યાકુળ થઈ, પ્રજા હરિશરણાગત ગઈ;
કરે વિનતિ સરવે કરજોડ, રાખ્ય રાખ્ય સ્વામી રણછોડ. ૩૧
ગોવિંદને ઘેરી ગોપી રહી, શીતળતા હરિચરણે થઈ;
બાળક પ્રભુને સ્કંધે ચહડે, સુરભિ પ્રભુને પાયે પડે. ૩૨
બહુ સાદ કરે વાછરુ ફરે, નંદજી નયણે આંસુ ભરે;
ત્રાહે ત્રાહે જસોદાજી કરે, હળધર હરિની સ્તુતિ ઊચરે. ૩૩
દેવલોક સહુ વ્યાકુળ થયો, તીવ્ર ધૂમ્ર આકાશે ગયો;
પછે નિજ ભક્તનુ દુખ જાણી, શ્રીકૃષ્ણ કહે કરુણા આણી ૩૪
તમો ગોપ માત્ર મીચો લોચન, આફણીયે શમશે હુતાશન;
નયણે કર દીધા સર્વ કોય, અંગુળી ચાળે હેરી જોય. ૩૫
સહુ ગોપ ગોપી મન સદેહ ધરે, કેમ સમાધાન સામળીયો કરે;
પછે પ્રભુએ આકર્ષણ કીધો, દાવાનળ મુખમાહે લીધો. ૩૬
તે આકર્ષી આણ્યો હુંકડો, પીધો અગ્નિ જેમ પય ઘૂટડો;
પળ માત્ર વિલંબ ન થયો, ન જાણીયે પાવક કહાં ગયો. ૩૭
ગોપ થયા સર્વ કંપાયમાન, દાવાનળ કેમ કીધો પાન,
ફરી માયા પ્રભુએ વિસ્તરી, આશ્ચર્ય ગોપ ગયા વીસરી. ૩૮

પ્રહાર કીધો પ્રલંબ સ્કંધે,[1] મહાબળે બળદેવ જી;
પડ્યો પ્રલંબ એક ગડદે, પ્રાણ ગયા તતખેવ જી. ૨૧
જેજેકાર થયો વૃંદાવન, ભેટ્યા બન્નો ભાઈ જી;
ધન્ય ધન્ય કહે ગોવાળા, જાણ્યો રામ મહિમાય જી. ૨૨
પ્રલંબ દેહ લગાડી દીધો, કીધું જુદ્ધ વૃંદાવન જી;
ભૂમિભાર ઊતાર્યો અચ્યુત, દીપાવ્યો રોહિણી તંન જી. ૨૩
પુષ્પવૃષ્ટિ કીધી સહુ દેવે, વિખાણ્યા કેશવ રામ જી;
અસુર મારી સુરભિ ચારી, ગયા ગોકુળ ગામ જી. ૨૪
ઘેર ઘેર વાત કરે ગોવાળા, વિખાણી વિખાણ જી;
બળિભદ્રે આજ પ્રલંબ માર્યો, મુષ્ટિયે લીધો પ્રાણ જી. ૨૫

વલણ

પ્રાણ લીધો એક મુષ્ટિએ, હળધરનો મહિમાય રે;
ભટ પ્રેમાનંદ કહે કથા થયો, અષ્ટાદશમો અધ્યાય રે. ૨૬

---

## અધ્યાય ૧૯ મો.

### કડવું ૬૦મું : રાગ સારંગની ચોપાઈ

શુક કહે સુણ પરિક્ષત રાય, શ્રીકૃષ્ણ ચરાવે વનમાં ગાય;
નિત પ્રત્યે લીલા નવનવી કરે, દ્વાદશ વનમાં પ્રભુજી ફરે. ૧
મધ્યાહ્ન વેળા વનમાં થઈ, ગાયો ચરતી વેગળે ગઈ;
ક્ષેત્ર હતું એક સરોડાં તણું, ભરુ જાળ તે વનમાં ઘણું. ૨
તે વનમાં ગયા ગૌ ધંન, લાગો દાવાનળ હુતાશંન;
ગોપ સાથ સહુ છે વેગળો, ગૌ પૂઠે પાવક વીટી વળ્યો. ૩
અનળ પ્રબળ વાયુ છે ઘણો, થનો તીવ્ર તાપ દાવાનળતણો;
પિત તન સુરભિનાં થયાં, પ્રસ્વેદનાં જળબિંદુ વહ્યાં. ૪
ે ગાય નાસે અરીપરી, ન શકે અગ્નિ આગળ નીસરી;

૧. પ્રહાર કીધો પ્રલબ શિર્ષે.

ભાં શબ્દ સુરભિ ભાખે, એકેક પર જઈ કોટ નાખે. ૫
ધાઈ ધાઈ સહુ ટોળે થાય, કહાડી જીભ પડે ભૂમિમહાંય.
શ્રીકૃષ્ણ ધ્યાન સુરભિ સહુ ધરે, ઊકળી અકળાઈ આંસુ ભરે. ૬
અકાશ સર્વ ધૂમ્રે આવર્યું, આચ્છાદ્યો ભાનુ અંધારું કર્યું;
ફાટે વાંસ વૃક્ષ ચડચડે, બળે પાંખ પંખી તરફડે. ૭
મશક શશક મૃગ પામે ત્રાસ, ફાટે ફણા સર્પ મૂકે શ્વાસ;
કીટ પતંગ દહ્યા કંઈ કોટ, ઊઠે ધૂમ્રના ગોટેગોટ. ૮
તે જ્વાળા જઈ પહોંતી આકાશ, બળભદ્રે વિનવ્યા અવિનાશ;
સ્વામી કાંઈ એક અરિષ્ટ થયું, મહા દુર્જનમાં ગૌધન ગયું ૯
ધૂમ્રાવરણ વ્યાપ્યુ વન વિષે, ભાઈ સુરભિ પીડા પામે રખે;
એહેવું સાંભળી ઊઠયા દયાળ, ધાયા રામકૃષ્ણ સહિત ગોવાળ. ૧૦
સહુ સરોડાના વનમાં ગયા, દેખી દાવાનળ વિસ્મે થયા;
વહ્નિએ ઘેરી દીઠી ગાય, તહાં રૂએ ગોપ પછાડે કાય. ૧૧
શ્રીકૃષ્ણસ્તુતિ કરે ગોવાળ, પ્રભુ પશુની લીજે સંભાળ;
આપણું જીવિત તે ગૌધન, તેહેને દહે છે હુતાશન. ૧૨
ગાય વિના ઘેર કેમ જઈયે, માતાપિતાને જઈ શું કહીએ;
વલવલીને વાછરુ મરે, માત વિના દેહ કઈ પેર ધરે. ૧૩
જો દગ્ધ વૃંદ સુરભિનુ થયું, તો ગોપવર્ગનું જીવન ગયું;
એહેવું કહી રોયા ગોવાળ, તવ દયા કીધી દીનદયાળ. ૧૪
પછે વેણુ વજાડી વૈકુંઠરાય, સાન કરી સહુ તેડી ગાય;
હરિ જોવા હેત સહુને આવ્યું, અગ્નિજ્વાળા માંહે ઝંપાવ્યું. ૧૫
દહનભય સુરભિ વીસરી, હરિ મળવા પાવકમાં નીસરી;
એક રોમ તેહેનું નવ દહ્યું, ગૌવૃંદ ગોવિંદ પાસે ગયું. ૧૬
તે વ્યાકુળ થઈ હિંસારવ કરે, પ્રસ્વેદ જળની ધારા ઝરે;
તે પાયે પડવા હદએ હીંડી, ભાં શબ્દ કરે પાવકે પીડી. ૧૭

ફેરવે હાથ હરિ પાસે તેડી, પરિતાપ તણી વેદના ફેડી;
ગ્રહી કંઠ ગૌ હૃદયે ભીડી, હરણી ડાહ્લી ખાંડી મીંડી. ૧૮
કાબરી કાળી ને કલોડી, વાંસળી નાદે સહુ કો દોડી;
હરિચરણે ગૌ આવી સકળ, ગૌ પૂઠે ધાયો દાવાનળ. ૧૯
વૃક્ષતણી લતા પરજળે, આગળ ગૌ પાવક પૂઠળે;
હાહાકાર કરે ગોવાળ, નહાસો રામ કૃષ્ણ એ આવી જ્વાળ. ૨૦
ગૌય ગોપની પીડા ઘણી જાણી, પછે પરમેશ્વર બોલ્યા વાણી;
તમો સખા સહુ મીચો લોચંન, નિવારણ થાશે હુતાશંન. ૨૧
નેત્ર ઉપર દીધા ગોપે હાથ, જૂએ હેરી શું કરે છે નાથ;
ક્રોધ રૂપ કીધું જદુરાય, પાવક લીધો બેહુ કર મહાંય. ૨૨
મુખમા મૂકયા હુતાશંન, પયની પેરે કીધો પ્રાશંન;
જેમ સમુદ્રમાં પડે વીજળી, તેમ અગ્નિજ્વાળા ગોવિંદે ગળી.૨૩
જેમ અગસ્ત્યે પીધો સાગર, તેમ પાવક પીધો નંદકુંવર;
વારતા સ્વપ્ન સરખી થઈ, શું દાવાનળ અહીં હૂતો નહીં. ૨૪
કૃપાદષ્ટે જોયું કમળયક્ષ, થયાં નવપલ્લવ વનના વૃક્ષ;
પછે અમર સ્તુતિ કરે અંત્રક્ષ, પાવક પીધો જોતાં પ્રત્યક્ષ. ૨૫
પછે ગોવાળે ઉઘડ્યાં નેત્ર, દીઠું ભાડીર વનનું ક્ષેત્ર;
ગોવાળા વિચારે મનમહાંય, આપણ કેમ ફરી આવ્યા અહાંય. ૨૬
ગોવાળે જાણ્યું તતખેવ, નંદપુત્ર તે દેવાધિદેવ;
અવિગતિ દીસે અકળ, એણે જોતા પીધો દાવાનળ. ૨૭
એ સાક્ષત નાથ નરહરિ, એહેને કેમ માનિયે માનવ કરી;
સર્વથા એ વૈકુંઠરાય, ગોવાળા સહુ લાગા પાય. ૨૮
શ્રીહરિએ માયા વિસ્તરી, ગોપ જ્ઞાન ગયા વીસરી
સખા ભાવ ગોવાળે ધર્યો, બ્રહ્મભાવ મનથી નિસર્યો. ૨૯
અદ્ભુત લીલા હરિએ કરી, સંજ્યાએ ગોકુળ આવ્યા ફરી;

વિરહે વ્યાકુળ વ્રજસુંદરી, એક દિવસ જાણે ચોહો જુગ કરી. ૩૦
તે આતુર થઈ ઊભી બારણે, પ્રભુદરશણ કરવા કારણે;
ઘેર ઘેર વારતા ગોપે કરી, આજ મરણથી સુરભિ ઊગરી.૩૧
મહુતકર્મ કીધું ભગવાન, દારુણ દાવાનળ કીધો પાન;
શુકજી કહે સાંભળીયે રાય, એ વહ્નિભક્ષ કહ્યો મહિમાય. ૩૨
એ દશમ લીલા પરમ પવિત્ર, કહેવાયું દ્વાદશમું ચરિત્ર;
એ અધ્યા ભણે વા સાંભળે, ત્રિવિધ તાપ તેહેના સઘ ટળે. ૩૩

વલણ

ટળે તાપ શ્રોતા તણા, એ કથાનો મહિમાય રે;
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો ઓગણીસમો અધ્યાય. ૩૪

---

# અધ્યાય ૨૦ મો

## કડવું ૬૧મું : રાગ મલ્હાર

ગોવિંદ ચરિત્ર કહે ગર્ગજોગી, સાંભળીયે ભૂપાળ જી;
અદ્‌ભુત લીલા વૃંદાવનની, વરણવું વર્ષાકાળ જી. ૧
શ્રીગોકુળમાં ગાજી ગાજી, વરસે છે વરસાદ જી;
તેહેવામાં ગૌધેન ચરાવે, રામ કૃષ્ણ બે ભ્રાત જી. ૨
ગાજે ઘન વીજળી બહુ ચમકે, થાય અંધારું ઘોર જી;
હંસ ચાતક બોલે બપૈયા, નાચે કળા કરી મોર જી. ૩
અમ્રત સ્વરે કોકિલા બોલે, ભ્રમર કરે ગુંજાર જી;
અભ્રઘટાને દેખી ન્હાસે, વચ્છ કરે હિંસાર જી. ૪
આદિત ઉડગણ ઈંદુ આચ્છાદ્યા, વાદળી ગઈ સર્વ વ્યાપી જી;
અનંત જંતુ ઉદયા અવનીમાં, સૃષ્ટિ વિધિએ થાપી જી. ૫
કીટ પતંગ પ્રાણી પંચવરણાં, મંડુક કરે સુખ શોહોર જી;

નીલાં તૃણ થયાં અવનીમાં, ઉદયાં દ્રુમઅંકોર જી. ૬
નવીન પત્ર કુસુમ નાનાવિધિ, નદીએ આવ્યાં પૂર જી;
નદી તટ ઊભા ગોવાળા, તે વાય વેણુ મધુર જી. ૭
કાદવે મારગ પુરાણા, વેપારીએ મૂક્યા વેપાર જી;
આશ્રમ કીધા સંન્યાસીએ, એક સ્થળ રહેવું માસ ચાર જી. ૮
નાનાં વ્રત કરે સહુ નારી, તાપસ બેઠા માળે જી;
શ્રવણ કીર્તન પૂજન પ્રતિમા, વર્ણાશ્રમ ધર્મ પાળે જી. ૯
દૂગણું દૂધ કરે છે સુરભિ, ચરે નીલાં તૃણ જી;
કર જ્યેષ્ટિકા વાળે લંગોટી, વન જાય અશરણશરણ જી. ૧૦
ઝડી વરસે મેહવલીયો, નયણે સૂરજ ન સૂઝે જી;
વૃક્ષ તળે ઊભા અવિનાશી, ટહાડે થરથર ધ્રૂજે જી. ૧૧
ઉપર જળ તળે જળ વહે છે, નથી બેસવાનો ઠામ જી;
પલાશપત્રના ટોપ કરી, ધરે મસ્તક કેશવ રામ જી. ૧૨
સાંજ સમે આવે શ્રીગોકુળ, પૂર ભર્યાં વહે નાળાં જી;
કો તરે તૂમડાં કટિએ બાંધી, ગોપુચ્છ વળગે ગોવાળા જી. ૧૩
સામળીયાને સામા આવે, તારા લેઈ નંદરાય જી;
સંસારતારણ બીહે નદીમાં, જોઈને મૂકે પાય જી. ૧૪
કોટિ કૌતક કરે કમળાવર, સુણ પરિક્ષિત રાજંન જી;
એ તો વર્ષાકળની કહી લીલા, કહું શીતકાળ વરણંન જી. ૧૫
હવે હું વર્ણવું શોભા શરદકાળની, આવ્યો આશ્વિન માસ જી;
તિમિર નિવર્ત્યું અભ્રઘટાનું, થયું નિર્મળ આકાશ જી. ૧૬
પ્રગટ ઉડગણ ઇંદુ ભાસે, મહાજ્યોતિ કરે માર્તંડ જી;
રવિકિરણે પંક સુકવ્યા, નિર્મળ કીધા નવખંડ જી. ૧૭
નિર્મળ જળ થયાં સર્વ સરિતાનાં, પોયણ પંકજ ઉઘડિયાં જી;
ઉત્પત્તિ થઈ મુક્તાફળની, સ્વાતિબિંદુ બહુ પડિયાં જી. ૧૮

પશુ પંખિણી થઈ સગર્ભા, નવીન જીવ અવતરિયા જી;
નિજ નાથથી પતિવ્રતાએ, ગર્ભ ઉદરે ધરિયા જી. ૧૯
પર્ણકુટી તજી ઊઠીને ચાલ્યા, તીર્થ કરવા સંન્યાસી જી;
આગિયા ઊઘડ્યા કાદવ સૂક્યો, ઘર લીંપે પુરવાસી જી. ૨૦
નૌકા મૂકી સમુદ્રમાંહે, વેપાર કરે વેપારી જી;
વિવાહ કર્મ કરે વર્ણ ચ્યારે, ગીત ગાય શુભ નારી જી. ૨૧
જગ્ન હોમ થાયે વેદાધ્યન, દાન આપે દાતાર જી;
ભક્ત સુકાયે માયાથી જેમ, અભ્રથી સુકાયો સૂર જી. ૨૨
વૈષ્ણવે મહોચ્છવ કીધા, શણગાર્યાં દેવસ્થળ જી;
નવાં અન્ન આવ્યાં નાનાવિધ, નવાં કુસુમ ને ફળ જી. ૨૩
વેપારીએ ગ્રામાંતર કીધાં, પરવરિયા પરદેશ જી;
એ શીતકાળનું છે વરણન, લીલા શ્રી હૃષીકેશ જી. ૨૪
શરદ સમે વૃંદાવન માંહે, વિઠ્ઠલ વેણુ વજાડે જી;
સ્નેહ ઉપજાવે વ્રજ વનિતાને, કામાગ્નિએ દઝાડે જી. ૨૫

વલણ

જગાડે કામ શ્યામસુંદર, શુક કહે સાંભળ રાય રે;
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો વીસમો અધ્યાય રે. ૨૬

---

# અધ્યાય ૨૧ મો

## કડવું ૧લું : રાગ ગોડીની દેશી સજનીની ચાલ

શુક કહે સાંભળિયે રાજા, વાયે વેણુ સુંદરશ્યામજી;
વ્યાકુળ થઈ છે વ્રજની નારી, પીડે પાપી કામ—વેણુ વાજે છે.
મળવાને તરસે મંન, દેહડી દાઝે છે;
વહુવારુને મરજાદ, મનડું લાજે છે; ૧

નંદનંદનની વાંસલડી રે, વિરહ તણો ભંડાર જી;
મન હીસે છે હરિ મળવાને, પણ પીડે લોકાચાર–વેં૦મ૦ ૨
આશ્વિન માસ કુસુમ બહુ ફૂલ્યાં, ગોવિંદ ચારે ગાય જી;
મોહન ચરણે મન જઈ બેઠું, દેહ રહ્યો ઘર મહાંય–વેં૦મ૦ ૩
અમૃતપેં અદકેરો મીઠો, વાંસલડીનો નાદ જી;
દેવકન્યા કાંઈએ ન પ્રીછે, ગોપી જાણે સ્વાદ–વેં૦મ૦ ૪
કો જળ ભરવા મસે ગઈ જમુનાજી, પાણી ઢીધું રેડી જી;[1]
વૃંદાવન ઊભી જઈ અબળા, તૂટી ઘરની બેડી–વેં૦મ૦ ૫
કો એક નીસરી વાછરુ પાવા, કો ગઈ પટકૂળ ધોવા જી;
કોઈએ મસ ઢીધું નહાવાનું, ઇચ્છે હરિપદ જોવા–વેં૦મ૦
સકળ સ્ત્રી ટોળે મળી કહે, કેમ કરી જઈએ બાઈ જી;
છે ગોવાળા સામળીયા સાથે, કહોના પુત્ર કહોના ભાઈ–વેં૦મ૦ ૭
ધિક્ પુત્ર ને ધિક્ સહોદર, ધિક્ પટો સગાં પિત્રાઈ જી;
એ સગાં સરવે શઠ જાણવાં, હરિદરશનનાં અંતરાઈ–વેં૦મ૦
પ્રેમ જોજો વ્રજવનિતાનો, શુક કહે સાંભળ ભૂપ જી;
પ્રેમાનંદ પ્રભુ રામને મળવા, લે ગોપી પુરુષનાં રૂપ–વેં૦મ૦ ૯

---

## કડવું ૬૩મું : રાગ ગોડી દેશી ફેર

કાલિંદીને કાંઠડે રે, ઊભી રહી વ્રજનાર;
વિજોગ દમે દીનાનાથનો રે, નેત્રે ભરતી વાર. ૧
બાઈ નિકટ વાજે વાંસળી રે, હરિ સાથે ભ્રાત કુમાર;
કેમ મળિયે જીવન કૃષ્ણને રે, ધિક્ અબળાનો અવતાર. ૨
ધન વૃંદાવનની વેલડી રે, ધન વૃંદાવનની પર્ણ;
અમો તૃણ થઈ નવ અવતરી રે, ઉપર ચાલત હરિનાં ચર્ણ. ૩
શાને કહેત બ્રહ્મા તુંને રે, જો જનમ વાંસનો દેત;

[1] પાનું પાણી ઢીધું રે૦ જી.

અમો થાત વિઠ્ઠલની વાંસળી રે, તો અધરતણો રસ લેત. ૪
ગોપી ગુંજા શેં ન અવતરી રે, હરિ કંઠે થાતી હાર;
વિધિ અમને આપ્યો નહીં રે, પશુપંખીનો અવતાર. ૫
ધન મૃગ વૃંદાવન તણા રે, જે સાંભળે મોરલીનાદ;
કસ્તુરી થઈ વેણુ રસ તણી રે, કો રસિયો જાણે સ્વાદ. ૬
અમે કાં નવ સરજી પંખિણી રે, કરતી છબીલાને છાંય;
અમે કાં નવ નિરમી જ્યોષ્ટિકા રે, રહેતી હરિતણાં કર મહાંય. ૭
સ્વર્ગતણું સુખ ભોગવે રે, ધન્ય વૃંદાવનનાં ઝાડ;
જો થાત અમો વનવેલડી રે, તો માનત બ્રહ્માનો પાડ. ૮
આજ અમને શેં નવ આપિયો રે, દડા તણો અવતાર;
અમો મહાસુખ કરીને માનતી રે, પ્રભુ કરત ગેડીનો પ્રહાર. ૯
નંદ ગૃહે દાસી નવ અવતરી રે, તું ભૂલ્યો બ્રહ્માદેવ;
કૃતારથ થાતી અમો રે, તો કરતી હરિની સેવ. ૧૦
છે આતુર અભિલાષે ભરી રે, વિરહે પૂરણ વ્રજનાર;
ભક્તિ જાણી તહાં આવિયા રે, ભક્તવત્સલ દેવ મોરાર. ૧૧
કંદર્પ રૂપ દેખાડિયું રે, સહુ ગોપી લાગી પાય;
કોણ ઈચ્છા રાખો મન વિષે રે, પૂછે વૈકુંઠરાય. ૧૨
લજ્જા સંજુક્ત બોલી સુંદરી રે, અમો પ્રગટ કેમ કહેવાય;
સુખ વાંછું છૌં કમળાતણું રે, તે કૃપા કરો કૃષ્ણરાય. ૧૩
હરિ કહે સુણો સુંદરી રે, આચરો કાત્યાયની વ્રત;
છે મહિમા મોટો વ્રતનો રે, મનવાંછિત પામશો તર્ત. ૧૪
અંતર્ધાન થયા એહેવું કહી રે, સહુ ગોપી આવી ઘેર;
કાત્યાયની વ્રત આરંભિયું રે, સાધે પ્રભુ પામ્યાની પેર. ૧૫
હરિચરણે ચિત્તશુદ્ધિ રહી રે, વ્રત કરે વ્રજનાર;
શુકજી કહે રાય સાંભળો રે, ગઈ ગોપી કર્મને પાર. ૧૬

વલણ

અકર્મ બળ્યાં સકર્મથી, વશ કીધા વૈકુંઠરાય રે;
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો એકવીશમો અધ્યાય રે. ૧૭

# અધ્યાય ૨૨ મો

### કડવું ૬૪મું : રાગ મારુની ચોપાઇ

સામળિયે શિક્ષણ તો દીધું, વ્રજ સુંદરીએ વ્રત કીધું;[1]
જઈ જમના કરે પ્રાતઃસ્નાન, આપે વિપ્રને ઉત્તમ દાન. ૧
કરે ભોમે શયન દેહ દમતી, અલવણ ભોજન નિત્યે જમતી;
ઘૃત દીપક અહરનિશ રાખે, કૃષ્ણ કૃષ્ણ ફરી ફરી ભાખે. ૨
કરે અબોટ પટ પરિધાન, પળમાત્ર મૂકે નહીં ધ્યાન;
ક્રોધ પ્રમાદ મૂકયા વરજ, ગોપવધૂ પાળે બ્રહ્મચરજ. ૩
પૂજે અશ્વત્થ તુળસી ગાય, પૂજે વૃદ્ધ વિપ્ર ઋષિરાય;
સર્વત્ર રાખે કૃષ્ણનો ભાવ, હરિચરણે બુદ્ધિ દઢાવ. ૪
પૂરણ વ્રત થયું એક માસે, ભક્તિ જાણી શ્રીઅવિનાશે;
ગોપી ટોળે મળીને વિમાસે, માનવાંચ્છિત ફળ કેમ થાશે. ૫
ચાલો વૃંદાવનમાં જઈએ, અભિલાખ પ્રભુને કહીએ;
એકત્ર થઈ વ્રજનારી, ગઈ નહાવા સર્વ સહવારી. ૬
ઇચ્છે મેળાપ પ્રભુનો થાવા, હરિ આવશે સુરભિ પાવા;
કાલિંદીનો દ્રહ કાળીવાળો. છે કદંબ વૃક્ષ શોભાળો.
તહાં ગોપવધૂ કરે સ્નાન, નહાતાં થયા જંત્રમધ્યાહ્ન;
મન માધવચરણે મગ્ન, નારી નાહે જળમાં નગ્ન. ૮
થઈ નિર્લજ નાથને નેહ, નથી સૂત્રતંતુ એક દેહ;
બોલે વિવિધ વ્યંગ રસવાણી, ગ્રહી તરંગ ઉછાળે પાણી. ૯
એકેકને વળગે તરતી, મચ્છની પેરે જળમાં ફરતી;

૧. સામળિયે શિક્ષણ તે દીધું, વ્રજ સુંદરીએ વ્રત લીધું.

જુએ વાટ વિઠ્ઠલની નારી, એહવે આવ્યા દેવ મોરારિ. ૧૦
ઊભા રહી જોઈ સહુ શ્યામા, પરબ્રહ્મ અતિ સુખ પામ્યા;
નિર્લજ નગ્ન નયને નથી નીરખી, તહાં લગી નહીં થાય મુજ સરખી. ૧૧
એહેનું હું તું અંતર ટાળું, પછે કમળાભાવે ભાળું;
નથી દેખતી કોઈ ગોવાળી, વસ્ત્ર હરિયાં શ્રીવનમાળી. ૧૨
બાંધ્યો ગાંઠડો શ્રીગોપાળે, ચહડી બેઠા કદમની ડાળે;
શ્રીનાં ચેહેન જૂએ મહારાજ, વિચાર્યું જે મુકાવું લાજ. ૧૩
પછે ખંખાર્યા આનંદકારી, તવ ઝગટી ઊઠી વ્રજનારી;
કોઈ એક પુરુષતણો ખંખારો, માંહોમાંહે નાર કરે અણુસારો ૧૪

વલણ

સમસ્યા માંહોમાં કરે, અંગુળી મુખમાંહે ધરી રે;
બાઈ પુરુષ કો આવ્યો સહી, વસ્ત્ર પેહેરો સર્વ સુંદરી. ૧૫

---

## કડવું દ્દપસું : રાગ મારુની દેશી ફેર

લાજ વ્રજની નાર, ચિંતા મન ધરે;[૨]
પુરુષ દેખશે દેહ, બાહેર કેમ નીસરે. ૧
વિસ્મે થઈ કરે વાત, નિર્લજ છેક થયાં;
કેમ નગ્ન જાશું ઘેર, પટકૂળ તે સર્વે ગયાં. ૨
નથી આવી વાયુની વેળ, વસ્ત્ર ઊડ્યાં જાણીએ;
એ નોહે મનુષનું કામ, કર્મ દેવનું ગણીએ. ૩
ઘસે હાથ ધૂણે શીષ, વ્રજજન બાપડાં;
છે મહોટો લોભી ચોર, ન મૂક્યાં બે કાપડાં. ૪
આવ્યા હશે સો પંચાસ, બાંધી ગયાં ગાંસડી;
કેમ ઊગરે ચરણાં ચીર, ન મૂકી નાહાછડી.[૩] ૫

૨. ચિતા ચિત્તમાં ધરે. ૩ નવ ઊગર્યાં ચરણાં ચીર

કેમ જઈએ બાઈ ઘેર, હર્યાં વસ્ત્ર વેગીએ,
કો આણી આપે વનફૂળ, પાનડાં પહેરીએ ૬
હવડાં થયા મધ્યાન, નિશા છે વેગળી,
પ્રગટશે શઠ ચંદ્ર, નિશા થશે નિર્મળી ૭
કોણ દુષ્ટે કીધુ કર્મ[૪] ન જાયે કપટ કળ્યુ,
વસ્ત્ર જતે ગઈ લાજ, કાત્યાયની વ્રત ફળ્યુ ૮
મૃગનયની ચોદિશ જોય, કરુણા કીજીએ,
જેણે લીધાં હોય પટકુળ, દરશણ દીજીએ. ૯
અમે અબળાનો અવતાર, લાજે જાઉં મરી,
પુરુષને નહીં ખોડ, હીંડે કોપીન ધરી ૧૦
અબળાના અવેવ, રાખ્યા ગુપ્ત ભલા,
નારી નરકનો કુંડ, પુરુષ હોય નિર્મળા ૧૧
અમો લાગું તાહારે પાય, અબળા આતુર હવી,
કેમ નીસરીએ અમો બહાર, દેખે ગગને રવિ ૧૨
એક કહે જાણ્યો ચોર, વિચારી સત્ય ભણું,
નવનીત ચિત્તનો ચોર, એ કર્મ તેહતણું ૧૩
દીનાનાથ દીયો દરશણ, વીનવે સુંદરી,[૫]
કદમ વૃક્ષની ડાળ, પ્રગટ થયા છે હરિ ૧૪
દેખી મદનગોપાળ, સંતાતી નર ખને,
તાગી દેઈ નજનાર, મુખે કર દેઈ હને ૧૫
એકેક પૂઠે સંતાય, વદન ગુપ્ત કરે,
કો ઢાંકતી ટચફળ, ચોટ્યો ઉપર ધરે ૧૬
કો અંગુળી ધરે મુખ માહાય, પટ પ્રણમી માગે,
કો વેગળેથી વ્રજનાર, હરિને પાયે લાગે ૧૭

---

૪ છ કોણ ધૂર્તે કીધુ કર્મ ચ કોણ દૂતે કીધુ કર્મ
૫. ધો દર્શન દીનાનાથ કદમ ગાળ ચઢી,
પછી પ્રગટ થાય છે કૃષ્ણ વીનવે સુંદરી.

કો વાંકી દૃષ્ટે જોય, શ્યામા અધર ડસે;
કો કરડે પોતાની જીભ, સામું જોઈ હસે. ૧૮
કો પડી ગઈ જળમાંહે, ઢાંકે તન વેણીવડે;
કો વહડવા તત્પર થાય, ઊંચી ભ્રમર ચડે. ૧૯
મુખ મરડી કરે વાત, જોબનદર્પભરી;
મુને ગમે નહીં એહ, વિરૂદ્ધ વાત ખરી. ૨૦
બાળા મુગ્ધા શ્યામ, ગોરી સ્તવન કરે;
પટ આપો પ્રાણનાથ, હરિ તવ ઓચરે. ૨૧
તમોએ દૂભ્યા દેવ, તે માટે વસ્ત્ર ગયાં;
મુને જડિયાં તે દશ પાંચ, દેવને લેતાં રહ્યાં. ૨૨
ઓળખી લો પટકૂળ, નીસરો બહાર સખે;
મહારી શી પ્રતિબાધ, હું થકી લાજે રખે. ૨૩

વલણ

રખે સખી લજ્જા કરો, હું બાળકની લજ્જા કશી રે;
વાયક સાંભળી શ્યામનાં, શ્યામા તાળી દેઈ હસી રે. ૨૪

---

## કડવું ૬૬મું : રાગ પરજીયો

કર અંગુળી મુખમાં ધરી રે, વસ્ત્ર માગે વ્રજનાર;
અમો પુરુષની દૃષ્ટિ આગળે, કેમ નગ્ન નીસરું બહાર વાહાલા.
છીં અબળાનો અવતાર વાહાલા;
છે કઠિણ લોકાચાર વાહાલા,
નહીં નગ્ન નાહું બીજી વાર વાહાલા. ૧
સ્વભાવ છે સ્ત્રી સર્વ તણો રે નગ્ન સર્વથા નહાય;
એવું જાણી અમો પેઠી જળમાં, એ થઈ આવ્યો અન્યાય
વાહાલા છીં૦ ૨
અમો બાળક કરી કેમ માનીએ રે, દીસો કોટિક કામ;

અમો તમને ઓળખું છૌં, મિથ્યા બાળક નામ વહાલા. છૌં૦ ૩
વસ્ત્ર હરે કોણ દેવતા રે, ન પડે કોનો હાથ;
લોચન કહે છે ચોરનાં, છો લક્ષણવંતા નાથ. વાહાલા. છૌં૦ ૪
પુરુષ બીજા કો આવશે રે, જન્મની જાશે લાજ;
માંહોમાંહે હાડ ન જાવું, એ મોટમ નોહે મહારાજ વાહાલા છૌં૦ ૫
દ્રુમડાળે દયાળજી રે વસ્ત્ર લીધાં કર મહાંય;
પહોંચી ન શકે ગોપિકા રે, એક વેહેંતનું છેટું થાય, વાહાલા છૌં૦ ૬
ચીર ચોળી રે ચરણીયા રે, ધાબળી ઓઢણી ઘાટ;
નીલાંબર પટોળી પીતાંબર,શોભે પાંચ પટાના પાટ,વાહાલા છૌં૦ ૭
દેખાડે પણ નાંખે નહીં રે, અકળાઈ વ્રજનાર;
કૃષ્ણ કહે લજ્જા પરહરો, અબળા નીસરો બહાર વાહાલા છૌં૦ ૮
ડાળથકી થડે આવિયા રે, વિપ્ર પ્રભુ વૈકુંઠનાથ;
ગોપિકા બાહેર નીસરી, ગુપ્તાંગે દેઈ હાથ, વાહાલા છૌં૦ ૯

---

## કડવું ૬૭મું : રાગ રામગ્રી

દ્રુમથડે આવ્યા દેવ મોરારિજી, વસ્ત્ર લો ઓળખી નીસરો નારી જી;
ગોપી વિચારે વિપત બહુ પાડી જી, કેમ નીસરીએ દેહ ઊઘાડી જી.૧

### ઢાળ

ઊઘાડો દેહ આપણો બાઈ, દેખે નંદકુમાર;
કાં ન આવો કૃષ્ણ કહે, શે લાગે આવડી વાર. ૨
માહારી લજ્જા કાં તમો ધરો છો, કીધી કુળ મરજાદા લોપ;
હવડાં વજાડીશ વાંસળી, ધાઈ આવશે સઘળા ગોપ. ૩
આવો કે જાશું છૌં ગોકુળે, કહીશ ઘેર ઘેર સમાચાર;
તેડી લાવું પરિવારને આંહાં, માતપિતા તમ ભરતાર. ૪
તમને સૂરજની લજ્જા નહીં, તો હું બાળકની શી લાજ;

તમો સતી છો તે જાણું છીં, લજ્જાએ ન થાયે કાજ. ૫
ભય પામી સહુ ભામની, રખે તેડી આવે કુટુંબ;
એ જે કેહે તે માનીએ, તેડતાં ન કરે વિલંબ. ૬
બાઈ નિર્લજ થઈને નીસરો, મૂકો પતિવ્રતાનાં પોણ;
પ્રાણનાથની બાધા નહીં, એ વાત જાણે કોણ. ૭
ધીરજ ધારી ગોપનારી, નીસરી નગ્ન સમસ્ત;
નીચી થઈ પ્રભુ પાસે આવી, લજ્જા થાનક દીધા હસ્ત. ૮
સર્વાંગ દેહ દીઠો નહીં, વિચાર્યું વિશ્વાધાર;
દૂભ્યા દેવ કૃપા કરે, કરો સૂરજને નમસ્કાર. ૯
કાત્યાયની વ્રત આચર્યું, પણ અંતે ચૂકી નાર;
નગ્ન દેહ દીઠા વરુણે, જે વસે નીર મોઝાર. ૧૦
વિચારે સર્વ વ્રજવધૂ, એ કરાવે પ્રણામ;
અભિલાષ નગ્ન જોયા તણો, લે ફોગટ સૂરજનું નામ. ૧૧
આ શરીર છે શ્રીકૃષ્ણનાં, રહે અંતરમાં અવિનાશ;
વ્રત કીધુ એહેને પામવા, એમ આવ્યો મન વિશ્વાસ. ૧૨
અમો વરુણને ઓળખું નહીં, છે દેવ નંદકુમાર;
સ્ત્રીએ સૂરજને મસે કરી, કીધો કૃષ્ણને નમસ્કાર. ૧૩
એ ભેદ જાણે ભક્ત હરિના, સાંભળ પરિક્ષત ભૂપ,
પરિબ્રહ્મે નારી નગ્ન જોઈ, કીધી બ્રહ્મસ્વરૂપ. ૧૪
મુખ સામું જોઈ હસી હસી, વસ્ત્ર આપ્યાં શ્રીભગવાન;
ગોવિંદ વીંટ્યા ગોપીએ, કીધાં પટપરિધાન. ૧૫
શ્રીકૃષ્ણને કહે સુંદરી, તમો નગ્ન નિરખ્યાં અંગ;
હવા વાર શી છે સામળા, પ્રભુ આપ તાહારો સંગ ૧૬
વ્રત તમારુ પુર્ણ થયું, હું રીઝયો અપરમપાર;
કર્મરહિત અબળા થઈ, ફરી નહીં પામો અવતાર. ૧૭

લક્ષ્મીનું સુખ પામશો, શરદ સમે બહુ પેર;
તેડીશ વનમાં વેણુ વાઈ, તમો આજ જાઓ ઘેર. ૧૮
ગોપિકાએ વિચાર્યું જે, ગ્રહીએ હરિના હાથ;
શ્રીકૃષ્ણને નગ્ન કીજીએ તો, રહે છાની આપણી વાત. ૧૯
વસ્ત્ર કહાડવા ગોપી ધસી, અદર્શ હુવા મોરાર;
વિસ્મે થઈ ગોકુળ ગઈ, સુખ પામી સહુ કો નાર. ૨૦
ગોપવૃંદમાં ગોવિંદ ગયા, છે શોભિત વૃંદાવન;
રામ પ્રત્યે કૃષ્ણ કહે છે, વૃક્ષનું વરણુંન. ૨૧
વિરંચિની સૃષ્ટિમાં, ધન વૃક્ષનો અવતાર;
વૃક્ષની પેરે મનુષ્યે કાંઈ, કરવો પર ઉપકાર. ૨૨
ટહાડ તાવડ વર્ષા વેઠે, પ્રજાને ફળ કરે અરપણ;
જીવતાં છાય પત્ર આપે, સૂએ આપે સરપણ. ૨૩
જે પુરુષમાં એહેવાં લક્ષણ, તેહેને વૈકુંઠ ઠામ;
ગોષ્ઠ કરતા ગોકુળે ગયા, સાંજે કેશવ રામ. ૨૪

વલણ

રામ કૃષ્ણ ગોકુળ આવ્યા, કહ્યો વસ્ત્રહરણ મહિમાય રે;
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો બાવીશમો અધ્યાય રે. ૨૫

---

## અધ્યાય ૨૩ મો

### કડવું ૯૮મું : રાગ દેશાખની ચોપાઇ

શુકજી કહે સાંભળિયે રાય, રૂષિપત્નીનો કહું મહિમાય;
એ વસ્ત્રહરણનું કારણ કહ્યું, ચરિત્ર તેરમું પૂરણ થયું. ૧
એ અદ્‌ભુત લીલા વિશ્વાધાર, વૃંદાવન ગયા એક વાર;
દશવનને અંતે ગયા, બીજી વાર સહુ ભૂખ્યા થયા. ૨
મિત થયા હીંડીને ઘણું, પ્રબળ થયું જઠરાગ્નિતણું;

દ્રુમછાયાતળે બેઠા બાળ, શ્રીકૃષ્ણ પ્રત્યે બોલ્યા ગોવાળ. ૩
પાસેનાં અંન સહુ જમી રહ્યા; બીજી વાર ક્ષુધાતુર થયા;
શ્રીકૃષ્ણ કહે ભાઈ કહો છો સત, મુજને ક્ષુધા પીડે છે અત્યંત. ૪
બળભદ્રજી પણ ભૂખ્યા ભાસે, ન મળે ગ્રાસ કહોને પાસે;
આ ધ્રમ જાતો દીસે છે ગગંન, ઋષીશ્વર કરતા દીસે છે જગંન ૫
સંભાળય છે વેદવાણીના સ્વર, એ સ્થાનક વસે છે ઋષીશ્વર;
આશ્રમ દીસે છે અતિ ઘણા, દશ પાંચ સખા જાઓ આપણા. ૬
પર્ણકુટીદ્વારે ઊભા રેહેજો, રામ કૃષ્ણ ભૂખ્યા છે જઈ કહેજો;
માગ્યું અંન આપશે તતકાળ, દશ કહેતા સહુસ ગયા ગોવાળ. ૭
ક્ષુધાતુર અભિલાષે ભર્યા, શીઘ્ર થઈ સર્વ કો પરવર્યા;
કો કહે અંન વસ્ત્રમાં લીજીએ, હરિને સમરપી ભોજન કીજીએ. ૮
કોણે વસ્ત્રતણી ઝોળી વાળી, કોણે કીધી મ્હોટી પત્રાવાળી;
અંનઆસક્ત ગોવાળા થયા, તે જગ્નદ્વારે જઈ ઊભા રહ્યા. ૯
મંડપમાં બેઠા છે મુનિ. ઘોર શબ્દ થાય વેદની ધુની;
વિદ્યાબળે વાધ્યો છે ગર્વ, અભિમાન અશ્વે ચડ્યા છે સર્વ. ૧૦
કરે હોમ સ્વાહા ભણી ભણી, ન જાણે વાત હરિ પામ્યા તણી;
અમો પંડિત અમો વેદિયા, પણ જ્ઞાને કો નથી ભેદિયા. ૧૧
ક્રોધાગ્નિએ રહ્યા પરજળી, માનરૂપ બેઠી મંડળી;
તે કરે સોમવલ્લીનાં પાન, તેજસ્વી ઋષિ જાજુલમાન. ૧૨
ભણે વેદ સૂત્ર ક્રમ જટા, લાગ્યો છે વાદ શબ્દની ઘટા;
તે સમુદ્ર પૂરની પેરે ચહડે, સરખે સરખા ભણતાં વહડે. ૧૩
લંગોટા કછોટા કુશઆસંન, કો સાધે જોગ બાંધી પવંન;
કો ઊર્ધ્વબાહુ કરે ધૂમ્રપાન, કો વક્તા થઈ ચરચે બહુ જ્ઞાન. ૧૪
કો ભેદ ખટચક્રના કથે, મગ્ન છે આપ આપણે મતે;
કથે ધર્મ ન્યાય ને પાતંજળી, વ્યાકરણ વેદાંત કથે છે મળી. ૧૫

મીમાંસા બ્રહ્મવિદ્યાના પ્રયોગ, આત્મધર્મ કથે અષ્ટાંગ જોગ;
તત્વમસિ ભણે ઉપનિષદ, પણ અધ્યયનના વાધ્યા છે મદ. ૧૬
મદાંધ કાંઈ દેખતા નથી, ન પામ્યા પાર થાકયા જળ મથી;[1]
જહાં લગી ન આવે આત્મજ્ઞાન, ન મળે તહાંલગી શ્રી ભગવાન ૧૭
લક્ષપતિ કોટિપતિ ધનવાન, તેપેં બ્રાહ્મણને ઘણું અભિમાન;
છત્રપતિપેં અધિકું ગણે, જે બ્રાહ્મણ બે અક્ષર ભણે. ૧૮
તે વાહે મહિષની પેરે વહડે, તેહેને હરિમાર્ગ શોધ્યો નવ જડે;
અસ્થિર આચાર પાળે અનેક, પણ વેગળો વૈષ્ણવનો વિવેક ૧૯
છે અધ્યયન ગર્વે ઉન્મત્ત મતિ, તે ગોવાળાભણી જોતા નથી;
કો કહે આહીરની પડી છાયા, કેમ દીજે હોમ ફરી નહાયા. ૨૦
રહો વેગળા છો પશુપાળ, તવ માનભ્રષ્ટ થયા ગોવાળ;
ઊભા રહ્યા એક મુહૂર્ત માત્ર, અર્ભક ઓશિયાળા ધરે અંનપાત્ર ૨૧
અવતર્યા કૃષ્ણ આહીરને પેટ, તો અમારી શી છે આભડછેટ;
આપણા સામું ન કરે અવલોકંન, તો કેમ માગ્યું આપે અંન. ૨૨
એક કહે આજ્ઞા આપી હરિ, તો માગ્યા વિના કેમ જઈએ ફરી,
જદ્યપિ હરિએ કહ્યું એ ખરું, પણ માગ્યાપેં ભાઈ મરવું ભલું. ૨૩
ઘણું ધીટ થયા ધીરજ આણી, ઋષિપ્રત્યે ગોપ વદ્યા વાણી;
ઇચ્છા છે પરમેશ્વરતણી, અમો મોકલ્યા હરિએ તમભણી. ૨૪
મમત્વ છે મુરલીધર તણું, જાણી પવિત્ર અંન તમારું ઘણું;
ભુખ્યા છે બેહુ બાંધવ જંન, કાંઈ આપો તો લેઈ જઈએ અંન. ૨૫
મુખ મરડ્યાં એહેવું સાંભળી, સહુ હસી બ્રાહ્મણની મંડળી;
આચાર્ય બોલ્યો કર્મશુચિ[2], ગોપને જગનઅંનની રુચિ. ૨૬
...મો પશુપાળ રહો વન મહાંય, તમારે સ્પર્શે અંન અભડાય;
...ે ગાય ચારે જેષ્ટિકા ગ્રહી, તે અમો કૃષ્ણને માનું નહીં. ૨૭
...મેશ્વર શું ચારે પશુ, અમો ભૂલું અધ્યયન કશું;

અ. ન પામ્યા પાર થાકયા જડ મથી બ. ન પામ્યા સાર કાંઈ દેખતા નથી.
આચાર્ય બોલ્યો કરમાં શુચી.

બોલ્યા બ્રાહ્મણ વચન કઠોર, ન ઓળખ્યા બ્રહ્મ નંદકિશોર. ૨૮
હાકટ્યા બાળક પાછા વળ્યા, રામકૃષ્ણ પાસે જઈ નીકળ્યા;
સજળ નેત્ર છે કંપાયમાન, દેખી માનભંગ પૂછે ભગવાન. ૨૯
સખા શે ઓશિયાળા થયા, કોહોની પાસે અંન માગવા ગયા;
ગોપ કહે જાચ્યા ઋષિજંન, અમો જીવ્યા તે તમારું પુણ્ય. ૩૦
તમારું નામ લીધું ફરીફરી, તે બોલ્યા કેમ કહીએ હરિ;
અમારો ધર્મ નહીં કૃષ્ણરાય, પ્રભુ ગોષ્ઠ કરતાં નિંદા થાય. ૩૧
જો સ્વામી કીજે શત અપવાસ, અંન ન માગીએ બ્રાહ્મણ પાસ;
શ્રીકૃષ્ણ કહે કાં જાચ્યા ઋષિ, મિત્ર મહારા થયા મહાદુઃખી. ૩૨
ભાઈ ક્ષુધા તો ભાંજે આપણી, જો તમો જાઓ ઋષિપત્નીભણી;
શ્રીજનનાં હોય કોમળ હૃદે, કરુણાભકિત મહારી નારીને હૃદે ૩૩.
નિત્યે વેણુનાદ સુણે આપણો, અભિલાખ છે મળવાનો ઘણો;
તમે જઈ જાચો ઋષિની સુંદરી, આપશે પાત્ર અંનનાં ભરી. ૩૪
ગોપ કહે કેમ ઉત્તર દીજીએ, તહાં જાતાં અમો ઘણું બીજીએ.
ઋષિની સ્ત્રી કેમ રૂડી હશે, બીજી વાર વળી ફેરો થશે. ૩૫
કેમ કીજે આજ્ઞાનો લોપ, ઋષિપત્ની પાસે ચાલ્યા ગોપ;
જગ્ન મંડપ ભણી નવ ગયા; આશ્રમદ્વાર જઈ ઊભા રહ્યા. ૩૬
જવ દીઠી ગોપતણી મંડળી, પૂછવા બ્રાહ્મણી ટોળે મળી;
આશ્રમ આશ્રમથી નીસરી, ગ્વાળ પ્રત્યે અબળા ઊચરી. ૩૭
તમો કીયે ઠામ વસો ગોવાળ, અને દીઠા છે ક્યહીં દીનદયાળ;
જસોદાનંદન શ્યામળવાન, કાળીનાથ ગોકુળ કહાન ૩૮
અમો નિત્ય સાંભળું મોરલીગાન, શ્રીકૃષ્ણનું હૃદયા રાખું ધ્યાન;
તમારી ટોળીમાં શું નથી હરિ, કહે પ્રેમદા ભકિત રસ ભરી. ૩૯
ગોપ કહે સાંભળિયે માત, છે નિકટ ઊભા બંન્યો ભ્રાત;
છે ગોકુળમાં અમારો વાસ, અમો છોં શ્રીકૃષ્ણના દાસ. ૪૦

એકવાર અમો આવી ફરી ગયા, ભરતાર તમારે ઉત્તર કહ્યા;
ભૂખ્યા છે બેહુ બાંધવ જંન, તમ પાસે લેવા મોકલ્યા અંન. ૪૧

વલણ

અંન માગે છે શ્રીહરિ, એહેવી વારતા ગોપે કહી રે;
ભૂખ્યા જાણી ભગવંતને, મૃત્યુતુલ્ય અબળા થઈ રે. ૪૨

## કડવું ૬૯મું : રાગ મેવાડો

વારતા સાંભળી હો, જે ભૂખ્યા છે હરિ;
હૃદયા દાધી હો, ઋષિની સુંદરી. ૧
ન્યાત કુટુંબની હો, લજ્જા પરહરી;
ઘર કૃત્ય મૂકી હો, સહુ કો નીસરી. ૨
અવળાં વસ્ત્ર પહેર્યાં હો, ભૂષણ વીસરી;
ખટરસ અંન હો, લીધાં ભાજન ભરી. ૩
દૃષ્ટિ હરિચરણે હો, ન જૂએ પાછું ફરી;
નિધિભણી સરિતા હો, તેમ તે સાંચરી. ૪
કુટુંબ મરજાદા હો, લજ્જા પરહરી;
પતિ પરિવાર હો, તેણીએ તુચ્છ કરી. ૫
ચાલે જેમ પંખિણી હો, અથવા ખેચરી;
ભક્તિ અબળાની હો, થઈ સર્વ ઊફરી. ૬
હરિને નામે હો, ભવસાગર તરી;
પતિ પુત્ર પિતા હો, લાગે જેહેવાં અરિ. ૭
જે હરીને મળતાં હો, થાય છે અંતરી;
બ્રાહ્મણ ધાયા હો, દંડ કરમાં ધરી. ૮
જગ્ન રહ્યો અમથો હો, રહ્યા વેદ ભાખવા;
ઋષિ સહુ ધાયા હો, નારીને રાખવા. ૯
ગુપ્ત આચરે હો, નારી થઈ પાપણી;

પ્રીત પિંડારસું હો, મૂકી સેવા આપણી. ૧૦
આલો પછાડો હો, એહ સ્થાનક હણો;
સ્ત્રી હણ્યાનું હો, રખે પાતિક ગણો. ૧૧
ઋષિ સહુ થાકા હો, સ્ત્રીને પહોતા નહીં;
મનને વેગે હો, હરિ ચરણે ગઈ. ૧૨
એક ઋષિપત્ની હો નિજ નાથે ગ્રહી;
સહુ મળ્યા મારવા હો, એહ બુદ્ધિ કેણ થઈ. ૧૩
નાથે ગ્રહ્યો ચોટલો હો, ભ્રાતે તે હાથ ગ્રહ્યા;
મુનિવર સઘળા હો, એકને રોકી રહ્યા. ૧૪
મહાદુખ પામી હો, નેત્રે નદી વહી;
સહુ હરિ પામી હો, હું એકલી રહી. ૧૫
કેણ કર્મ મહારું હો, નવ નીરખ્યા હરિ;
સહુ સતવંતી હો, અસતી હું ખરી. ૧૬
વિજોગદાધી હો, પ્રેમ પીડ ઘણો;
તેણીએ મૂકયો હો, દેહ સદ્યો આપણો. ૧૭
પહોતી હરિચરણે હો, ચતુર્ભુજ રૂપ થયું;
બ્રાહ્મણના હાથમાં હો, અમથું શબ રહ્યું. ૧૮
સહુ સ્ત્રી પહેલી હો, હરિ કને તે ગઈ;
લક્ષ્મી સરખી હો, વિષ્ણુ કને તે રહી. ૧૯
ભક્તિપ્રીતનું હો, કારણ મહોટું છે;
હરિજન વિના હો, બીજું સહુ ખોટું છે ૨૦

વલણ

ખોટું સરવ ભજન વિના, ભક્તિએ પામીએ પાર રે;
ઋષિપત્નીની હરિને મળી, તેહેનો કહું વિસ્તાર રે. ૨૧

---

## કડવું ૭૦મું : રાગ વેરાડીની ચોપાઈ

શ્રીકૃષ્ણને અબળા આવી, તે ચતુર વિધિનાં અંન લાવી;
કો સ્નેહ પકવ લાવી પાયસાન્ન, નાનાવિધ ઉત્તમ પકવાન્ન. ૧
કોઈ પકવ ઉષ્ણ લાવી ખીચડી, મસ્કત લીધી બળતી તાંબડી;
તે નથી દાઝતી નેહે ભરી, કો લાવી પહ્‌હાળી બાજરી. ૨
કો ભાતદાળ મોદિક પોળી, આણ્યા મહી શર્કરા ઘોળી;
પૂરી પૂઠા ઢોકળાં વડાં, કો લાવી કંદ મૂળ પાનડાં. ૩
કો કોઠાં બીલાં ગોરડી,[1] કો પત્ર શાખ લેઈ દોડી;
કો અકિંચન અબળા બાપડી, તે લેઈ આવી પાપડ પાપડી. ૪
દરિદ્રી ઘરમાં સ્વામી વઢકણો, તે લેઈ આવી જળનો કરવડો;
ઘરમાં અનાથ વ્યાપી સર્વત્ર, તે લેઈ આવી તુળસીનું પત્ર, ૫
કો દુર્બળ ઊભી રહી હરિને પાસ, તે લેઈ આવી છે માગી છાસ;
સ્હોડમાં કેમ શકે કહાડી, તે લેઈ આવી રોટલી ટહાડી. ૬
ઘૃત માખણ કો લાવી દહીં, તે સર્વે હરિ પાસે જઈ રહી;
રૂપાંકચોળાં કનકથાળી, કો દુર્બળ લાવી પત્રાળી. ૭
કો ભૂષણ ભરી દીસે છે રૂડી, કોને હાથે બેત્રણ ચૂડી;
કોની ઝાલે સૂરજની આભા ઘટી, કો દુર્બળ કોને કુંકાવટી. ૮
કોને પટોળી મોઘાં પટકૂળ, કોને છીરણ કામળી વનફૂળ;
દરિદ્ર ભાગ્ય સઘળે વ્યાપી રહ્યું, કર્મથકી કો નવ ઊગર્યું. ૯
જો ઊજડ વનમાં બેસે જઈ, પણ ભાગ્યરેખા મૂકે નહીં;
નિર્ભાગી સંગ રાજાનો કરે, તે ઉદ્યમ કરતો ભૂખે મરે. ૧૦
શુકજી કહે સાંભળ ભૂપતિ, કો હરિને ઓછી અદકી નથી;
કૃપાનાથ કમળ લોચન, પ્રથમ લીધું દુર્બળનું અંન. ૧૧
પકવાન્ન ધાન ફળ વા પત્ર, હરિએ સકળ અંન કીધું એકત્ર;
ભેળ્યું અંન કામળ પાથરી, ગોપ માત્રને પ્રીસે હરિ. ૧૨

[1] કો કોઠાં બીલાં લાવી ગોરાડી

વિખાણી વિખાણી આરોગે ગ્રાસ, ઋષિપત્નીને કહે અવિનાશ;
મ્હારો તાપ ક્ષુધાનો શમ્યો, જે જન્મ મધ્યે એહેવું નથી જમ્યો. ૧૩
કેમ વર્ણવું સ્વાદ વાણીએ, મનમાંનું મનમાં જાણીએ;
ક્ષુધાદુઃખ અમારું તમો હર્યું, ઠરજો જેમ પેટ મ્હારું ઠર્યું. ૧૪
નિજ ભરતારની સેવા કરો, જાઓ સતી સહુ પાછાં ફરો;
ગૃહકૃત્ય ધંધો અનુસરો, સ્વામીનુ વચન મન ધરો. ૧૫

વલણ

સેવા કરો નિજ નાથની, સકળ ધર્મ થાય ઉદે રે;
ભટ પ્રેમાનંદ કહે કથા, પછી ઋષિપત્ની તે શું વદે રે ૧૬

## કડવું ૭૧ મું : રાગ ધનાસરી

શ્રીકૃષ્ણ પ્રત્યે અબળા ઉચરે, વેદનુ ભાખ્યું કોણ ખોટું કરે;
તાહારે ચરણે આવ્યું તે કયમ પાછું ફરે,અમનેફરતાં વેદનેશુંઊગરે?૧

ઢાળ

વેદને શું ઊગરે જે, શરણ આવ્યું પાછું ફરે;
કૃષ્ણ મૂકી કુટુંબ સેવે, તે નાનાં દુઃખ દેહના ધરે ૨
પરિવારથી પરવારવા, અમો ઇચ્છા કરું છોં ઘણી;
સદૈવ રાખો નિકટ સ્વામી, કરું સેવા તમતણી. ૩
શ્રીકૃષ્ણ કહે બાઈ સાંભળો, તમો મુક્તિ પામવા જોગ થઈ;
તારો પોતાના ભરતારને, એકલાં તો શોભો નહીં. ૪
તમથકી હું વેગળો નથી, સંસારનાં દુખ વામશો;
કૃપા કરી વરદાન આપ્યું, અંતે વૈકુંઠ પામશો. ૫
ઘણું કહી વાળી સતી, હરિએ હરખ ઉપજાવિયા;
સુકૃત દેખી પેલી નારની, બ્રાહ્મણ હરિ કને આવિયા. ૬

૨. અ. અમને ફરતા વેદનો શો અર્થ સરે.
બ. અમને ફરતા વેદનુ શું ઉગરે.

પશ્ચાત્તાપ પામ્યા ઘણું, ઋષિ સ્તવન કરે વેગળા રહી;
વૃષભની પેર વહી વિદ્યા, કૃષ્ણ બ્રહ્મ જાણ્યા નહીં. ૭
વિપ્રવંશે અવતર્યા, સંસ્કાર અડતાળીશ;
હોમ કરી કરી હાથ થાક્યા, જાણ્યા નહીં જુગદીશ. ૮
જાચક થઈ હરિએ અંન જાચ્યું, અમો જાણ્યા ગોવાળ;
અમો બુડ્યા સ્ત્રી તરી, તાહારી મોટી માયાજાળ. ૯
અપરાધ ક્ષમા કરો સ્વામી, એહેવું કહી નીચા નમ્યા;
શ્રીકૃષ્ણ કહે તરશો સ્ત્રીવડે, આટલા દિવસ ભૂલા ભમ્યા. ૧૦

વલણ

પાગે લાગી બ્રાહ્મણ વળ્યા, કહ્યો રૂષિપત્નીનો મહિમાય રે;
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો તેવીસમો અધ્યાય રે. ૧૧

---

## અધ્યાય ૨૪મો

### કડવું ૭૨મું : રાગ અસાવરી

શુક કહે સુણ ભૂપતિ, અદ્‌ભુત લીલા અવિગતિ;
કેમ કહેવાય માહારી વતી; વિસ્તાર એ વિસ્તારી રે.[1] ૧

ઢાળ

વિસ્તાર કરી જાણું નહીં, અદ્‌ભુત લીલા બ્રહ્મ;
જીવ વખાણે કેમ કરી, જે લાગું માયાકર્મ. ૨
ભેદ ન પીછે ભારતી, વેદ નેતિ વિખણે;
પરાત્પરની પ્રબળ લીલા, પામર નર શું જાણે. ૩
એ રૂષિપત્નીની કથા, આદરે લીધાં અંન;
હવાં ચાર અધ્યા વરણવું જે, ધર્યો ગોવરધંન. ૪

---

૧. અ. કેમ કહેવાય માહારીવતીં વિસ્તારી રે.
ब. મારી વતી કથમ જાએ કહી કેશવ રથાને વિસ્તરી.

મદ હર્યો મઘવાતણો, નિવારી પાવસવૃષ્ટ;
સપ્ત દિવસ શલ રાખ્યો, હર્યું વ્રજનું કષ્ટ. ૫
ઉપનંદ ને વૃષભાન રાજા, સમસ્ત ગોપ પરિવાર;
નંદજીને ઘેર આવી, કીધો ઓચ્છવ વિચાર. ૬
કાલે ઓચ્છવ કીજીયે, પૂજીએ પાકશાસંન;
વૃદ્ધ ગોપને વીનવીને, બોલ્યા મધુસૂદંન. ૭
એ શો વિચાર તમો કરો, પરમેશ્વર એમ પૂછે;
ઊજાણી કરાવી કાલની, એ હારદ કહોની શું છે. ૮
પ્રાણવલ્લભ સાંભળો, કહું ઓચ્છવનું વૃત્તાંત;
ઇંદ્ર મહોચ્છવ કીજીયે, તો વિઘ્ન પામે શાંત. ૯
સદૈવ પૂજા કીજીયે, સંવત્સરે એક વાર;
ઇંદ્રપૂજાનું કવણ ફળ તે, પૂછે જુગદાધાર ૧૦
છે પ્રબળ મહિમા ઇંદ્રનો, એમ બોલિયા નંદરાય;
શક્રની આજ્ઞા વડે, મેઘની વૃષ્ટિ થાય. ૧૧
મેઘથી તૃણ ઊપજે, સંતુષ્ટ થાયે ગાય;
દૂધ ઘૃત ઘણું ઊપજે, ચાલે આપણો વેહેવાર. ૧૨
રાજાને જેમ રાજપદવી, આપણને ગોધંન;
વ્રજવાસી સુખ ભોગવે તે, ઇંદ્રપૂજાનું પુણ્ય. ૧૩
હાસ્ય કરીને કહે હરિ, દૂષણ કેમ દેઉં તાત;
મહારે મન રુચતી નથી, જે તમે કહો છો વાત. ૧૪
શું જગત જીવે ઇંદ્ર વડે, ન ઘટે વૃદ્ધને અજ્ઞાન;
અશ્વમેધને બળે પામ્યો, સ્વર્ગનું રાજધાન. ૧૫
નિરમે બ્રહ્મા સૃષ્ટિને, પરમેશ્વર પ્રતિપાળે;
અષ્ટ માસની અવધિ કીધી, આવી મેઘ વરસે કાળે. ૧૬
ચાર માસ રવિ ઘણું તપે, ચાર માસ શીત સમીર;
તેમ ચાર મહિના ચોમાસું, મેઘ વરસે નીર. ૧૭

આપાપણું કારજ કરે, જે વિધિએ બાંધ્યું નિર્માણ;
મેઘ વરસે આજ્ઞા વિષ્ણુની, શું ઈંદ્રનું પ્રાધાન્ય. ૧૮
અજુક્ત પૂજા પરહરો, કરો જે હોયે જુક્ત;
એ ભકિત છે વ્યભિચારની, એમ જોતા નથી જુક્ત. ૧૯
સ્ત્રી નિજ પતિને પરહરી, કરે અન્ય નરનો સંગ;
તેહેને કેમ કહીએ પતિવ્રતા, છે યથા એહ પ્રસંગ. ૨૦
વસીએ જેહેની તલેટી, વળી તૃણ ચરે ગૌધંન;
આપણો એહ દેવતા, સહુ પૂજો ગોવરધંન ૨૧
એક ઓચ્છવ ગૌવરધંનને, ઇદ્રને દ્યો રેહેવા;
જો પ્રતાપ દેખો પર્વતનો, સદૈવ કરજો સેવા. ૨૨
અમો બાળકની બુદ્ધિ સ્વલ્પ છે, તમો ડાહ્યા થાશો સર્વ;
ઘટે તો પૂજો ગિરિ, છે કાલ મોહોટું પર્વ. ૨૩
ગોપ વૃદ્ધ પ્રસંન હવા, વિશેક વારતા માની;
ગોવરધનને પૂજવો, ઇદ્રને પૂજા શાની. ૨૪
એ ભ્રષ્ટ મારગ પરહરો, નહીં ઉચિત પ્રશસ્ત;
સંપાદી વચન શ્રીકૃષ્ણનું, ઊઠ્યા ગોપ સમસ્ત. ૨૫

વલણ

સમસ્ત ગોપે નિરધાર કીધો, ઉત્તમ વિચાર્યું શ્રીહરિ રે;
બીજે દિવસ સહુ ગોપ ગોપી, પરવર્યાં પૂજવા ગિરિ. ૨૩

---

કડવું ૭૩ સું : રાગ નટ

સમસ્ત વર્ગ ગોપનો ચાલ્યો, પૂજવા ગોવરધંન;
રંગ્યાં શૃંગ અંગ ચીતર્યાં, શણગાર્યાં ગૌધંન—સમ૦ ૧
કનક ઝાંઝરી પાગ ધરી રે, ઠમક વાછરુ ચાલે;
ગોપ સમસ્ત ચાલ્યા ઊજાણી, લાકડીએ શીકાં ઘાલે—સમ૦ ૨

શકટ રથ ઘીસલાં જોડ્યાં, વૃષભ પોઠી કીધા;
ઉન્મત્ત ગોપીએ અંન ભરી રે, મસ્તક ટોપલા લીધા—સમ૦ ૩
બાળક લીધાં છે કટિલંકે, પટોળી પાયે રોળંતી;
વ્રજવધૂ હીંડે મદમાતી, મોરલી નાદે ડોલંતી—સમ૦ ૪
વેણુનાદ કરે ગોવાળા, વળી ગીત બાળા ગાય;
આભરણ આભૂષણ નાનાવિધ, શોભા વરણી ન જાય—સમ૦ ૫
ગોવરધંન નિકટ સહુ આવ્યું, તવ કરે જેજેકાર;
પ્રાણી માત્ર પૂજે પર્વતને, જેમ કહે નંદકુમાર—સમ૦ ૬
સ્વયંપાક કીધા સહુ ગોપે, પવિત્ર અંન રસોઈ;
બ્રાહ્મણ પાસે હોમ કરાવ્યા, પછે પૂજા વેળા હોઈ—સમ૦ ૭
પવર્તની પ્રદક્ષિણા કીધી, નાહી ઊભા નંદરાય;
ગૃહસ્થ ઋષિને તેડી તેડી, આપી સવત્સી ગાય—સમ૦ ૮
અબોટિયા પરિધાન કરીને, પર્વત પાસે આવે;
શાક પાક સ્વાદીષ્ટ અંન ઉત્તમ, નૈવેદ ગિરિને લાવે—સમ૦ ૯
ધૂપ દીપ આરતી અજવાળી, મૂકી નૈવેદની થાળી;
બીજું રૂપ ધરીને બેઠા, પર્વતમાં વનમાળી—સમ૦ ૧૦
ગોવર્ધન પૂજે ગોવાળા, ઊલટ આણી મંન;
શ્રીકૃષ્ણ કહે કરોની પરીક્ષા, ગિરિ લે છે અંન—સમ૦ ૧૧
પર્વત દેવ સાધુને મૂકી, કો જે ઇદ્ર અહંકારી;
ગિરિમાં પોતે ગોપમાં પોતે, કરે કૌતક દેવમોરારિ—સમ૦ ૧૨
પર્વતમાંથી અંન આરોગે, લાંબો કરી હરિ હાથ;
રૂપ દેખીને આશ્ચર્ય પામ્યા, ધન્ય ગોકુળનાથ—સમ૦ ૧૩
ઘેર ઘેરથી નીસરી વ્રજનારી, સહુ દરશણને આવે;
કો અક્ષત કો પુષ્પ લેઈને, કો મુકતાફળે વધાવે—સમ૦ ૧૪

તાળી શંખ વાંસળી વાજે, ચંગ મૃદંગ બહુ ઢોલ;
ભર્યા આનંદે નાચે છંદે, રસ વરસે અતોલ-સમ૦ ૧૫
જય ગોવરધન જય ગોવરધન, ગોપ વદે છે વાણી;
પાગે લાગી દીનત્વ ભાખે, નંદજીની રાણી.-જય૦ ૧૬
માતા માગે પર્વત પાસે, જોડી બંન્યો પાણ;
દેવ ગોવરધન હું પાયે લાગું, માહારા પુત્રને કરો કલ્યાણ-જય૦ ૧૭
સર્વ ગોપને કહે સામળીયો, પર્વતને પાગે લાગો;
ફરી આહાવો દેવ ન દેખો, જે જોઈએ માગો-જય૦ ૧૮
સકળ સમૃદ્ધિ આપે ગોવરધન, મનવાંછિત ફળ થાય;
થાળી સઘળી ઠાલી કીધી, મૂકે સર્વ સુખમહાંય.-જય૦ ૧૯
એક રૂપે જમે પરમેશ્વર, એક રૂપે જમાડે;
નારાયણની અદ્ભુત લીલા, પ્રભુ સહુને સુખ પમાડે-જય૦ ૨૦
પ્રત્યક્ષ દેવ પર્વતને જાણ્યો, ગોપ સહુ ગુણ ગાય;
વ્રજવાસી સહુ સાયંકાળે, આવ્યા ગોકુળ મહાંય.-જય૦ ૨૧

વલણ

ગોકુળમાં સહુ આવિયા, શુક કહે સાંભળ રાય રે;
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો ચોવીશમો અધ્યાય રે. જય૦ ૨૨

---

## અધ્યાય ૨૫મો

### કડવું ૭૪સું : રાગ કેદારો

ગોવર્ધનની પૂજા કરી, જુગમ રૂપ કીધાં હરિ;
આવિયા સાંજે ફરી, ગોકુળ વિષે રે. ૧

ઢાળ

ગોકુળમાં આવ્યા વ્રજવાસી, પર્વતને વખાણે;
ભાઈ ગોવર્ધનને ગર્વ નથી, સહુ ભોજન સાચું જાણે. ૨

આટલા દિવસનું વૃથા ગયું, જે પૂજ્યો પાકશાસન;
એકવાર ન સાંભર્યું ભાઈ઼ઓ, જે હાથે લીધું અંન. ૩
મઘવાને મદ રાજ તણો છે, નથી ગોવર્ધન ગર્વ;
વાર વાર પૂજો પર્વતને, જે વારે આવે પર્વ. ૪
નંદપુત્રની તીવ્ર બુદ્ધિ છે, ગોપ કરે વરણંન;
એ કથા તો અહીંથી રહી, શું થયું સ્વર્ગસદંન. ૫
ઈંદ્ર સભામાં નારદ આવ્યા, મઘવાએ માન દીધું;
આપી આસન માનુભાવને, પ્રેમે પૂજન કીધું. ૬
કેમ કૃપા કીધી કરુણામય,[1] નારદ વળતું ભાખે;
સાવધાન રાજા તેહેનું કહીએ જે દૃઢ સઘળે રાખે. ૭
મેં ઘણાં ઇંદ્રનાં રાજ જોયાં, બહુ કાળ થયો છે સુજને;
ઉન્મત્ત પ્રજાએ તું ઊવેખ્યો, શુદ્ધ નથી તે તુજને. ૮
અંતરધાન થયા એહેવું કહી નારદે કૌતુક કીધું;
ઇંદ્રે જોયું મન વિચારી, કોણે માહારુ પૂજન લીધું. ૯
ભૂગોળના અનુચર આવ્યા, તે બોલ્યા કરી પ્રણામ;
સ્વામી ગોકુળવાસીએ પર્વત પૂજ્યો, ગોવર્ધન છે નામ ૧૦
મહોચ્છવ તમારો લોપ્યો, નંદપુત્રતણે પ્રતિબોધ;
વાત સાંભળી સેવક મુખની, ચડ્યો ઇંદ્રને ક્રોધ. ૧૧
સકળ લોકમાં રંક ગોવાળા, જે જીવે પશુ ચારી;
આહીરાં ઉનમારગ ચાલે, કોણ રાખે મર્યાદા મહારી. ૧૨
નંદને ઘેર એક પુત્ર થયો તે, કહાવે છે અવતારી,
નવો મારગ તે બાળકે કીધો, વરશોત લોપી મહારી ૧૩
મદ ઘણો છે મહિયારાને ધેનુ અગણિત દૂઝે;
રૂડી પેરે શિક્ષા દેઊં, ફરી પર્વતને નવ પૂજે. ૧૪

૧. કેમ કૃપા કીધી હો ઋષિજી,

દ્વાદશ મેઘને આજ્ઞા આપી, જળ ગોકુળ ઉપર રેડો;
ગૌ ગોપ તાણો જમુનામાં, મૂળથી ગામ ઉખેડો. ૧૫
વાયુ સર્વ સંઘાથે જાઓ, ઉડાડો પર્વત શૃંગ;
જો મ્હારા કરનો ભંગ જ કીધો, તો કરો ગોકુળનો ભંગ. ૧૬
કાં નહીં સ્વામી કહી થયા તત્પર, પવનને પરજંન;
અંધકાર થયો ગોકુળમાં ઘન ગાજે ગગંન. ૧૭
તિમિર આગળ કાંઈ ન સૂઝે, રવિજ્યોત અભ્રે બાંધી;
કોરણ ઊડે થાય કડાકા, પ્રબળ વાયુ આંધી. ૧૮
ભયજુક્ત નરનારી નાહસે, ભવન આપણાં ભૂલે[૨];
ગિરિશૃંગ શિલા બહુ વરસે, ઊડે વૃક્ષ સમૂળે. ૧૯
અકાળ મેઘ કોપીને આવ્યો, કો નવ પીછે કારણ;
છાજ છાપરાં ઊડી ગયાં, રહ્યાં ભોમ ધારણ. ૨૦
ચમક ઝમક વીજળી ચમકે, ચમકે ન્હાનાં બાળ;
નંદમંદિર સરવ કો આવ્યું, રાખે દીનદયાળ. ૨૧
વાછરુ ત્રાસે, સુરભિ નાહાસે, ઓખાંગતાં નાહાસે સાંડ;
કડકડાટ શબ્દ થાય આકાશે, શું ભાંગશે બ્રહ્માંડ. ૨૨

વલણ

શું બ્રહ્માંડ શકે ભાંજશે, હરિએ જાણ્યો ઇંદ્રનો ક્રોધ રે;
મઘવાનો મદ ઉતારવા, સોંડ્યા જાદવ જોધ રે. ૨૩

### કડવું ૭૫મું : રાગમલ્હાર

ગગન ઘટા ઘન ઘોર તણી, ઘુમે પવને ઘેર્યું ગામ રે;
ગોપી ગોપ ગૌ દુઃખ પામ્યાં, દેખી કોપ્યા ઘણું ઘનશ્યામ રે. ૧
અવળાં સવળાં દોડે આભલાં, વરસે મેહુલો મૂસળધાર રે;
જાણે જીહ્વા શું વાસુકિની, થાય વિદ્યુતતણા ચમકાર રે. ૨

૨. જે વન આપણાં ભૂલે.

વ્રજવધૂ થરથર ધ્રૂજતી, ગોપ વાત કહે માંહોમહાંય રે;
કૃષ્ણ બાળકનું કહ્યું કર્યું, કુશળ કહાંથી થાય રે. ૩
ત્રિભુવનસ્વામી, શત્રુ થયો, તે નંદપુત્ર પસાય રે;
પર્વત આપણે પૂજીયો તે, શું કરે ગોપીની સહાય રે. ૪
જહાં જઈએ તહાં રાજ ઇંદ્રનું, સ્વર્ગ મૃત્યુ પાતાળે આણ રે
કહીં ઉગર્યાનું સ્થળ છે નહીં, વ્રજ લોક ગયો નિર્વાણ રે. ૫
કો કેહે દાવાનળથી રાખ્યાં, સમાવી વિષની જ્વાળા રે;[3]
સહુ કૃષ્ણને શરણે આવિયું, રાખો રાખો દીનદયાળ રે. ૬
નંદ જસોદા ચિંતા કરે રખે વિઘ્ન કૃષ્ણને થાય રે;
બાઈ સાત વર્ષનો બાળકો; કેમ કરે તમારી સહાય રે. ૭
તમો વૃદ્ધ કહ્યુ કાં માનિયું, જે પૂજ્યો ગોવરધંન રે;
જો સુરપતિએ મેહ મોકલ્યા તો શું કરે મ્હારો તંન રે. ૮
માતા આંખ મીચે ભ્રમવાનની, રખે વીજળીએ મ્હીએ બાળ રે;
બારે મેઘ સાથે તૂટી પડયા, જેમ પ્રલય કરે પશુપાળ રે. ૯
મઘવામદ ઉતારવા, ઉગારવા વ્રજનો સાથ રે;
પર્વતનો જસ વધારવા, હરિએ લાંબો કીધો હાથ રે. ૧૦
જેમ વર્ષાકાળના તૃણને ઉપાડે ન્હાનું બાળ રે;
જેમ ઉન્મત્ત ગજેન્દ્ર શુંડમાં, સકોમળ કમળનાળ રે. ૧૧
તેમ પર્વત લીધો ઊચલી, લીલાએ લક્ષ્મીનાથ રે;
શ્રમ કાંઈ પોહોંતો નથી, જેમ કો મુદ્રિકા ધરે હાથ રે. ૧૨
ગિરિ ગોકુળ ઉપર આણિયો, ધર્યો કનિષ્ટ અંગુળી અગ્ર રે;
પર્વત તળે આવી રહ્યુ, સહુ ગામ સમગ્ર રે. ૧૩

૩. રાખો શ્રી ગોપાળ રે.

વલણ

સમગ્ર વર્ગ શ્રીવ્રજતણો, આવી ઠર્યો ગિરિતળે રે;
પ્રેમાનંદ પ્રભુરામની, અકળ ગતિ કો નવ કળે રે. ૧૪

### કડવું ૭૬મું : રાગ સારંગની ચોપાઈ

જળથી ગોપવર્ગ ઊગર્યો, શ્રીગોવિંદે ગોવર્ધન ધર્યો;
એક ચરણે જેષ્ટિકા ધરી, રહ્યા એકે પાગે હરિ.
નારાયણ ચતુર્ભુજ થયા, એક હસ્તે પર્વત તોળી રહ્યા;
એક હસ્તે કરે સમાધાન, બેહુ હસ્તે વેણુ વાયે ભગવાન. ૨
ઉપર મહાજળની અકઝોળ, હેઠળ ગોપ કરે કલ્લોલ;
ગિરિ શૃંગગરી ગરી પડે, માંહોમાહે શિલા આથડે. ૩
કાષ્ટ કર્દમ કાંટા ઘણા, અકળાયે મરણમાં નહીં મણા;
ગજશુંડાકારે જળધાર, વાદ વદી વરસે ઘન બાર. ૪
ઊડે આંધીના ગોટે ગોટ, વરસે સરવડાં દોટે દોટ;
આઠમો દધિ ગોકુળમાં હશે, સમુદ્ર સાતે ઠાલા થશે. ૫
કોપ્યા ઘન વરસે સામટા, અભ્ર ઉપર થાયે અભ્રની ઘટા;
દિશા કિરણ ન સૂઝે રવિ, શું દીસ છપીને જામની હવી. ૬
રાતદિવસ દીસે સમાન, હાર્યા મેઘ વરસી નિદાન;
ગોપ સર્વને શાતા થઈ, પણ અંધારે કો દેખે નહીં. ૭
વપુતેજ પ્રગટ્યું ભગવાન, શું થયા ઉદય શશિયર ભાણ;
દીઠો ગિરિ હરિકર ઉપરે, ગોપ સાથ સહુ સંદેહ ધરે. ૮
.કમ દીઠું અજવાળું થયે, આપણ ઊગર્યાં ગોવર્ધન ગ્રહે;
મ રહેશે ગિરિ અંગુળી વડે, રખે આપણ ઉપર પર્વત પડે. ૯
.હાથનું કામ માંહોમાં કેહેય, લાકડીના ટેકા ગોવાળા દેય;
ાએ જાણ્યું રખે [illegible] ૧૦

કો નાહાના બાળક પહોંચે નહીં, દે થોભણ ઊખળ ઉપર રહી;
કો વૃષભ ચડી દે ગિરિને હાથ, શ્યાં અભિમાન કરે સહુ સાથ ૧૧
નિમિત્ત માત્ર છે કૃષ્ણનું નામ, છપાંચે પોંચે હાથેહાથનું કામ;
જેહનાં મનમાં ગર્વ ઘણો આવે, તે ઉપર ગિરિ હરિ ઘણો નમાવે.૧૨
તે પડતો દેખી રોવું માંડે, લાગે ભાર થોભણ મૂકી છાંડે;
ઊંચો કર કીધો જદુપતિ, તે ગોવાળે પહોંચાતું નથી. ૧૩
ગિરિ ધારિ રાખ્યું ગોકુળ ગામ, તે માટે ધરિયું ગિરિધર નામ;
વહી ગયા એમ દહાડા સાત, વૃષ્ટિ કરી થાકા વરસાત. ૧૪
પરિક્ષત રાજા પૂછે પ્રશ્ન, મોહોટું પ્રાક્રમ કીધું કૃષ્ણ;
શુક સ્વામી ટાળો સદેહ, સપ્ત દિવસ વરસ્યા બહુ મેહ. ૧૫
સમુદ્રનુ તટ ઠાલું થયું, તે અગાધ જળ સ્વામી કહાં ગયું
છે અનંત લીલા શ્રીભગવાન, શુક કહે સાંભળ રાજાન. ૧૬
વિચાર્યું અંતરમાં હૃષીકેશ, એ જળથી તણાશે દેશેદેશ;
એ પૃથ્વીમાં પાણી રેલાશે, પૂરમાં પર્વત નગ્ન ઠેલાશે. ૧૭
હું માટે ઇંદ્રે કીધી વૃષ્ટ, તો મહારી પ્રજા કેમ પામે કષ્ટ;
કહાં ગયું જળ ન જડે પરિશોધ, શ્રીકૃષ્ણે અત્યંત કીધો ક્રોધ. ૧૮
ક્રોધાગ્નિએ તપ્યા નરહરિ, તપ્તમાન થયો આખો ગિરિ;
જેમ જળ છાંટ્યું ઊને તાવડે, તે માંહે બળે પણ બહાર ન પડે ૧૯
તે દગ્ધ સ્પર્શ માત્રમાં થાય, એક બિંદુ અળગું નવ જાય;
તેમ ગોવર્ધનમાં જળ પરજળ્યું, એક બુંદ બહાર નવ નીકળ્યું.૨૦
ક્રોધાગ્નિએ પરજાળ્યું તોય, પરિક્ષત સંદેહ નિવારણ હોય;
દારુણ વૃષ્ટિ થઈ દિન સાત, થાકયા હારી વળ્યા વરસાત. ૨૧
તે દાંતે તૃણ ગ્રહીને ગયા, સમાચાર વાસવને કહ્યા;
તમો સ્તવન કરો નારાયણતણું, શ્રીકૃષ્ણ દેવ કોપ્યા છે ઘણું.૨૨

ચિંતામગ્ન થયો સુરરાય, તે કહેવાશે આગલે અધ્યાય;
વિઘ્ન વ્રજવાસી કેરું ગયું, પ્રગટ્યો ભાનુ અજવાળું થયું. ૨૩
ગોકુળ પ્રજા સર્વ ભૂખી રહી, પણ ક્ષુધાએ કો પીડ્યું નહીં;
પ્રજા વિશ્વંભરને ચરણે વસી, ભૂખ તરસ ભાઈ તેહને કશી. ૨૪
પછે સ્થાનક મૂક્યો ગોવર્ધન, ગોપ દે માંહોમાંહે આલિંગન;
વધામણી ઘેરઘેર નવનવી, ગોકુળમાં થઈ દીપોત્સવી. ૨૫

વલણ

દીપોત્સવી થઈ વ્રજ વિષે, સાંભળ પરિક્ષિત રાય રે,
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો પંચવીશમો અધ્યાય રે.

---

# અધ્યાય ૨૬ મો

## કડવું ૭૭ મું : રાગ આશાવરી

ગોવરધન હરિયે ધર્યો, દુઃખ વ્રજનું વાર્યું;
પ્રાક્રમ દેખી કૃષ્ણનું, સહુ આશ્ચર્ય પામ્યું–ગો૦ ૧
સાત વરસને બાળકે, નીવાર્યો વરસાત;
કર અંગુળીએ ગિરિ ધરી, રાખી દિન સાત.–ગો૦ ૨
એ બળ કહાંથી બાળને, અનુભવ હોય તે જાણે;
બીજું કો માને નહીં, વિશ્વાસ નવ તે આણે. ગો૦ ૩
ગોપ સહુ મળી આવીયા, નંદજીને પાસ;
મોહોટું ભાગ્ય છે વ્રજપતિ, પુત્ર શ્રીઅવિનાશ–ગો૦ ૪
મનુષ કરી કેમ માનીએ, એ છે અંતરજામી;
આપણે કરમે કરી, દેહ આનુપી પામી.–ગો૦ ૫
બ્રિહ્મ તો નિષ્કર્મ છે, જન્મ નોહે કર્મ પાખે;
ઈશ્વરને કર્મ નિજ ભક્તનાં. ભેદ ભારતી ભાખે.–ગો૦ ૬

બ્રહ્મ દશા એ બાળ, અમો જાણી અવિલોકી,
ખટ દિવસને બાળકે, પૂતના સધ શોઠી-ગો૦ ૭
માસ દિવસના નાથજી, આણ્યો શકટનો અંત,
વરસ દિવસના શ્રીહરિયે, હણ્યો તૃણાવંત -ગો૦ ૮
દધિનુ ભાજન ભાજિયુ, તક ચોહોદિશ રેડી,
સવા વર્ષને શામળે, નાખ્યા વૃક્ષ ઉખેડી -ગો૦ ૯
વચ્છાસુર પછાડિયો, કોઠીના થડ સાથે,
બગાસુર મરડી મારીયો, ચંચ ચીરી હાથે -ગો૦ ૧૦
અઘનો દેહ ઉતરડીયો, કીધુ મહા બળ,
ગર્દભાસુર પછાડીઓ પાડ્યા તાડ ફળ -ગો૦ ૧૧
કાળી માન મર્દન કરી કઢાડ્યો મહકુંડણ,
બલભદ્ર પાસે મરાવીયો, તેણે પાપી પ્રલંબ -ગો૦ ૧૨
પણ આ પ્રાક્રમથી અવધિ વળી આખો પર્વત તોળ્યો,
નંદપુત્રની જોડનો, બીજો ન મળે ખોળ્યો -ગો૦ ૧૩
મહત ભાગ્ય રાય તમતણા, પુત્ર શામળ જેવ,
કોણ સુકૃત પૂર્વે આચાર્યા, સુતના સુખ તો લેવા -ગો૦ ૧૪
ગત જન્મની વારતા, જાણો છો નંદરાય,
કોણ પુણ્યે પુત્ર પામીયાં, અમને સંદેહ થાય -ગો૦ ૧૫
નંદ કહે સહુ ગોપને, હુ કાંઈ નથી લેહેતો,
સુકૃત પોતાનુ જાણ્યા વિના, લાજુ મિથ્યા કેહેતો -ગો૦ ૧૬
વ્રજ લોકને પુણ્યે કરી, પામ્યો છૌ હુ પુત્ર,
આશીરવાદ દો સહુ મળી, માહારુ દીપે ઘરસૂત્ર -ગો૦ ૧૭
ગર્ગાચાર્ય કહી ગયા, પુત્ર મહાબળી થાશે,
પ્રાક્રમી થાશે અતિ ઘણો, તેહેવા નામ ધરાશે -ગો૦ ૧૮

એને ગર્ગે પાર લહ્યો નહીં, શું લહીયે પામર પ્રાણી;
હું કાંઈ લહેતો નથી, બોલ્યા નંદજી વાણી–ગો૦ ૧૯
સહુ ગોપે પૂજ્યા નંદજી, વર્ત્યો જયજયકાર;
શ્રીકૃષ્ણને પાગે સહુ કો પડે, તું છે વિશ્વાધાર.–ગો૦ ૨૦

વલણ

આધાર વ્રજ પરિવારનો, નમે ગોપ સહુ પાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો છવ્વીસમો અધ્યાય રે. ૨૧

---

# અધ્યાય ૨૭ મો

## કડવું ૨૭ સું : રાગ સામેરી

શ્રીશુકજી કહે વિષ્ણુ મહિમાય, ભયયુક્ત થયો સુરરાય;
મેં બહુ દુભ્યા દીનદયાળ, મારો આવ્યો કીટણ કાળ. ૧

ઢાળ

આવ્યો કીટણ કાળ માહારો, દયાળને દૂભ્યા ઘણું;
કો રાખવા સમરથ નથી, ગયું આસન મુજ તણું. ૨
દુઃખ કહું ગુરુ દેવને, જે મૂને આવી દુર્મતી;
સાનુકૂળ થાય શ્રીહરી, તે ઉપાય કહીએ બૃહસ્પતી. ૩
ગુરુ કહે ગર્વ ગયો તાહારો, ગોવિંદે જવ ગિરિ ધર્યો;
મમત્વ મૂકી મેઘ વળીયા, અહંકાર તારો ઉતર્યો. ૪
પરિવાર પિંડારનો પીડવા તેં, પાવસ પ્રેર્યો કેમ?
પરાભવ પામી પૂછવા આવ્યો, કાં પૂછ્યું નહિ પ્રથમ? ૫
અધિરાય મેં હૃષીકેશ દૂભવ્યા, રમારમણ જાણ્યા નહીં;
હુંનું બળ પ્રબળ દેખી, બાળબુદ્ધિ માહારી ગઈ. ૬

સ્વામીજી તમો સાથે આવો, હું શામળાની સ્તુતિ કરું;
ક્રૂર દૃષ્ટિની સૌમ્ય દષ્ટિ થાય, અરિષ્ટથી હું ઉગરું. ૭
બૃહસ્પતિ ને સુરપતિ સાથે, અને કામદુધાય;
દેવાંગના ઇંદ્રાણી ઐરાવત, આવ્યાં ગોકુળ મહાંય. ૮
અર્ધનિશાએ અંતરિક્ષ રહી, જય જય અમર ઓચર્યા;
કો ન જાણે તેમ મંદિરમાંથી, કૃષ્ણ બાહેર નીસર્યા. ૯
ગુરુ દેવને આગળ કરી, ઊઠ્યો લાજતો સુરરાય;
પ્રદક્ષિણા કીધી પાણ જોડી, ઇંદ્ર પડીયો પાય ૧૦
સુરેશ કેશ મસ્તક તણા, સર્વેશ ચરણે લ્હોય;
નખ ચંદ્ર મુગટ મણી તણી, આભા એકત્ર હોય. ૧૧
સહસ કમળે દ્વે કમળ સીંચ્યા, કરી અશ્રુપાત;
ભ્રમરનું સુખ પાણે લીધું, કૃતારથ થયો સુરનાથ. ૧૨
ઇંદ્ર ઉઠાડ્યો કર ગ્રહી, પુરુષોત્તમ બોલ્યા હસી;
અમો રંક ઉપર પાવસ પ્રેર્યો, કોણ બુદ્ધિ તમને વસી. ૧૩
મૃત્યુલોક સહુ પેં દીન છે, તેમાં રંક જાતિ આહીર;
કીટ ઉપર કુઠાર મૂક્યો, અમ ઉપર દારુણ નીર. ૧૪
અમો રંક આહીરડાં, તમો છો દેવમાં છત્ર;
કહાં સમુદ્ર કહાં સ્વલ્પ નદી, કહાં ગોપ કહાં શક્ર. ૧૫
સુધાપી સમરથ તમો, અમે નિર્બળ પીજે તક્ર;
કહાં મનુષ કહાં દેવતા, શ્રીકૃષ્ણ બોલ્યા વક્ર. ૧૬
વક્રોક્ત વાણી સાંભળી, તે સમયે ભાખે ભૂપતિ;
તું પરબ્રહ્મ પરમાત્મા, હું અધમ પ્રાણી દુર્મતી. ૧૭
અપરાધ અજ્ઞાને થયો, હું ભૂલ્યો રાજમદે કરી;
પર્જન્ય દ્વાદશ મોકલ્યા ત, નિવાર્યા પર્વત ધરી. ૧૮

નિજ ભક્તને પ્રતિપાળવા, ટાળવા ભૂનો ભાર;
પતિત કોટી સંધારવા, હરિ તેં લીધો અવતાર. ૧૯

મહોત્સવ પ્રભુ ટાળતાં, મહામદ મારો ગયો;
પરબ્રહ્મ દર્શન ભ્રાંત ભાગી, પતિત હું પ્રાંજળ થયો. ૨૦

વિમાન વામા વિષય સેવા, વિલાસ ભોગ નાના ભજું;
પશુપતિ પ્રજાપતિ પાર ન પામે, તો હું પામરનું શું ગજું. ૨૧

તું સર્વાતીત સુરભી ચરાવે, પ્રગટ પીંડારો થઈ;
તાહારી ભૂલવણીએ ભ્રાંતિ આવી, મુને દોષ દેવો નહીં ૨૨

સર્વ સરજે સર્વમય તું,[1] કાં ધરો કોની તમા;
તાહારી માયા અપરાધ કરાવે, તું જ બાપ કરે ક્ષમા. ૨૩

એવું કહી વળી પાયે લાગ્યો, એક આણ્યું દિવ્ય આસન;
ઉપર બેસાર્યા શ્રીહરિ, સુરપતિ કરે પૂજન. ૨૪

કામદુધાના સ્તન વિષેથી, પ્રગટી પયની ધાર;
તે પય પંચામૃત થયું, નવરાવ્યા નંદકુમાર. ૨૫

સુરસરીનુ જળ ભર્યું શુંઢે, અથઘંટ ત્યાં તોળીયો;
એક કળશ ઐરાવતે આણી, શ્રીહરિ ઉપર ઢોળીયો. ૨૬

નિશાપતિ પટકૂલ લાવ્યો, ઉદધિ ભૂષણ લાવિયો;
નંદ સુત સાંતરા કીધા, મુગુટ શિર શોભાવિયો. ૨૭

અહુરપતિયે અભિસિંચન કીધું, નારદે કીધું ગાન;
અપ્સરા સરવે નૃત્ય કીધું, રીઝયા શ્રીભગવાન. ૨૮

ઇંદ્ર મસ્તક પર કર ધરીને, વદે વિશ્વાધાર;
કલ્યાણ ઇચ્છો આપણું તો, કરશો મા અહંકાર. ૨૯

[1] સર્વ સરજે સર્વજ્ય તું

સુજ સંગાથે વાદ કરજે, હું નહીં પમાડું ખેદ;
મારા ભક્તનો જેણે દ્વેષ કીધો, તેનું ઘાલીશ હું ઉચ્છેદ. ૩૦

વલણ

પાય લાગી માન માગી, સ્વર્ગ ગયા સુરરાયરે;
સૂત પુરાણિક કહે કથા, થયો સત્તાવીશમો અધ્યાયરે. ૩૧

---

# અધ્યાય ૨૮ મો

## કડવું ૭૯ મું : રાગ દેશાખની ચોપાઈ

શુકજી કહે સાંભળીયે રાય; એ કહ્યો ઈંદ્રજય મહિમાય;
સત્તાવિસમો થયો અધ્યાય, વાક્યસમુદ્ર તર્યો કેમ જાય. ૧
નંદને ઇચ્છા ઉપની એક વાર, કીધો અંતરમાંહે વિચાર;
પૂછ્યું બ્રાહ્મણને કરી નમસ્કાર, કોણ વ્રતે પામું ભવપાર. ૨
ઘરના વ્યયે આયુષ ક્ષય વહ્યું, સુકૃત વિના વય વૃથા ગયું;
ઉત્તર વય તન જીરણ થયું, આત્મસાધન કાંઈ નવ લહ્યું. ૩
કેમ તરિયે દુસ્તર સંસાર, ન પામિયે પુનરપિ અવતાર;
આયુષ થોડું પુણ્ય અપાર, આપો ઉપદેશ કરો ઉપકાર. ૪
પ્રશ્ન સુણી બોલ્યા માતુભાવ, હરિચરણે ચિત્ત રાખો દ્હાવ;
જો મુક્તિ પામવાનો છે ભાવ, છે એકાદશીવ્રત ભવનું નાવ. ૫
આચરો અભયા એકાદશી, ક્ષાલણ થાશે કર્મ મળ મસી;
જો માધવ ચરણે મનષા વસી, તો જન્મ મરણની ચિંતા કરી ૬
રુકમાંગદે અભયા આચરી, તો જનુની જઠરે ન આવ્યો ફરી;
વેદોક્ત અમ્બરીખ રાયે કરી, તો શાપ લઈ અવતર્યા શ્રીહરિ. ૭
વિખાણે અભયાને વેદ સપ્રીત, જે કરે તે થાય સુકીત;
આચરતાં મુક્તિ પામીયે તર્ત, સર્વોપરી છે અભયા વર્ત. ૮

સર્વોત્તમ આવે માગસર માસ, સુદી દશમીથી કરવો અભ્યાસ;
હવિષ્યાન્ન લેવા પંચ ગ્રાસ, એકાદશી કરવો અપવાસ. ૯
નિશાયે કરવું જાગરણ, હરિકથાનું કરવું શ્રવણ;
દ્વાદશીમાં જમાડવા બ્રાહ્મણ, જથાશક્તિ દક્ષિણા અર્પણ. ૧૦
ભિન્ન ભિન્ન છે દંતધાવંન, પૃથક્ દેવનાં આવાહંન;
પૃથક પુષ્પ અર્ઘ નિવેદંન, કરાવે વિપ્ર કરો પૂજંન. ૧૧
ચોવીસનાં ભિન્ન ભિન્ન છે દાન, સદૈવ વ્રત કીજે રાજાન;
દ્વાદશ ત્રણ વર્ષ એક નિદાન, તો મુક્તિફળ આપે ભગવાન. ૧૨
છે તારા ઘરમાં ત્રિભુવનપતિ, શ્રીકૃષ્ણ બ્રહ્મ સાચો સર્વથી;
તારે વ્રતનુ તાત્પર્ય નથી,[૧] તે પામી મૂકયો છે અવિગતી ૧૩
પણ લો નીમ કરો વ્રત રાય, ધર્મ તે દીકા પૂંઠે થાય;
નંદ આનંદ પામ્યા મનમહાય, વેદોક્ત માંડી અભયાય. ૧૪
એકાદશી કરે બીજા ગોપ, પૂજે ધેનુ અશ્વત્થ તુળસી રોપ,
શ્રીકૃષ્ણના મનમાં ચડિયો કોપ, શે પ્રત્યક્ષ મારો કીધો લોપ. ૧
અગિયાર માસ વ્રતને થયા, નિશાએ નંદજી નહાવા ગયા;
અર્ધ નિશાનો ભેદ નવ લહ્યો, જાણ્યું સહવારે પ્રાતઃકાળ થયો ૧
સ્વલ્પ દ્વાદશીનો ભેદ આણી, ઘણી રાત્ર નંદે નવ જાણી;
પેઠા મરજન ને હાલ્યું પાણી, કહે વરુણ સેવક શું વાણી[૨]. ૧૧
કોણ નહાય છે ઊલટ આણી, સૂતા જગાડયાં જળનાં પ્રાણી;
મરયાદા મારી નવ આણી, અહીં લઈ આવો તેને તાણી. ૧૮
જળ પ્રયોગ કરાવે બ્રાહ્મણ, નંદ ઊભા કરે તર્પણ;
આવી સેવકે તાણ્યાં ચરણ, સદ્ય નંદનું કીધું હરણ. ૧૯
વિપ્ર ગોપ કરે રહોરા રહોર, ન સૂઝે જમુના કાળી ઘોર;

૧. તારે વ્રતનુ કારણ નથી.
૨. ગ કહે વરુણ તેસુ વાણી ઘ કહે વરુણ સેવક સુણો પાણી

સેવક કહે સાહી આણ્યો ચોર, કોપ્યા વરુણ વદે કઠોર. ૨૦

રુડી પેર બાંધો ને તપાડો, એને કારાગૃહમાં બેસાડો;
રખે કહ્યા વિના બહાર કહાડો, ન નહાય ફરી વિપત પાડો. ૨૧

નંદજી જ્યારે બંધન થયા, ગોપ સર્વ ગોકુળમાં ગયા;
સમાચાર યશોદાને કહ્યા, બૂડ્યા નંદ પાણીમાં વહ્યા. ૨૨

જાણી વાત જે બૂડ્યા નંદ, ધાયાં ગોપ ગોપીનાં વૃંદ;
ધાઈ યશોદા કરતા આક્રન્દ, હો પિતા કરી રોયા ગોવિંદ. ૨૩

સહુ જમુના તટ આવ્યા ગોવાળ, કો કહે પાણીમાં નાંખો જાળ;
માથે હાથ દઈ બેઠા ગોપાળ, કેમ જીવીશ હું નહાનો બાળ. ૨૪

પછે રોતા બોલ્યા સુંદર શ્યામ, તમે જશોમતીને રાખો રામ;
એ ઉન્મત્ત વરુણનું જે કામ, પ્રાતઃ થયાં પુંઠે કરશું સંગ્રામ. ૨૫

એમ કરતાં થતો પ્રાતઃકાળ, નંદ પ્રત્યે પૂછે દિગ્પાળ;
કોણ જાતિ તારી બુદ્ધિ બાળ, નંદ કહે હું છો ગોવાળ. ૨૬

રંક આહીર વસું ગોકુળ ગામ, વ્રજપતિ નંદ છે મારું નામ;
એક પુત્ર મારે સુંદરશ્યામ, હું નહાવા આવ્યો અભયા કામ ૨૭

વચન સાંભળી ભડકયો રાય, વરુણ પડ્યો નંદજીને પાય;
સ્વામી મેં મોટો કીધો અન્યાય, છે પરમેશ્વર તારા ઘરમાંય. ૨૮

તું જગતપિતાનો પિતા મહારાજ, મેં મોટો કીધો અન્યાય આજ;
કોપ્યા કૃષ્ણ ગયું મમ રાજ, તમો નંદજી મારી રાખો લાજ. ૨૯

આપી આસન પૂજન કરે, હું દાસ દાસ વાણી ઓચરે;
કર જોડી પ્રદક્ષિણા કરે, મુગટ ઉતારી ચરણે ધરે. ૩૦

અરચે કેશર કુંકુમ ચંદન, નૌતમ પેહેરાવ્યાં વસંન;
પાલખીએ બેઠા ગોપ સ્વામીન, શ્રી અસ્વાર થયાં બેહુ વાહન. ૩૧

પૂજ્યા નંદ વદન શોભતું, ઓઢયું પીતાંબર અંગ ઓપતું;
મુગટ મોતીવૃંદ ઝૂમતું, બેઠા પાલખીએ ઝાલી ઝૂમતું. ૩૨
અગર ધૂપ વાયુ વ્યંજન, પૂઠે બંદીજન બોલે ધન ધન;
કૌતક નંદ વિચારે મંન, આ સર્વે દીકરાનાં પુણ્ય. ૩૩
ઝંપાવા કટિ બાંધી મોરાર, વારે સહુ વ્રજની નાર;
એવે હાલ્યું જમુનાં વાર, ગાજતે નંદજી નીસર્યા બહાર. ૩૪
નાના વિધ વાજે વાજિત્ર, વિખાણે સહુ જોવા મળ્યું;
વરુણ કહે હું થયો પવિત્ર, આજ નંદરાય મેં કીધા મિત્ર. ૩૫
દેવવૃંદ બાહેર નીકળ્યું, ગોપીવૃંદ સહુ જોવા મળ્યું;
પીડા દુઃખ કોને નવ કળ્યું, સહુ વ્રત નંદજીને ફળ્યું. ૩૮
જશોદાને હિત હૈયે વ્યાપે, મોહ પામી પતિને પ્રતાપે;
કૃષ્ણ વધામણી સહુને આપે, આજ નવો જન્મ પામ્યો છે બાપે ૩૭
ભેટયા કૃષ્ણ મળ્યું સહુ કોય, નંદ સમે વિચારી જોય;
ભક્તિ વરુણની અતિશે હોય, નમ્યો વરુણ કરજોડી હોય. ૩૮
પછે રામકૃષ્ણની પૂજા કરી, ભેટ પ્રભુને ચરણે ધરી;
કર જોડી વિનવિયા હરિ, પછે જથારથ વાણી ઓચરી. ૩૯
સ્વામી નંદે મારો રાખ્યો ભાર, પણ અન્યાય મેં કીધો અપાર,
અજ્ઞાને બંધન કીધા પ્રહાર, ક્ષમા કરો તે વિશ્વાધાર. ૪૦
હરિ કહે સાંભળ વરુણ, શું કરું જો તું આવ્યો શર્ણ;
જે જન વંદે મારા ચરણ, તેને કદા ન હોએ મર્ણ. ૪૧
વળ્યો વરુણ કરી નમસ્કાર, ધંન સકળ ગોપપરિવાર;
વૈકુંઠનાથે લીધો અવતાર, એમ કરી વરુણ ગયો નિજદ્વાર. ૪૨
પછે યમુનાજીમાં મર્જન કરી, આગળ ગોપ પૂંઠે સુંદરી;
સહુ ગોકુળમાં આવ્યું ફરી, દ્વાદશી સધાવી પિતાને હરિ ૪૩

જે વરુણે જોતી વેળા કહ્યું, તે ગોપ સર્વના મનમાં રહ્યું;
ાાન વરુણવાણીથી લહ્યું, વૈકુંઠ જોવાને મન સહુનું થયું. ૪૪

વલણ

ગયું મન સર્વ ગોપનું વકુંઠ જઈએ અવશ્યમેવ રે;
મારત જાણી ભક્તની, હરિયે વૈકુંઠ કીધું તતખેવ રે. ૪૫

---

કડવું ૯૦ મું : રાગ વસંત

મારે વહાલે વૈકુંઠ દેખાડ્યું, ગોપવૃંદ આનંદ પમાડ્યું.
ભિપ્રાય ગોપનો જાણી, કૃપાનાથે કરુણા આણી;
નજદાસ જાણી સુખ દીધું, ગોકુળ વૈકુંઠ સરખું કીધું—મા૦૧
ખ શું શકે શોભા વખાણી, લીલા વૈકુંઠની વ્રજ આણી;
તુર્ભુજ થયા અવિનાશી, આશ્ચર્ય પામ્યાં વ્રજવાસી—મા૦૨
તુર્ભુજ થયા સહુ ગોવાળા, ચતુર્ભુજ રૂપે થઈ બાળા;
તુર્ભુજ યશોદા નંદરાય, ચતુર્ભુજ થઈ ગોકુળની ગાય—મા૦૩
તુર્ભુજ પંખી ગગનનાં, ચતુર્ભુજ થયાં વૃક્ષ વનનાં;
તુર્ભુજ જમુનાનાં જંતુ, ચતુર્ભુજ થયા કામ વસંતુ—મા૦૪
ખ ચક્ર ધર્યાં સારંગ, ઘનશ્યામ થયા સહુ અંગ;
લ પીત પેહેર્યાં છે વસન, સહુને બેસવા ગરુડ વાહન—મા૦૫
પી થઈ સહુ કમળા જેવી, ઉભી નિજ પ્રભુચરણ સેવી;
પે જન્મમરણ દુઃખ વામ્યું, સહુએ બ્રહ્માનંદ સુખ પામ્યું—મા૦૬
જે વાજિંત્ર અનહદ તાળ, સપ્તસ્વર બોલે પરમ રસાળ;
દ તુંબર વેણુ વાય, ઉપનિષદ્ નિગમ સુખ ગાય—મા૦ ૭
ન અમૃત સેવક ચાખે, શિવ સનકાદિ યશ ભાખે; —
વાસીને મહા સુખ દીધું, કષ્ટાતીત ગોકળીયું કીધું—મા૦૮

નહીં રોગ વિયોગ નહીં શોક, બ્રહ્મ રૂપ થયા વ્રજ લોક;
નહીં કર્મ સંકલ્પ જંજાળ, નહીં જન્મ મરણ નહીં કાળ—મા૦૯
નહીં મોહ માયા વૃદ્ધિ હાની, નહીં લંપટ કો અભિમાની;
નહીં ઉદ્દ્વેગ કષ્ટ નહીં ખેદ, જ્યાં નથી ચોરી છળ ભેદ-મા૦૧૦
નહીં શ્રમ પંચમહાભૂત[૩], નહીં વ્યાધિ નહીં યમદૂત;
સાકાર નિરાકાર ભાસે, રવિ કોટિક તેજ પ્રકાશે-મા૦ ૧૧
સાચું વકુંઠ ગોકુળ આણ્યું, ગોપે વકુંઠનું સુખ માણ્યું;
જેવું વેદે વકુંઠ ભાખ્યું, તેવું મુહૂર્ત ગોકુળમાં રાખ્યું-મા૦ ૧૨
વકુંઠ પાછું સંવરિયું, હતું તેમજ ગોકુળ કરિયું;
પછે વશ્ણવી માયા વિસ્તારી, કૃષ્ણે ભૂલાવ્યાં નરનારી—મા૦૧૩

વલણ

નરનારી ફરી ભોળવ્યાં, પ્રભુ લીલા કહી નવ જાય રે.
ભટ પ્રેમાનંદ કહે કથા, અઠ્ઠાવીશમો અધ્યાય રે.

---

## અધ્યાય ૨૯ મો

### કડવું ૮૧ મું : રાગ સામેરી

શિવસુત શારદાને શિર નામી, પ્રથમે સમરું સીતાસ્વામી;
શ્રીરઘુપતિને હૃદયે રાખું, રાસ ક્રીડાની લીલા ભાખું. ૧

ઢાળ

ભાખું લીલા રાસની, અવિનાશ ગોપી શું રમ્યા;
થઈ ક્રીડા બ્રહ્મનિશાતણી, જ્યાં બ્રહ્માદિક ભૂલા ભમ્યા. ૨
એ વાત છે અગમનિગમની, કઈ એક ભાખે ભારતી;
સીતા પતિની ગહન ગતિ, શું જાણે નર સ્વલ્પ મતી. ૩

૩. નહીં બ્રહ્મ પંચમહાભૂત

પરમહંસ કહે છે પરીક્ષતને, શૌનકને સૂત પુરાણી;
તે રાસ લીલા વર્ણવું, જે વ્યાસજીએ વખાણી. ૪
સ્ત્રીતણું સુખ આપવાને, વ્રજવધૂ મનમાં ધરી;
શરદ નિશા દીઠી દીપતી, વૃંદાવન ગયા શ્રીહરિ. ૫
વિકાસ પામી કુમુદિની, દ્રુમલતા શોભે ઘણી;
ચકોર મોર નિશાએ બોલે, ચંદ્રમા ને ચાંદરણી. ૬
અમી વરસે ઈંદુ કિરણે, વનસ્પતિ શોભે ઘણી;
પ્રેમાનંદ પ્રભુ શામળજીની, ઈચ્છા થઈ ક્રીડા તણી. ૭

---

## કડવું ૮૨ મું : રાગ સામેરી

વિશ્વપિતામહે જોઈ રયણી, તે સમે સાંભરી સૌ મૃગનયણી;
સ્થિર રહે ચંદ્રને આજ્ઞા દીધી, નિશા ખટમાસની નાથે કીધી ૧

ઢાળ

કીધી નિશા ખટ માસની, રાસ રમવા શ્રીહરિ;
તાદૃશ દર્શન દેવ ન પામે, વિઠ્ઠલે માયા વિસ્તરી. ૨
કરે ઝગારા ચંદ્ર તારા, પીછ મુગટનાં ઝળકતાં;
છે માણિકયજ્યોતિ નખતણી, શ્રવણે તે કુંડળ લટકતાં. ૩
વૈજયંતી માળા દયાળ કંઠે, લોચન ભાળ વિશાળ;
પીતાંબર કટિ કાછ કછિયો, કોટિ કામ મદન ગોપાળ. ૪
સ્ફટિક શિલા પર ચઢી કેશવ, ઉભા રહ્યા એક પાગે;
વેણુ ધરિયો અધર ઉપર, વજાડ્યા ખટ રાગે[1]. ૫
રસાળ વાણી વેણુની, શકે કામ બાણ મૂકયાં કસી;
વિરહ વિશેષ રસ ચોપડ્યાં, પેઠાં ગોપીકાને હૃદે ધસી. ૬

---

૧. વજાડ્યા ખટરાગ.

વ્યાકુળ થઈ વ્રજ સુંદરી, સર્વનાં તનમન લીધાં હરિ;
પ્રેમાનંદ પ્રભુરામ ચરણે, જે જેમ તે તેમ આવી મળી. ૭

## કડવું ૮૩ મું : રાગ ગોડી

ઓ વેણુ વાજે છે, બાઈ સામળીયો કરે સાન;
ઓ વેણુ વાજે છે.
કામનીયે ધરિયો કાન, ઓ વેણુ વાજે છે;-ધ્રુવપદ. ૧
વિઠ્ઠલજીની વાંસળીરે, વિરહિણીને વિષ બાણ રે;
શબ્દ સ્વર શ્રવણમાં પેઠો, તલમલ કીધા પ્રાણ-ઓ૦ ૨
જે જેમ તે તેમ ઊઠી અબળા, લોપી કુળમરજાદ રે;
ગોપવધૂને ઘેલું લાગ્યું, ઘટ ઘૂમ્યો વાંસળી નાદ-ઓ૦ ૩
વિપરિત કામ કરે સહુ શ્યામા, કામદૂત પડચા કેડે રે;
ગૌ દોહીને દૂધની દહોણી, જળ ગોળીમાં રેડે-ઓ૦ ૪
કો વચ્છને સાટે ગૌને છોડે, સાંઢને સેલો વાળે રે:
કો બાળકને સુવાડી હેઠાં, ઉપર ઢોલીઓ ઢાળે-ઓ૦ ૫
કો ઉંધી દોણી માંડે અબળા, ઉતાવળી ગૌ દોહે રે;
કોઈ દીવ દીએ દીપકને, અવળાં દર્પણ જોએ-ઓ૦ ૬
રસોઈમાંથી વેણુ સાંભળી, ભોજન કરે છે નાથ રે;
તે અન્ન પીરસતી ઉઠી ચાલી, ચાટવો રહ્યો છે હાથ-ઓ૦ ૭
ઉઘાડાં કપાટ ઉચાટ નથી, મારું વણસશે ઘરસૂત્ર રે;
કોઈક ધાવતો નાંખી ચાલી, પ્રાણપેં વહાલો પુત્ર-ઓ૦ ૮
કોઈક નહાતાં નાદ સાંભળ્યો, મન થયું હરિમાં મગ્ન રે;
તે જળે નિગળતી ઉઠી ચાલી, વસ્ત્ર વહોણી નગ્ન-ઓ૦ ૯
કોઈક નયણે કાજળ ભરતી, આંજ્યું એક લોચન રે;
કરતળી કરમાંહે અમથી, તેમ ચાલી શ્રીજંન-ઓ૦ ૧૦

અવળાં આભરણ ભૂષણ પહેર્યાં, મનડું રહ્યું જુગદીશ રે;
ઓઢણી પેહેરી કટિ સંગાથે, ચરણાં ઓઢ્યાં શીશ–ઓ૦ ૧૧
એક બાંહે પેહેરી ચોળીની, માંહે અવળો આણ્યો હાથ રે;
એક સ્તન ઉઘાડું દીસે, જેમ દેહેરાં વિના ઉમયાનાથ–ઓ.૧૨
કો કાજળે કરીને સેંથો પૂરે,[2] કો નયણે આંજે સિન્દૂર રે;
કો કોઈને પ્રીછે નહીં બાળા,[3] પ્રેમ ઉદધીનું પૂર–ઓ૦ ૧૩
કરમુદ્રિકા પગ અંગુળિયે, વિછુવા કર અંગુળી માંયે રે;
ચરણનાં ઝાંઝર કાને પહેર્યાં, કર કંકણ પેહેર્યાં પાયે–ઓ૦૧૪
કટિમેખળા કંઠે પેહેરી, કટિ વિંટયા મોતી હાર રે;
ગળુબંધ પાવલીયે બાંધ્યો, પગ ઘુઘરી કંઠ ઘમકાર–ઓ૦ ૧૫
ગોફણો બાજુબંધને સ્થાનક, પહોંચે બાંધ્યાં શિશફૂલ રે;
આભૂષણ મારગમાં પડતાં, જેતાં મોંઘાં મૂલ–ઓ૦ ૧૬
શ્યામા ગૌરી બીજી મુગ્ધા, ચતુર જાતિની નાર રે;
પદ્મિની ચિત્રિણી હસ્તિની હીંડે, મળવા દેવ મોરાર–ઓ૦ ૧૭
સૌ જાણે હું જાઉં પેહેલી, લેઈશ એકલી સ્વાદ રે;
કાગે વ્યાકુળ કહ્યું ન માને, પૂંઠે કરે સ્વામી સાદ–ઓ૦ ૧૮
એક સ્ત્રી ભરતારે જઈ ઝાલી, તે તત્ક્ષણ પામી મરણ રે;
ચતુર્ભુજ થઈ સહુ પેહેલી, પહોંતી હરિને ચરણ–ઓ૦ ૧૯
જ્ઞાને અજ્ઞાને કામ ક્રોધે, કો ભજે નંદ કુમાર રે;
પ્રેમાનંદ પ્રભુ સીતાપતિ, તારે ભવ સંસાર–ઓ૦ ૨૦

---

કડવું ૮૪ મું : રાગ સામેરી

ગોપ વધૂ સહુ ચાલી, ન રહે કંથ કુટુંબની ઝાલી;
નમસ્કાર નાથજીને કીધા, ગોપીએ ગોવિંદ વીંટી લીધા. ૧

---

૨. કો જળે કરીને સેંથો પૂરે.
૩. કો કોઈને જોએ નહીં બાલા.

ઢાળ

ગોપવધૂ વીંટી વળી, ચાંદરણી જેમ ચંદ્રને;
તેમ ગોપીકા ઊભી રહી, વીંટ્યા શ્રીગોપેંદ્રને. ૨
શ્વાસ ભરાઈ ભામિની, નાથને નિરખે નેહ ભરી;
દૃષ્ટે દષ્ટ મળી તેવારે, ધર્મ બોલ્યા શ્રીહરિ. ૩
નિષ્કામરૂપે વદે વિઠ્ઠલ, ગોપવધૂ મા ઘેલાં થશો;
અબળા માણસ અર્ધ નિશાએ, કહોજી કોણ સ્થાનક જશો. ૪
કો પુરુષ સાથે છે નહીં, સમુદાય દીસે સ્ત્રી તણો;
કોણ કારજ વન આવ્યા તર્ણું, ભામની સાચું ભણો; ૫
હસિત વદને કહે અબળા, મન તારે ચરણે વર્યું;
અમો લક્ષ્મી કેરું સુખ ઇચ્છું, પ્રભુ જાણીને પૂછવું કર્યું. ૬
વિરહે વ્યાકુળ છીએ ઘણાં, સંગ આપો શ્રીજુગદીશ રે;
પ્રેમાનંદ પ્રભુરામજીએ, સુણી ધૂણાવ્યું શીષ રે. ૭

---

કડવું ૮૫ મું : રાગ પંચમ રામગ્રી

ધર્મવચન બોલ્યા શ્રીહરિ, શ્યામા સાભળો રે;
આનો મારો પ્રતિબોધ, બાળા પાછી વળો રે. ૧
એ વાતે લાજે માતતાત, લાજે કુળ આપણું રે;
પૂર્વજ નરકે જાય, જશારવ અમો ભણું રે. ૨
જે સાધે ઘરસૂત્ર, પરણી માંડીયે રે.
પતિ જાણો પરમેશ્વર, તેને કેમ છાંડીયે રે. ૩
એ રોગી રોગી મૂર્ખ, વરવો વઢકણો રે;
દૂપણ દરિદ્રી થાય, કષ્ટ દે ક્રોધી ઘણો રે. ૪

કુબડો કાળો ક્રૂર, બધિર બોબડો રે;
અપંગ અંધ ને મૂક, શઠ સૂમડો રે. ૫
વ્યભિચારી લંપટ વૃદ્ધ, શકિત શુદ્ધ ગઈ રે;
એટલાં હોયે લાંછન તોયે, તે તજીએ નહીં રે. ૬
જો પરહરિયે નિજનાથ, વિષ્ણુ કોપે ચડે રે;
ઉભય કુળના લોક, નિશ્ચે નરકે પડે રે. ૭
વ્યભિચારથી વાધે વંશ, વર્ણસંકર કહીયે રે;
તેનું ન લાગે પિંડદાન, પ્રેત રૂપ રહીયે રે. ૮
જો વિષ્ણુ થકી વિમુખ, પાપી હોએ પતિ રે;
તોયે સેવીએ નિજ ભરતાર, તેનો દોષ નથી રે. ૯
મુને જાણો છો જુગદીશ, તો તમો પાછી વળો રે;
ઘેર બેઠાં ધરજો ધ્યાન, હું નથી વેગળો રે. ૧૦
અમો શું જાણું વ્યભિચાર, અનુભવ છે નહીં રે;
બ્રહ્મચર્ય જ કરવા ભંગ, તમો તત્પર થઈ રે. ૧૧
પરધન લોભી કંસ, જાણે વારતા રે;
અમારાં તમારાં વૃદ્ધ, રહે ગૌ ચારતાં રે. ૧૨
પ્રેમાનંદ પ્રભુરામ, જ્ઞાન શિક્ષા કહી રે,
સાંભળી વ્રજનાર, તે મૃત્યુ તુલ્ય થઈ રે. ૧૩

---

### કડવું ૮૬ મું · રાગ મારુની ચાલ

ઉત્તર આપ્યો અવિનાશ, ધર્મની વાત કહી;
હતો ઉત્સાહ સહુ નાર, રૂપે ઝાંખી થઈ. ૧
કરે માંહોમાંહી અવલોકંન, કર્મની વાત કહે;
ઊંડ મૂકે નિઃશ્વાસ, લલાટે હાથ દીએ. ૨

કો મુખ ઉપર દે હાથ, વઢવા દોડતી;
કો નયણાં ચઢાવી જોય, નથી દ્રષ્ટ ચોરતી. ૩
કો કરી હસ્તનાં ચિહ્ન, હરિ કને આવતી;
કો અધર ડસીને જોય, હરિને બીહાવતી, ૪
કો કરપર દેઈ કપોળ, બેસે શિથળ થઈ;
કોઈ એક માગે મણું, વિધિ કને ઊભાં રહી. ૫
કો નિંદે કાત્યાયની વ્રત, સુકૃત વૃથા થયું;
એણે જોયાં નગ્ન શરીર, આજ બ્રહ્મચર્ય ગયું. ૬
કો ઝટકે લાંબા કેશ, અંબોડા ફરી વાળે;
કો લે અંગુળી મુખમાંહે, નયણે જળ ઢાળે. ૭
કો નમી કરે નમસ્કાર, હરિના ગુણ જાણતી;
કો અલબેલી કરે આળ, અંગુઠે ધરા ખણતી. ૮
કોનાં કરમાયાં છે વદન, હીમથી કમળ જથા;
કામાગ્નિ દહતો દેહ, પ્રગટી વિરહ વ્યથા. ૯
સંપુટ કરી નિજ હાથ, વામા વચન વદે;
સ્પર્શ કરવા તુજ હાથ, ઈચ્છે અમારા હૃદે. ૧૦
અમો મેલી પતિકુળ લાજ, બાળક પરહર્યા;
અમો અમારાં શીષ, તારે ચરણ ધર્યાં. ૧૧
અમો ન ગણ્યો લોકાચાર, નિર્લજ્જ થઈ ભજું;
તારી દાસીને દેવા દુઃખ, જમનું કોણ ગજું. ૧૨
અમો સોંપ્યાં તુજને શરીર, એથી ધર્મ કીધો;
મો બ્રહ્માને દો દંડ, તો કંસથી કેમ બીધો. ૧૩
ળતાં થાશે અધર્મ, તો આવા દો સુખે;
ધિક્કુ કરશે જમરાય, નાંખશે નરક વિખે. ૧૪

તારું હૃદય પરમ વિશાળ, જે પર લક્ષ્મી રમે,
અમને દે આલિંગન, વિરહની જ્વાળા સમે ૧૫

શે લગાડો છો વાર, અમો અપરાધી છૌ,
આપ અધરામૃતનુ પાન, દુ ખની દાઝી છૌ ૧૬

તમારા ચરણની પહાની નાથ, અમ હૃદયે ધરો,
છે ઉન્મત્ત કઠિણ કુચ, મર્દી શિથિલ કરો ૧૭

ઇચ્છે છે અમારા હાથ, ત રા ચરણ પામવા,
તે લીધો છે, અવતાર, અમને સુખ આપવા ૧૮

તને મૂકી કરીએ અન્ય સેવ, તે વ્યભિચાર ખરે,
યશોદાએ પ્રસવ્યો બાળ, તે દીનોનાથ વરયા, ૧૯

તારો વિરહ વધારણ વેધ, શાને નજીક ગ
કાળજે મૂકી ઘાય, અમને જગાડીયા, ૨૦

જે આવ્યુ તારે શરણ, તે નિર્મુખ કેમ જાશે,
જો અમો વળુ નિરાશ, નિગમ ખોટા થાશે ૨૧

જો પડશે અમારા પિંડ, તો નિમુ ખ નહીં જાણે,
વઢી લેશુ લક્ષ્મીનુ સુખ, નિર્મળ તન થાશે ૨૨

રીઝયા શ્રીરણછોડ, વિનતી હૃદય કરી,
પ્રેમાનદ પ્રભુ શ્રીરામ ગોપી કમળા ધરી ૨૩

---

## કડવું ૮૭ સું રાગ રામગ્રી

વચન સ્નેહના સાભળી નિદાન જી, કરુણા કીધી શ્રીભગવાન જી,
પ્રેમદા નિરખી પત્ની સમાન જી, હસીને બોહ્યા દીધુ માન જી ૧

---

૪ મર્મની વાત કહી

## ઢાળ

માન દીધું હાસ્ય કીધું, સીધું શ્યામાકાજ;
સાન દીધી સંગે લીધી, ગયા યમુના તટ મહારાજ. ૨
વહે ખળહળ નીર નિર્મળ, ઝળહળ ચંદ્ર આકાશ;
શીતળ વેળુમાં ગોપી ટોળું, રમે શ્રીઅવિનાશ. ૩
મરયાદ છાંડી ક્રીડા માંડી, સ્ત્રીસંગ સુંદર શ્યામ;
ચિહ્ન ચાતુર્ય હાવભાવે, સ્ત્રીને ઉપજાવે કામ. ૪
આલિંગન ચુંબન કોટિ કૌતુક, કળા આસન અંગ;
રમણ ભ્રમણ નમણ દીનત્વ, રાચે જાચે સંગ. ૫
ઉપજાવે મોદ વિનોદ વાતે, ચક્ર વચનની ઘાત;
કૂદડી ફરે અંકે ધરે, કરે જઘે નખના પાત. ૬
આગમન સાધે વિરહ વાધે, મર્મ મારે હસ્ત;
સુરત સંગ્રામે એક શ્યામે, જીતી નારી સમસ્ત. ૭
લે પરસ્પર અધર વિપરીત, શયન સુખજ ધામ;
શિથળ શરીર છે વિખેરી વેણી, પોખ્યો પૂરણ કામ. ૮
શમી વિરહજ્વાળા મુદિતબાળા, કાર્ય સીધે આવ્યો ગર્વ;
ધન્ય ગોપીતણો જન્મ, આજ અમથી હેઠું સર્વ. ૯
સર્વસોહિની મનમોહિની, મોહ પમાડ્યા શ્રીઅવિનાશ;
કૃષ્ણ કુરંગ આવી પડ્યો, અમ નયણ પ્રેમને પાશ ૧૦
અભિમાન આવ્યું નારને, સદ્ય જાણ્યું શ્રીભગવાન;
ગોપી સર્વ વિસ્મે થઈ, હરિ હવા અંતર્ધાન. ૧૧

## વલણ

અંતર્ધાન હવા હરિ, અબળા વ્યાકુળ થાય રે;
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો ઓગણત્રીશમો અધ્યાય રે. ૧૨

---

# અધ્યાય ૩૦ મો

## કડવું ૮૮ સું : રાગ મારુ

ગોવિંદ વિના ગોપી થઈ ઘેલી–ટેક.
શો અપરાધ થયો જી અમારો, ક્યાં ગયા મેહેલી–ગો૦ ૧
હસ્તિ વિના હસ્તિની, રાજા વિના સાહેલી;
માથે ચઢાવી દુઃખ સાગરમાં, કાં દીધાં ઠેલી–ગો૦ ૨
વેણુનાદ સાંભળી અમો, ચરણે આવી વેહેલી;
જો અમને મૂકનાર હતા, કાં પ્રીત કરી પેહેલી–ગો૦ ૩
શરદ સમે આવ્યું ચોમાસું, લાગી આંસુની ઝેલી;
પ્રેમાનંદ પ્રભુ અમો તુજ વિના મરશું, એ વિનંતિ છે છેલી–ગો૦૪

---

## કડવું ૮૯ સું : રાગ વેરાડીની ચોપાઈ

એકેકને પૂછે સુંદરી, બાઈ શા માટે રીસાવ્યા હરી;
કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ કરી ઓચરે, તે શામળીયાને શોધતી ફરે. ૧
પીહીલાં વદન નેત્રે વહે નીર, પૂંઠળ જાય તણાતાં ચીર;
નીચી થઈ થઈ નિરખે પંથ, કેઈ વાટે ગયા કમળાકંથ. ૨
ન દેખે પગલાં રુએ સુંદરી, વડ પીપળ પ્રત્યે બાળા ઊચરી;
ઉપકાર કરો જુઓ ખપ કરી, કઈ દિશા પધાર્યા શ્રીહરી. ૩
આસોપાલવને પાલવ પાથરે, જો જીવનને અબળા ઉચરે;
વળી પંખીને પૂછે કામની, ભાળ જુઓ સુંદર શ્યામની. ૪
કો પૃથ્વીને પૂછે પ્રેમદા; તુજપર હીંડે સહુ સર્વદા,
ત્રણવાર તુંને કરુણા કરી, એકવાર દંતને અગ્રે ધરી. ૫
બીજીવાર ત્રિપદ કીધી મહારાજ, ત્રીજીવાર દોહી સમૃદ્ધિકાજ;
સદૈવ કૃપા હરિ તુજને કરે, દેખાડ કૃષ્ણ હશે તુજ ઉપરે. ૬

જોતી હીંડે વનમા સખે, પ્રભુવિના પગ ખાઈ જાતી રખે,
શશિ કિરણ સુધા શીતળ, તે ગોપીને મન વસે અનળ ૭
વિરહ તપ્ત થયા છે અંગ, ગોપી કદળીને દે આલિંગન,
સુધબુધ વહોણી શ્યામા થઈ, તે દિશા મારગ પ્રીછે નહીં ૮
વક્ર ભોમ વિષે પરવરે, પગલા કાંટા ઉપર ધરે,
ઢળી પડે વળી બેઠી થાય, પણ ગુણ શ્યામ ગોવિંદના ગાય ૯
કો જુએ પર્વત ઉપર ચડી, પરિશોધ કરતા થઈ બે ઘડી,
શ્રમિત થઈ બોલી એક સતી, વિલપે વિઠ્ઠલ જડતો નથી ૧૦
એના ચરિત્રના વેશ કહાડી રમો, વિજોગ તણે નિશા નિર્ગમો,
કો થઈ યશોદા કો થઈ નંદ, કો થઈ પૂતના બાળમુકુંદ ૧૧
કો શકટ થઈ બાંધે ઝોળી, કો પંપાળ લઈ ભાંજે ગોળી,
કો ઉડાડે રેણુ થઈ તૃણાવંત, કો ઊખળ થઈ બાંધે ભગવંત ૧૨
કો કૃષ્ણ થઈ બંધાવે દોરડે, કો એક વૃક્ષ થઈ ભાંગી પડે,
દોહોનારી કો સુરભી થાય, એક વચ્છ લેઈ ધાવે ગાય ૧૩
કો માટી ખાય વિકાસે વદન, કો વચ્છાસુર થઈ આવે વન,
કો બકાસુર અઘ રૂપે થાય, કો કદમ ચડી ઝંપાવા જાય ૧૪
કો કાળી થઈ ખુંદાવે શરીર, કદંબ જઈ બેસે ચોરી ચીર,
સકળ ચરિત્ર શ્યામના રમે, વિયોગ દાધી નિશા નિર્ગમે ૧૫
રમત રમી ચાલી વન વિખે, શ્રી કૃષ્ણ ચરિત્ર ગાએ સુખે,
વિરહિણીને દમે વિયોગ, આતુર વાંછે ફરી સંયોગ ૧૬
પગલા દીઠા શ્રી મોરારના, નહાના પગલા પાસે નારના,
દંપતી ચાલ્યા છે સર્વથી, ઠગારો કાંઈ એકલો નથી ૧૭
રિપુદ પદ્મ તણું એંધાણ, આણે મારગે ગયા પુરુષ પુરાણ,
ને સ્ત્રી હીંડે છે ટુકડે પાગ, બાઈ તે નારીનું મોટુ ભાગ્ય ૧૮

લક્ષ્મીયે તે વહાલી ઘણી, તે માટે આપણે અળખામણી;
શનૈઃ શનૈઃ હીંડ્યા છે હરી, આગળ સ્ત્રીએ કોમળ સુંદરી. ૧૯
ગોપી પગલાંની પૂજા કરે, કુસુમ લેઈ લેઈ ઉપર ધરે;
કો ચડાવે નિજ કંઠનો હાર, કો સ્તવન કરી કરે નમસ્કાર. ૨૦
કો પદરેણુ ચડાવે શીશ, પૂજા માની લે જુગદીશ;
દીઠો દંપતી બેઠાનો ઠામ, બાઈ આ સ્થાનક પોષ્યો છે કામ. ૨૧
સ્ત્રી બેસાડી છે પછેડી પાથરી, અળગા પૂંઠે બેઠા છે હરી;
માલતી પુષ્પ પડ્યાં છે ખરાં, શ્રીકૃષ્ણે કેશ ગૂંથ્યા પુષ્પે ભરી. ૨૨
દીસે ઉછંગ પર લીધી નાર, કાંઈ દીનતા ભાખ્યું હેત મોરાર;
ભૂમિમાં ખુંતી દશ આંગુળી, જાણ્યો છે સંગ હરિયે ટળવળી. ૨૩
વેરાયાં મોતી તૂટ્યો છે હાર, બળાત્કારે કીધો છે વિહાર;
અહીંથી ગમન આવેરું કર્યું, વળી તે પગલું ગોપીએ ધર્યું. ૨૪
ધન તે સ્ત્રી હરિને વહાલી, જે સામળીઆની સાથે ચાલી;
આગળ સ્ત્રીનાં પગલાં દીઠાં નહીં, ગોપવધૂ સર્વ વિસ્મે થઈ. ૨૫
ઘણું થાકી દીસે સુંદરી, શું સ્કંધ લઈ ચાલ્યા શ્રી હરી;
તેનુ ભાગ્ય વિચારી ગોપી રુએ, વિયોગ દાધી પગલાં જુએ. ૨૬
પ્રભુએ જાણ્યો તેનો અહંકાર, કપટે બોલ્યા નંદકુમાર;
હું થાક્યો છૌં કહે ગોપાળ, લગારેક વળગો વૃક્ષની ડાળ. ૨૭
તે સ્ત્રી વળગી ડાળ ભરી બાથ, તળેથી નીસરી નાઠા નાથ;
અંતર્ધાન થયા શ્રીપતી, ટળવળતી તે મૂકી સતી ૨૮
નિરાધાર નારી ઘણું રડે, ભાંગે ચરણ જો હેઠી પડે;
શક્તિ નહીં વૃક્ષ ઉપર ચડે, અંતરિયાળ અબળા તરફડે. ૨૯
ઘણું શિક્ષા પામી નંદકુમાર, નહીં ગર્વ કરું હું બીજી વાર;
જો કપટ વાત આવી કીધી, પ્રભુ સાથે મુને શાને લીધી. ૩૦

નહીં ગોપી ને નહીં ગોપાળ, ક્યાં મૂને મૂકી અંતરિયાળ;
રુદન કરે એકલી વનમાંહે, સહુ ગોપી શોધતી આવી તાંહે. ૩૧
હરિ વિના કેમ એકલાં થયાં, એ આડે કેમ ગુમતાં રહ્યાં;
તમો અમ સાથે કપટ કીધું, રૂડીપેરે સંગસુખ લીધું. ૩૨
ટોળે મળી સહુ વ્રજની નારી, તેણીને વૃક્ષથી હેઠે ઉતારી;
પછે ગોપવધૂ તેને પૂછે, કહો સમાચાર કારણ શું છે. ૩૩
તે સ્ત્રી કહે કરમે દેઈ હાથ, અભિમાન કરી મેં દુભ્યા નાથ;
આવ્યો ગર્વ હું સ્કંધે ચઢી, તજી ગયા નાથ વિપત બહુ પડી. ૩૪
સત્યે બાઈ કહે સર્વ સુંદરી, દુઃખ પામ્યાં અભિમાને કરી;
ભાંડીર વન જોયું બંશીવટ, ફરી આવ્યાં સહુ યમુના તટ. ૩૫

વલણ

યમુનાં તટ મળીને બેઠી, ગોવિંદના ગુણ ગાય રે;
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો ત્રીશમો અધ્યાય રે. ૩૬

---

## અધ્યાય ૩૧ મો

### કડવું ૯૦ મું : રાગ સામગ્રી

ગાપી સ્તવે ગોપાળને, દર્શન દોજી દયાળ;
અમૃત દષ્ટે આવી જુઓ, સમે વિરહની જ્વાળ—ગો૦ ૧
વિયોગ પાપી દમે ઘણું, આપોજી સંજોગ;
છે ઓખદ તારી આંખમાં, અમને વાધ્યો રોગ—ગો૦ ૨
[ખકમળ દેખાડીયે, લોચન રસ ભરિયાં;
મેકવાર જોવાનો કોડ છે, પીછ મોરનાં ધરિયાં—ગો૦ ૩
ાાતાએ તમો જનમીયા, વરસ્યા દૂધે મેહ;
દિવસથી તાહારાં ચર્ણને, અમો સોંપ્યા દેહ—ગો૦ ૪

વ્રત કીધું કાત્યાયની, તેં વપુ નગ્ન જોયાં;
નિર્લજ થઈ પણ સંગ નહીં, બેહુ વાનાં ખોયાં–ગો૦ ૫

કામ કાળે નાગે ડંસી, વિરહવિખ ચડિયું;
આવજો ગોવિંદ ગારુડી, ધ્યાન તાહરું ધરિયું–ગો૦ ૬

નહીં ઘરનાં નહીં તમતણાં, અમને અધવચ માર્યાં;
દાવાનળ ઇંદ્રકોપથી, અમો કાં ઉગાર્યાં–ગો૦ ૭

ઊંચાં ચડાવી નાંખીયાં, પાસે તેડી વિછોયાં;
પ્રીત કરીને પરહર્યાં, લાજ ટાળી વિગોયાં–ગો૦ ૮

ગોપીનાથ નામ શાને ધર્યું, જો કીધાં અનાથ;
જો વેહેતી નદીમાં મૂકીએ, તેહેના નવ ગ્રહીએ હાથ–ગો૦ ૯

જે મુખે સ્તુતિ બોલીએ, નિંદા કેમ રે કીજે;
પંચામૃતે જમાડીએ, તેને કેમ વિખ દીજે–ગો૦ ૧૦

તમો વિશ્વને ઉગારવા, માનુષી દેહ ધારયો;
સહાય કરો સર્વ દાસને, તો અમોને કાં મારો–ગો૦ ૧૧

કોમળ હસ્ત તમારડા તે, કમળાકૂચ જાણું;
અમ હદે કર લે ધરો, હૈયું ધીરજ આણું–ગો૦ ૧૨

રક્ત અધર રસે ભર્યા, રસ વાંસળી વાયો;
તે અધરે અધરે ધરી, અમને અમૃત પાઓ–ગો૦ ૧૩

સ્વાદ જુઓ દશન ડસી, કશી લાજ ન આણો;
અમ સાથે ક્રીડા કરો, વેગળી રખે જાણો–ગો૦ ૧૪

નવનીત પેં કોમળ ઘણું, છે તમારા ચર્ણ;
ખૂંચશે કઠિણ કાંકરી, કુશાગ્ર તીવ્ર તૃણ–ગો૦ ૧૫

બાવળ કંટક ગોખરું, ખૂંચશે પગ તળીએ;
અમો પૂંઠે નથી દોડતાં, હીંડજો હળુએ હળુએ–ગો૦ ૧૬

જે ચરણ વચ્છ પૂંઠે ફર્યાં, ખૂંદ્યો કાળી નાગ;
તેમ ખૂંદો અમારાં હૃદે, મૂકી કોમળ પાગ-ગો૦ ૧૭

વલણ

કોમળ પાગ પ્રાણનાથના, અમો સેવવા ઇચ્છું રે;
જગપતી જીવપતી તું હરી, બીજું કાંઈયે ન પ્રીછું રે. ૧૮

---

## કડવું ૯૧ મું : રાગ બંગ વેરાડી

ગોવિંદના ગુણ ગાય ગોપી, કરે વિવિધ વિલાપ;
પરિતાપ પામી પરહગ્ન, પૃથવી પછડે આપ. ૧
કો કહે નિર્દય નંદનો નંદન, કઠિણ મનનો મુર્ખ;
અપક્વ સ્નેહમાં દેહ સમર્પ્યો, આપણ મોહીટી મુર્ખ. ૨
કો કહે પડો જમુનામાં, જીવીને શું કરીએ;
એક કહે હત્યા હરિને લાગે, જો ઝંપાવી મરીએ. ૩
કો કહે હો કરુણાસાગર, વેણુ વજાડી વહાયાં;
સાચું જાણી મંદિર મૂક્યું, સહુપેં છો અમો ડાહ્યાં. ૪
એક કહે હરિ નાહાના હુતા, વચ્છ ચારવા જાતા;
એક દહાડો હઠ લેઈ ને બેઠા, નહીં જાણે હું માતા.
એકટો હું ભય પામું છોં, રામને મોકલો સાથ;
આજ એકલા શેં નથી બીતા, તમો અર્ધનિશાએ નાથ.
તારી કથા કિલમિષને ટાળે, છે નામ મહિમા પર્મ;
દર્શન ગુણ ગાતાં દુઃખ વામું, પ્રૌઢ અમારાં કર્મ.
ક્યાં લગી અમો ધીરજ રાખું, જો છેક દીધો છેહ;
આવી શું કરશો સ્વામી, પડશે અમારો દેહ.

કો કંઠે પાશ કરે કબરીનો, કો કદંબ ચડે ઝંપાવા;
કો એક શોધે વિખની મૂળી, પ્રાણ વિના દેહ થાવા. ૯

વલણ

પ્રાણ તજવા તત્પર થઈ, તવ આવ્યા વૈકુંઠરાય રે;
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો એકત્રીશમો અધ્યાય રે. ૧૦

# અધ્યાય ૩૨ મો

## કડવું ૯૨ મું : રાગ મારુની ચોપાઈ

ગોપિકા ઘણું વ્યાકુળ જાણી, પધાર્યા પ્રભુ સારંગપાણી;
અભ્ર ભેદી નીસરે ભાણ, તેમ પ્રગટ્યા શ્રી ભગવાન. ૧
મોરપીછ ચંદ્રિકા ચળકે, વાંકી અલક શ્રવણ શું લળકે;
ગાલ પર શ્વેત કુંડળ ઢળકે, જોતામાં સતીનાં મન ટળકે. ૨
કોટિ કળા કંદર્પ લાવણ્ય, કોટિક ચંદ્ર કળા ધરી તંન;
કોટિક ઇંદ્રકળા વિલાસી, કોટિ સુધા અધર અવિનાશી. ૩
કોટિક તીર્થવાન પાવંન, કોટિ યોગેશ્વરનું સ્તવંન;
અંગોઅંગ અનંગ નચાવ્યો, વિલાસ વેશ વપુ શોભાવ્યો. ૪
પામી દર્શન હરખ ભરાઈ, ગોપી ધરણે ઢળી લેહેર ખાઈ;
તે સુખ શું કવિ વીખાણે, ગોપીનું સુખ ગોપી જાણે. ૫
કો મળવા સન્મુખ ધાઈ, મૂક્યું મસ્તક હરિપદ સાહી;
પૂંઠે વીંટી વળી નજતારી, સર્વ સાહ્યા દેવ મોરારી. ૬
રમે ફરી જાતા પ્રાણનાથ, ગ્રહ્યા ગોપીએ હરિના હાથ;
જમુનાજીની રેતી શીતળ, વહે શીતળ જળ નિર્મળ. ૭
ચંદ્રકિરણે તેજ બહુ રચના, શું વર્ણવી શકે ચર્મ રસના;
ચેળનું એક આસન કરિયું, વસ્ત્ર પીતાંબર પાથરિયું. ૮

આપ આપણા વસ્ત્ર પાથરતી, શામળાને સુખાસન કરતી;
ઉપર બેઠા દેવ મોરારી, કરે પૂજા વ્રજની નારી. ૯
કો પખાળે પ્રભુના પાય, કો લે ચરણામૃત તૃપ્ત ન થાય;
નિજ પટ પાલવ પદ લ્હોતી, પદ રેખા ફરી ફરી જોતી. ૧૦
નાના કુસુમ હાર આરોપે, નૈવેદ્ય કરે તન સોંપે;
કો હરિના પાગ તળાંસે, કો હસ્ત ફેરવે હરિને વાંસે. ૧૧
કો વસ્ત્ર સાથે વસ્ત્ર સાંધે, કો પાગ સાથે પાગ બાંધે;
કો કાનમાં કહેવા કાંઈ આવે, કો કુખમાં અંગુળી ઘલાવે. ૧૨
કો કર ગૃહી અંગુળી મરડે, કો સામી રહી દંત કરડે;
કો આવે લલિત થઈ પાસે, ચુંબન કરી હસતી નહાસે. ૧૩
કો સ્વાદ લે હૃદયા ભીડી, ખવરાવે કો પાનની બીડી;
લાવે ચંદન કુંકુમ કેસર, રંગરોળ કીધા પરમેશ્વર. ૧૪
કો આરોગે તંબોળ માગી, કોઈને દર્શનની ટક લાગી;
જોઈ રૂપ હૃદયમાં રાખે, કો સ્કંધ ઉપર સ્કંધ નાખે. ૧૫
કો અધર સુધારસ ચાખે, તે સુખ કવિજન શું ભાખે;
કો નાચે વાજિત્ર વજાડે, હાવભાવ કટાક્ષ દેખાડે. ૧૬
કંદર્પદર્પ મદમાતી, કો વિલાસ રાસ ગીત ગાતી;
વિજોગ સંયોગે બંધ દીધો, હરિ તેં આયુષ આપી જસ લીધો.૧૭
પ્રાણદાન સમો નહીં ધર્મ, વૈદ્યે પરમ જાણ્યો રોગમર્મ;
ભગવાન શોભે સ્ત્રી ભેળા, શું વિખાણે કવિ તે વેળા. ૧૮
નિર્મળ ચંદ્ર ગગને શોભ્યો, દાક્ષાયણી સાથે ઘણું શોભ્યો;
સીંચ્યું વૃંદાવન શીતળ કિરણે, આકળ અમૃત ઠરિયું ધરણે.૧૯
ગોપવધૂ કહે મસ્તક નામી, અમો વિજોગ પીડા બહુ પામી;
અભિમાને સેવાભક્તિ ચૂકી, ન ઘટે તમને જાવું મૂકી. ૨૦

એક પુરુષ ભજતાંને ભજે, એક પુરુષ ભજતાંને તજે;
ભજતા અણભજતાંને સમાન, તે પુરુષ જેવા ભગવાન. ૨૧
ભજતાને ભજે જન જેહ, નહીં પાડ ઉછીનું તેહ;
ન સંભારે ભજતાને પુર્ણ, તે કૃતઘ્ની પાપી મૂર્ખ. ૨૨
ભજતો અણભજતો અજ્ઞાન, બેહુ પર રાખે દૃષ્ટિ સમાન;
તે પુરુષ તે આતમારામ, તમોમાં તે ગુણ પૂરણ કામ ૨૩
અલ્પબુદ્ધિ અલક્તિ અમારી, ઘણી ઘણી કરી માનો છો મોરારી;
મોટા જોગેશ્વર નિજનામી, તે તાહારો પાર ન પામે સ્વામી. ૨૪
લક્ષ્મી અહર્નિશચરણ ઉપાસે, તેવી ભક્તિ કોણ નારીથી થાશે;
ન જાણું સેવાજ્ઞાનપટ પેહેરી, ત્રેવડી કમળાપેં અધિકેરી ૨૫
ધન્ય ગોપવધૂ પ્રેમે પૂરી, વાણી અમૃત પેં મધુરી;
મોટા જોગેશ્વર આત્મદર્શી, રહ્યા મમ દર્શન તર્પી. ૨૬
સર્વોપરિ છે ભકિત તમારી, સર્વસ મૂકી શરણ પધારી;
મૂક્યાં પુત્ર પતિ કુળલાજ, લોપ્યો કઠિણ કંસ મહારાજ. ૨૭
મારે ચરણે સમર્પ્યું ચિત્ત, હું વલ્લભ માન્યો આર્તવીત;
તમને સમર્પ્યો મમ દેહ, લ્યો માગી જોઈયે જેહ. ૨૮

વલણ

જે જોઈએ તે લીજીએ, બોલ્યા વૈકુંઠ રાય રે;
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો બત્રીસમો અધ્યાય રે. ૨૮

---

## અધ્યાય ૩૩ મો

### કડવું ૯૩ મું : રાગ વસંત

શરદનિશા બ્રહ્મનિશા કીધી, રાસ રચ્યો ભગવંત;
વિવિધ પુષ્પ વૃંદાવન ફૂલ્યું, પોખ્યા કામ વસંત-શરદ. ૧

ખટઋત પ્રગટી એકે કાળે,[1] ખટ માસની કીધી રયણી,
અનંત રૂપ ધર્યાં પરમેશ્વર, રામ રમે મૃગનયણી–શરદ ૨
કાછ કછયો મચ્યો રસ ભારી, રચ્યો રાસ અખાડો,
પ્રેમ મચ્યો લચ્યો લક્ષ્મીવર, ગાએ પસંગ ઉઘાડે–શરદ ૩
સત્તાવીસે શોભ્યો ગગને થેભ્યો, તે લોભ્યો જોવા રાસ,
સોલસહસ્રવદને જોાળે મળા હાર્યો, નભ ઇંદુનો ઉજાસ–શરદ ૪
વિઠ્ઠલજી વચ્ચે વેણુ વજાડે, ગોપી ગાએ ગીત,
કઠિણ કુચ ખૂચે રસિયાને, કરપલ્લવ નવનીત–શરદ ૫
બે બે ગોપી વચ્ચે ગોવિંદજી, બેલડીએ ફરતો,
મરકત મણિ કનક મણકામાં, તે તેમ શોભા ધરતો–શરદ ૬
મોહ્ ઉદે વિનોદે વિઠ્ઠલના, ગોપવધૂ સર્વ રીઝે,
ઇચ્છા થઈ અજ ઇંદ્રાદિકને, રાસ દર્શન જઈ કીજે–શરદ ૭
શંકર નારદ પર્વત આવ્યા ગાંધર્વ અમર કિન્નર,
વેદ વૈખરી વરુણ વાયુ, વહ્નિ વિદ્યાધર–શરદ ૮
સપ્તઋષિ સપ્ત સાહેર સરિતા, મોહ્યા પર્વત મોહ્યા નાગ,
ગોપીશ્વરે બ્રહ્માંડ જ પૂર્યું, તાનમાન ખટરાગ–શરદ ૯
ચંગ મૃદંગ ઉપંગ વાંસળી, અમૃત કુંડળી ઢોળ,
સપ્ત સ્વર વેણા વજાડે ઉતારે ગીતના બોલ–શરદ ૧૦
કટિમેખળા ઘૂઘરી ઝાંઝર, વીછુવાના ઝમકાર,
નૃત્ય કરે ને ફરે ફૂદડી, સંગીત વિવિધ વિહાર–શરદ ૧૧
ઇંદ્રાણી બ્રહ્મા રુદ્રાણી, દિવ્ય ચક્ષુ તે જોય
પ્રેમાનંદ પ્રભુ રામની લીલા, પ્રગટ ન દેખે કોય–શરદ ૧૨

---

૧ ખટઋત પ્રગટી એકે કાળની, પોખ્યો કામ વસંત

## કડવું ૯૪ મું : દોહરા

શ્રી ગુરુ ગણપતિ શારદા, સમરું શ્રી રઘુવીર;
વર્ણવું ક્રીડા રાસની, જે રચ્યો જમુના તીર. ૧
હરિજન હશે તે જાણશે, પ્રેમભક્તિની પેર;
મૂરખ નિંદા બોલશે, જાવા જમને ઘેર. ૨
નિંદકર્મ નાસ્તિક દેખશે, બ્રહ્મલીલા દેખશે સંત;
પ્રેમાનંદ પ્રભુ શામળજીનાં, ચરિત્ર અગમ અનંત. ૩

## ભુજંગી છંદની ચાલ

અનંત ચરિત્ર પવિત્ર ભણીએ, ભક્તિ જ્ઞાન વાધે વિવેક હણીએ;
વ્રજનાર મોરાર રમે રાસ રંગે, હરિ શામળો ગોપિકા ગૌર અંગે ૪
પ્રાણનાથ વિહારણી રંગ રાચે, પરિબ્રહ્મ થેઈ થેઈ નાચે;
વાયે વાંસળી મોરલી અધર દેઈ, ચાંપે નાર સુકુમારને અંક લેઈ.
ખૂચે રાખડી ગોફણી બાળા ડોલે, સ્નેહ શ્યામસાગરમાં નાર ઝીલે;
થેઈકાર ઝમકાર ધમકાર બોલે, મળે માન સંગીતનુ વેદ ડોલે ૬
વાજે કિંકણી ઘૂઘરી વેણુ વીણા, રાસ ઓઘ આહિરણી કંઠ ઝીણા;
ગાયે નાર સંગીત શ્રીવંનમાળી, નચાવે નાર પૂંઠે દેઈ દેઈ તાળી. ૭
ગુણવંત ગોપાંગના ઘણું વહાલી, તેને પાસ રાખી ગળે બાંહે ઘાલી;
હરિ હાથીયો ઉન્મત્ત મદ ઝરતો, શું કમલિનીમાં નથી નાગ ફરતો ૮
હરે રંભનચુંબન કંઠ ઝૂમે, નથી તૃપ્તિ કંદર્પ દર્પ ઘૂમે;
હસી કામ વિકારના નેત્ર ઘોળે છુટ્યો સાંઢ સાંકળથી ધેનુ ટોળે ૯
ગ્રહી બાહે ગોપી તણા સ્કંધ મોડે, ક્ષઈ આકળો કરુ કી બંધ છોડે;
નખપાત કીધી શરીર સાથે, અધર દેશ કીધા વળી કૃષ્ણ નાથે. ૧૦
કહીં રંક કહીં વક કહીં બાળઘેલો, અલભ્ય દુઃસાધ્ય ગોપીને સહેલો;
સુચે શામળો પત્રની સેજ સાજી, રમે એકલો નાથ છે નાર ઝાઝી. ૧૧

ઉન્માદ સંવાદ બહુ સ્વાદ પોખે, દેખીતો વ્યભિચાર નવ કર્મ દોખે;
કુચ ફળ ભુજ બળ શિથિલ કરતો, સ્રીસંગ અભંગ નથી મદ ઝરતો ૧૨
ચોરે નેણ વાયે વેણ ને દીન ભાખે, માગે માન અધરામૃત પ્રેમ ચાખે;
ગ્રહે નાડાછડી કાંસકી કર માંહે, ગૂંથે કેશ ગોપીના ગોવિંદરાએ ૧૩
ભક્તાધીન થઈ દીન ત્યાં સંગ માગે, કરે માન ગોપી હરિ પાયે લાગે;
મનાવે મોરારી સુકુમાર નારી, કરે અદ્‌ભુત રંગ નટ વેશ ધારી. ૧૪
થઈ ઊભો અલબેલડો અંગ મોડે, નહાસે હાથતાળી દેઈ નાર દોડે;
દ્રુમ પુંજના કુંજમાં ગુપ્ત થાયે, રમે રાસ વિલાસ વૈકુંઠ રાયે;
સાહેલડી બેલડી હીંડે વળગી, જ્યાં કૃષ્ણ ત્યાં નાર ન થાય અળગી ૧૫

વલણ

અળગી ન થાયે અધ ઘડી, તે પડી પ્રેમને પાશ રે;
પ્રેમાનંદ પ્રભુ રામજી, રચ્યો મંડળ રાસ રે. ૧૬

## કડવું ૯૫ મું : રાગ આશાવરી છંદ ત્રિતાળો

આનંદકંદ નંદનંદ છંદ રાગ રાગણી,
વેણુ વાય ગીત ગાય સરાય સહુ સોહાગણી;
રૂપ સરસ સોળ વરસ રમે અંક લેઈ લેઈ,
ગોપાળલાલ શરદ કાળ રમે રાસ થેઈ થેઈ. ૧

સ્વરૂપ શ્યામ કોટિ કામ વામ દક્ષિણ સુંદરી,
ગોપી સાથ મધ્ય નાથ હાથ બે સ્કંધે ધરી;
કંદર્પદર્પ તર્પ માંહે[૨] બાંહે દેઈ દેઈ,
ગોપાળલાલ શરદકાળ રમે રાસ થેઈ થેઈ. ૨

૨. અ. કંદર્પદર્પ તર્પ મોદબાત્રે.
ઘ કંદર્પદર્પ સોહે શ્યામ બાહે અંગે
ક કંદર્પદર્પ તર્પ તર્પ માંહે

જમક તાલ થીજબાળ રસાળ ગીત ભાખતી,
ભ્રમણ રમણ નેહ નમણ રૂપ હૃદે રાખતી,
અધર ડસે ચીર ખસે, હસે તાળી દેઈ દેઈ,
ગોપાળલાલ શરદ કાળ રમે રાસ થેઈ થેઈ. ૩
ચિત્તચોરટી કો ગોરટી, કો શામળી સોહામણી,
કો સોહિની મનમોહિની કટાક્ષ કીકી કામની,
રંભનચુંબન, રમણલીલા[3] કવી કહે કેઈ કેઈ,[4]
ગોપાળલાલ શરદ કાળ રમે રાસ થેઈ થેઈ ૪

## કડવું ૯૬ મું · રાગ કેદારો

હાંસે રાસ વિરાજે છે.
હાંરે રાસ વિરાજે છે, વાજે મોરલી વેણ;
સંગીત નૃત્ય કરે મગનયણી, નચાવે અણુજનેણ–રાસ૦ ૧
ગોપી સાથે સર્વ રમે ને,[5] ગાયે મદનગોપાળ;
મોહ્યુ સ્વર્ગને મોહ્યુ મહી સ્થળ, કાંઈ મોહ્યા સપ્તપાતાળ–રાસ૦ ૨
ઈંદ્ર ચંદ્ર અને રુદ્ર બ્રહ્મા, મોહ્યા વરુણ કુબેર,
સુરવગ ઋષિવર સાગર મોહ્યા કાંઈ ડોલ્યા પર્વત મેર–રાસ૦ ૩

---

૩. મ આલિંગન રંભનચુંબન રમણલીલા
વ આલિંગન ચુંબન રમણલીલા
નોંધ : 'આલિંગન' અને 'રંભન' બન્નેનો અર્થ એક જ છે બન્ને શબ્દો સાથે મૂકવાથી પંક્તિની માત્રાઓ પણ વધી જાય છે વળી 'રંભનચુંબન' શબ્દો પ્રેમાનંદે નળાખ્યાનમાં અને દશમસ્કંધમાં અન્યત્ર પણ યોજ્યા છે એ જોતા, "આલિંગન રંભનચુંબન રમણલીલા' એવા લાંબા પાઠને સ્થાને ઉપરનો પાઠ પસંદ કર્યો છે

૪ ક આલિંગન ચુંબન રમણલીલા લાલજી,
કવી કહે કેવી કહું કૃષ્ણલીલા બાલજી
૫ ગોપી સાથે સ્વર મેળીને

મોહ્યા જક્ષ કિન્નર વિદ્યાધર, મોહ્યા અમર ગાંધર્વ;
વારાંગના મોહી રંભાદિક, ગયા ગાનરૂપના ગર્વ–રાસ૦ ૪
ખગમૃગ મીન મોહી દ્રુમ વેલી, મોહ્યો મહીધર ધીર;
સ્થિર સમીર શશિમંડળ,[૧] સ્થિર થયું યમુના નીર–રાસ૦ ૫
નાના વાદ સંવાદ ગીતના, સોહે શબ્દ ઓંકાર;
ઉપનિષદ વાંસળીમાં વાજે, નાચે નંદકુમાર–રાસ૦ ૬
બ્રહ્મનિશા શ્રીબ્રહ્મે કીધી, બ્રહ્મવિદ્યા બ્રહ્મ ગાય;
બ્રહ્માદિક ભૂલા ભૂલવણી, તે જોવા વ્યાકુળ થાય.–રાસ૦ ૭
રસ જામ્યો બહુ રાસમંડળનો, ગોપી કરે હરિપદસેવ;
નાદ સાંભળી નાચ્યા નારદ, નાચ્યા શ્રીમહાદેવ–રાસ૦ ૮
નાચ્યા વેદ વૈખરી ગણપતિ, ડોલે દેવાંગના મન મોહ;
સુરવર્ગ શ્રવણે સુખ પામ્યા, ન પામે નેત્રસુખ કોય–રાસ૦ ૯
સનકાદિક નારદ શ્રીશંકર, એ પરમહંસ હરિદાસ;
પ્રેમાનંદ પ્રભુએ દેખાડ્યો, પ્રગટ ભક્તને રાસ–રાસ૦ ૧૦

### કડવું ૯૭ મું : રાગ સોરઠ

રમે નારાયણ નટ રૂપે રે, રમે નરાયણ નટ રૂપે રે;
કોટિ બ્રહ્માંડ ધરે પરમેશ્વર, એક એક રોમકૂપરે–રમે૦ ૧
ચોસઠ સહસ્ર કરપદ લોચન, શ્રવણ ચોસઠ હજાર રે;
મસ્તક બત્રીસ સહસ્ર નાસિકા,સોળસહસ્ર નિશા ભરથા રે–રમે૦ ૨
બત્રીસ સહસ્ર કળશ રસભર્યા, સોળ સહસ્ર અલંકાર રે;
વિહંગમી સોળ સહસ્ર બોલે,નિધિ સંખ્યા સ્વર રસાળ રે–રમે૦ ૩
સોળ સહસ્રમુખી થઈ ગંગા વિષ્ણુપાદોદકી થાવા રે;
પ્રેમાનંદ પ્રભુરામની લીલા; શેષ સમર્થ નહીં ગાવા રે–રમે૦ ૪

---

૧. સ્થિર સમિર સ્થિર શશીમંડળ

## કડવું ૯૮ મું : રાગ કેદારાના છંદની ચાલ

પરબ્રહ્મ નિષ્કર્મ તે પર્મ ક્રીડા કરે, રાસ વિલાસ વ્યભિચાર ભાસે;
ભક્ત વિશ્રામ શ્રીરામ કરુણા નિધિ, નામ લેતાં કોટિ કર્મ ન્હાસે.
—પર૦ ૨

જન્ત પ્રતિપાળ કૃપાળ કરુણા નિધિ, અગમ નિગમ નેતિ નેતિ ગાયે;
ગુણાતીત ગોપી સંગ રંગ ક્રીડા કરે, ભુજ બાથ લે અંક માંહે;
નાચે નચાવે હસીને હસાવે, બાળીને તાળી દે વંનમાળી;
પાગે લાગી પ્રભુ સંગ માગે પણ, માન કરી ના કહે ચિત્રશાળી
—પર૦ ૩

સાહેલડી બેલડી ઘેલડી ગર્વસું, ઢાળે દર્પ કંદર્પનો શ્યામ સાથી;
એકે અનેક નિર્બળ નાર કરી, કમોદની માંહે શું છૂટો હાથી—પર ૪
[6]તઘાત નખપાત શોણિત ઝંઘા ઝરે, અર્ધચંદ્ર ગાલે એંધાણુ કીધું;
મૂકાવીયાં માન ભગવાન ભોગી ઘણું, અધર પીયૂષ અત્યંત પીધું.
—પર૦ ૫

સેહેજમાં સેહેજ વિપરીત ક્રીડા કરે, સંગ અભગ ન સૂર છંડે;
હઠાવી હસ્તિની ચિત્રિણી પદ્મિની, કામી કુમારકા વ્રત ખંડે
—પર૦ ૬

સંપૂર્ણ ભોગ રસઓઘ સંજોગથી[૭],નીરોગ નારી થઈ વૈદ્ય મળીયો;
જથા નાર મોરાર તો રૂપ નાનાં ધરે, અવિગતિ નાથ કયમ જાય કળીયો—પર૦ ૭

પોખિયો કામ સંગ્રામ સુરત રમી, નિર્ગમી નિશા ખટ માસ કેરી;
રાસ આયાસમાં શ્વાસ શ્યામા ભરી, ફરે ફૂદડી કેશ લાંબા વિખેરી.
—પર૦ ૮

---

૭. સંપૂર્ણ સંભોગ રસઓઘ સંજોગથી

નિશા જે ખટ માસની, તે ગોપીને મન બે ઘડી;
ઘેર વળાવી ઘણું દોહેલે, તે પરવરી પાગે પડી. ૧૮
આપ આપણે મંદિર સર્વ આવી, કૃત્રિમ સ્ત્રી તત્ક્ષણ ટળી;
પ્રેમાનંદ પ્રભુ રાસની લીલા[૮], કોથી નવ કળી. ૧૯
આખ્યાન રાસક્રીડા તણું, ભણે અથવા સાંભળે;
કોટિ પાતક પરજળે, આવાગમન ફેરો ટળે. ૨૦

વલણ

ટળે ફેરો ગર્ભવાસનો, શુક કહે સાંભળ રાય રે;
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો તેંત્રીસમો અધ્યાય રે. ૨૧

# અધ્યાય ૩૪મો

## કડવું ૧૦૦ મું : રાગ દેશાખની ચોપાઈ

રાસ ચરિત્ર પરિપૂરણ થયું, જથાબુદ્ધિ પ્રાકૃતે કહ્યું;
શુકજી કહે સાંભળ રાજન, અદ્‌ભુત લીલા શ્રીભગવાન. ૧
ગોપી સહુ કૃતારથ થઈ, તે કથા પંચ અધ્યાયે કહી;
નંદે વિચાર્યું એક વાર, તેડ્યો સર્વ ગોપ પરિવાર.
ગોપ સર્વ તત્પર થઈયે, દેવી અંબાની જાત્રા જઈયે;
રાયના પ્રતિબોધ સાંભળ્યા, વ્રજવાસી જાત્રાકાજ પળ્યા. ૩
સકુટુંબ ગોપ તણો પરિવાર, નંદ યશોદા જુગદાધાર;
સંગાતે ગયાં રોહિણી રામ, પછે રીસેભરાયા સુંદરસ્વામ ૪
મારાં ચરણ કમળ પરહરે, એ અંબાની કેમ પૂજા કરે;
દેઉં શિક્ષા જેમ આવે જ્ઞાન, એમ વિચારી ચાલ્યા ભગવાન. ૫

૮. પ્રેમાનંદ પ્રભુ રાસની લીલા

આવ્યું અંબિકા દેવસ્થળ, આનંદ પામ્યા ગોપ સકળ;
છે સરસ્વતીનું પાવન તીર, ઉતર્યાં તટમાં સર્વ આહીર. ૬
પ્રથમ કીધો તીરથ અપવાસ, કહે નંદ હું અંબાનો દાસ;
વૃદ્ધ શ્રાદ્ધ કીધાં તર્પણ, વિપ્રને દાન દીધાં અર્પણ. ૭
સવત્સી ધેનુ દાન સુવર્ણ, આપે નંદ પખાળી ચર્ણ;
સ્ત્રીપુત્ર સાથે નંદરાય, પધાર્યા દેવસ્થળમાંય. ૮
સ્તોત્ર પાઠ નાના ઉચરી, ષોડશ પ્રકારે પૂજા કરી;
ધૂપ દીપ ને ઘંટાનાદ, નૈવેદ્ય ધરી વહેંચ્યા પરસાદ. ૯
શ્રીકૃષ્ણને કહે છે નંદરાય, પુત્ર પડો દેવીને પાય;
જો અંબાજી મૂકે શિર પાણ, તો સદા તુજને હોય કલ્યાણ. ૧૦
તત્પર થયા પ્રભુ પૂજવા, અંબાજી લાગ્યાં ધ્રૂજવા;
પછે સમસ્યા કરી દેવી નમે, હું દાસીને કેમ પૂજો તમે. ૧૧
પાછા ફર્યા સમજી શ્રીહરિ, તવ રીસ નંદ પિતાએ કરી;
એ વ્યાપી વિશ્વ વિશે એકલી, ન દીઠી બુદ્ધ પુત્રની ભલી. ૧૨
કહ્યું ન કરે સુત ઉછંકળ, પુત્ર શું જાણે પૂજાનું ફળ;
જગદંબા મા પરમેશ્વરી, એની સત્તા સૃષ્ટિ વિધિએ કરી.[1] ૧૩
પિતાને કહે જગજીવંન, ન કરું અન્ય દેવપૂજંન;
ઇષ્ટદેવ છે ગોવરધંન જે વડે, સુખીયાં આપણ ગૌધંન. ૧૪
સદૈવ પૂજા કીજીએ તે તણી, તમારી ભક્તિ છે વ્યભિચારિણી;
એવું કહી હસ્યા શ્રીહરિ, વારતા નંદે ચિત્તમાં ધરી. ૧૫
પૂજા કરતાં થયો સાયંકાળ, સરસ્વતી તટ સુતા ગોવાળ;
સમય અર્ધ નિશાનો હોય, નિદ્રાવશ થયું સર્વ કોય. ૧૬

---

૧. એની સત્તાએ સૃષ્ટિ વિધિએ કરી.

શુકજી કહે સાંભળીએ ભૂપ, એક અજગર આવ્યો દારુણરૂપ;
તે પેઠો ગોપમંડળી માંય, આવ્યો જ્યાં સુતા નંદરાય. ૧૭

નંદનો પાગ મુખ માંહે ગળ્યો, લઈ નંદને અજગર પળ્યો;
જંઘા લગી ગ્રસ્યો વામ પાય, આક્રંદ કરે રુએ નંદરાય. ૧૮

હે કૃષ્ણ પુત્ર તાહારો આધાર, તું વિના કોણ કરે મમ વહાર;
મૂકાવ્યો વરુણથકી એકવાર, વળી આજ વિપત્તિ પડી અપાર. ૧૯

તને પરમેશ્વર કહે સહુ કોઈ, કૃપા કરી મુજ સામું જોય;
વિવિધ વિલાપ કરે ઘણું રોય, જાગ્યા ગોપ વર્ગ સહુકોય. ૨૦

હાહાકાર પડે ભુંભાણ, કોણે રામકૃષ્ણને કીધું જાણ;
ત્રાહે ત્રાહે કરે ગોપી માત્ર, રુએ જશોદા પછાડે ગાત્ર. ૨૧

અજગરે ગ્રાસ્યા નંદરાય, ઓ લેઈ પ્રાણનાથને જાય;
કો છે પ્રાણદાતા કહાવે, કાળમુખથી પ્રભુને મૂકાવે. ૨૨

ઉન્મત્ત ગોપ ધાયા દરબડી, પાષાણ ગેડી ગ્રહી લાકડી;
પડે અજગર ઉપર પ્રહાર, મુખથી નંદ કરે પોકાર. ૨૩

નાસે અજગર નિરભે થઈ, પડે પ્રહાર પણ મૂકે નહીં,
ઘોર વનમાં અજગર ગયો, શ્રમિત ગોપ સાથ સહુ થયો. ૨૪

ગોપાગના રોતી એમ કહે, આપણને તીરથવ્રત ન સહે;
જો પૂરવે દીધું અભયા વ્રત, વ્રતનું ફળ પામ્યા તર્ત. ૨૫

આણીવાર તો આંક જ વળ્યો, ઓ સર્પ રાયજીને લઈ પળ્યો;
બાઈ ગોવરધનની કીજે સેવ, નંદ ઉપાસે બીજા દેવ. ૨૬

ન જીવે નંદ આશા ટળી, બેહું ઘર અંબાજી ફળી;
ધાયા રામ કૃષ્ણ બેહુ ભ્રાત, બળભદ્રે બહુ કીધી ઘાત. ૨૭

તો એ નંદને મૂક્યા<sup></sup>વે હીં, પદપ્રહાર કૃષ્ણે કીધો જઈ.
ચરણસ્પર્શ કીધો જેટલે અજગર રૂપ તજ્યું તેટલે. ૨૮

કૃપા કમળાવરની હુવી, દિવ્ય દેહ પામ્યો ગાંધ્રવી;
દિવ્ય પટ કીધાં પરિધાન, વપુવર્ણ વિદ્યુત સમાન. ૨૯
કુંડળ બાજુબંધ કંઠે હાર, ધરી ગદા એક હસ્ત મોઝાર;
વામ સ્કંધે શુભ વેણા ધરી, એવી દેહ પ્રગટ જવ કરી. ૩૦
ગોવાળા સહુ વિસ્મે થાય, ગાંધર્વ નમ્યો નંદજીને પાય;
નિર્વિઘ્ન નંદ થયા તતખેવ, છે ઘરમાં વિશ્વંભર દેવ. ૩૧
પ્રભુને ચાર પ્રદક્ષિણા કરી, હું દાસ દાસ વાણી ઓચરી;
હું પતિતને કૃતારથ કીધો, મૂળ દેહ તમો મુજને દીધો. ૩૨
સ્પર્શ ચરણરેણુનો થયો, કર્મભાગ સર્વ માહારો ગયો;
ગાંધર્વે એવી વિનતિ કરી, કૃપા કરી પછે શ્રીહરિ. ૩૩
સંદેહ પામ્યા છે ગોપ સર્વ, તું વૃત્તાંત તારું કહે ગાંધર્વ;
કોણ કારણ ગ્રાસ્યા નંદરાય, કાં સર્પ રૂપ થયો વનમાંય, ૩૪
સ્વામી અંતરજામી હરિ, ઘટ ઘટ બ્રહ્મ રહ્યો વિસ્તરી;
લોક નિમિત્ત પૂછે સર્વથા, શું અજાણી મારી છે કથા. ૩૫
ગોપનો સંદેહ પામે શાંત, વૃત્તાંત પૂછયો કમળાકાંત;
વસતો હું અમરાવતી ગામ, ગાંધર્વ સુદર્શન મહારું નામ. ૩૬
સુર કન્યા પામી મોહ સર્વ, મને રૂપ ગુણનો વાધ્યો ગર્વ;
માહારા રૂપ થકી મોહતો શક્ર, એક બ્રાહ્મણ હુતો અષ્ટાવક્ર. ૩૭
અષ્ટ ઠામ વાંકો કૂબડો, તે તાપસ મારી દષ્ટે પડ્યો;
સરસ્વતીનાં કરતો નિત્ય ધ્યાન, હું ગયો ત્યહાં કરવા સ્નાન. ૩૮
વક્ર જોઈ મુને આવ્યું હાસ્ય, હું ગયો બ્રાહ્મણની પાસ;
વક્રોક્તિ હું બોલ્યો જઈ, રત્નગર્ભા તુજ માતા સહી. ૩૯
તે સ્રીનું પુણ્ય હશે અપાર, જે તમ સરખો પામી ભરતાર;
શરીરનું ઋષિ કરજો જતંન, તમો પૃથિવીમાં દીસો છો રતંન. ૪૦

યૌવન મદ વાંકા હીંડો છો શુંય, આ લટકો દેખીને મોહ્યો હુય,
જો દેખશે રૂપ તમારું જતિ, કો સતીના સત રહેવાનાં નથી. ૪૧

વક્ર બોલ જવ મેં ઉચર્યાં, તવ ક્રોધ કરી બોલ્યા અંગિરા,
અષ્ટાવક્રજી ક્રોધે વદે, પાપી તું ભર્યો રૂપને મદે. ૪૨

જો વક્રોક્તિએ બોલ્યો વ્યંગ, તો ઠામ ઠામ થાઓ વાંકુ અંગ,
તું વક્ર થઈ ચાલે નિરાધાર, પામજે અજગરનો અવતાર ૪૩

સ્વામી મેં કીધો અપરાધ, ઋષિ વચને મેં દુભ્યા સાધ,[૨]
માનુભાવ મુને માયા કરો, શાપ અનુગ્રહ સ્વામી કરો. ૪૪

પ્રણિપત કીધી રોયો ઘણું, કૃપાળ મન છે ઋષિજી તણું,
અંબિકા નિકટ થઈ રહેજે વ્યાળ, આવશે યાત્રાએ નંદ ગોવાળ ૪

નંદનો મુખમા ગ્રહજે ચર્ણ, મૂકાવા ધાશે અશરણ શર્ણ,
શ્રીકૃષ્ણ ચરણ રેણુ અડશે, અજગર દેહ તારો પડશે ૪૬

સદ્ય મૂકાશે મારો શાપ, પછે ધર્યું મેં અહિનુ આપ,
અયુત વર્ષ ગયા મુને વહી, આજ તમારી કરુણા થઈ. ૪૭

કર્મ કથા કહી નમીયો પાય, શ્રીકૃષ્ણે તેને આપી વિદાય,
કર્મ પ્રસંગ મહિમા સાભળ્યો, ગોપ સર્વનો સંદેહ ટળ્યો ૪૮

પછે નંદે જાણ્યું રુડી પેર, છે અકળ દેવતા મારે ઘેર,
પછે ભોજન કીધા પ્રાતકાળ, વળ્યા તીરથ કરી ગોપાળ ૪૯

નંદ જશોદા પામ્યા સુખ, શ્રીકૃષ્ણ નામથી જાએ દુખ,
ગોકુળ આવ્યો વ્રજ પરિવાર, પુરુષોત્તમ જાણ્યો નંદકુમાર. ૫૦

જે કો કથા પ્રીતે સાભળે, બ્રહ્મશાપ પાતિક પરજળે,
પૂજા દર્શન અભાનુ વળે, ભય અજગર સર્પનો ટળે ૫૧

૨. ક્રૂર વચને મે દૂભ્યા સાધ

સાંભળ પરીક્ષિત પુણ્યપવિત્ર, પૂરણ થયું અંબિકાચરિત્ર;
એકવાર વૃંદાવનમાંય, શ્રીરામ કૃષ્ણ ચરાવે ગાય. ૫૨
જવ વેળા સાયંકાલની થઈ, ગોપી જળ ભરવા ચીલે ગઈ;
સહુ ગોપ ગોપી ટોળે થયાં, જળક્રીડા કરવા રાત્રે રહ્યાં. ૫૩
ગોપી સરિતા શ્યામ સમુદ્ર, સોળ કળાએ પ્રગટ્યો ચન્દ્ર;
તે કિરણે અમૃત ધારા ઝરે, ગોપ ગોપી સહુ ક્રીડા કરે. ૫૪
કુમુદિની મોદ પામી ઘણું, પ્રકાશ્યું તેજ ચન્દ્રે આપણું;
આવે લહેર ઉછાળે નીર, ત્રિવિધ મંદ વાયે સમીર. ૫૫
ગોપી ગોવાળા કેવળ રામ, કરે ક્રીડા પોષણ કામ;
એક જક્ષ આવ્યો તેણે ઠામ, શંખચૂડ છે તેનું નામ. ૫૬
કુબેરનો મંત્રી બળવાન, દીઠી ગોપીકા રૂપનિધાન;
વળી દષ્ટે ન ઓળખ્યા હરિ, પેઠો જળમાં ઘેરી સુંદરી. ૫૭
ઊંડળમાં ઘાલી બહુ નાર, જક્ષ ચાલ્યો ગગન મુઝાર;
આક્રંદ વિલાપ કરે સુંદરી, તમવિણ કોણ મૂકાવે હરિ. ૫૮
તેં ઘણીવાર દીધી સંભાળ, સમાવી વિષ અગ્નિની જ્વાળ;
મેઘને નિવાર્યા પર્વત ધરી, એવાર નહને કરુણા કરી. ૫૯
દુઃખ દેખી ગોપીજનતણું, રામકૃષ્ણ બે કોપ્યા ઘણું;
ધાયા ધરણીધર પૂઠળે, એક વૃક્ષ ઉપાડી લીધો બળે. ૬૦
વૃક્ષનું નામ કહીએ દેવદાર, કરમાં લઈ દીધો હોંકાર,
દયાળને દેખી સુંદરી, તવ શાતા અંતરમાં ધરી. ૬૧
જક્ષે દીઠા દેવ મોરાર, અધવચ મૂકી દીધી નાર;
હળધર મૂકયા ગોપી પાસ, જક્ષ પૂઠે ધાયા અવિનાશ. ૬૨
હરિએ જવ હોંકારો કર્યો, શંખચૂડ તવ પાછો ફર્યો;
એક ગદા વડે માંડ્યો સંગ્રામ, વૃક્ષે વઢતા સુંદરશ્યામ. ૬૩

તહાં ઘોર યુદ્ધ થયું અંતરિક્ષ, હરિએ મારી પાડ્યો જક્ષ,
ઉત્તમ ગતિ થઈ તેહતણી, તેને મસ્તક એક હૂતો મણિ. ૬૪
છે શંખચૂડ તે માટે નામ, તે મણિ લીધો સુંદર શ્યામ;
બળિભદ્રને તે આપ્યો જઈ, ગોપાંગના સર્વ સુખિણી થઈ. ૬૫
સકળ શાસ્ત્ર નિગમનું તત્ત્વ; સર્વ શિરોમણિ શ્રીભાગવત;
તેમાં સાર છે દશમસ્કંધ, જોડું હું પ્રાકૃત પદબંધ. ૬૬
આ પાસા વ્યાસ વાચે સંસ્કૃત, આ પાસા મારું પ્રાકૃત;
કથા પ્રસંગ એકૂ નવ પડે, ચાલ્યો જાઉં સૂધે સેરડે. ૬૭
કો કહેશે કીધો અહંકાર, મારા મનનો જુવો વિચાર;
નથી વિખાણ્યો મે પોતાને, વિશ્વાસ આવે જેમ શ્રોતાને. ૬૮
રામચરણ કમળમકરંદ, લેવા ઇચ્છે પ્રેમાનંદ;
શુક કહે સાંભળીએ ધીશ પૂર્ણ થયા અધ્યા ચોતરીશ. ૬૯

વલણ

ચોતરીશમો અધ્યા પૂરણ થયો, લીલા સુંદર શ્યામ રે;
રખે પ્રેમાનંદ વીસરે, અધ ક્ષણ સીતા રામ રે. ૭૦

---

## અધ્યાય ૩૫ મો

### કડવું ૧૦૧ મું : રાગ સામેરી

અકળ લીલા નાથની, કવિ કેમ વખાણે;
શુક કહે સુખ ગોપીતણું, ગોપિકા મન જાણે ૧
અજ ઈશ આદિત્ય ઇદ્ર, અને વળી ઇંદ્રાદિક,
તે વ્રજ લીલા પ્રીછે નહીં, છે વૈકુંઠપેં અધીક. ૨
એકવાર વૃંદાવન વિષે, વળી વાયો વેણુ રસાળ;
મોહ પામી વ્રજ સુંદરી, વળી મોહ્યાં ગૌગોવાળ. ૩

જળ ક્રીડા માંડી શામળે, ગોપ રામ ને ગોવાળી;
ચોળીને નવરાવે ધેનુ વચ્છને, વનમાં વનમાળી. ૪

દ્રુમ વેલી ફૂલી ઘણું, વાસ વસ્યો વસંત;
છે કમળવરણી કામિની, છે ભ્રમર શ્રી ભગવંત. ૫

ચકોર મોર ચાતક બોલે, હરે શબ્દે ચિત્ત;
વિઠ્ઠલ વજાડે વાંસળી, ગોપિકા ગાએ ગીત. ૬

કટી મેખલા કંકણ ઘુઘરી, ઝાંઝર રમઝમ થાય;
ગાયે બાળી પાડે તાળી, નાચે નરહરિ રાય. ૭

બળિભદ્ર ગાએ પૂઠળે, ઉછળે લોચન બાળ;
મૃદંગ વાજે ચંગ ગાજે,[1] સંગીત સઘળી તાળ. ૮

તે સ્વરે આકાશ પૂર્યું, પાતાળ પૂર્યાં સાત;
સહસ્ર ફણાએ શેષ ડોલ્યો, મોહ્યા કદ્રુ જાત. ૯

નર અમર મુની મોહ્યા, હવી રવિ ને ચન્દ્ર;
અષ્ટ શૈલ શિખર ડોલ્યા, મોહ્યા સપ્ત સમુદ્ર. ૧૦

કાર્જ રહ્યું ધર્મરાજનું, વિસ્મે થયા ચિત્રગુપ્ત;
વિમાન બેસી દેવ આવ્યા, આવિયા ઋષિ સપ્ત. ૧૧

અષ્ટ વસુ ને વિશ્વેદેવા, વળી અશ્વિનીકુમાર,
આવ્યા વિદ્યાધર જક્ષકિન્નર, મોહ પામ્યા મેઘ બાર. ૧૨

ઘૃતાચી મેનકા રંભા, તિલોત્તમા ઉર્વશી;
ગાન સાંભળી ગોપીકાનું, જોવા વૃંદાવન ધસી. ૧૨

નારાયણનું નાટ્ય દેખી, ગગને નાચ્યા દેવ;
સાવિત્રીસું બ્રહ્મા નાચ્યા, પરહરિ અહમેવ. ૧૪

---

૧ મૃદંગ ગાજે જંત્ર વાજે.

સરસ્વતી ને નિગમ નાચ્યાં, કરે સંગીત ગાન;
ઉમયા સંગાથે નૃત્ય માંડયું, સદાશિવ ભગવાન. ૧૫

ડાક ડમરુ ઝાંઝ ઝમરુ, શંખ શિંગી ફૂંકે;
સંગાથે શિવશક્તિ નાચે, તાન માન ન ચૂકે. ૧૬

પિશાચ પ્રેત ને ભૂત ભૈરવ, શાકિણી સહિયારી;
સ્કંધ વેણા વાહે નાચે, શોભે શ્રી ત્રિપુરારી. ૧૭

રસ ઓઘ યમુનાતટ વિષે, અભિલાખ સુરને થાય;
અમો ગોપિકા નિરમી નહીં, ભુલો બ્રહ્મા રાય. ૧૮

નારદતુંમર વેણ્ વાએ, સુરનર થયા એક સૂત્ર;
તેતરીસ કોટી દેવ કહે, જય જય જશોદા પુત્ર. ૧૯

ન જન્મ આવ્યો વૃક્ષનો, વા વૃંદાવનનાં તૃણ;
તો અમે પાવન થાત જો, ઉપર ફરત ગોપીનાં ચર્ણ. ૨૦

વલણ

ચરણ અડે ગોપીતણાં, ધન વૃંદાવનનાં તૃણ રે;
અખંડ વ્રજ ક્રીડા કરે, નાથ અશરણ શર્ણ રે. ૨૧

---

## કડવું ૧૦૨ મું : રાગ ગોડી

ગોપીનાથ આવ્યા ઘેર ગૌ ચારી, વાજે વાંસળી મોરલી નાદ;
દેવઅદ્દમેવ મૂકી ગયા, ચાખ્યા ગોપી ગાનના સ્વાદ—ગો. ૧

છે ગોપ સખા સહુ પૂઠળે, આગળ કીધી સહુ ગાય;
મધ્ય મોરલીધર પરવરે, સંગે વિરાજે હળધરરાય—ગો. ૨

વનમાળા પહેરી વનમાળીએ, વૈજયંતી પાગ પ્રમાણ;
ગુંજાહાર ટોડર તુળસીનાં, કેમ કરી શકે તે વખાણ—ગો. ૩

ચળકે મુગટ મોર ચન્દ્રનો, હળકે કુંડળ કાન;
વિદ્યુત્વત્ પટકુળ પહેરીયું, વપુ શોભે શ્યામળવાન–ગો. ૪
લીલાંબર પલવટ વાળી, ધરી અધરે કનકની વેણ;
જેમ ઉમયાનાથ વિભૂત ધરે, તેમ અડકી છે ગૌ પદરેણ–ગો. ૫
નાહાનાં વચ્છ ચાલે મુખઆગળે, હરિ હાંકે વાંસે મૂકી હાથ;
થાકાં જાણી વચ્છને લીયે, સ્કંધે વૈકુંઠનાથ–ગો. ૬
બોલે શબ્દ સહુસ વેણુના, ઉડે રેણુના ઓઘ આકાશ;
ઉભી ગોપી ગામને ગોંદરે, નિરખે આવતા શ્રીઅવિનાશ–ગો. ૭
નિમેષ રહી તે દર્શન કરે, નખશિખ ફરી ફરીને જોય,
સ્વરૂપ સ્વાદ લે સુંદરી પણ, નયણાં તૃપ્ત ન હોય–ગો. ૮
પરિગ્રહ ઉભા રહીને આપે, સંભાળી ગોપને ગાય;
કરે માત જશોદા આરતી, ગોપવધૂ મંગળ ગાય–ગો. ૯
નિત્ય પ્રત્યે લીલા નવનવી, ધન ગોપી ગોકુળ ગામ;
અવિગતિ ગોકુળમાં રમે, પ્રેમાનંદ પ્રભુ રામ–ગો. ૧૦

---

# અધ્યાય ૩૬ મો

## કડવું ૧૦૩ મું : રાગ સારંગ

એ નાટારંભ શ્રીહરિનો કહ્યો, પાંતરીશમો અધ્યાય પુરણ થયો;
વિખ્યાત વાત જાણી હરિ તણી, થઈ કંસરાયને ચિંતા ઘણી.૧
એક દૈત્ય તેડ્યો પ્રાક્રમ પૂર, છે નામ તેનું વૃષભાસૂર;
નિકટ તેડી કહે છે કંસરાય, તમો પધારો ગોકુળમાંય. ૨
છે રામકૃષ્ણ બળીયા બે વીર, તે ઉછંકળ થયા છે આહીર;
સુભટ જેટલા મેં મોકલ્યા, તે કુશળે પાછા નવ વળ્યા. ૩

તું સર્વપેં શૂર ધીર છે ઘણું, જઈ પ્રગટ કરો પ્રાક્રમ આપણું;
ગર્વ કરી તે તત્પર થયો, વૃષભાસુર તે ગોકુળ ગયો. ૪
વૃથા પુષ્ટ થયો વૃષભરાજ, તે કરવા આવ્યો કંસનું કાજ;
જમુના તટ જમ સરખો જોધ, કીધો જળઘાટે વિરોધ. ૫
સબળ સાંઢ ધૂમે આરડે, ઉછળે કરે ને આડો પડે;
તે ઓખાંગે ઉન્મત્ત ત્રાડે, શૃંગ વડે ત્રોડી ભેખડ પાડે. ૬
વૃક્ષલતા પશુ પંખીને હણે, પાગની ખુરીએ પૃથિવી ખણે;
વજ્રવત છે ચારે ચર્ણ, ક્રોધે લોચન થયાં લોહી વર્ણ. ૭
ઉડાડે રેણુ ભરાવી શૃંગ, શું આવ્યો ઐરાવત માતંગ;
સ્થૂલ સ્કંધ ઊભું કીધું, સ્કંધે ગગન વ્યાપી લીધું. ૮
તે મુખે ફીણ ફીસોટા ઝરે, બળદ જમુના તટમાં ફરે;
ઝાટકે પુચ્છ ઉરાડે વાર, જળ ભરતી નાઠી વ્રજનાર. ૯
નાઠા ગોવાળા નાઠી ગાય, નાસી પેઠું સહુ ગોકુળ માંય;
આવ્યો વૃષભ ગોકુળને ઝાંપે, થર થર વ્રજવાસી કાંપે. ૧૦
પડે ભુંભ વરત્યો ઉત્પાત, તે રામકૃષ્ણ ભણી આવી વાત;
સમાચાર સાંભળી તત્પર થયા, પરમેશ્વર વૃષભ સામા ગયા. ૧૧
કછી કાછ ગડી કર ધરી, તડ્યો સાંઢ સમરથ શ્રીહરિ;
ગયા કૃષ્ણ વારતા સાંભળી, નંદ જશોદાને મૂર્છા વળી. ૧૨
હાહાકાર કરે સહુ કોય, ભય પામી વ્રજ વનિતા રોય;
અમરગણ જોતા આકાશ, વૃષભને સાદ કરે અવિનાશ. ૧૩
ધસ્યો વૃષભાસુર દીધી હડી, તીવ્ર શૃંગ પ્રભુ સામાં કરી;
..ી પુચ્છ મસ્તક આણી, ધસ્યો સન્મુખ સારંગપાણિ. ૧૪
ડ રેણુ પદપ્રહારે કરી, સુરજ તેજ લીધું આવરી;
સૂઝે ચરણ ન સૂઝે સૂર, હરિ સાથે વાધ્યો દાનવ ક્રૂર. ૧૫

નીચો નમી કરવા ગયો ઘાત, બેહુ શૃંગ સ્હાયાં યદુનાથ;
ઊંધે મસ્તક રાખ્યો કર ધરી, તે ન શકે આઘો પાછો ફરી. ૧૬
દૈત્યે બળ કીધું અત્યંત, લીલાએ શૃંગ ગ્રહ્યાં ભગવંત;
મહાબળ કીધું નંદકુમાર, તે પાછો ઠેલ્યો ધનુષ અઢાર. ૧૭
ધન્ય ધન્ય દેવતા ઓચરે, પ્રભુ પાખે કોણ પ્રાક્રમ કરે;
વૃષભ મરડી પાડ્યો ઘણું, તેના સ્કંધ ઉપર દીધો ચર્ણ. ૧૮
દારુણ બળ કીધું મહા બળી, આડો નાંખીને કોટ આમળી;
કહાડી જીભ બરાડી પાડી, મુળમાંથી શૃંગ લીધાં કહાડી. ૧૯
મૃત્યુ પામ્યો વૃષભાસુર તતખેવ, પુષ્પવૃષ્ટિ કીધી સુરદેવ;
તે ગયો સ્વર્ગ બેસી વિમાન, મળ્યા માતપિતાને શ્રીભગવાન. ૨૦
વ્રજવાસી સુખ પામ્યા ઘણું, દેખી પ્રાક્રમ પ્રભુજી તણું;
આવ્યા જોવા નારદ ઋષિરાય, દીઠો વૃષભાસુર ભૂમાંય. ૨૧
પ્રસંન પરમહંસ ઋષિ થયા, તે જોઈ નારદ મથુરા ગયા;
હરખ્યો કંસ દીધું બહુ માન, આપી આસન પૂજ્યા ભગવાન. ૨૨
કૃતાંજલિ કરી પૂછે રાય, કેમ સેવકને કીધી કરુણાય;
એકાદશ વર્ષે આવ્યા ફરી, તમો દીધી શિક્ષા મેં આચરી ૨૩
નારદ કહે સાંભળ ભૂપતિ, મેં કહ્યુ તે તું ચેત્યો નથી;
આકાશવાણી વૃથા ન જાય, તુંને વિષમ વેળા આવી રાય. ૨૪
તેં નંદપુત્રનું દીઠું તેજ,ત્યાં ઉછરે છે તારા ભાણેજ;
સુખે હુલવાયો સુરનો સાથ, હવે ચોરી શી કહું તુજને તાત. ૨૫
મિથ્યા નંદનું વસ્યું ઘરસૂત્ર, છે રામકૃષ્ણ દેવકીના પુત્ર;
તે ગુપ્ત થઈ ગોકુળ સેવે, ચોરી મૂકયા છે રાય વસુદેવે. ૨૬
વચન સાંભળી લાગી જ્વાળ, કાઢી ખાંડું ઉઠ્યો ભૂપાળ;
તે રીસે રાતડો ઘૂમે ઘણું, મસ્તક છેદવા વસુદેવ તણું. ૨૭

મમ શત્રુ મૂકયા પરઘેર, મારે બહેન બનેવી સાથે વેર;
નારદ કહે સાંભળ ભૂપાળ, કનિષ્ઠ પુત્ર છે તારો કાળ. ૨૮
સુગમ હણવું એ દંપતીતણું, છે બાળક જીતવા દોહેલે ઘણું;
દંપતી રાખ્યાં કરી સમાધાન, સકળ વાતે સમરથ ભગવાન. ૨૯
કંસને નારદ કહે છે વળી, કૃષ્ણ ચરિત્ર તું ન શકે કળી;
બક બકી અઘ વત્સાસુર, ગધર્વ પ્રલંબ સરખા ક્રૂર. ૩૦
સકળ યોધ શ્રીકૃષ્ણે હણ્યા, તો તમે ગોપપુત્ર કેમ ગણ્યા;
આવ્યો કાળ કાંઈ થા સાવધાન, નારદજી થયા અંતર્ધાન. ૩૧
કંસાસુરને ચડીયો કાળ, વસુદેવે મૂકયાં કેમ બાળ;
એ છળ કરી છાના ઉછર્યા, એ ભાણેજ શત્રુ હોય મહારા. ૩૨
ઉપની વ્યાધિ પમાડું શાંત, પછે કંસાસુર બેઠો એકાંત;
શલ દુશલ મુષ્ટિક ચાણુર, તેડ્યા કૂટ કેશી વ્યોમાસુર. ૩૩
કીધો વિચાર એકાંત બેસી, છે વહાલો મિત્ર કંસને કેશી;
હે સખા આપણે શું કરવું, ગોપ થકી નથી ઉગરવું. ૩૪
જણાવ્યું નારદે દીધુ ભલ, રામકૃષ્ણ મોટા છે મલ;
તે વસુદેવે મૂકયા ગોકુળે, તે દુધમલ ગાજે નિજ બળે. ૩૫
આપણે સુભટ જે જે મોકલ્યા, તે કુશળ પાછા નવ ફર્યાં;
તમ વિના કારજ નહીં થાય, જાઓ વ્યોમ કેશી ગોકુળ મહાંય. ૩૬
કંસે આજ્ઞા એહેવી કરી બે અસુર બોલ્યા ઉભા થઈ;
કેશી કહે સાંભળ મહારાજ, કોણ માત્ર એ કરવું કાજ. ૩૭
જઈ કરું નંદને અપુત્રવાન, ચાલ્યો પાપી કરી અભિમાન;
પછે પંચમલ્લને આજ્ઞા થઈ, કરો તત્પર મલ્લઅખાડો જઈ ૩૮
..:સુર મનમાં કરે વિચાર, અહીં તેડાવું નંદકુમાર;
વ્યોમ કેશીથી અર્થ નવ સરે, કૃષ્ણ આગળ કેશી નવ ઉગરે. ૩૯

કાંઈ કપટ કરી તેડાવું અહીં, પછે વળતા બાળક જાશે કહીં.
છે સાધુ અક્રૂર હરિનો દાસ, સાધુનો ગોપને છે વિશ્વાસ. ૪૦
એકાંત વિચાર્યું કંસાસુર, પછે તેડાવ્યા વૈષ્ણવ અક્રૂર[૧];
દીધું માન ગળે ઘાલી હાથ, કહે મનની વાત મથુરાનાથ. ૪૧
તમો અક્રૂરજી માનો સર્વથી, મારું તૂં વિના કોઈ એ નથી;
કો ઉછ'કળ બેરડા અજ્ઞાન, મારે કર્મે મળ્યા એવા પરધાન. ૪૨
શત્રુ સરખો ઉગ્રસેન તાત, કોણ આગળ કહું દુઃખની વાત;
તમો સમદર્શી છો વૈષ્ણવરાય,માટે કહું છૌં અંતરનો અભિપ્રાય.૪૩
તમો નંદપુત્રનું દીઠું તેજ, છે એઉ એ મારા ભાણેજ,
આકાશવાણી તમને સાંભરે, તે રામકૃષ્ણ શત્રુ છાના ઉછરે. ૪૪
ઘણા સુભટ કીધા સંઘાર, સુને સાલે છે વસુદેવકુમાર,
શો તમ સાથે રાખું અંતર, કીજે જગ્ન કીધાનું મખાંતર. ૪૫
કીજે ધનુષ જાગતણું મંડાણ, પૂજાવું મારાં ધનુષબાણ,
પ્રતિપદાએ પ્રારંભ થાય, ચતુર્દશીએ યજ્ઞ સંતોખાય. ૪૬
તેડાવીએ લોક ગામ ગામના, પ્રજા માને છે મારી આમન્યા;
તેડાવીએ ગોકુળના ગોવાળ, માંહે વળતા આવે બેહુ બાળ ૪૭
પછે હું મનનું માન્યું કરું, હું તમ આગળ સાચું ઓચરું,
માટે ભક્તરાજ તમો વેહેલા થાઓ, તેડવા નંદને ગોકુળ જાઓ.૪૮
સહુ ગોપને કાલે અહીં લાવજો, બેહુ બાળકને તેડી આવજો,
મંગાવજો ગોરસ ઘી ઘણાં, છે સેવક આહીર આપણાં. ૪૯
આપણે રામકૃષ્ણ સાથે કામ, ઉગ્રસેનનો ફેડીશ ઠામ,
જાદવ માત્રનો કરશું ઘાણ, પછે આપણને કલ્યાણ. ૫૦

---

૧. પછે તેડાવ્યા વલ્લભ અક્રૂર
૨. કીજે જગ્ન કીધાનું મેક્ષાંતર.

એકવાર બાળક દષ્ટે પડે, કરું કારજ હું હસ્તી વડે,
મલ્લ અખાડે રાખું મલ્લપંચ, છે મારા મનમાં એવો પરપંચ. ૫૧
પછે આપણને ચિંતા નથી, હું રાજા તમો થાઓ જુધપતિ,
સર્વથા કામ થાયે તમ વડે, જાઓ અક્રૂર ગોકુળ ગામડે. ૫૨
અક્રૂર કહે હસતું મુખ કરી, તીવ્ર બુદ્ધિ રાય તમારી ખરી,
ઘણું પ્રસન્ન થયું મમ હ્રદે, અદ્ભુત છળ તેં દીધું ઉદે. ૫૩
રાય હવે કામ સીધ્યું આપણું, મનોરથ માહારા પોતા ઘણું,
રુડું કરશે અશરણશરણું, ઉછંકળ પાપી પામશે મર્ણ. ૫૪
બાળકને તેડી લાવું કાલ, છે અક્રૂરને દર્શનનું વહાલ;
જો મથુરામાં આવે જગદીશ, તો હરિ ભાંજે પાપીનું શીશ. ૫૫
જાઉં ગોકુળ, કહી બેઠા થયા, અક્રૂર પોતાને મંદિર ગયા,
કંસાસુર પ્રસન્ન થયો અત્યંત, અક્રૂરને વહાલા શ્રી ભગવંત.૫૬

વલણ

ભગવંત વહાલા ભક્તને, સાંભળ પરીક્ષિત રાય રે;
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો છત્રીશમો અધ્યાય રે. ૫૭

---

## અધ્યાય ૩૭ મો

### કડવું ૧૦૪ મું : રાગ કહાલેરો

કાલિંદી તટે કેશી આવ્યો, ક્રુર કપટી કંસનો મિત્ર;
રૂપ ધર્યું કાળા ઘોડાનું, પ્રગટી માયા અસુર ચરિત્ર-કા૦ ૧
મુખ શબ્દ ભયાનક બાલે, મેઘની પેરે ઘડુઘડુતો;
વામ દક્ષિણ ફરતો ચાલે, અવની પાદ વડે ખણતો-કા૦ ૨
...ે પુચ્છ કોટે કેશવાળી, મૂકે દોટ જમુનાતીર;
ગ્રીવ હીસોટા મુખથી ઝરે, ધૂણે શીશ પ્રજાળે શરીર-કા૦ ૩

ઉન્માદ કરે મદદર્પે ભર્યો, ઉડાડે રેણુ પછાડે ચર્ણ;
સર્પ ફણાવત શ્રવણ ઉભા, લોચન દીસે લોહી વર્ણ–કા૦ ૪
શું ગોકુળ ગગન એકત્ર કરશે, અમર સહુ કાંપે અંતરિક્ષ;
ગોપવર્ગને ચિંતા શાની, જો માથે પરમેશ્વરનું પક્ષ–કા૦ ૫
મોટો વર એને અહિધરનો, આયુધ રોમાવળીમાં વસે;
દેવ સર્વ વિચારે અંતરિક્ષ, ભાઈઓ ગોકુળમાં શું થાશે–કા૦ ૬
છે ક્રૂર કેશી સખા કંસનો, કેશવડે કરશે સંગ્રામ;
કેશાવળીની વજ્રધારા છે, તે માટે ધર્યું કેશી નામ–કા૦ ૭
ઉતરે ભાર જો મરે કેશી, શું ગજુ છે પછે કંસજ તણું;
છે ઉછંકળ અસુર વર્ગમાં, અધર્મી છે કેશી ઘણું–કા૦ ૮
શૌનકને કહે સૂત પુરાણિક, પરીક્ષિતને શુક સ્વામી;
ગોપવધૂ જળ ભરતી નાઠી, નાઠી સુરભિ ભય પામી–કા૦ ૯
વેણુ લાકડી મુગટ ધાબળી, પડે ઘણું નાસે પિહાર;
ગોકુળ ગોંદરે ઘૂમે ઘોડો, નાસો નાસો પડે પુકાર–કા૦ ૧૦
પુચ્છ પ્રહાર દ્રુમ બહુ છેદ્યાં, રોકી વાટ રહ્યો ઝાંપે,
વૃષભાન ઉપનંદ જશોદા, ભય પામ્યાં થરથર કાંપે–કા૦ ૧૧
પૂઠળ વાટ કરી સહુ નાસો, પછવાડે છીંડાં પાડો.
નંદ કહે ગોપી ગૌધનને, ગોપમાત્ર બાહેર કહાડો–કા૦ ૧૨
કહે જશોદા નંદરાયને, આજ આવ્યો દોહેલો દહાડો;
સમૃદ્ધિ સરવે લૂટી લેવા દ્યો, એક શામળીયાને સંતાડો–કા૦ ૧૩
માતપિતાને કહે પરમેશ્વર, તમો ક્ષણું એક ધરજો ધીર;
સંકર્ષણને સાથે તેડી, જુદ્ધકાજ ચાલ્યા શ્યામ શરીર–કા૦ ૧૪

વલણ

જુદ્ધ કરવા જદુનાથજી, આવ્યા કેશીની પાસ રે,
બળભદ્રને પૂઠળ કરી, આગળ થયા અવિનાશ રે.——૧૫

## કડવું ૧૦૫ મું : રાગ મારુની ચોપાઈ

હરિએ હોંકાર્યો હય જદા, હણહણી એ આવ્યો તદા;
આવ્યો નિકટ વિકટ સુભટ, ફરતો ફરતો કુડકપટ. ૧
વળી નીચો ઊંચો, લાંબો થાય, મુખ વિકાશી ગ્રસવા ધાય;
આગલો પાગ ઊંચો ઊલાળે, પાટુ મારવા પાછો વળે. ૨
કૃષ્ણ ઉપર નાખે કેશવાળી, પણ શામળીઓ લે સંભાળી;
હસ્તમાં ગેડી હોકારા કરે, કૃષ્ણ કેશી બેહુ કૂડે ફરે. ૩
સાચવે ઘાત શૂરા સંગ્રામ, ઘણું ઘૂમે ઘોડો ઘનશ્યામ;
ત્યાં જુવે ગોપ ગોપીનાં વૃંદ, યશોદા નંદ કરે આક્રંદ. ૪
ક્યાં અશ્વ ક્યાં પુત્ર કોમળ, ક્યાં સમુદ્ર ક્યાં કૂપનું જળ,
ક્યાં નદી ક્યાં ખાબડું, ક્યાં વ્યાઘ્ર શશક બાપડું. ૫
કેશી કમળાવર વાદે વઢે, પદપ્રહારે પડછંદા પડે;
ફેરવે નાથ કરમાં ગેડી, કરે પ્રહાર પાસે તેડી. ૬
તે પાડી ચીસ ને પાછો હટે, ફેરવી પુચ્છ હેઠું આછટે;
ખુર રેણુએ ગગન આવર્યું, પછે ક્રોધ કરી વપુ વેખર્યું. ૭
કેશવાળી ધારા વજ્રતણી, છે રોમાવળી ભાલા અણી;
ફેરવે પુચ્છ ખડ્ગની ધાર, મદ પ્રસ્વેદ છૂટે અપાર. ૮
નારાયણ લઘુલાઘવી કરે ચોહો પાગ વચ્ચે પેશી નીસરે;
પછે ઘોડે ઘેર્યા શ્રીરણછોડ, પ્રભુ પર પાટુ નાખી જોડ. ૯
લક્ષ્મીવરે સાચવ્યો લાગ, ગ્રહ્યા હસ્તમાં બેહુ પાગ;
તે ફેંક્યો બળ કરી અત્યંત,[1] જઈ પડ્યો શત ધનુષ પર્યંત. ૧૦
આસ્ફોટન સ્કંધ દીધું શ્રીહરિ, તવ દાનવ આવ્યો પાછો ફરી;
વદન વિકાશી મૂકી દોટ, તે ગ્રહેવા ઈચ્છે હરિની કોટ. ૧૧

૧. તે ફેંક્યો બળ કરી અત્યંત.

પ્રપંચ કીધો ગોકુળનાથ, તેના મુખમાં આપ્યો ડાબો હાથ;
દૈત્યે જાણ્યું ભલો જોગ મળ્યો, સ્કંધ લગી હસ્ત હરિનો ગળ્યો. ૧૨
તે કાળજ કાઢી આઘો ગયો,[૨] વળી જાડો સ્તંભ પ્રમાણે થયો;
ક્રોધાગ્નિ પ્રગટ્યો શ્રીકૃષ્ણ, ધમ્યું લોહ તેમ કર કીધો ઉષ્ણ. ૧૩
તપે હસ્ત લોહું ધગધગે, ઉદર મૂકી આવ્યો ગુદ લગે;
અંતર ત્વચા બળે ચડચડે, ક્રોધાગ્નિ અંતર ધડધડે. ૧૪
જેમ શર વેધ્યો હોલો ફડફડે, નવે દ્વાર વેધ્યાં કર વડે;
શ્વાસોચ્છ્વાસ જવ થતો રહ્યો, મર્ણતુલ્ય તવ કેશી થયો. ૧૫
ફાટાં રહ્યાં નેત્ર નમાવ્યા કાન, ઢળી કોટ ટળી સુધ સાન;
વહે ફીણ જિહ્વા નીકળી, શ્રીકૃષ્ણે હસ્ત વધાર્યો વળી. ૧૬
જેમ વહેર્યું કાષ્ઠ થાયે બે પાટ, તેમ કેશી ફાટો ચડચડાટ;
પાડી ચીસ નીસર્યા પ્રાણ, તવ દેવતણાં વાગ્યાં નિશાણ. ૧૭
તે પરમગતિ પામ્યો પાપિષ્ઠ, કરે દેવ કુસુમની વૃષ્ટ;
ગોપ કરે સહુ જેજેકાર, છે નંદપુત્ર કારણ અવતાર. ૧૮
ઉતાર્યો ભાર થયું સર્વ સુખી, એવે પધાર્યા નારદ ઋખી;
નમ્યા ચર્ણ પ્રદક્ષિણા કરી, નાચ્યા નારદ વેણા ધરી. ૧૯
ઋષિને હરિએ દીધાં માન, તવ બોલ્યા નારદ ભગવાન;
છો બ્રહ્મરૂપ પૂરણ અવતાર, ભલો ઉતાર્યો ભૂતળભાર. ૨૦
ઘણાં કારજ કીધાં ને કરશો, કાલે તમો મથુરા પરવરશો;
હણશો હસ્તીને પરમ દહાડે, છે મલ્લ મારવા મલ્લ અખાડે. ૨૧
કંસાસુરને કરો નિપાત, છોડવશો બાંધ્યાં માત ને તાત;
પછે ઉગ્રસેનને આપી રાજ, ભણી આવશો અવંતિ મહારાજ. ૨૨

૨. તે કાળજ કાઢી આઘો ગયો.

જરાસંધ જીતવો છે હરિ, જવન મારવો પ્રપંચે કરી;
શિશુપાળ મુખ થાશે શ્યામવર્ણ, રુક્મિણિનું પ્રભુ કરશો હર્ણ. ૨૩
નિધન નરકાસુરને કરી, વરશો સોળ સહસ્ર સુંદરી;
અસુર માત્ર કરશો સંઘાર, ઉતારશો ભૂતળનો ભાર. ૨૪
અક્રૂર તેડવા આવશે આજ, ખોટી મા થાશો મહારાજ;
હસી શામળીયે દીધી સાન, શ્રીનારદ પામ્યા અંતરધાન. ૨૫
શુકજી કહે સાંભળીએ રાય, તે ગઈ વારતા મથુરામાંય;
કેશીનો સમાચાર સાંભળી, તવ કંસાસુરને મૂર્છા વળી. ૨૬
અંતરગત પામ્યો પરિતાપ, કેશી કેશી કહી દીધો વિલાપ;
શુંઢ વિના ભાઈ જેવો ગજ, થાય વિના પંખ પક્ષી અકજ. ૨૭
પ્રત્યંચા વિના જેવું ચાપ, મણિ દંત વિના જેવો સાપ;
દ્રવ્યવિના જેવો દાતાર, વ્યર્થ ખડગ જેમ ખાંડી ધાર. ૨૮
હોય મધ્ય પુતળી પાખે નેત્ર, વાડધણી વિના જેવું ક્ષેત્ર;
હોય વિદ્યા જેવી રસના, આજ તેમ થયો હું કેશી વિના. ૨૯
ઉતાવળા મોકલ્યા અક્રૂર, ત્યાર પહેલાં ગયો છે વ્યોમાસુર;
નિપાતન કેશીને કરી, ધેનુ ચરાવવા ચાલ્યા હરિ. ૩૦
જળક્રીડા માંડી મહારાજ, સંગ બળિભદ્ર ગોપ ને સાજ;
ભીલૂ પરઠી જળમાં જઈ નહાય, હારે તે ઊંચલી લઈ તટ જાય. ૩૧
વ્યોમાસુર આવ્યો ગોપ થઈ, ગોવાળા કો સમજ્યા નહીં;
તે ઘણા ગોપને ચોરી જાય, જઈ સંતાડે તે ગુફા મ્હાંય. ૩૨
જવ અર્ધ ગોવાળા ઓછા થયા, શ્રીકૃષ્ણ કહે સખા કહાં ગયા;
દીઠો દાનવ ને મૂકી દોટ, જઈ વ્યોમાસુરની ઝાલી કોટ ૩૩
મરડી આમળી નાંખ્યો ધર્ણ, પદપ્રહારે પમાડ્યો મર્ણ;
એમ વધ વ્યોમાસુરનો થયો, તે દેવ થઈને સ્વર્ગે ગયો. ૩૪

(સ)માચાર તે કંસે સાંભળ્યો, વ્યોમાસુર કેશી પાસે પળ્યો;
શ્રીકૃષ્ણ પધાર્યા ગોકુળમાંય, તે દહાડે છેલ્લી ચારી ગાય. ૧૫
માયા ઉતારી વૈકુંઠરાય, શ્રીવૃંદાવનથી થયા વિદાય;
ગૌ ગોપથી ઉતાર્યું મંન, અતિ દુઃખ પામ્યા જગજીવંન. ૩૬
ગોવર્ધનને કરી પ્રણામ, ગોકુળ આવ્યા શ્રીભગવાન;
સંભાળી સહુને આપી ગાય, નરહરિનાં નેત્ર ભરાય. ૩૭

વલણ

ભર્યાં નેત્ર નારાયણે, સાંભળ પરીક્ષત રાય રે;
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો સાડત્રીશમો અધ્યાય રે. ૩૮

---

## અધ્યાય ૩૮ મો

### કડવું ૧૦૬ હું : રાગ રામગ્રી

શુકજી ભાખે સાંભળ ભૂપતિ, પરમેશ્વરને માયા મોહ નથી;
મન ઉતાર્યું ગોકુળમાંથી, જીવશે ગોવાળા હરિનામથી. ૧

ઢાળ

નામ નારાયણ વડે, જીવશે વ્રજ પરિવાર;
સુખ દેવા યદુવંશને, શ્રીકૃષ્ણે કીધો વિચાર. ૨
વધ જાણી વ્યોમાસુરનો, કહાવ્યું કંસાસુર;
ઉતાવળ ઘણી રાયની, તત્પર થયા અક્રૂર. ૩
પ્રાતઃકાળ સંધ્યા કરી, ધરી હરિનું ધ્યાન;
માળા મુદ્રા તિલક તુળસી, દિવ્યાંબર પરિધાન. ૪
પુષ્પ ચંદન સુગંધ શ્રીફળ, ભરી પૂજાનાં પાત્ર;
અક્રૂરે સામગ્રી લીધી, ચર્ચ્યાં શ્રીહરિ ગાત્ર. ૫

મથુરાપુરી એક કોશ મૂકી, થયો પશ્ચાત્તાપ;
કંસે કારજ ઘોર સોંપ્યું, કોણ મારું પાપ. ૬
કઠણ મલ્લ છે મલ્લઅખાડે, સુકુમાર કેશવરામ;
બાળક પીડા પામશે, થશે વદન મારું શ્યામ. ૭
થયો ગોઝારો ત્રૈલોકમાં, હું કંસાસુરનો દૂત;
વિશ્વ કહેશે વાહી તેડ્યા, અક્રૂરે નંદસૂત. ૮
અતિ ઘણું આયુષ ધિક્ છે હું કાં રહ્યો આરોગ્ય;
પરાધીન કંસને વરતું, એ જીવવું અયોગ્ય. ૯
મથુરા આવશે કૃષ્ણજી, શું થાશે ગોકુળ માંય;
કેમ જીવશે જશોદા, જેમ વચ્છ વેહોણી ગાય. ૧૦
એક કંસ રૂડું માનશે, માઠું માનશે સંસાર;
મુને કાળ સરખો દેખશે, સહુ ગોપનો પરિવાર. ૧૧
હું ગણાયો અસુર મળતો, ભક્ત નહીં કહે કોય;
અપજશ થયો ઉત્તર વયે, મુને મૃત્યુ શે નવ હોય. ૧૨
એક બુધ વિચારી સાધુએ, ઉભય પદારથ થાય;
શિખામણ દઉં શ્રીકૃષ્ણને, જે ટળી રહે બે ભાય. ૧૩
નસાડી મૂકું વન વિષે, મને શું કરશે ભૂપાળ;
કહીશ કહ્યું નવ માનિયું, બાળક છે રંગિયા ગોવાળ. ૧૪
નિજ મને નિરધાર કીધો, આવ્યો જમુના તટ રથ;
ગોકુળ દીઠું દૂરથી, તવ ઉપના મનોરથ. ૧૫

વલણ

મનોરથ અક્રૂરને થયો, મળવા સુંદર શ્યામ રે;
છે અક્રૂરને વહાલ ઘણું, પ્રેમાનંદ પ્રભુ રામ રે. ૧૬

## કડવું ૧૦૭ મું : રાગ પંચમ પરભાતી

અક્રૂર બેઠા રથ, મનોરથ બહુ કરે રે;
અંતરમાં અભિલાખ, નાનાવિધ ધરે રે. ૧

હું જોઈશ ગોકુળ ગામ, સર્વ સોહામણું રે;
સ્વર્ગલોક કોણ માત્ર, શોભે વ્રજ ઘણું રે. ૨

યમુનાજીનો ઘાટ, વાટ વન તણી રે;
જળ ભરતી જોઈશ નાર, ગોપી સોહામણી રે. ૩

ધાબળીયાળી ધંન, ચૂડો કહોણી લગે રે;
તે દામોદરની દાસ, હું જઈ પડું પગે રે. ૪

વૃંદાવનનાં ઝાડ, ફાલ્યાં ફૂલ્યાં ફળ્યાં રે;
તેનું પામીશ હું દરશંન, ભારે ત્રાંકાં વળ્યાં રે. ૫

તુળસીક્યારા કોટિ, માંજર ડોલતી રે;
સાંભળીશ શબ્દ રસાળ, મહુઅર બોલતી રે. ૬

દેખીશ ધાતી ધેન, ધોળી દૂધે ભરી રે;
માકડી હરણી ગોરી, કાળી કાબરી રે. ૭

ખાંડી મીંડી ગીણી, ડોલી કુંડળી રે;
આજ દેખીશ હું દરશંન, ગાયની મંડળી રે ૮

નાહાનાં ગોહોરાં વચ્છ, સાંઢ સોહામણા રે;
લટકાળા ગોવાળ, સખા કૃષ્ણતણા રે. ૯

સુને સુકન સારા થાય, માન દેશે હરિ રે;
મળી સામી નાર, વારિ ઘડે ભરી રે. ૧૦

ઉતર્યો દક્ષિણ પાસ, કાળો મૃગલો રે;
ચાસ સારસ શુક, શબ્દ કરે ભલો રે. ૧૧

ચકોર મોર ને હંસ, બોલે કોકિલા રે;
ફરકે જમણી આંખ, સુકંન થાયે ભલા રે. ૧૨
સુકનનું એ ફળ, શામળીયો મળે રે;
હું ને હરજી થઈયે એક, કંસાસુર બળે રે. ૧૩
ગત જન્મનું પુણ્ય, પ્રબળ માહારું હશે રે;
પ્રભુનું પામીશ દરશંન, લોચન ધન્ય થશે રે. ૧૪
આવો અક્રૂરરાય, કહેશે કૃષ્ણ મુખે રે;
હું તે વેળાનું રૂપ, રાખીશ હ્રદે વિખે રે. ૧૫
હરિ દહોતા હોશે ગાય, દોહોણી કરે ધરી રે;
દેખીશ રેડતા દૂધ, પાત્ર ભરી ભરી રે. ૧૬
બ્રહ્મા સરખા નન્દ, સાવિત્રી જશોમતિ રે;
રખે કરે મારી લાજ, હું છૌં જાદવપતિ રે. ૧૭
ઘોડાની ઘૂઘરમાળ, ઘંટા ઘમકશે રે;
કહેશે આવ્યું કોણ, ભત્રીજા ચમકશે રે. ૧૮
ઓળખશે તતકાળ, સામા આવશે રે;
કાકાજી કહીને કૃષ્ણ, મુને બોલાવશે રે. ૧૯
હું લાગીશ પ્રભુને પાય, હરિ ઉઠાડશે હાથે રે;
ગળામાં ઘાલી બહાંય, ચાંપશે હ્રદયા સાથે રે. ૨૦
લક્ષ્મીને રમ્યાનું સ્થાન, વહાલાજીનું છે હ્રદે રે;
ગોપીનો વિશ્રામ, ચરચ્યું મૃગમદે રે. ૨૧
કૌસ્તુભમણિ વનમાળ, તુળસી માંજર ગુંજા રે;
તે અડશે મારે અંગ, ભેટશે ભરી ભુજા રે. ૨૨
મ દક્ષિણ વીર, વળગી બેલડી રે;
રો દીનદયાળ, ગોકુળની શેરડી રે. ૨૩

તેડી જાશે મન્દિરમાય, પ્રીતે આદર કરી રે;
બેસાડશે દિવ્યાસન, પૂછશે વાત હરિ રે. ૨૪
એવા અંતરનો અભિલાષ, મનોરથ બહુ થયા રે;
થાતે સાયંકાળ, અક્રુર ગોકુળ ગયા રે. ૨૫

વલણ

ગયા સંજ્યા સમે ગોકુળે, આવ્યા નંદને આંગણે રે;
મેળાપ કાકા કૃષ્ણનો તે, કથા શ્રીશુકજી ભણે રે. ૨૬

---

## કડવું ૧૦૮ મું : રાગ ધનાશ્રી

રથ જ આવ્યો નન્દજીને બારણે, અક્રૂર પધાર્યા કોઈ એક કારણે;
ભત્રીજાને દેખી કાકાજી હસ્યા,મૂકી ગૌ દોહાવી મળવા હરિ ધસ્યા.૧

ઢાળ

ધસ્યા શ્રીકૃષ્ણ હેત સાથે, સંકર્ષણ પૂંઠે ગયા;
અક્રૂર પ્રીતે પાય લાગ્યા, નાથજીએ કર ગ્રહ્યા. ૨
પરસ્પરે સ્તવન કીધાં, ભત્રીજા વામ દક્ષિણ રહ્યા;
વળગી હાથે આદર સાથે, મન્દિરમાં તેડી ગયા. ૩
આવી ભેટયા નન્દજી, આનન્દી માત જશોમતિ;
અર્થ જાણ્યા વિના પ્રીત કીધી, જમહૃતવૃત્ત જાણતા નથી.[1] ૪
નામે છે જળ જશોમતિ, નન્દ પખાળે પાય;
બળિભદ્રજીએ ધૂપ કીધો, વિઠ્ઠલ ઢોળે વાય. ૫
ચન્દન કુમકુમ કેસર માળા, આરતિ કરી સ્તવન કર્યું;
અક્રૂરચરણે નન્દરાયે, પ્રેમસું મસ્તક ધર્યું. ૬

---

૧. જમદૂતવત જાણતા નથી.

ઘૃત પકવાન્ન પય શર્કરા, ભોજન નાના પ્રકાર;
મુખવાસ આપી સેજ બેસાડ્યા, દીઠી સ્વાગત ભ્રાત કુમાર. ૭
અક્રૂરને પૂછે કૃષ્ણજી, કહો સમાચાર મથુરાતણા;
અમો સાંભળ્યું જે કંસરાયે, જાદવ સહુ પીડ્યા ઘણા. ૮
ઉગ્રસેનજી શું કરે છે, પદવી પુત્ર તળે ગઈ;
જીવે છે વસુદેવ દેવકી જે, કારાગૃહે નાખ્યાં લઈ. ૯
અક્રૂર વળતું બોલીયા, તમો સાંભળો ગોકુળપતિ;
કંસનું બળ તહાં લગે, મહાપુરુષ ત્યાં આવ્યા નથી ૧૦
વસુદેવ દેવકી છૂટશે, દુઃખ જાશે જાદવતણાં;
માત તાતે સંભાળ લીધી નહીં, તહાં લગે બાળક દયામણાં. ૧૧
રાજ કંસાસુર તણે, સુખ પ્રજાને ત્યાં કશું;
પરાધીન પ્રજા થઈ જેમ, ખાટકીને ઘેર પશુ. ૧૨
કાકાનાં વાક્ય સાંભળીને, ક્રોધ્યા કેશવ રાય;
સંકલ્પ કીધો કુશળ માટે, અચુત આપશું ગાય. ૧૩

વલણ

ગાય આપશું વિપ્રને, જ્યારે મળશે માતપિતાય રે;
ભટ પ્રેમાનન્દ કહે કથા, થયો આડત્રીશમો અધ્યાય રે. ૧૪

---

## અધ્યાય ૩૯ મો

### કડવું ૧૦૯ મું : રાગ મેવાડો

હો અક્રૂરજી કેમ પધાર્યા, અમ સરખું કાંઈ કાજજી;
મ ગોપને મન્દિર આવ્યા, તમ સરખા મહારાજજી. ૧
…નાં વચન સુણીને, બોલ્યા શ્રીઅક્રૂરજી;
માંહે જાગ કરે છે, કઠિણ કંસાસુરજી. ૨

તમને હું તેડવા મોકલ્યો છૌં, એ આમંત્રણની રીતજી;
શ્રીકૃષ્ણને મળવાની ઇચ્છા, કંસાસુરને પ્રીતજી. ૩
સકળ ગોપ રામકૃષ્ણ સંઘાથે, તમને નિમંત્રણજી;
નોતરું સાંભળી નંદજીનું, હરખ્યું અંતસકર્ણજી. ૪
કપટ ન જાણ્યું કંસાસુરનું, આનંદ્યા નંદરાયજી,
ગોપ સર્વે તતપર થાઓ, સાદ પાડ્યો પૂર મહાંયજી. ૫
દૂધ ઘૃત લીયો મહી માખણ, ભૂપને ભેટ કરવાજી;
રામકૃષ્ણને જાતા જાણી, ગોપી લાગી દુઃખ ધરવાજી. ૬
આગળથી વ્રજવધૂએ જાણ્યું, છે કાંઈ કપટીની વાતજી;
ફરી નહીં આવે મથુરાથી, જો જાશે પ્રાણનાથજી. ૭
એકેકને ઘેર જાએ ગોપી, કરે વાત મૂકી નિઃશ્વાસજી;
મધુપુર જાશે મોહનજી તો,[1] મળવાની શી આશજી. ૮
ચાર યુગ નિશા થઈ ભારે, ન મળી નેત્ર નિમેષજી;
જાણુવિચાર્યું નંદ કરે છે, છે કંસને હરિ પર દ્વેષજી. ૯
કો એક સ્ત્રીને નિદ્રા આવી, તેને ઘોર સ્વપનજી;
હરિવિજોગનુ આગમ થાએ, ફરકે જમણું લોચનજી. ૧૦
નંદરાયને નિદ્રા આવી, પોઢિયાં યશોદા માતજી;
શ્રીકૃષ્ણે એકાંતે પૂછી, અક્રૂરજીને વાતજી. ૧૧
ઘણું દુઃખ મુને છે કાકાજી, કંસે હણ્યા ખટ ભ્રાતજી;
અદ્યાપી કારાગૃહ વેઠે છે, અમારાં માતતાતજી. ૧૨
કાકાજી તમો ભલે પધાર્યાં, અમને દીધું માનજી;
કાલે કંસાસુરને મારું, એમ બોલ્યા ભગવાનજી. ૧૩
વાત કરતાં વહાણું વાયું, સજ થયા ગોવાળજી;
ગોપવધૂને અક્રૂર ભાસે, જાણે કૃતાંત કાળજી. ૧૪

૧. મધુપુર જશે મોહનજી તો.

વલણ

કાળ દેખે કામિની, અક્રૂર નોહે પણ ક્રૂર ખરો રે,
જો જાવા દેશો કૃષ્ણને તો, મળવાની આશા પરહરો રે ૧૫

## કડવું ૧૧૦ મું   રાગવેરાડીની ચોપાઈ

વ્રજબાળાને જ્વાળા વિખતણી, શ્યામરામ જાએ મથુરાભણી,
કહીલા વદન એકત્ર સુંદરી, શિર ડોલે બોલે જાશે હરિ ૧
મથુરાની નારી કામણ ભરી, તે મોહશે જોશે કટાક્ષ જ કરી,
હાવભાવ આદર ચાતુરી, અનેક વચન બોલે માધુરી ૨
નહીં દૂષણ ભૂષણ સોળેસરી, ગજ ગામિની ભામિની સર્વોપરી,
મૃગનયણી રયણી રમી જાણે, તે જતિને રતિમા ઘેર આણે ૩
આપણો સ્વામી કામી નદકુમાર, વહાલાને વહાલો છે વ્યભિચાર,
તજે ગોળ જે શર્કરા ચાખે, પામે રત્ન તો કાચને શીદ રાખે ૪
શીદ સેવે શુદી જે પામે દ્રાખ, મથુરા દાસી આપણ સરખી લાખ,
તે ક્ષત્રાણી રાણી ગુણભ ડાર, આપણ આહીર દુર્બળ અવતાર ૫
તે પહેરે પટોળી ચીર નિર્મળા, આપણે પહેરીએ જાડા કામળા,
તેને મુક્તાફળ માળા મોટી, બાઈ આપણી કોટે ચણોઠી ૬
તેને શિશફૂલ સેથો રાખડી, આપણે મહીની ગોળી ચડી,
તે જાણે ઉગટ કરી મુખ માજી, આપણ જાણીએ લોચન આજી ૭
તેને સપ્તભૂમિના મંદિર ખરા, આપણને વસવા નીચા છાપરા,
તે પંચામૃત જમાડે સુંદરી, આપણે પાઈયે છાસ વાટકો ભરી ૮
ચોર ચોર કરી આપણ વહડીયા, ક્યા નગ્નાયિકા ક્યા ગામડીયા,
ક્યા કનક ને ક્યા કથીર, કહા ઉત્તમ ક્ષત્રી કહા આહીર ૯
બાઈ જ્ઞાન ન દશરથનુ ગયું, પાપી અક્રૂરનુ માન્યું કહ્યુ,
મૂર્ખ જસોદા માવડી, કાળ જ પુત્રને મૂકે કહાડી ૧૦

ગોપી આકુળવ્યાકુળ હોય, તે શરદસુખ સંભારી રોય;
બાઈ કોણ વાંસળી વજાડશે, કોણ રાસક્રીડા રમાડશે. ૧૧
દાણ લેવા ઘાટ કોણ રોકશે, વ્યંગ વચન કોણ કહી ટોકશે;
જેણે ચંદન ચરચી હઝાડ્યાં, ઉંચાં ચહડાવી પછાડ્યાં. ૧૨
બાઈ રંકને કેમ છાજે મણિ, અભાગિયાને અનાથ ધણી;
માન સુકન બાઈ થાય છે ઘણા, હરિ તરછોડે એહમાં નહીં મણા. ૧૩
પછે બ્રહ્માને સહુ દે છે ખોડ, કાં સંજોગ મંડ્યો રણછોડ;
સંજોગ કરી કાં કરે વિજોગ, કેમ સહેશું વિજોગ લક્ષણ રોગ. ૧૪
એ રોગને ઔષધ કાંઈ નહીં મળે, એ ગુપ્તમાર અંતર પરજળે;
ધન્વંતરી જો વાહારે ધાય, પણ દીર્ઘ રોગ દૂર નવ થાય. ૧૫
હારી જાયે અશ્વિનીકુમાર, ન ભેદે ઔષધનો ઉપચાર;
તો વ્યાધિ અમારો તતક્ષણ ટળે, જો ફરી ગોરલીધર મળે. ૧૬
બ્રહ્મા તુજ કને માગું એહ, તું રખે આપતો માનુષી દેહ;
જો આપે માનુષાવતાર, તો ન કરીશ કોસું મિત્રાચાર. ૧૭
જો મળે શુભ મિત્ર સંજોગ, તો નવ પાડીશ વળતો વિજોગ;
જો વિજોગ દહે અંતઃકરણ, તો ઉતાવળું તું આપે મરણ. ૧૮
ધન્ય મૃત્યુ જીવવું ધિક્કાર, જો મેલી જાયે પ્રાણાધાર;
હે બ્રહ્મા એક તેં કૂડું કર્યું, જે અક્રર નામ પાપીનુ ધર્યું ૧૯
ઉદવસ્ત કરે છે ગોકુળ ગામ. એ દુષ્ટનું ઘટે ક્રૂર નામ;
અમારે લલાટે તેં લખ્યા અક્ષર, સદા ગોપી રમશે કમળાવર. ૨૦
તે અક્ષર ભૂસે છે અક્રૂર, ધાઓ વાહારે વહેલા, થાય અસૂર;
રાતા ટળી થાય અક્ષર શ્યામ, તો અચળ વિધિ નહીં તારું નામ. ૨૧
ઠગરૂપ બ્રહ્મા અમો ઓળખ્યા, મથુરાની સ્ત્રીને અક્ષર લખ્યા;
સુકિત અમારાં સર્વે ગયાં, અમો જેહેવાં હુતાં તેહેવાં રહ્યાં. ૨૨

ઘણા જાદવ મૂખા મથુરા મહાંય, તો અક્રૂર પાપી જીવ્યો કાંય;
શકટ હવડાં જોતરાશે, બાઈ રથે બેસી જીવન જાશે. ૨૩
માંહો માંહે વાત કરે સુંદરી, શ્રીકૃષ્ણ વિના જીવશું કેમ કરી;
હોય દીપક વહોણું જેહેવું ગેહ, બાઈ પ્રાણ પાખે જેહેવો દેહ ૨૪.
થાય જળવિના જેહેવી વેલડી, રાણી વિના જેમ સાહેલડી;
મણિધર વિના જેહેવી કાંચળી, બાઈયથા નેત્ર ગઈ પૂતળી. ૨૫
વિનય રહિત જેહેવી રસના, તેહેવાં આપણ વિઠ્ઠલ વિના;
ચાંદ્રણી ચંદ્ર વિના જમ થાય,ગોવિંદ વિના તેમ થાશે ગાય ૨૬.
સૂર્ય વિના જેમ હોય ગગન, શ્રીકૃષ્ણ વિના તેમ વૃંદાવન;
ભરતાર વિના નારીનાં સ્તન, ગોપાળ વિના તેમ ગોવરધન. ૨૭
મૃગ વિના જેહેવી મૃગલી, વ્હાલા વિના તેહેવી વાંસળી;
જેમ છત્ર વિના જેષ્ટિકા પડી, હરિ વિના તેહેવી લાકડી. ૨૮
રાજા વિના છત્ર સૂનું જથા, મોરપીછ મુગટ તેહેવો સર્વથા;
જેમ ધનહીન વેપારી થાય, તેહેવે રૂપે થાશે નંદરાય. ૨૯
જેમ જળ વિના નીરસ વાવડી, તેહેવી થાશે જસોદા માવડી;
એહેવા વિચાર કરે કામિની, રોઈ રોઈ ખોઈ આખી જામિની. ૩૦
શુકજી કહે સાંભળ ભૂપાળ, સાવધાન થયા સહુ ગોવાળ;
દૂધ દધિ ઘૃત ને નવનીત, લીધી ભેટ મળવાની રીત. ૩૧
ઉન્મત્ત સાંઢ શકટ જોતર્યા, ગોપ તતપર થઈ પરવર્યા;
પછે રામ કૃષ્ણ કીધા સાંતરા, નંદરાય અતિ હરખે ભર્યા. ૩૨
શ્રીકૃષ્ણને શિક્ષા દે છે નંદ, કેવા ડાહ્યા થાઓ છો ગોવિંદ;
ઘણું દોહેલું છે રાજદ્વાર, તું ધૈર્ય રાખજે પ્રાણ આધાર. ૩૩
પ્રથમ પ્રણામ જઈ કીજીએ, જીકાર કરી ઉત્તર દીજીએ;
જીએ વાત બોલતાં નવ બીજીએ, કાંઈ આપે તે શિરનામી
લીજીએ. ૩૪

સભામાં અરુંપરું નવ જોઈએ, માહરા દામોદર ડાહ્યા હોઈએ;
પ્રથમ મુહૂર્ત કરાયું આજ, સંતોખવો છે કંસ મહારાજ. ૩૫
જસોમતી કરાવે શૃંગાર, માહારો પુત્ર જોઈ આવશે રાજદ્વાર;
પંચગવ્ય રક્ષા બહુ કરી, સુત સાંજે વહેલા આવજો ફરી. ૩૬
જો વાસો રહેશો મથુરા માંય, તો તું વિના મારી રાત ન જાય;
નહીં તો નંદ તમો વાસો રહેજો, પણ કૃષ્ણને ઘેર મોકલી દેજો. ૩૭
દધિપ્રાશન દીધું ભોજંન, છેડે ખાવું કાંઈ દીધું બંધન;
બીજા ગોપને કહે જશોદા માવડી, શ્રીકૃષ્ણને સૂનો મા મૂકશો
અધઘડી ૩૮

હળધરને સોંપી આપ્યા હરિ, મરી જાઉં હું મીઠડાં કરી;
વ્રજવાસીને હરિ મૂકે હીંડે, પરિબ્રહ્મને માયા કેમ પીડે. ૩૯
પરિત્યાગ ગોકુળનો કરે, ગોપવધૂ સહુ આંસુ ભરે;
કપાળે કુમકુમ ચાંદલા કરી, શુભ અક્ષત તે ઉપર ધરી. ૪૦
કુશળ દક્ષિણા આપી ઘણી, મહાવ પધારે મથુરા ભણી;
જેમ માતપિતા બાળકને હણે, તેથી વ્રજમન દીધું ઘણે. ૪૧
ઉછેર્યાં વૃક્ષને છેદે માળી, વિજોગ ખડ્ગે છેદી વ્રજબાળી;
જેમ જેમ હરિ બહાર પગલાં ભરે, તેમ તેમ ગાય હીંસારા કરે.
જેમ જેમ સૂરજ અસ્તાચળ જાય, તેમ તેમ અંધકાર બહુ થા
જેમ જેમ ચાલે જુગદાધાર, તેમ તેમ ગોકુળ થાય સુનકાર.
ફેરવ્યો ગાયને વાંસે હાથ, વાછરુને ચાંપ્યાં હૃદયા સાથ;
માયા ઉતારી સુરભિ તણી, માત યશોદા દીસે દયામણી.
જનુનીને ભેટ્યા ભુજ ભરી, પ્રભુને આંસુ પડ્યાં નીસરી;
જશોમતીનું હેત સાંભર્યું, વ્યાપી માયા બ્રહ્મપણું વીસર્યું.
શત કલ્પ સેવા કરવા રહીએ, પણ માને ઓશિંકળ નવ થઈ
મેં ઘણે ઠામ લીધો અવતાર, પણ માતનું સુખ લીધું આ વાર.

શત સહસ્ર સગપણ છે સર્વથી, પણ જનુનીનું હેત કયાંએ નથી;
હું વિના ગોપી જીવશે કેમ કરી, સુને મળી પતિલજ્જા પરહરી. ૪
વસુદેવ દેવકી કોણ અક્રૂર, વ્યાપી માયા નયણે વહે જળ પૂર;
ફરી આપ સંભાર્યું હરિ, દીધું હાસ્ય માયા પરહરી. ૪૮
કોની ગાય ગોપી જસોમતી, નિર્લેપ બ્રહ્મને માયા નથી;
હસતાં અંબાને પાગે પડી, અક્રૂરને રથ જઈ બેઠા ચહડી. ૪૯
શું જાણે જશોદા ઘેલી થઈ, જુએ જાતો જીવન ઉભી રહી;
એક ઘડી નથી કીધા વેગળા, તમો સહુવારા આવજો શામળા. ૫૦
રસોઈ કરી હું જોઉં વાટ, કરશો વિલંબ થાશે ઉચ્ચાટ;
પછે હા કહી રથ હાંકયો હરિ, દીધી આશ માએ જાણી ખરી. ૫૧
ગોપિકાને કીધી કરની શાન, ઉતાવળો રથ ખેડ્યો ભગવાન;
ગોપિકાએ કપટ જાણ્યું તત્કાળ, છેહ દીધો છળ કીધું ગોપાળ. ૫૨
બાઇ . પ્રાણ જાય ત્યાં લજ્જા કશી, નિર્લજ્જ થઈ સહુ પૂઠે ધસી;
ગુપ્ત સ્નેહને પ્રગટ જ કર્યો, ફરી વળી રથ હાથે ધર્યો. ૫૩

વલણ

ધર્યો રથ જઈ ગોપીએ, શ્યામા સહુ વીંટી વળી રે;[૨]
સમસ્યા કરે શામળો પણ, તિલ ન થાય વેગળી રે. ૫૪

---

## કડવું ૧૧૧ મું : રાગ મેવાડો

નહીં જાવા દીજે રે, જીવન નહીં જાવા દીજે,
નહીં દીજે જાવા નાથજી રે, તમને નંદરાયની છે આણ,
પાછા વળશો હાર માની રે, તમને જોડી કહું છીં પાણ—નહીં ૧
કપટ દીસે રે, કહાના કાંઈ કપટ દીસે,
કપટ ભાસે અમને રે, પડી પેટડીયામાં ફાળ;
દેહ શામળીયો રે, આત્મા લેઈ ચાલ્યો અક્રૂર કાળ—નહીં. ૨

૨. શ્યામા સહુ ટોળે મળી રે.

સુકન માઠા રે, થાય અમને સુકન માઠા,
સુકન માઠેરા થાય તે દેખીએ રે, ઝાંખો ગગને સૂર;
દવ લાગો વૃંદાવને રે, જમુના શોણિત પૂર-નહીં. ૩

ગોકુળ સૂનું રે, શામળીયા ગોકુળ સૂનું,
ગોકુળ સૂનું શામળા રે, સૂની તમારી ગાય;
અમો નિરભાગી આહીરડાં રે, અક્રૂર લૂંટી જાય-નહીં. ૪

કો વાહારે ચડજો રે, કો વાહારે ચડજો,
કો વાહારે ચડજો રાંકની રે, અમો અબળા છૌં બળહીન;
કૃષ્ણ વિના શું જીવું રે, અમો દૈવે કીધાં દીન-નહીં. ૫

અમો સાથે આવું રે, પ્રભુ અમો સાથે આવું,
સાથે આવું શામળા રે, નથી કુટુંબનો અરથ;
સેરડામાં સુતી સુંદરી રે, હાંકો હૃદયા ઉપર રથ-નહીં. ૬

સ્નેહ સંભારો રે, શામળીયા સ્નેહ સંભારો,
સ્નેહ સંભારો શ્યામજી રે, શરદ સમેની રાત;
પાછા વળો કે પ્રગટ કરું રે, કો વૃદ્ધ સાંભળશે વાત-નહીં. ૭

બાંધી મૂઠી રે, રાખીએ બાંધી મૂઠી,
બાંધી મૂઠી રાખીએ રે, ઉઘાડે અનરથ;
અમો નિર્લજ્જ થઈને બોલશું રે, નથી વારવા કો સમરથ-નહીં ૮

અમો દાસી તાહારી રે, દામોદર દાસી તાહારી,
દાસી છૌં અમો તાહારી રે,તું સ્વામી દીન દયાળ;
પ્રાણનાથ પોતાનો પરહરે રે, કોણ બીજું લે સંભાળ-નહીં ૯

શો વાંક અમારો રે, વહાલા શો વાંક અમારો,
શો વાંક અમારો વિઠ્ઠલા રે, જે મૂકો છો મહારાજ;
જો તુચ્છકારી તરછોડશો રે, તો જીવ્યાનું શું કાજ-નહીં ૧૦

અમો આગમ જાણ્યું રે, વહાલા અમો આગમ જાણ્યું,
આગમ સૂઝે શામળા રે, મનને નિશ્ચે થાય;
હવે મળવું દોહેલું રે, નહીં આવો ગોકુળ મહાંય–નહીં ૧૧
છૂટા કેશ ઉઘાડાં મસ્તક રે, પટકુળ લોમ ભરાય;[૩]
સુખમાં મૂકે દશ આંગળી રે, અળળા આડી થાય–નહીં ૧૨
આંસુ ભરતી રે, શ્યામા આંસુ ભરતી,
આંસુ ભરતી ભામિની રે, પટ પાથરી માગે માન;
રખે ધીરો પાપી કંસને રે, કાંઈ કહ્યું માનો કહાન–નહીં. ૧૩
લજ્જા મૂકી રે, ગોપીએ લજ્જા મૂકી,
લજ્જા મૂકી ગોપીએ રે, બાઈ પ્રગટ કહે ભરથાર;
સ્ત્રી થઈને પાલવ ઝાલો રે, શું કરશે સંસાર–નહીં. ૧૪
મનનું કારણ રે, ગોપીનાં મનનુ કારણ,
મનનુ કારણ ઓળખ્યું રે, સાચે વઢશે વ્રજનાર;
ભાર પોતાનો રાખશો રે, રથથી ઉતર્યા મોરાર–નહીં. ૧૫
અળગી તેડી રે, ગોપી સહુ અળગી તેડી,
અળગી તેડી સુંદરી રે, કરની કીધી સાન;
દશને રસના ડસી રે, શિર ધુણાવે ભગવાન–નહીં. ૧૬
ઘેર પધારો રે, ગોપી ઘેર પધારો–ટેક
ઘેલાં ન થઈયે રે, એમ ઘેલા નવ થઈયે,
ન થઈયે ઘેલાં સુંદરી રે, છે કઠિણ લોકાચાર;
બ્રહ્મચારી સુને સહુ જાણે છે રે, કાં ભાજો છો તમો ભાર–ઘેર ૧૭
ઘણી પ્રીત તમારી રે, બાળા ઘણી પ્રીત તમારી,
તમારી પ્રીતને દોરડે, હુ બાંધ્યો છોં નિરધાર;
આ વચન માહારું માનજો રે, હું ફરી મળીશ એકવાર–ઘેર૦ ૧૮

૩. પટકુળ લોમ રોળાય.

ભરમે ભૂલી રે, ગોપિકા ભરમે ભૂલી,
ભરમે ભૂલી ભામિની રે, ન પ્રીછી એ દયાનો અર્થ;
છળ કરી છબીલો ચાલ્યો રે, પછે હાંકી મૂક્યો રથ–ભેર૦ ૧૯

કડવું ૧૧૨ મું : રાગ ધનાશ્રી મેવાડો

વાલી વ્રજનારી હો, રથ હાંકયો હરિ;
છેક છેહ દીધો હો, નવ જોયું ફરી. ૧
મોહન પધાર્યા હો, શ્રી મથુરા ભણી;
આશાએ બાંધી હો, નારી વ્રજ તણી. ૨
જમુનાના કરાડા હો, ગોપી ફરી જુએ;
રથ જાય વેગળે હો, તેમ તેમ ઘણું રૂએ. ૩
ધ્વજ રથની હો, દીસે ફટકતી;
વિજોગે વેધી હો, અબળા લટકતી. ૪
રથ રેણુ ઉડે હો, નાથ ગયા વેગળે;
નિરખે નાથને હો, નિમેષ ના મળે.[4] ૫
કાજળ પીવાયાં હો, રોઈ રાતી આંખડી;
છેતરી છબીલે હો, વ્રજવધૂ રાંકડી. ૬
કો ધાય પૂઠળ હો, કો દ્રુમ પર ચડે;
લેતી વારણાં હો,[5] કાંઈ એક દૃષ્ટિ પડે. ૭
કો એક બેઠી હો, કર મસ્તકે ધરી;
કો સુકન જોતી હો, ફરી આવશે હરિ. ૮
હેઠા ઉતરીને હો વાત છાની કરી;
તે પગલાં પેખે હો, અબળા મોહ ભરી. ૯

---

૪. નિમેષ નવે ગળે.
૫. લેહેતી નયણાં હો.

તે ચરણની રેણુ હો, ગોપી વંદન કરે;
દૃષ્ટ મથુરા ભણી હો, પાછી નવ ફરે. ૧૦
ઘણું દોહેલે હો, ગોપી ઘેર ગઈ;
વ્રજની વેદના હો, કેમ જાએ કહી. ૧૧
સાંભળ રાજા હો, શુકજી ઓચરે;
મારગમાં જાતાં હો, અક્રૂર ચિંતા કરે. ૧૨
ધિક બુદ્ધિ મારી હો, કોણ કર્મ આચરું;
બાળક બેહુ ભોળા હો, કેમ લઈ સાંચરું. ૧૩
કપટી રાજા હો, કંસ ક્રૂડે ભર્યો;
બાળકનું શું ગજું હો, સંદેહ મન ધર્યો. ૧૪

વલણ

સંદેહ અક્રૂરને થયો, એ રામ કૃષ્ણનુ શું ગજું રે;
પાછા વાળું બાળને, મર્યાદા કંસની તજું રે. ૧૫

## કડવું ૧૧૩ મું: રાગ ધનાશ્રી

અક્રૂરને ચિંતા થઈ મનમાં, બાળકથી શી પેરજી,
કેમ કુશળ હોયે પોપટને, પડ્યા પારધી ઘેરજી. ૧
શ્યામવર્ણું મુખ માહારુ થાશે, જો કંસ કરશે ઘાતજી;
બાળક બેહુને વળાવું પાછા, કહું કપટની વાતજી. ૨
વિચારતાં આવ્યું જમુના તટ, ઉતરવાને ઘાટજી;
અક્રૂર ચાલ્યા મજ્જન કરવા, અંતરમાં ઉચાટજી. ૩
પ્રાતઃસ્નાન કરો બેહુ બાંધવ, ઉત્તર દે કૃષ્ણ હેતજી;
આહીરને ઘેર અમો ઉછર્યા, નથી નહાવાની ટેવજી. ૪
તમો સ્નાન કરો કાકાજી, નહાયા નહીં જગદીશજી;
કેવળ બાળક કૃષ્ણજી જાણ્યા, કાકે ધુણાવ્યું શીશજી. ૫

અક્રૂરજી પેઠા જમુનામાં, શ્રીકૃષ્ણે કૌતુક કીધુંજી;
ઉદકમાંહે કાકાજીને, હરિએ દરશણ દીધુંજી. ૬
રામ કૃષ્ણ બે જળમાં દીઠા, અક્રર વિસ્મે થાયજી;
હવડાં રથ ઉપર હૂતા, કેમ આવ્યા જળ મહાંયજી. ૭
અક્રૂરે જોયું જળ બહાર નીસરી, દીઠા રથ ઉપર બે ભાઈજી;
બીજી વાર જોયું જળ મધ્યે, સૂતા છે શેષશાયીજી. ૮

વલણ

શેષ રૂપ અનૂ દીઠું, અક્રૂર વિસ્મે થાય રે;
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો ઓગણચાળીસમો અધ્યાય. ૨ ૯

---

# અધ્યાય ૪૦ મો

## કડવું ૧૧૪ મું : રાગ દેશાખની ચોપાઈ

શુક કહે સાંભળ પરીક્ષિત ભૂપ, અક્રૂરે દીઠું બ્રહ્મસ્વરૂપ;
જળ માંહિ દીઠા જગતાત, શેષશાયી સુતા સાક્ષાત. ૧
અષ્ટ મહા સિદ્ધિ ઊભી છે દ્વાર, ચરણ તળાંસે કમળા નાર;
શેષ રૂપ છે રોહિણી તંન, તેને પૃષ્ઠે કીધું લંણાસન. ૨
બ્રહ્માજી ઊભા છે એક પાસ, એક પાસે બેઠા પતિ કૈલાસ;
વેદ સ્તવે છે બંદી સમાન, ઋષિ નારદ કરે સંગીત ગાન. ૩
નવનિધિ દાસી સેવા કરે, પ્રભુ કોટિ ઇંદ્રની આભા ધરે;
ભક્તિ મુક્તિ બેહુ ઊભી દાસ, એવા અક્રરે દીઠા અવિનાશ. ૪
હરખે આંસુ લોચનથી ખરે, અક્રૂરસ્તવન કેશવનું કરે;
નમો જગતપિતા નમો નારાયણ,નમો આદિ રૂપ નમો પરાયણ. ૫
નમો નરકનિવારણ વિશ્વાધાર, નમો સાકાર નમો શૂન્યાકાર;
નમો માયાતીત ગુણાતીતરામ, નમો શાતાશાંતિ વિશ્વવિશ્રામ. ૬

નમો પ્રપંચપર પરમાવધિ, સંસાર રોગ નામ ઔષધિ;
અવિગતિ મહાગતિ ગેહનગતિ, સર્વેશ્વર પરમેશ્વર પ્રાણપતિ. ૭

છે આદિ અંત્યે મધ્યે સમાન, નહીં નામ ઠામ ગામ ભગવાન;
અકળ મહાબળ નિર્મળ નામ, સર્વ ઘટવ્યાપક પૂરણ કામ. ૮

નિષ્કર્મ બ્રહ્મ સદોદિત ધામ, છો ભક્તવત્સલ પૂરણ રામ;
તારી સત્તાએ ઊભો સંસાર, મોટા યોગેશ્વર નવ પામે પાર. ૯

તું વિરાટ વામન રૂપ અરૂપ, તું સચ્ચિદાનંદ છે ચિદ્રૂપ;
થાકી સરસ્વતી થાકા વેદ, હું પામર કેમ કરી પામું ભેદ. ૧૦

શાસ્ત્ર પુરાણે કાંઈ એક કહ્યું, તો માનુભાવથી લોકે લહ્યું;
તું સહસ્ર શીર્ષા રૂપ અકળ, વિકાસ્યું તારું નાભિકમળ. ૧૧

તે કમળથી બ્રહ્મા ઉપન્યો, તે બ્રહ્મા અંશે બ્રહ્મ રૂપનો;
બ્રહ્માએ તપ કીધું અત્યંત, તમો આજ્ઞા આપી શ્રીભગવંત. ૧૨

સકળ સૃષ્ટિ બ્રહ્માએ કરી, માંહે સત્તા તેજ તમારું ધરી;
ચૌદ લોક ત્રણ બ્રહ્માંડ, સપ્તદ્વીપ કીધા નવખંડ. ૧૩

સાગર સરિતા શૈલ ને સર્પ, ચતુર્વર્ણ પ્રજા મંત્રી નર્પ;
અંબર અવનિ અમર દાનવ, પતંગ પશુપક્ષી માનવ. ૧૪

શશક મશક કીટ જળચર, સઘળે તું વ્યાપ્યો પરમેશ્વર;
નામ બ્રહ્માનુ પણ કર્તા તૂંય, વિરચિ બાપડો સમજે શૂંય. ૧૫

બ્રહ્માંડ ત્રણ કો કહે એકવીશ, કો કોટિ બ્રહ્માંડ કહે છે જગદીશ;
તારે રોમ અગ્રે બ્રહ્માંડ અનંત, એકેક બ્રહ્માંડે વસે બહુ જંત.૧૬

જેમ ઉંબરનાં વૃક્ષને ફળ બહુ, તે ફળના જંતુનો પાર ન લહું;
એકેક ફળમાં નવ નવ ખંડ, તે ફળને જીવ જાણે બ્રહ્માંડ. ૧૭

૧. જેમ ધુધરના વૃક્ષને ફળ બહુ

ખંડખંડના જીવ ઓળખતા નથી, પ્રભુ તારી મોટી ગહનગતિ;
ધુલરના જીવ કરે છે વિચાર, છે આ બ્રહ્માંડ એમાં સંસાર. ૧૮
અંતર મધ્ય ઉપર જો ચડે, બીજા ખંડમાં જીવ તે ભૂલો પડે;
તે ફળમાં સ્વર્ગ મૃત્યુ પાતાળ, ઉત્પત્તિ સ્થિતિ લય તેમાં કાળ. ૧૯
તે ભૂલા ભમે ધુલરમાં પડ્યા, તે બ્રહ્મને શું જાણે જીવડા;
ભાગે ધુલર બાહેર નીસરે, પછે આ બ્રહ્માંડ અવલોકન કરે. ૨૦
દેખે સુર ચંદ્ર પૃથ્વી આકાશ, ફળ બ્રહ્માંડ જવ પામ્યું નાશ;
પૃથ્વી ધુલરનો પ્રાણી હુંય, અક્રૂર કહે સ્વામી સમજું શૂંય ૨૧
અનંત ધુલર ફળ અનંત, અકેકા ફળમાં કોટી જંત;
તેમ પૃથ્વીમાં હું પામર પ્રાણી,માયા બંધે હું બાંધ્યો છૌં તાણી. ૨૨
શંખાસુર મહા ઉન્મત્ત થયો, તે વેદ ચારને ચોરી ગયો;
મૂકાવવા વેદ લીધો અવતાર, તે મચ્છરૂપ તુંને નમસ્કાર. ૨૩
સમુદ્રનું કરવા મથન, કમઠ રૂપ લીધું ભગવંત;
ચૌદ રત્ન તેં કાઢ્યાં બહાર, તે કચ્છરૂપ તુંને નમસ્કાર. ૨૪
હિરણ્યાક્ષે જવ અવની હરી, કીધી વહાર વરાહ દેહ ધરી;
હણ્યો અસુર કરી ગદા પ્રહાર, તે શૂકરરૂપ તુંને નમસ્કાર. ૨૫
પ્રહ્લાદ બાંધ્યા સ્તંભસું તાણી, કીધો કાષ્ઠવાસ કરુણા આણી;
હિરણ્યકશ્યપ ચીર્યો જગદાધાર, તે નૃસિંહરૂપ તુંને નમસ્કાર. ૨૬
અશ્વમેધ કીધા બળિભૂપ, બાપ થયો તું બાળક રૂપ;
વિશ્વરૂપ ધરી વ્યાપ્યો સંસાર, તે વામનરૂપ તુંને નમસ્કાર. ૨૭
બ્રહ્માને આપવા ઉપદેશ, ધર્મ પાળવા ટાળવા કલેશ;
પ્રતિબોધ્યા સનકાદિક ચાર, હંસ રૂપ તુંને નમસ્કાર. ૨૮
વેન વપુ થકી અવતર્યા, તમો સુરભિરૂપે દોહી ધરા;
બાંધી નીતિ શીખવ્યો સંસાર, તે પૃથુરૂપ તુંને નમસ્કાર. ૨૯

અત્રિવંશ ઉદયા અવિનાશ, અષ્ટાંગ યોગ પોષ્યો અવિનાશ
પૂજાવી પાદુકા ધર્મ વિસ્તાર, તે દત્તાત્રેય તુંને નમસ્કાર. ૩૦
કર્દમ ગૃહે ઉદયા ભગવાન, માતાને આપ્યું નિજ જ્ઞાન;
દેવહૂતી કીધી બ્રહ્માકાર, તે કપિલરૂપ તુંને નમસ્કાર. ૩૧
અસુર કુળને કરવા કલેશ, નિજ ભક્તને દેવા ઉપદેશ;
વીણામાં ગાયા વેદ ચાર, તે નારદરૂપ તુંને નમસ્કાર. ૩૨
ક્ષમા શાંતિ અહિંસા નેમ, સમદર્શી સહુ પ્રાણી પ્રેમ;
ષટ ચક્ર ભેદ કીધો વિસ્તાર, તે ઋષભદેવ તુંને નમસ્કાર. ૩૩
ગજરાજ જવ ગ્રાહે ગ્રહ્યો, માતંગ મૃત્યુતુલ્ય તવ થયો;
તેની વહારે ધાયા વિશ્વાધાર, તે હયગ્રીવરૂપ તુંને નમસ્કાર. ૩૪
શેષ નાગને દેવા જ્ઞાન, બ્રહ્મચર્ય ધર્મ પાળ્યો ભગવાન;
સાધ્યો યોગ પ્રણવ ઓંકાર તે સનકરૂપ તુંને નમસ્કાર. ૩૫
થયા ઉન્મત્ત ક્ષત્રીતંન, તેં હણ્યો રાજા સહસ્રાર્જુન;
નક્ષત્રી કીધી એકવીસ વાર, તે પરશુરામ તુંને નમસ્કાર. ૩૬

વૈદ્યેશ્વર દેવતા વદે, ચૌદ રત્નમાં રૂપ કીધું ઉદે;
ઉપકાર કારણ ઔષધ ઉપચાર, તે ધન્વંતરીરૂપ તુંને નમસ્કાર.૩૭
તેં અસુર સૈન્ય સકળ વાળ્યું, અમૃત દેવને પ્રીતે પાયુ,
તેં નારી થઈ મોહ્યો સંસાર, તે મોહિનીરૂપ તુંને નમસ્કાર. ૩૮
કૌશલ્યા ગર્ભરત્ન રઘુવીર, શલ્યા તારી બાંધ્યું સાયરનીર;
રાવણ કુળ કીધો સંધાર, તે રામચંદ્ર તુંને નમસ્કાર. ૩૯
તેં ધર્મ નિત્ય કીધું નિર્માણ, કર્યાં શાસ્ત્ર અઢાર પુરાણ;
પરાશરનંદન પરમ ઉદાર, તે વ્યાસરૂપ તુંને નમસ્કાર. ૪૦
તાપસરૂપ ધર્યું જગદીશ, તપ કીધું વર્ષ સહસ્ર છત્રીશ;
ઉર્વશીને આપ્યો અવતાર, તે નારાયણ તુંને નમસ્કાર.[૧] ૪૧

૧. તે નરનારાયણ તુંને નમસ્કાર.

તું હળધર તું અર્જુન રૂપ, ગોપવેષ તું બ્રહ્મસ્વરૂપ;
બુદ્ધ કલ્કી અગ્રે અવતાર, શ્રીકૃષ્ણ બ્રહ્મ તુંને નમસ્કાર. ૪૨

હું અપરાધી કૃતારથ થયો, પાપઓઘ તુજ દર્શને દહ્યો;
જશોદાનંદન જગદાધાર જય ગોકુળનાથ તુંને નમસ્કાર. ૪૩

તું પરમેશ્વર સર્વેશ્વર હરિ, ચરાચર વિશ્વ રહ્યો વિસ્તરી;
દુષ્ટ હણવા તું લે છે અવતાર, વસુદેવપુત્ર તુંને નમસ્કાર. ૪૪

હરખ આંસુ અક્રુરને ઝરે, હું દાસ દાસ વાણી ઓચરે;
તેં હણવા કંસ ધર્યો અવતાર, જય ગોકુળનાથ તુંને નમસ્કાર.૪૫

એવી સ્તુતિ અક્રુરની સુણી કૃપા કરી કહે ત્રિભુવન ધણી;
સાધુભક્ત કાંઈ માગ વરદાન, અક્રુર કહે ચરણે રાખો ભગવાન.૪૬

સદૈવ સેવા કરું તુજતણી, કરો કલ્યાણ કંસને હણી;
સફળ થશે માગ્યું વરદાન, શેષશાયી રૂપ થયું અંતર્ધાન. ૪૭

તે ઇંદ્રજાળની પેરે થયું, સ્વપ્ન સરખું આવી ગયું;
અક્રૂર નીસર્યા જળથી બહાર, રથ પર દીઠા દેવમોરાર. ૪૮

શત જન્મનું પાતિક બળે, અક્રરસ્તુતિ કરે સાંભળે;
શુકજી કહે સાંભળિયે રાય, પૂર્ણ થયો ચાળીસમો અધ્યાય. ૪૯

વક્તા કવિતા શ્રીગોવિંદ, નિમિત્ત માત્ર છે પ્રેમાનંદ;
છે કાલા વાલા હરિ ગુણગ્રામ, શ્રોતાજન કહો સીતારામ. ૫૦

વલણ

સીતાપતિ રામ કહો પ્રાણી જન્મ સાર્થક થાય રે.

# અધ્યાય ૪૧ મો

## કડવું ૧૧૫ મું : રાગ રામગ્રી

અક્રૂરજીને પ્રભુજી પૂછેજી, ઘણીવાર લાગી કાકા શું છેજી.

ઢાળ

શું છે કાકા કૃષ્ણ પૂછે, કાં નહાતાં લાગી વાર;
સૂરજ તો ઊંચા રહ્યા, કોને જળમાં દીધો નમસ્કાર. ૧
નીરમાં નીચા થઈ, કોણ સાથે કીધી વાત;
અહીં બેઠા અમો સર્વ દીઠું, કહોજી કારણ તાત. ૨
શું દર્શન પામ્યા વરુણનું, કે દીઠું યમના રૂપ;
તમો આવડું કોને નમ્યા, કહો યાદવ ભૂપ. ૩
અક્રૂર વળતું બોલીયા, વચ્ચો છબીલા છેક;
રથ ઉપર તે જળ વિષે છે, દર્શન બન્ને એક.
ધૈર્ય આવ્યું ભ્રાંતિ ભાંગી, નિવરત્યું અજ્ઞાન;
મન માહારું નિરસે થયું, એ થકવા કંસ રાજાન. ૫
સંકલ્પ વિકલ્પ પરહરો, નિરલે થાઓ તાત;
કોણ કહોને મારશે, દૈવની વિપરીત વાત ૬
કાંઈ પ્રાતઃકાળે દેખશો, થશે જે થાનાર;
અક્રૂર રથ બેસાડીયા, ચાલીયા જુગદાધાર. ૭
જેમ દીપક આવે ઘર વિષે, ગગનમાં શશિભાણ;
તેમ મથુરામાં આવિયા, ગૌર શામળવાન. ૮
જગતતારણ ઉતર્યા, નાવે તે જમુના તીર;
ઉગ્રસેનની વાડી વિષે, ઉતર્યા સહુ આહીર. ૯
દિવસ ઘટિકા ખટ રહ્યો, અક્રૂરને કહે નન્દ;
કંસને કાલે મેળવશું, બાળક રામ ગોવિંદ. ૧૦

આ વાડી માંહે નિશા રહેશું, અક્રર કહે ભલું રાય;
કાકા આવ્યા કૃષ્ણ પાસે, છે મનોરથે મન મ્હાંય. ૧૧
અક્રૂરજી વિનતિ કરે, અભિલાખ પહોંચે પૂર્ણ;
હું દાસ ગૃહે કૃપા કરો, પ્રભુ પધારો પ્રાહૂણ. ૧૨
કૃષ્ણ કહે નથી કંસ માર્યો, નથી થયાં માબાપ મુક્ત;
કાર્ય થયા વિના પ્રોહોણાજવું, એ દેખીતું છે અયુક્ત. ૧૩
અમો કંસને ઘેર આવિયા, નથી મળ્યા મથુરારાય;
આજ્ઞા વિના પ્રોહોણા જવું તો, મામાજી દૂભાય. ૧૪
અક્રૂરજીને વચન આપ્યું, નેહે નન્દકુમાર;
કો સમે હું પ્રોહોણો આવીશ, અણતેડ્યો એકવાર. ૧૫
સમાચાર જઈ કહો કંસને, આવ્યા નન્દકુમાર;
ભૂપ તમને ભેટવાનો, કીધો કાલ વિચાર. ૧૬
જાજો કારાગૃહ ભણી, કાંઈ કરજો કરની સાન;
જણાવજો માબાપને જે, આવ્યા રામ ભગવાન. ૧૭
થઈ અવધ વરસ અગિયારની, તે જાણે છે વસુદેવ;
સમસ્યા કરજો તાતને, તે સમજશે તતખેવ. ૧૮
એમ કહી અક્રર વળાવ્યા, તે ગયા રાજદ્વાર;
પાસે બેસાડી કંસ પૂછે, કહોજી સમાચાર. ૧૯
કાંઈ થયું ઈચ્છયું આપણું, આવ્યા કેશવ રામ;
અક્રૂર કહે હા ભૂપતિ, તે સિદ્ધ પામ્યું કામ. ૨૦
વાડી માંહે ઉતર્યો, સર્વ ગોપનો પરિવાર;
ભલી ભાતે મળવા આવશે, કાલે નન્દના કુમાર. ૨૧
મેં જેમ મન ચિંતવ્યું, તે થયું ને થાશે;
અક્રરજી કહે કંસને, સહુ કાલે દુઃખ જાશે. ૨૨

કંસરાય રીઝયા ઘણું, તેં સબળ કીધો સંચ;
અક્રૂરજીને આપીયાં, પહેરવાનાં વસ્ત્ર પંચ. ૨૩
ઉજ્જવળ અશ્વ પલાણ સાથે, અર્પણ કીધો રાય;
અક્રૂરને કરુણા કરી, સર્વ લોક વિસ્મે થાય. ૨૪
અક્રૂર નિજ મન્દિર ગયા, આનંદ્યો કંસાસુર;
દર્શન કરવા શ્રીકૃષ્ણનું, સહુ પ્રજા થઈ આતુર. ૨૫
ઘેર ઘેર ચાલી વારતા, બાઈ જેની કરતાં વાત;
જશોદાજીવન ભક્તમોહન, આવિયા બેહુ ભ્રાત. ૨૬
લજ્જા મૂકે કુળવધૂ, નિરખવા દેવ મોરાર;
વૃદ્ધનું વાર્યું નવ કરે, પરવરે વાડી મોઝાર. ૨૭
નિજ પ્રજાની પ્રીત જાણી, કહે નન્દને રણછોડ;
આજ્ઞા આપો પિતાજી, છે ચહુટું જોવાના કોડ. ૨૮
છે કેવાં મન્દિર નગ્રનાં, છજા ઝરુખા પોળ;
શેરી ફળિયાં નિરખીએ, જે હાટવાટની ઓળ. ૨૯
નન્દ કહે ગોવિન્દને, તમો સાંભળો બળદેવ;
મોકલતાં મન માને નહીં, જે ઉછંકળની ટેવ. ૩૦
ઉન્માદ ગોકુળમાં ભલો, જે કો નહી પુછનાર;
મથુરાનો મારગ ભિન્ન છે, જ્યાં કંસનો અધિકાર. ૩૧
શ્રીકૃષ્ણ કહે પિતાજી સુણો, નગર જોવાનું કામ;
પરગામને અમો ઓળખું, નહીં લીજીએ કોનું નામ. ૩૨
તવ આજ્ઞા નન્દની હવી, તતપર થયા બે ભાય;
સાથે અચ્યુત ગોવાળીયા, પ્રભુ ગયા મથુરાંમાંય; ૩૩

વલણ

મથુરા વિષે માધવ ગયા, વાજે વાંસળી બહુ છંદ રે;
નંદ પ્રભુ નિરખવા, થયો લોકને આનંદ રે. ૩૪

### કડવું ૧૧૬ મું : રાગ વસંત

હાંરે મથુરા નગરીનું ચહુટું, જુએ જુગદાધાર;
વેણુ રસાળા ગાય ગેવાળા, મધ્યે નંદકુમાર—મ૦ ૧
અચુત સખા સંઘાતે ચાલે, કે બાળ યૌવન કિશોર;
પૂરપોળે પેઠા પિંડારા, વાજે મુરલી ઘનઘોર—મ૦ ૨
બાલક સહુ લટકતાં ચાલે, ઓઢી લોબરી લટકે;
કાળી કાંબળ ધાબળ ધોળી, ચુંદડી રંગ ચટકે—મ૦ ૩
કેસર રસ બોળ્યાં ઓળીયાં, અશોક આંબાપાન;
ગુંજા પ્રવાળાં તુળસી ટોડર, હૃદે હીંચે પરમ નિધાન—મ૦ ૪
કાછ કછ્યા છે પંચવર્ણા, કંદોરે ઘૂઘરમાળ;
લટકાવે લાકડી કંદુક ગેડી, ચાલે ચમકતા ગોવાળ—મ૦ ૫
ઉડગણમાં જેમ ઈન્દુ વિરાજે, તેવી મંડળી શોભી;
મથુરાની પોળે પેસતાં, મળ્યો મામાનો ધોબી—મ૦ ૬
પરિયટ હાંકે પોઠિયો, આવ્યો પટકુળ પખાળી;
ગોપને સાન દીધી શામળીયે, લાવો વૃષભને વાળી—મ૦ ૭
ઉન્મત્ત ગોપ ગયા કહેતામાં, ખાળ્યો ધોબી પાડે ચીસ;
નમ્ર વાણીએ રજક પ્રત્યે, બોલ્યા શ્રીજુગદીશ—મ૦ ૮
પરિયટ પાસે યાચે પરમેશ્વર, પૂરો ઇચ્છા અમારી;
એ વસ્ત્ર ચાર ઘડી આપો, પહેરું પાછાં આપશું ઉતારી—મ૦ ૯
સુખી લોક છે નગ્ર નિવાસી, અમો રંક કહે રણછોડ;
સાંતરા થઈ ચાલું ચહુટાંમાં, તું પૂર મારાં કોડ—મ૦ ૧૦
અધમ બુદ્ધિ ઉન્મત્ત અજ્ઞાની, ઓળખ્યા નહીં અવિનાશ;
માધવ માગે ધોબી ના કહે, અમર હસે આકાશ—મ૦ ૧૧
તમો પિંડારા પશુઆં ચારો, શું સમજો રાજધાની;
જેમ રવિરથે બેસવા ઇચ્છે, આગિયો અજ્ઞાની—મ૦ ૧૨

શ્રવણે સાંભળો કંસરાજા, તેનાં એ પટકૂલ;
આજ ગોવાળાનો કાળ આવ્યો, હું થાઈશ અનુકૂલ–મ૦ ૧૩
કૃષ્ણનો કર તરછોડી નાંખ્યો, કોપ્યા શ્રીજુગદીશ;
વામ ભુજે લપડાક મારી, પડયું પરિયટનું શીષ–મ૦ ૧૫
ઢળ્યો ધોબી ધર્ણું વિષેરે, કીધી કૃપા શ્રીભગવાન;
રજક ચત્રભુજ થઈ ચાલ્યો, બેસી દિવ્ય વિમાન–મ૦ ૧૫
ભાવે કુભાવે પ્રીતે દ્વેષે, ભક્તિ દરશન થાય;
પ્રેમાનંદ પ્રભુ સીતાપતિ, સેવ્યો નિષ્ફળ ના જાય–મ૦ ૧૬
રામ કૃષ્ણે પટકુળ પહેર્યાં, વહેંચી આપ્યાં સર્વ ગોવાળ;
સોઈ સુલક્ષણને મન્દિર, ગયા દીનદયાળ–મ૦ ૧૭
સુઈકારને કહે લક્ષ્મીવર, આવ હરિજન ઓરો;
મોટી કભાય કરો બેસતી, ઘટે ત્યાં ઘો દોરો–મ૦ ૧૮
થયો સજ ગજ કાતર લઈ, અંગુઠી સોય લીધી;
ઉભાં ઉભાં રામ કૃષ્ણની, બેસતી કભાય કીધી–મ૦ ૧૯
પ્રદક્ષણા કરી પાગ પડિયો, સોઈ રોઈ માન માગે;
આ પદાંબુજ પામ્યાનું ફળ, ભવભ્રમણ મુને ભાગે–મ૦ ૨૦
સાયુજ્ય મુક્તિ તેહેને આપી, જન્મના ભયથી ટળીયો;
આગળ જાતાં વનમાળીને, માળી એક મળીયો–મ૦ ૨૧
કુસુમ હાર માગ્યા મહારાજે, લેઈ જાતો કંસને ઘેર;
માળીએ વિચાર્યું નહીં આપું, તો થાશે ધોબીની પેર–મ૦ ૨૨
વનમાળીને માળી હાથે, આરોપે વનમાળ;
તે માની લે લાખની પૂજા, પ્રીતે મદનગોપાળ–મ૦ ૨૩
ચંપા ચોસર ને વૈજયંતી, પૂજ્યા ગોપ પુરુષ પુરાણ;
માળી કહે પુષ્પ પ્રભુને પહોતાં, કંસને પાષાણ–મ૦ ૨૪

સાન્નિધ્ય મુક્તિ આપી માળીને, સુદામો લાગ્યો પાય;
દયાળ ગોવાળઃ સાથે આવ્યા, ચોક ચહુટામાંય-મ૦ ૨૫
મથુરા થઈ વકુંઠ સરખી, વકુંઠનાથને આવે;
અટારીએ ચડી નિરખે બાળી, વનમાળીને વધાવે-મ૦ ૨૬
કનક કુસુમ મુક્તાફળ છૂટાં, માણેક ચૂની હીરા;
વધાવી આશિષ દે અબળા, કુશળ રહેો બેહુ વીરા-મ૦ ૨૭
મૃગમદ ચન્દન મળીયાગર, પૂજે નારી હૃદયા વહાલ;
સુગન્ધ સોધા કુંકમ કેસર, ઉડાડે અબીલ ગુલાલ-મ૦ ૨૮
કદલી સ્તંભ આંબાનાં ટોડર તોરણ, પૂરે સાથિયા દ્વાર;
વિસારી ભય કંસાસુરનો, હરિગુણ ગાય સહુ નાર-મ૦ ૨૯
વાજિત્ર વાજે શ્રીફળ ભાંજે, વૈષ્ણવ વેહેંચે પ્રસાદ;
ધામ કામ મૂકી સહુ ધાએ, સાંભળી વેણુના નાદ-મ૦ ૩૦
જેને શક્તિ નહીં ચાલ્યાની, છે દર્શનનો અનુરાગ;
કૃષ્ણ કૃપાએ અપંગ ચાલ્યા, પાંગળાને આવ્યા પાગ-મ૦ ૩૧
શ્રવણે બધિર થયા સાંભળતા, મૂક થયા વાચાળ;
જન્મ અંધને હરિ કૃપાએ, લોચન લોલ વિશાળ-મ૦ ૩૨
બાળકને બળ થયું હીંડ્યાનું, આવ્યાં વૃદ્ધ ને જોબન;
રોગી પુરુષ નીરોગી થયા, નિર્ધનને આવ્યું ધન-મ૦ ૩૩
અજ્ઞાનીને જ્ઞાન આવ્યું, પતિત થયા નિષ્પાપ;
કો વંધ્યા સ્ત્રીને ગર્ભ રહ્યો, હરિદર્શનનો પ્રતાપ-મ૦ ૩૪
રોગ દોષ શોક ભય ચિંતા, અધર્મ આળસ અજ્ઞાન;
અન્યાય સર્વ મથુરાથી નાઠા, જવ આવ્યા શ્રીભગવાન-મ૦ ૩૫
વિવેક ધર્મ ને કરુણા ભક્તિ, પ્રીત ને આચાર;
તપ જપ સત્ય ક્ષમા ઉદ્યમ, સાથે લાવ્યા નંદકુમાર-મ૦ ૩૬

વલણ

કુંવર શ્રીનંદરાયનો, એ સીતાપતિ રઘુરાય રે;
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો એકતાળીસમો અધ્યાય રે. ૩૭

# અધ્યાય ૪૨મો

## કડવું ૧૧૭ મું : રાગ મારુની દેશી

કહે પરીક્ષિતને શુક યોગી રે, સુણ ભૂપતિ હરિરસભોગી રે;
કહું લીલા લક્ષ્મીવરની રે, લીધી વાટ કંસના ઘરની રે. ૧

રાજદ્વારનો મારગ લીધો રે, નગ્ર લોક કૃતારથ કીધો રે;
પ્રભુ પાગ પ્રજા સહુ લાગે રે, દુઃખ દરિદ્ર દર્શને ભાગે રે. ૨

કર્તુમ્અકર્તુમ્ સમર્થ રે, પૂરે લાભ કામ મોક્ષ અર્થ રે;
અકળક ભોળો અવિનાશી રે, દીઠી કંસતણી એક દાસી રે. ૩

તેની સાથે સાહેલી ચાર રે, દીધાં કામ કરે વહે ભાર રે;
કર્ણુજ વાંકી ઠામે ઠામ રે, તેનું કુબ્જા દાસી નામ રે. ૪

છે વક્ર વપુ ઘણું વૃદ્ધા રે, તેને ધર્મ વિષ્ણુ પર શ્રદ્ધા રે;
ઇચ્છે ઈશ્વર મળે કાંઈ કરતે રે, પરાધીન કંસને વર્તે રે. ૫

રસાળ ચંદન ઘસી જાણે રે, તેની પૂજા અમર વિખાણે રે;
તેનું અર્ચન દેવને દુર્લભ રે, છે કંસને ચંદન વલ્લભ રે. ૬

જાય છે થાળ પૂજાનો પૂરી રે, કેસર મળીયાગર કસ્તૂરી રે;
અત્તર અર્ક અગરજા તેલ રે, સુગંધ સોધાની રગરેલ રે, ૭

કનક કંચોળાં પૂજા ભરીયાં રે, પૂજવા કંસને તતપર કરીયાં રે;
જેહવે જાય છે અંતર્યામી રે, મળી કુબ્જા પ્રભુને સામી રે. ૮

ઘણું વૃદ્ધ વપુ થયું જીર્ણ રે, સમેમાન થયાં વપુ વર્ણ પૂર્ણ રે;
કર લાકડી ન શકે હીંડી રે, વળી પાંપણ ભમર થઈ ભીડી રે.૯
મસ્તક શ્યામ કેશ નહીં એક રે, બેવડ વળી ચાલે છેક રે;
ચાંટા ચરણ છે લૂલા હસ્ત રે, રુધિર માંસ વિના ત્વચાઅસ્ત રે. ૧૦
શામળીયે શમસ્યા કીધી રે, ગોવાળે કુબ્જા દીઠી લીધી રે;
કરે કૌતુક લાકડી ઝાલે રે, ગોવાળા ખોડા થઈ થઈ ચાલે રે. ૧૧
હસે બાળક દેઈ દેઈ તાળી રે, બ્રહ્માએ નિરખીને લીધી વાળી રે;
મોટો લાભ દર્શન થયું ઇયાંથું રે,એ રત્ન ગોકુળમાં કયાંથું રે. ૧૨
આવી કુબ્જા કેશવ પાસે રે, હસી પૂછ્યું શ્રીઅવિનાશ રે;
કહો સુંદરી રૂપ રસાળ રે, શે ભરી છે કનકની થાળ રે ૧૩
કોણ નામ કહો કયાં જાશો રે, કાંઈ કૃપાળ અમને થાશો રે;
કહે કુબ્જા મસ્તક નામી રે, હું દાસી તમારી સ્વામી રે. ૧૪
મહારો જન્મ ગયો સહુ એળેરે, કીધી દાસી કંસ ભૂપાળે રે;
ગમે કંસને ચંદન મહારું રે, આજ કરું પૂજન તમારું રે. ૧૫
લ્યો પૂજા મોહન હું માગું રે, આજ મારું ચંદન લેખે લાગું રે;
યદ્યપિ કંસને અર્થે ઘસિયું રે, ચિત્ત તમારે ચરણે વસિયું રે. ૧૬
સાંભળી રીઝયા શ્રીવનમાળી રે, ચૌટામાં આસન વાળી રે;
કરુણા કીધી વૈકુંઠનાથે રે, ચર્ચે કુબ્જા વાંકે હાથે રે. ૧૭
દેવતા દાસીભાગ્ય વખાણે રે, પ્રભુને પૂજે અવસર આણે રે;
પુરની પ્રજા આશ્ચર્ય પામે રે, કીધી કૃતારથ શ્રીભગવાને રે. ૧૮
કીધી અર્ચા ચર્ચ્યું ચંદન રે, પાસેથી પૂજ્યા રોહિણી નંદનરે;
અન્ય ગોપનાં પૂજન કરિયાં રે,હરખ આંસુ દાસીએ ભરિયાં રે. ૧૯
સુને પરમ કૃતારથ કીધી રે કમળકાંતે પૂજા લીધી રે;
દાસીની પ્રીત બહુ જાણીરે, કુબ્જા કને ગયા સારંગપાણિ રે ૨૦

શિવ બ્રહ્મા દિગ્પાળ દશ, વિષ્ણુ વેદ ને સરસ્વતી;
દેવતાનો લોપ કીધો, કંસ કહે દેવત નથી. ૪
હું પરમેશ્વર પ્રજાપતિ, સહુ પૂજો મારું ચાપ;
મનવાંછિત ફળ પામશો, મમ ધનુષ ધ્યાન પ્રતાપ. ૫
પરવશ પ્રજા તે ચાપ પૂજે, પરમેશ્વરને પરહરી;
ઉપહાર સમર્પે શરાસનને, ધ્યાન રઘુપતિનું ધરી. ૬
પ્રગટ સ્તુતિ કરે-કંસની, અભિલાખ બીજો મન ધરે;
છાનું માગે પૂજા કરી, કંસગય વહેલો મરે. ૭
અખંડ દીપક ઘૃતતણા, પ્રહર પ્રહરે થાય આરતી;
નૃત્ય તાંડવ ઘંટા બોલે, દેખી કોપ્યા કમળાપતિ. ૮
આમ પૂજાએ ચાપ અસુરતણું, ઉચ્છેદ ધર્મ તણો થયો;
હવે મારું દુષ્ટને, એક નિશાનો અંતર રહ્યો. ૯
અધર્મ ઉથાપી ધર્મ થાપું, કીધો શબ્દ ઘનશું ગડગડ્યા;
દીનાનાથે દોટ મૂકી, ધનુષને મેડે ચડ્યા. ૧૦
કંસના મૂકયા સહસ્ર સેવક, થયા હરિને સન્મુખ;
અપવિત્ર ગોપ અળગા રહો, અભડાવશો શુદ્ધ ધનૂખ. ૧૧
તે અસુરને અળગા કરીને, પેઠા અશરણશર્ણ;
ધનુષ લીધું ઊંચલી, કીધું તાણી કટકા ત્રણ. ૧૨
પાતાળ સ્વર્ગે શબ્દ પડોતો, ભડકયો કંસ વિસ્મે વાત;
આનંદ પામી યાદવી, થયા આસુરી ગર્ભપાત. ૧૩
પછાડ્યા સેવક પાંચસો, અને પાંચસેં ન્હાસી ગયા;
સમાચાર મામાને હવા જે, પ્રગટ ભ ણેજા થયા. ૧૪
ટાળ્યો ધનુષ ભાંજી, નિરખી દેવ ગગને રહ્યા.
પચ કારજ કરી, ફરી વાડીમાં ગયા. ૧૫

રંક રૂપે રહ્યા ઉભા, જાણે બોલતાં આવડે નહીં;
નંદજી આનંદ પામ્યા, હૃદયે ચાંપ્યા કર ગ્રહી. ૧૬
કાંઈ કડાકો થયો નગરમાં, મેં મનમાં ચિંતા ધરી;
વારુ કીધું પુત્ર મારા, જે સથવારા આવ્યા ફરી. ૧૭
ગોવિંદ કહે છે નંદને, નિર્બળ સાધુ રૂપે થઈ;
અમો તમારું વચન માન્યું, ઉન્માદ કાંઈ કીધો નહીં. ૧૮
ધનુષ ભાંજ્યું ધોબી લૂંટયો, નંદ કાંઈ જાણતા નથી;
તે નિશા વાડીમાં સુતા, ગોપ સહિત કમળાપતિ. ૧૯
સોઈ માળી રજક દાસી, ધનુષ ત્રણ કટકા થયું;
સમાચાર પહોંતો કંસને, તે દુઃખે હૃદય જ દહ્યું. ૨૦
ચિંતા કરતાં શયન કીધું, સ્વપ્ન પામ્યો ભૂપતિ;
જાગી ઉઠયો અચાનકે, વિચાર્યું કુશળ નથી. ૨૧
રાય સ્વપ્ન પામ્યો ઘોર રે, ઉઠ્યો અચાનક કરી સ્હોર;
કો કાળપુરુષે મને બાંધિયોરે, હું પરમેશ્વરનો ચોર—રાય૦ ૨૨
જમુના દીઠી રુધિર વર્ણી રે, ઉત્પાત થાશે કાંઈ;
મસ્તક વોહોણા પ્રેતને રે, ધાઈ કંસે દીધું સાંઈ—રાય૦ ૨૩
ચંદ્રમા પૃથિવી પડ્યો રે, સૂર્ય રાહુએ ગ્રસ્યો;
ધ્વજા સાથે છત્ર ભાંગ્યું રે, મુગટ માથાનો ખસ્યો—રાય૦ ૨૪
સ્નાન કીધું તેલધારે રે, રક્ત ચંદન ચર્ચ્યું ભાળ;
શ્યામપટ પરિધાન કીધા રે, કંઠે કરેણાની માળ—રાય૦ ૨૫
ભોજન કીધું ખીરનું રે, છે શ્યામ લોહની થાળ;
નિજ નારી દીઠી રંડા રૂપે રે, લાગી ચોદિશ અગ્નિજ્વાળ—રાય૦ ૨૬
ઉષ્ટ્ર ગર્દભ માંકડા રે, મહિષી બાર બાંધી ઘણી;
મહિષ ઉપર ચઢ્યો રાજા રે, ગયો દક્ષિણ દિશા ભણી—રાય૦ ૨૭

મસ્તક વોહોણી છાયા દીઠી રે, કાયા કાળ સર્પે ડસી;
રાણી સાહેલી નગ્ન નાચે રે, કંસ વિખાણે હસી હસી–રાય૦૨૮

ઉલૂક વાયસ ગીધ પંખી રે, સીંચાણા સમડી ઘણી;
કંસ જાણે ચંચુ પ્રહારે રે, ટુંપે કાયા મુજ તણી–રાય૦ ૨૯

સ્વપ્ન વિચારી નિઃશ્વાસ મૂકે રે, થયો દુઃખે પ્રાતઃકાળ;
પંચ મલ્લ તેડ્યા અખાડે રે, શંલ તોશલ વિકરાલ[૩]–રાય૦૩૦

ચાણુર મુષ્ટિક કૂટ નામે રે, તત્પર મલ્લ કંસે કર્યાં;
વસુદેવ દેવકી તેડાવીયાં રે, જે જુએ વહતા દીકરા–રાય૦ ૩૧

સાંકળ લોહની હાથે પાગે રે, ડગમગતાં હીંડે ઓ પડ્યાં;
યુદ્ધ જેવા મલ્લઅખાડે રે, આણી બેસાડ્યાં બાપડાં–રાય૦૩૨

છે દંપતીને વિપત્ત ઘણી રે, મોટું સાલ થયું હૃદે;
મૂછ ઉપર હાથ મૂકી રે, કંસાસુર વાણી વદે–રાય૦ ૩૩

વસુદેવ તારું કપટ જાણ્યું રે, પુત્ર મૂકયા ગોકુળ જઈ;
દેખાડી કન્યા પારકી રે, મુને નારદે વારતા કહી–રાય૦ ૩૪

રામ કૃષ્ણ હવડા આવશે રે, કરાવું મલ્લસું સંગ્રામ;
જો હણાવું તમ દેખતાં રે, તો કંસાસુર માહારું નામ–રાય૦૩૫

વસુદેવ નીચું જોઈ રહ્યા રે, દેવકી આંસુ ભરે;
રામ કૃષ્ણને તેડી લાવો રે, સેવકસું રાય ઓચરે–રાય૦ ૩૬

રખે નહાસી જાતા ગોકુળ રે, ધાઓ જેષ્ટિકાદાર;
માતંગ રાખો મારગમાં રે, શીખવ્યો કુતાર–રાય૦ ૩૭

સાંકડી જાટે કુંજર રાખ્યો રે, કૂર કુવલયાપીડ;
મથુરામાં હાક વાગી રે, થઈ મલ્લઅખાડે ભીડ–રાય૦ ૩૮

૩. શલ દુશલ વિકરાય.

પ્રજા સહુ જોવા મળી રે, બેઠો કંસ પાપી મેડે;
રામ કૃષ્ણને સેવક કહે રે, ઉઠો રાય તમને તેડે–રાય૦ ૩૯

વલણ

તેડે છે રાય શીઘ્ર ચાલો, થયા તત્પર બન્ને ભાય રે;
ભટ પ્રેમાનંદ કહે કથા થયો, બેતાળીસમો અધ્યાય રે. ૪૦

---

## અધ્યાય ૪૩મો

### કડવું ૧૧૯ મું : રાગ સામગ્રી

પ્રભુએ જાચ્યા પિતા નંદજી, દ્વે કર જોડી કહે ગોવિંદજી;
આજ્ઞા તમારી હોય તત્પર થઈ યેજી, રાજદ્વારે કહોતો જઈ યેજી ૧

ઢાળ

રાજદ્વારે જઈયે તાતાજી, આવ્યો છે રાયનો દાસ;
અમો અઘટતું નહીં આચરું, તમો રાખજો વિશ્વાસ. ૨
નંદજી કહે કંસ સાથે, વિચારી કરજો વાત;
પૂઠળથી અમો આવું છૌં, વૃદ્ધ ગોપનો સાથ. ૩
સમાન વયના ગોપ સાથે, પધાર્યા બેઉ ભ્રાત;
જોડ જોઈ રામકૃષ્ણની, કરે પ્રજા આંસુપાત. ૪
સજ કીધા ગજ મલ્લરાયે, છે કંસ કેવળ કાળ;
મળવું જાણી જાય છે, નથી વિઘ્ન લેહતા બાળ. ૫
કો સમજાવી કહે કૃષ્ણને, જે વળે પાછા વીર;
એક કહે કાલે ધનુષ ભાંજ્યું, નહીં હારે હરજી ધીર. ૬
એક કહે નંદપુત્રને, રાખજો શ્રીજુગદીશ;
જે વિઘ્ન હોય શ્રીકૃષ્ણને, તે પડજો અમારે શીષ. ૭

એક કહે કેમ જીવશે, એની જશોદા માત;
કપટ કંસાસુર તણું, નથી જાણતા એહનો તાત. ૮
પ્રિય વચન પ્રજાતણાં, તે સાંભળે શ્રીરંગ;
રાજદ્વારના મારગ મધ્યે, દીઠો એક માતંગ. ૯
છે ભદ્ર જાતિક તણો હસ્તી, શું ચડયું ઘન વાદળ;
પર્વત પ્રાયે પિંડ મોહોરો છે, અયુત ગજનું બળ. ૧૦
જેમ ધાતુ સપ્ત ગિરિ ઝરે, તેમ ઝરે મદ ધાર;
ઉન્મત્ત ઉજ્વળ દંત દૈ, શિવશૂળનો આકાર. ૧૧
કનક પાટી દશન મઢ્યા, જડ્યા હીરા અમૂલ;
શ્રવણ ફટકે, શૂંડ લટકે, ચટકે પાખર ઝૂલ. ૧૨
મગ્ન માતંગ મદ્યપાને, ખીજ્યો ઘૂમે ઘોર;
પગ પછાડે ચીસ પાડે, કરે લોક શોહોરાશોહોર. ૧૩
રક્ત લોચન રુધિર વર્ણાં, ઘણું વક્ર દ્રષ્ટે જોય;
સંકીર્ણ મારગ રહ્યો રોકી, જઈ શકે નહીં કોય. ૧૪
ગજ દેખી ગોપ ચમક્યા, છે કુંજર શૈલ સમાન;
ન કીધું વાર્યું કોઈનું, આગળ થયા શ્રીભગવાન. ૧૫
ત્રાહે ત્રાહે પ્રજા કરે, નંદપુત્ર કેવળ બાળ;
ગગને નિરખે દેવતા, ગયા ગજ કને તત્કાળ. ૧૬
અગ્રજ પૂંઠે પ્રભુ અગ્ર, સમગ્ર સુરનર જોય;
માતંગ મુખ માધવ મળ્યા, ન જાણીએ શું હોય. ૧૭
મોંઘાં પટકુળ માતુલતણાં, પરિધાન કીધાં મર્મ;
ગરુડ સાથે વઢે પોપટ, લોક કહે કોણ ધર્મ. ૧૮
અપરાધ કંસાસુર કરે, કેમ જીતે મગરને મચ્છ;
ક્યાં કુંજર ક્યાં કૃષ્ણજી, ક્યાં મહિષ નાનું વચ્છ૧. ૧૯

૧. કદા મંદવ નાનું અજ

ક્યાં મુક્તાફળ ક્યાં શલ્યા, ક્યાં વજ્ર પંકજતંત;
પ્રજા કહે શ્રીકૃષ્ણને, રાખજો શ્રીભગવંત ૨૦

કોમળ વાણી મુખકમળની, વદે વિશ્વાધાર;
અમો ગોપ બાળક બીહીએ, ગજ પરો કર કુતાર. ૨૧

મળવા જવું ભૂપાળને, અતિ કાળ અમને થાય;
બીજી વાટે હાંક હસ્તી, માગે માન માધવરાય. ૨૨

ગવ હસી અધર ડંસી, કહે કૃષ્ણને કુતાર;
એ કુંજર રાજા કંસનો, છે કોણ ફેરવનાર. ૨૩

અમો નામ તમારું સાંભળ્યું, દુધમલ દામોદર;
તો સતી માત જસોમતી, જો જીતે મમ કુંજર. ૨૪

પર્વત ધર્યો તેં નાગ નાથ્યો, પાછળે પછાડ્યો પ્રલંબ;
બે વીર રણના ધીર છો, કાં કરો જુદ્ધનો વિલંબ. ૨૫

બળદેવ કહે શ્રીકૃષ્ણને, જઈ વઢું હું ભગવંત;
જઈ મરડું કંઠ કુતારનો, ખણી કાઢું કુંજર દંત. ૨૬

લક્ષ્મીનાથ કહે હાથ જોડી, ભાઈ તમને પહોંચે શ્રમ;
હું ઊભાં તમો યુદ્ધ કરો તે, કનિષ્ઠનો નહીં ધર્મ. ૨૭

વલણ

ધર્મ એ જે હું વઢું, અંબોડો વાળ્યો શીશ રે;
વાગો મૂકી કાછ કછીયો, ધસ્યા શ્રીજુગદીશ રે. ૨૮

---

### કડવું ૧૨૦ મું : રાગ સામેરી

અંબોડો વાળી કાછ કછીયો, ગેડી લીધી હાથ;
નિજ સ્કંધ આસ્ફોટન કરી, ગાજ્યા ગોકુળનાથ. ૧

ગોવાળા વજાડે વાંસળી, જે શામળીયાના સાથી;
શ્રીહરિ સન્મુખ થયા, કુતારે હાંક્યો હાથી. ૨

શુંડદંડ ઊંચો કરીને, ભુખે પાડે રીર[2];
જેમ ઘૂમે ચોમાસે વાદળું, ભરી સાગર નીર. ૩

કે અંધારો પર્વત ઉતપત્યો, ગડગડ્યો લંકા કોટ !
કે ઘોર મંડળ રાહુનું, વા મૂકી ઐરાવત દોટ ! ૪

બહુ રેણુ ઉપર ઉલટે, આવર્યું અંધકાર;
પરમેશ્વરના દેહ ઉપર, નાખ્યો શુંડપ્રહાર. ૫

લક્ષ્મીકાંત લટી ગયા, ચૂક્યો ગજ ઘાય;
કુંજર ઘૂમે ઘૂમરી, વામ દક્ષિણ હરિ જાય. ૬

વનમાળીને શુંડ વાળી, છટકી નીસરે બહાર;
ઉંચલી લે દંત ઉપરે, ખસી જાય મોરાર. ૭

પૂંછળે જઈ પૂછ મરડે, મારે ગેડી ભડાક;
ખભો થાબડે આગળ જઈ, હસ્તી ચઢાવ્યો ચાક. ૮

મદ ઝરે મોતી ખરે, કરે કુંજર શ્રંમ;
ભડક્યો માતંગ ભૂધરે, ભૂલવણીના ભ્રંમ. ૯

ચહુટાંનાં ઘરોનું ચોક વાળ્યું, દૈત્યનો વાળ્યો દાટ;
હસ્તીને લેઈ હરિ નાહાસે, છે અસુર ઘરની વાટ. ૧૦

કલ્યાણ જાદવ લોકને, વળે દાનવનો ઘાણ;
મન્દિર મૂકી દૈત્ય નાહાસે, પડે બહુ બુંબાણ ૧૧

લઘુલાઘવી માધવ કરે, ફરે ચકાકાર;
તારે ગજ પેરિયો, કરી અંકુશ પ્રહાર. ૧૨

ગજે લીધા પ્રભુ પગ વચ્ચે, છટકી ગયા ત્યાં નાથ;
કુંજર પૂઠે કૃષ્ણ આવ્યા, ગ્રહ્યું પૂછડું બે હાથ. ૧૩
પ્રબળ બળ કીધું હરિ, અંતરિક્ષ જુએ સુર સાથ;
પુચ્છ ગ્રહીને પાછો તાણ્યો, હસ્યા શ્રીવિશ્વનાથ. ૧૪
હવું નથી ને હોતું નથી, બળ કીધું શ્રીભગવંત;
પચીશ ધનુષ પર્યંત તાણ્યો, આણુવા ગજનો અંત. ૧૫
કુસુમવૃષ્ટિ સુરનર કરે, ધન્ય ધન્ય નન્દકુમાર;
કુંતાર લજ્જા પામિયો, કીધો અંકુશપ્રહાર. ૧૬
સુંઢકારી ગજ ફેરવ્યો, તે ધસ્યો પાડી ચીસ;
બેહિકા નાખી કરચટી, નાઠા શ્રીજુગદીશ. ૧૭
ચરિત્ર સચ્ચિદાનંદ તણાં, શુકદેવ કહે શું કહીએ;
પશુથી પરમેશ્વર નાહાસે, વિચારી વિસ્મે થઈ એ. ૧૮
ત્રાહે ત્રાહે પ્રજા કહે,[૩] હજો કૃષ્ણને કલ્યાણ;
કૌતુક કીધું નાહાસતાં, પડ્યા હળી પુરુષ પુરાણ. ૧૯
હાહાકાર હવો તદા, આપદા પામ્યા ગોપ;
પડતામાં માતંગ પેરિયો, કુંતારને થઈ ચોપ. ૨૦
લટપટી ગોવિંદ લીધા, ખીજ્યો ગાજે ગજેંદ્ર;
ભગવંત ઉપર દંત દીધા, રાહુ ગ્રાસે જેમ ચંદ્ર. ૨૧
સૂક્ષ્મ શરીર શ્રીહરિએ કીધું,[૪] ઊઠી નાઠા મોરાર;
પાતાળ માંહે દંત પેઠા, ગયા પૃથ્વી પાર. ૨૨
કૂપ થયા બે દંત સ્થાનક, શુંડે વાવ ખણાઈ;
શ્રમિત થયો દંત કાઢતાં, તવ કૃષ્ણ આવ્યા ધાઈ. ૨૩

---

૩. ત્રાહે ત્રાહે પ્રજા કરે.
૪. સૂક્ષ્મ શરીર કીધું હરિ

પદ પ્રહાર કીધો કુંભસ્થળમાં, ગજે પાડી ચીસ;
કુંતારને એક ઠોડ મારી, ગયું ફડી શીષ. ૨૪
દોટ મૂકી કોટ ઝાલી, ગજ બથાવ્યો શ્રીરંગ;
માધવે મહા બળ કરી, મરડી પાડ્યો માતંગ. ૨૫
વજ્રનો છેદ્યો પડે પર્વત, તેમ પડ્યો બળવંત;
ઘૂંટણુ દઈ મસ્તકે કાઢ્યા, સમૂળા બેઉ દંત ૨૬
કુવલયાપીડ મરણ પામ્યો, ઉદ્ધાર આપ્યો ભગવાન;
ચતુર્ભુજ થઈ સ્વર્ગ ચાલ્યો, બેસી દિવ્ય વિમાન. ૨૭
પ્રજા સહુ આનંદ પામી, આવ્યો દેવને વિશ્વાસ;
પરીક્ષા થઈ શ્રીકૃષ્ણની, એ કંસનો કરશે નાશ. ૨૮
ભેટ્યા જઈ બળભદ્રને, પરવાર્યા બે બળવંત;
મલ્લઅખાડે વીર આવ્યા, સ્કંધે ધરી ગજદંત. ૨૯
રજે ભર્યા ઘનશ્યામજી, ઝરે જુદ્ધ શ્રમજળ;
કેશવ રામ આગળે, પૂઠે ગોપ સકળ. ૩૦
વાજે મહુવર વાંસળી, ગાય ગોપ તાળી પાડે;
નિરભે થકા દેવકીનંદન, આવ્યા મલ્લઅખાડે. ૩૧
મલ્લજુદ્ધ જોવા કારણે, થઈ દાનવ માનવ ભીડ;
કંસે સમાચાર સાંભળ્યો, જે પડ્યો કુવલયાપીડ. ૩૨
ચમક પેઠી ચિત્તમાં તે, ચડ્યું મન ચગડોળ;
રામકૃષ્ણ આવ્યા રીસમાં, છે નયણાં રાતાં ચોળ. ૩૩
માતપિતા ને મલ્લ મામો જુએ મર્મે આહ્લાદ;
અનંતરૂપે કૃષ્ણ દીઠા, જેહને જેહવો ભાવ. ૩૪
નઘુવે વ્યાપક રૂપે દીઠા, સંન્યાસીએ શંકર;
કામિનીએ કંદર્પ રૂપે, દીઠા નાથ નંદકુંવર. ૩૫

બાળમુકુંદ દીઠા બાળકે, તેડે પ્રીત આણી પર્મ;
સુભટે દીઠા શૂરધીર, જ્ઞાનીએ પરબ્રહ્મ ૩૬
પંચમલ્લે મલ્લ દીઠા, માત તાતે દીઠા બાળ;
ઉગ્રસેને વિશ્વંભર દીઠા, કંસે દીઠા કાળ. ૩૭

વલણ

કાળ દીઠા કંસરાયે, ફાળ પડી મનમાંય રે;
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો તેંતાળીસમો અધ્યાય રે. ૩૮

---

# અધ્યાય ૪૪ મો

## કડવું ૧૨૧ મું - રાગ કલ્યાણ

મલ્લ અખાડે માધવ આવ્યા, મામાજીને મળવા રે;
દામોદરની વક્ર દૃષ્ટિ છે, દૈત્ય કુટુંબને દળવા રે;
ઈશઅજ આદિત્ય ને ઇંદ્ર, અમર ઉડગણ ગાંધર્વરાય રે;
યમ કુબેર વરુણ વાયુ વહ્નિ, કંસમરણ જોવા જાય રે—મલ્લ૦ ૧
ઉગ્રસેન, ઉદ્ધવ ને અક્રૂર, વિચારે શું થાશે રે;
શુક કહે શું સમુદ્ર સૂકશે, , દેવકીને નિઃશ્વાસે રે—મલ્લ૦ ૨
પંચમલ્લ તેડે ત્રિકમને, ઉતરો મલ્લઅખાડે રે;
ચાણૂર મુષ્ટિક સ્કંધ થાબડે, દેવકી આંસુ પાડે રે—મલ્લ ૩
પુરની સ્ત્રી કહે રાજા ચૂકે, કાં બાળક મલ્લ વઢાવે રે;
એક કહે કંસ અધર્મીને, ઈશ્વર ફળ દેખાડે રે—મલ્લ ૪
કયાં મલ્લને કયાં મોરલીધર, કયાં બાવળ કયાં ચંદન રે;
કયાં મૃગ ને કયાં પંચાનન, કયાં મલ્લ કયાં જશોદાનંદન રે—મલ્લ ૫
આજ સમો પાપીનો દીસે, સૂતો વિષ્ણુ સોડ તાણી રે;
અક્રૂરને પૂછશે પરમેશ્વર, બાળક આપ્યા આણી રે—મલ્લ૦ ૬

ભયયુક્ત પ્રજા મથુરાની, તાતે આંસુજળ પાડ્યું રે;
વસુદેવજીને કારાગૃહનું, રૂપ ચતુર્ભુજ દેખાડ્યું રે–મલ્લ૦ ૭
સમજ્યાં માતતાત થઈ શાતા, નોહે પુત્ર હારવાવાળા રે,
સમસ્યા હળધરને કીધી, કરી નયણાંના ચાળા રે–મલ્લ ૮
રાજાની આજ્ઞાથી બોલ્યો, એક કંસતણો પરધાન રે,
દર્શન કરીને થાઓ કૃતાર્થ, નિરખો કંસ રાજાન રે–મલ્લ૦ ૯
ભૂપતિ મેડા ઉપર બેઠા, ગોવાળા મસ્તક નામો રે;
આજ્ઞા છે વઢો મલ્લ સાથે, જીનો તો કાંઈ પામો રે.–મલ્લ૦ ૧૦
નમ્રવચન વદે શ્રીવિઠ્ઠલ, અમો ગોવાળા ગૌચારુ રે,
મદોન્મત્ત મલ્લ સાથે વઢવું, કોણ ગજું અમારું રે–મલ્લ ૧૧
અમો મળવા આવ્યા મહીપતિને, જગ્ન માહાલવો જાણી રે,
કપટ કરી અક્રૂરે તેડ્યા, દુઃખ દ્યો છો અહીં આણી રે– મલ્લ ૧૨

વલણ

આણી ઘેર કપટ કરો, અમો શું જાણું સંગ્રામ રે;
પંચમલ્લ કહે શ્રીકૃષ્ણને, હવે નાઠાનું નહીં કામ રે.

ચોપાઈ

તવ આજ્ઞા કંસાસુરની થઈ, બનો બાળક જાવા પામે નહીં,
એ શત્રુ હાથે નવ આવે ફરી, જો જો દૃષ્ટિ નાઠાની કરી. ૧૪
ઘણા મિત્રતણાં હું માગું વેર, તો કેમ કુશળે જાવા દેઉં ઘેર,
ક્રોધ કરી ચાણૂર ઉચર્યો, તમો રામ કૃષ્ણ કુંડે ઉતરો. ૧૫
તમો કહો છો કેમ દીજે સંગ્રામ,અમો તમારાં સાંભળ્યાં છે નામ,
બકી બક વછ વ્યોમાસુર, શકટને પાડુએ કીધા ચૂર. ૧૬
આણ્યો પ્રલંબ કેશીનો અંત, હવડાં કાઢ્યા ગજના દંત;
છો દુધમલ્લ ઉન્મત્ત ગોવાળ, થાઓ વહેલા કહે ભૂપાળ. ૧૭

નોહે ગોકુળ જે ચાલે અન્યાય, કીધું મનમાન્યું વૃંદાવન માંય;
તમો કંસરાયનો ભય નવ ગણ્યો, પોળે પેસતાં પરિયટ હણ્યો. ૧૮
લૂંટયો માળી લૂટી કૂબડી, ધનુષ અભડાવ્યું મેડે ચડી;
તમો રાજનગરમાં અન્યાય કર્યો, તો કુશળે કેમ પાછા ફરો. ૧૯
જો ન્હાસો તો ઉગરવું નથી, શત્રુ માથા પર મથુરાં પિત; ..
શ્રીકૃષ્ણ કહે તત્પર થાઓ રામ, કરો મન મૂકી વીર સંગ્રામ. ૨૦
કછયો કાછ રામે તતખેવ, મલ્લકળા પ્રગટી બળદેવ;
સ્કંધ જંઘા આસ્ફોટન કરી, ઉતર્યા કૂડે હળધર હરિ. ૨૧
મસ્તક અંબોડા વાળી વીર, ઉલટ્યા જેમ ઉદધિનું નીર;
આસ્ફોટન આસન ચોર્યાસી, છે પાઠે પંડિત અવિનાશી. ૨૨
કરે લઘુલાઘવી પુરુષ પુરાણ, જોઈ પંચ મલ્લનાં ગયાં ઓસાણ;
અસુર વીર થયા નિર્વીર્ય, અક્રૂર ઉદ્ધવને આવ્યાં ધૈર્ય. ૨૩
શીઘ્ર થાઓ એમ કહે છે રાય, ઘૂંટણ ભેર કંસાસુર થાય;
બેઠા અષ્ટ વ્રત પોતાના પૂઠે, ધર્યા છે હાથ ખડ્ગની મૂઠે. ૨૪
કંસની નાર જાળીએ જોય, ગડગડે નિશાણ હોકારા હોય;
શ્રીમંડળ સરણાઈ રણતૂર, પટ બાંધી આવ્યા બેહુ શૂર. ૨૫
બંદીજન બોલે યશ બોલ, છંટાએ નીર ઢણુકે ઢોલ;
જુએ દાનવ માનવ સુરવર્ગ, શું એક થયાં અવની ને સ્વર્ગ. ૨૬
અથડાએ ગાંહિ માંહે વિમાન, સહુ જુવે જુદ્ધ કરતા ભગવાન;
ત્યાં પચમલ્લ હોંકારા કરે, સાંભળી દેવકી આંસુ ભરે. ૨૭
શુકજી કહે સાંભળીએ રાય, હવે મલ્લજુદ્ધ શી પેરે થાય;
વાધ્યા ચાણુર સુંદર સ્યામ, શલ તુશલને વળગ્યા રામ.[1] ૨૮
વળી કૂટ કૃષ્ણજી ઉપર ગયો, મુષ્ટિક હળધર સામો થયો;
તળે ઉપર ગરબડતા જાય, પડે વીર વળી બેઠા થાય. ૨૯

૧. શલ દુશલને વળગ્યા રામ.

પદપ્રહાર મુષ્ટિક બહુ પડે, સ્કંધે સ્કંધ આવી આથડે;
દે ગુલાંટ વળગે ભુજ ભરી, ઉદરમાં મારે શિર નીસરી. ૩૦

મુષ્ટિકને મારે હળધર ઢીક, કડકડે પાંસળી આવે હીક;
પડે પડછંદા ઘૂમે ભગવંત, ગદાને ઠામ આળ્યા ગજદંત. ૩૧

ધીર ધબડકે ધ્રજે ધરા, નાથે વક્ર દૈત્ય કીધા પાધરા;
ફરી ફરી બાઝે વાજે મર્મ, દાનવ પીડા પામે પર્મ. ૩૨

ઊઠે શબ્દ હુંકારા ઘણા, ભૂ ભારે મરડાએ ફણા;
ઉડે રેણુ પદપ્રહારે કરી, આદિત્ય કિરણ લીધાં આવરી. ૩૩

વઢે પંચ ગજસું બે કેસરી, ભૂલા દાનવ માયા પરમેશ્વરી;
શૂરત્વ વાધે ગુણીજન ગાય, સાંભળી મલ્લ માટીડા થાય. ૩૪

વકારે કંસ હોકારા કરી, ચાણૂરે બાથમાં લીધા હરિ;
શબ્દ થયો તવ હાહાકાર, કેમ ઉગરશે નન્દકુમાર. ૩૫

દાનવે કૃષ્ણ નાખ્યા ઊચળી, વિશ્વનાથ તવ વળગ્યા વળી;
ચાણૂર ઉછાળ્યો ઝાલી ચર્ણ, વસ્ત્રની પેરે પછાડ્યો ધર્ણ. ૩૬

જઈ પાડુ મારી પુરુષ પુરાણ, ચાણૂર મલ્લના લીધા પ્રાણ;
મુષ્ટિક માર્યો મુષ્ટિપ્રહાર, શલ તુશલ કીધા સંઘાર.[૨] ૩૭

કૂટ પછાડ્યો કંઠે ધરી, મેઘ ગર્જના રામે કરી;
પંચ મલ્લ માર્યા તતકાળ, વાંસળી વાયે નાચે ગોવાળ. ૩૮

રામ કૃષ્ણ બે દેખી જોધ, કંસાસુરને ચઢિયો ક્રોધ;
વકારી સેના સહુ વીર, ન પામે જાવા નન્દ આહીર. ૩૯

જઈ લૂટી લાવો ગોકુળ ગામ, પિતા ઉગ્રસેનનો ફેડો ઠામ;
વસુદેવ દેવકીને જઈ હણો, રખે ન્હાસે શત્રુ કૃષ્ણ આપણો. ૪૦

૨. શલ દુશલ કીધા સધાર.

એવી આજ્ઞા કંસની થઈ, ધાયા દાનવ આયુધ ગ્રહી;
નાહાસે લોક પડે ભુંભાણ, ઘેર્યા દાનવે પુરુષ પુરાણ. ૪૧
છૂટ્યા દૈત્ય કરે મારામાર, ચળકે સાંગ ફરસી તલવાર;
ગદા ભોગળ ભાર અતૂળ, ખપુવા ખંજર મૂશળ શૂળ. ૪૨
હુકાર્યાં હસ્તી દાનવ ધીશ, પૂરણ ક્રોધ કીધા જગદીશ;
આરક્ત લોચન પાડી રીર, કાળરૂપ કીધું યદુવીર. ૪૩
ગજ ઉપર ધાયે પંચાનન, તેમ રીસે ધાયા નારાયણ;
મામાજી થાજે સાવધાન, હું ભાણેજો છોં શ્રીભગવાન. ૪૪
એહેવું કહીને મૂકી દોટ, જઈ કંસાસુરની ઝાલી કોટ;
જેમ ગરુડ ઝડપી લે સર્પને, તેમ કૃષ્ણે લીધો નર્પને. ૪૫
ગયું ઓસાન કંસાસુર તણું, પર્વતપેં હરિ ભારે ઘણું;
ચોટથી મરડી નાખ્યો ધણું, હૃદે પર બેઠા અશરણ શર્ણું ૪૬
જેમ મૃગલા ઉપર બેસે વાઘ, તેમ કાળજ ઉપર દીધા પાગ;
નાહાસી ગઈ સેન્યા ન રહ્યું કોય, રાણી સાહેલી કૂટે રોય. ૪૭
અરે દૈવ! શું થાશે હવે, કો છે રાયજીને મૂકાવે;
અરે કર્મ સંભવતું નથી, નંદને છેયે માર્યો છત્રપતિ. ૪૮
ઊઠ્યા ભ્રાત કંસાસુર તણા, અકેકી લપડાકે રામે હણ્યા;
સુવા બાંધવ રાણી રોય, કંસાસુર તે ટગમગ જોય. ૪૯
તેડાવ્યા તમે અક્રર કને, મામાજી ઓળખો છો મુને;
ખટ ભ્રાત મારા મા જણ્યા, તે શલ્યા સાથે ચીકી હણ્યા. ૫૦
તે વૈર હું વાળીશ આજ, કાં સુખે સુતા છો મહારાજ;
જે વચન કહી ગઈ વીજળી, મામાજી આજ વારતા મળી. ૫૧
એવું કહી બહુ દીધો ભાર, ન શકે હાલી કંસ લગાર;
તવ કંસાસુરને આવ્યું જ્ઞાન, એ ભાણેજ મારો સ્વયં ભગવાન. ૫૨

કીધાં કર્મ ભોગવવાં સહી, નયણે આંસુજળ ચાલ્યું વહી;
અંતરિક્ષ દેવ કહે જયકાર, મહાબળ કીધું નન્દકુમાર. ૫૩

મરડયો કંઠ આમળી શીષ, મરતાં મામે પાડી ચીસ;
અમર નર આનંદ્યા ઘણા, ગયા પ્રાણ કંસાસુર તણા. ૫૪

જય જયકાર ત્રૈલોકે થયો, કંસાસુર વિમાન બેસી ગયો;
વસુદેવ કને આવ્યા ગોપાળ, સાંકળ બેડી ત્રૂટી તત્કાળ. ૫૫

પ્રદક્ષણા માતપિતાની કરી, પાગે લાગ્યા હલધર હરિ;
માતાને ભેટયા યુગ્મ કુમાર, દેવકીને પ્રગટી પયની ધાર. ૫૬

કેમ આલ્યું રહે જનુનીનું હેત, હરખે દંપતી થયાં અચેત;
દિગ્મૂઢ થઈ દીકરા જુવે, હરિ માતપિતાનાં આંસુ લુવે. ૫૭

જય જય કૃષ્ણ દેવતા કરે, યાદવ સહુ જોવા પરહરે;
અસુર લોકને પડીયો ત્રાસ, દશો દિશા કરે નાસાનાસ. ૫૮

મૂકયાં કલત્ર મૂકયા ભંડાર, રહ્યાં અસુરનાં ઉઘાડાં દ્વાર;
સૂર્જ થકી નાહસે અંધકાર, તેમ અધર્મી નાઠા નિરધાર. ૫૯

પાવકથી જેમ નાહાસે શીત, દાનવ સહુ નાઠા તે રીત;
અધમ ઉદ્વેગ ભય ઉચ્ચાટ, અપરાધે લીધી વાટ. ૬૦

યાદવ કન્યા હરખે આવતી, ત્રેડી હાર મુકતા વધાવતી;
શુકજી કહે સાંભળીયે રાય, કૃષ્ણ માતપિતાને લાગ્યા પાય. ૬૧

## વલણ

પાય લાગા પરમાત્મા, મૂકાવ્યા ઉગ્રસેન રાય રે;
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો ચુમ્માળીસમો અધ્યાય રે ૬૨

---

# અધ્યાય ૪૫ મો

## કડવું ૧૨૨ મું : રાગ ધન્યાશ્રી

શુકજી કહે કથા રે, સાંભળ પરીક્ષિત ભૂપ;
ભૂલ્યાં માતપિતા રે, પુત્ર જાણ્યા બ્રહ્મસ્વરૂપ. ૧
પ્રમળ બળ કૃષ્ણનું રે, માર્યો મામો મલ્લમેગળ;
થયું દૃષ્ટિ આગળે રે, એ નોહે બાળકનું બળ. ૨
એ કૃષ્ણરૂપ વિષ્ણુતણું રે, અમો કેમ થઈએ મ.બાપ;
પુત્રભાવને પરહરો રે, દંપતીનાં જાણ્યાં આપ. ૩
શ્રીકૃષ્ણે માયા વિસ્તરી રે, ફરી આવ્યું અજ્ઞાન;
માતાપિતાએ જાણિયું રે, એ બે અમારાં સંતાન. ૪
પુત્ર પરઘેર ઉછર્યા રે, થયા પરાધીન પીડાર;
દિવસ નાખ્યા દોહલે રે, ગૌચારી વર્ષ અગિયાર. ૫
અમે દરિદ્રી દુઃખે દહ્યાં રે, નહીંઅંત ભુવન ભંડાર;
આજ અમો પાસે એટલું નથી રે, કીજીએ પુત્રને પ્રોહોણાચાર. ૬
મનોરથ માબાપના રે, જાણી કહે યદુવીર;
અમો સેવાતસ્કર તમતણા રે, માબાપ જાણ્યાં આહીર. ૭
કારાગૃહે પરવશ રહ્યાં રે, દુઃખ વેઠયું અગમ અપાર;
સહવારાં ના છોડવ્યાં રે, છે અમારું બળ ધિક્કાર. ૮
સંસારમાં સગું કો નથી રે, પુત્રને માતપિતા સમાન;
અંબા જેવી અંબિકા રે, પિતા તે શ્રી ભગવાન. ૯
પુત્રને તીરથ જાતરા રે, વસે માતપિતાને પાય;
માતપિતાને પરહરી રે, જે તીરથ નાહાવા જાય. ૧૦

ડોસાં દુઃખ પામે ઘણું રે, પુત્ર કરે સુકૃતસ્નાન;
તે દાનપુણ્ય એળે ગયું રે, તે થયું ભસ્મ હોમ સમાન.[1] ૧૧

શત વરસ સેવે માતને રે, જો કંનકે તોળે કાય;
તો નિશા એક શીતકાળની રે, પુત્ર ઓસીકળ નવ થાય. ૧૨

જનક જનુની દુહૂવિયાં રે, તે દીકરો દૈત્ય સમાન;
તે કૃતઘ્ની કાળે ગ્રસ્યો રે, સદા વિમુખ શ્રીભગવાન. ૧૩

તે દરિદ્ર દુખે ભર્યો રે, જે ભરે પરઘેર પેટ;
જેણે માતપિતા સેવ્યાં નહીં રે, તે કરે નીચની વેઠ. ૧૪

તિરસ્કાર કરે તાતને રે, તે પામે પશુનો અવતાર;
કીટ પડે તેના દેહને રે, કરે વાયસ ચંચુ પ્રહાર ૧૫

વૃદ્ધ માતપિતાને પરહરે રે, સ્ત્રીને વશ વરતે અજ્ઞાન;
લોભી ધન મેળવી મરે રે, તે અવતરે થઈ શ્વાન. ૧૬

જે તજે બહેન ભાણેજાં રે, પોખે પોતાની કાય;
તે ગ્રામશૂકર થઈ અવતરે રે, મળમૂત્ર પરનાં ખાય. ૧૭

નીચ મિત્રને માને ઘણું રે, ઘણું પોખે સાસર વેડ;
કૂર વચન કહે અતીતને રે, તેની રોગ ન મૂકે કેડ. ૧૮

વિષ્ણુરૂપ ગુરુ શિષ્યને કનિષ્ઠ ને જ્યેષ્ઠ ભ્રાત;
પૂજનીક સ્વામી દાસને રે, સ્ત્રીને વિષ્ણુ નિજનાથ. ૧૯

ગૌ બ્રાહ્મણ વૃષ્ણવ જતિ રે, પૂજનીકની કીજે સેવ;
જેને જે જોગ માનવા રે, તેને તે વિષ્ણુ દેવ. ૨૦

સેવાથી જન જે ગયો રે, તે બૂડ્યા ભવજળ માંય,
જેણે માતપિતાને સેવ્યાં નહીં રે, કહી રોયા યાદવરાય. ૨૧

૧ તે થયું વૃથા હોમ સમાન.

અમો વૃંદાવન રમતા ફર્યાં રે, તમારે પગે સાંકળ;
તે અપરાધ ક્ષમા કરો રે, છીં પુત્ર કડવાં ફળ. ૨૨
આગળ સુખ ઘણું પામશો રે, ફરી મંડાશે ઘરસૂત્ર;
સંસાર વત્રોક સુખ દીજીએ રે, તો રામકૃષ્ણ તમારા પુત્ર. ૨૩
કાચાં ફળ તે પાકશે રે, અમો મોટા થાશું તન;
રાજ સભામાં પરવરો રે, બેસો પિતા રાજઆસન. ૨૪
રાજ સભામાં આવિયાં રે, માતપિતા કેશવ રામ;
માતામહને વિનવે રે, કર જોડી સુંદર શ્યામ. ૨૫
યયાતિ રાયનો શાપ છે રે, હોય જયેષ્ઠ કુમાર;
તે જયેષ્ઠ પુત્રને છે નહીં રે, રાજછત્રનો અધિકાર. ૨૬
વસુદેવ વડા શૂરસેનને રે, વસુદેવનો વડો રામ;
હું કનિષ્ઠને ઘટે નહીં રે, છત્રપતિનું નામ. ૨૭
માતામહ તમને ઘટે રે, છત્ર જોગ છો વૃદ્ધ બાપ;
કંસ આદે પુત્ર મારિયા રે, તે ક્ષમા કરો અપરાધ. ૨૮
ભલે કંસાસુર મારિયો રે, યાદવકુળ કીધું પવિત્ર;
અધર્મ સઘળો ટાળીયો રે, ભલે પધાર્યા દોહિત્ર. ૨૯
હું પુત્ર કરી નવ માનતો રે, લાગો હતો કર્મ સંજોગ;
શ્રીકૃષ્ણ વૈદ્ય પધારિયા રે, ગયો કંસ લક્ષણ રોગ. ૩૦
જે પુત્ર ચાલે ઉન્માર્ગે રે, તે પિતાને તજવા જોગ;
શત્રુે વહેલું મૃત્યુ માબાપનુ રે, જો પુત્ર રેહે આરોગ. ૩૧
તે પુત્રથી વાંઝિયાં ભલાં રે, જે લજાવે કુળ નામ;
કંપે પૂર્વજ તેહના રે, આપશે અધમ ઠામ. ૩૨
ત્રિકમજી હું તારિયો રે, મારિયો કંસ કપૂત;
કો કૃષ્ણ દોહિત્ર દીકરા રે, મારું ફરી વસ્યું ઘરસૂત્ર. ૩૩

પુત્રપૌત્ર શિષ્ય ભાણેજો રે, દોહિત્ર ભગિની દાન;
વૃદ્ધ પુરુષને એ કહ્યાં રે, શાસ્ત્રે ખટ સંતાન. ૩૪
સાતમો પુત્રીપતિ રે, જમાત્ર સુત નિરધાર;
એ સસ પુત્ર કરી માનવા રે, જેના પિંડનો અધિકાર. ૩૫
આ રાજ તમારું છે હરિ રે, તવ રીઝયા શ્રીભગવાન;
ઉગ્રસેનને ટીલું કરી રે, આપ્યું કૃષ્ણે રાજધાન. ૩૬
રણુકાર ઘંટા ઘૂઘરી રે, વાગાં પટહ બહુ નિશાણ;
આણ ફરી ઉગ્રસેનની રે, થયું નંદજીને જાણ. ૩૭
મળવા કારણ કંસને રે, થયો તત્પર ગોપ પરિવાર;
બૂમ પડી મથુરા વિષે રે, માર્યો કંસ હાહાકાર. ૩૮
મેગલ મલ મામો હણ્યો રે, ઉછ કળ શ્રીગોપાળ[3];
રાજ આપ્યું ઉગ્રસેનને રે, પડી નંદજીને ફાળ. ૩૯
શ્વાસ ભર્યા કહે નંદજી રે, જાઓ તેડી આવો કો શ્યામ;
અમો ન્હાસી જાઉં ગોકુળ વિષે રે, અહીં રહ્યાનું નહીં કામ. ૪૦
ગોપ જોડો સહુ ગાડલાં રે, ઉતરો જમુના પાર;
હવે ગોકુળમાં રહેવું નથી રે, જઈ નસાડો પુત્ર નાર. ૪૧
જશોદાને કહો વારતા રે, તારે પુત્રે કીધો કેર,
કંસ મરડી મારિયો રે, પડ્યું જરાસંધશું વેર. ૪૨
હું રંકને એક દીકરો રે, તે ઉછંકળ ઉન્મત્ત,
તે શિખામણ માને નહીં રે, સુને ત્રેવડે તૃણવંત. ૪૩
ગોવાળા નંદે મોકલ્યા રે, તેડવા શ્યામળવાન,
તે રાજદ્વારે ઊભા રહી રે, કરે શ્યામરામને સાન. ૪૪

૨ આપ્યુ રાજ્ય કૃષ્ણ ભગવાન.
૩ ઉછંકળ શ્રીપાળ

સમજી ગયાં માત દેવકી રે, રખે કૃષ્ણને લેઈ જાય;
હજુ ખ્યાલ મુકતા નથી રે, છે ઓછી ચારવી ગાય. ૪૫

દેવકી કહે શ્રીકૃષ્ણને રે, શું છે ગોવાળનું કાજ;
વિદાય આપો નંદને રે, છે તે કહેતાં શી લાજ. ૪૬

ગોપ વેશને પરહરો રે, ધરો રાજપુત્રનો શણુગાર;
શું વિચારો છો વિઠ્ઠલા રે, શી ઉત્તર દેતાં વાર. ૪૭

સાચું સગપણ આપણું રે, છે ગોપની મેળી પ્રીત;[૪]
જો નંદ યશોદા ખીજશે રે, તો શું થાગે વિપરીત ૪૮

હોય તે કહેતાં લજ્જા કશી રે, હું પુત્ર તુને પૂછું;
બાળ સુખ યશોદાએ ભોગવ્યું રે, વળી કાંઈ રહ્યુ છે ઓછું ૪૯

વલણ

શું ઓછું છે યશોદાને, મેળાપ તેનો ટાળો રે;
પ્રેમાનંદ પ્રભુરામજી, નંદને પાછા વાળો રે. ૫૦

---

કડવું ૧૨૩ મું : પદ ૧ લું–રાગ મારુ

જશોદા કેમ જીવે, મારું સગપણ જાણી શોક;
પિતાને પ્રકાશી કહેતાં, નંદજી જાય જમલોક–યશોદા૦ ૧

પાસામા લઘુશંકા કીધી, બાળક વય જ્યારે હુતી;
મુને કોરડે પાસામાં લીધો, મા ભીનામાં સૂતી–યશોદા૦ ૨

એક ઘડી નથી અળગો કીધો, દીઠા વિના થાય ઘેલી;
હું વિના નંદજીને દેખી, મરશે કહેતાં પહેલી–યશોદા૦ ૩

જાગૃત સ્વપ્નામાંહે ધ્યાન જ મારું, પુત્ર સુખમાં બૂડી;
હું વિના વલવલી મરશે, જેમ ટળવળે ટીટૂડી–યશોદા૦ ૪

૪. છે ગોપની મેલી પ્રીત

મથુરા નગરીમાં આણી, વૈકુંઠ જો વાસ્યું;
પ્રેમાનંદ પ્રભુરામ કહે, કયાંથી જશોદાનું પાસ્યું–યશોદા૦ ૫

## પદ ૨ જું : રાગ મારુ

કેમ ઉત્તર આપું પિતાને, કેમ ઉત્તર આપું;
વચન વજ્રના પ્રહાર કરી, કેમ કાળજડું કાપું–કેમ૦
ખોળે બેસાડી થાસ ભરાવ્યા, શા ગુણ ગાઊં;
કેમ કહું પિતા નહીં મારો, કૃતઘ્ની કહેવાઊં–કેમ૦ ૭
કાંઈ એક વિઘ્ન જો થતું મુજને, કોટિક કરતા દાન;
તે નંદને કેમ ઉત્તર આપું, નહીં તારો સંતાન–કેમ૦ ૮
જશોદાસુત નંદનો નંદન, કહી બોલાવે સઘળા લોક;
બીજા સંગપણ ફરી ફરી થાયે, માબાપ ન થાયે ફોક–કેમ૦ ૯
તું નહીં પિતા, હું નહીં બાળક, કહેતાં થાય મુખ શ્યામ;
એવું કહીને આંસુ ઢાળ્યાં, પ્રેમાનંદપ્રભુ રામ–કેમ૦ ૧૦

## પદ ૩ જું : રાગ સામેરી

જૂઠી પ્રીત સગપણ સાચું રે, મહિયારાની માયા મૂકો
જીવનજી હું જાચું રે–જુ૦ ૧૧
સંગત કીધી આપત કાળમાં, હવે માયા મૂકો રે;
પરઘેર પેટ ભરી ગૌ ચારી, લખતાં વિધાતા ચૂકો રે–જુ૦ ૧૨
અર્ભકને ભાવે કોયેલ મૂકે, પુત્ર કાગ ખોળા માંહે રે;
વાયસનો સ્વભાવ ન લાગે, જઈ બેસે કોયેલ ટોળા માંહે રે.–જુ૦ ૧૩
સમુદ્રનું જળ સમુદ્રમાં આવે, યદ્યપિ મેઘ લઈ જાયે રે;
હંસ બગલામાં જો બેસે, કુળને લાંછન થાયે રે–જુ૦ ૧૪
દેવકી કહે નંદજીને વાળો, જે આશા મૂકી જાયે રે;
પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વર, સગપણ ફોક ન થાયે રે–જુ૦ ૧૫

## પદ ૪ થું : રાગ સામેરી

શું પ્રીત જાણો મા મારી રે, યશોદાની, પ્રીત ઉપર
સો સગપણ નાખું વારી રે–શું૦ ૧૬
સ્નેહ વિના સગપણ દેવાસુર, કિવા સહોદર ભાઈ રે;
એકેકના રુધિરને તરસે, તો ધિક્ પડો સગાઈ રે–શું૦ ૧૭
મુઆં વચ્છનાં ચર્મને ચાટે, ગાય પ્રીતે દૂઝે રે;
મોટાં વચ્છને શૃંગે મારે, સગપણ કાંઈ ન સૂઝે રે–શું૦ ૧૮
પ્રીત માટે પતિ સાથે, સ્ત્રી બળે મઢીમાં પેશી રે;
કેળકંદ દીકરો મરી જાયે, સગી મા રહે બેશી રે–શું૦ ૧૯
ગોકુળનું સુખ નથી વૈકુંઠે, તો ક્યાંથી મથુરાંમાંયે રે;
પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વર, જશોદાના ગુણ ગાયે રે–શું૦ ૨૦

## પદ ૫ મું : રાગ કેદારો

આપો નંદજીને વિદાય, આપો નંદજીને વિદાય;
વસુદેવ કહે શ્રીકૃષ્ણને, સહુ ગોપ ખોટી થાય–આપો૦ ૨૧
વિનય કરી વળાવજો, માગી માન નમજો પાય;
ઉત્તર દેજો એવી રીતે, જેમ ડોસો નવ દુખાય–આપો૦ ૨૨
ગોકુળ શું છે વેગળું, કો સમે કરજો કૃપાય;
કહેશો તો નંદ જશોમતીને, વાસશું મથુરા માંય–આપો૦ ૨૩
આંહાં રહે પ્રીત ટળી નથી રે, સાચાં માત પિતાય;
પુત્રનું સુખ અમો પામશું, તે નંદપુણ્ય પસાય–આપો૦ ૨૪
વાંક વથી વિઠ્ઠલ તમારો, ઉત્તર કેમ દેવાય;
પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વર, ગયા વાડી માંય–આપો૦ ૨૫

## પદ ૬ ઠું : રાગ ગોડી

વિદાય કરવા ગોપને રે, આવ્યા વાડી માંહે ગોવિંદ;
કાંઈ રીસ કરી શ્રીકૃષ્ણને રે, શ્વાસે ભર્યા કે'હે નંદ–વિદા૦ ૨૬

હું રંકે સહેવાતું નથી રે, પુત્ર તેં માંડ્યો ઉન્માદ;
આપણ પશુ પાળી જીવીએ રે, શો બળિયાસું સંવાદ–વિહા૦ ૨૭

સાંભળ્યું કંસાસુર તેં હણ્યો રે, છે જરાસંધનું કામ;
હવે ગોકુળમાં રહેવાનું નથી રે, શોધો વસવાનો ઠામ–વિહા૦ ૨૮

તું મન માને તેમ આચરે રે, ન માને મારી શીખ;
તેં દૈત્ય માત્ર શત્રુ કર્યા રે, હું રંક મગાવ્યો ભીખ–વિહા૦ ૨૯

એ મલ્લરૂપને પરહરો રે, ધરો ગોવાળાનો વેખ;
તમારો વાંક કશો નથી રે, છે મારા કરમની રેખ–વિહા૦ ૩૦

ગજદંત નાખી દીઓ દીકરા રે, ધરો જેષ્ટિકા વેણુ;
રામકૃષ્ણના દેહની રે, નંદજી ખંખેરે રેણુ–વિહા૦ ૩૧

પ્રીત દેખી પિતાતણી રે, ચાલી હરિને આંસુધાર;
નંદે જાણ્યું પીડા થઈ રે, 'કાંઈ વઢતાં લાગો પ્રહાર–વિહા૦ ૩૨

હૃદેસું લીધા શ્રીહરિ રે, લોચનનું લોહ્યું નીર;
મુષ્ટિ પ્રહાર થયા મલ્લના રે, ઘણું વાગ્યું શ્યામશરીર–વિહા૦ ૩૩

ઉપાય ઔષધ કીજીયે રે, ચાલો પુત્ર આપણે ઘેર;
પય પીજે બાખડી ગાયનું રે, રુડો થાશે દેહ–વિહા૦ ૩૪

રામ રહેશે કે ત્યાં આવશે રે, મૂકાવા વસુદેવ તાત;
સુખે રહો અહીં રામજી રે, મોકલું છૌં રોહિણી માત–વિહા૦ ૩૫

માત પિતાને પ્રતિ પાળજો રે, છે દુઃખીયા વસુદેવ;
રોહિણી સરખી રામજી રે, દેવકીની કરજો સેવ–વિહા૦ ૩૬

તપાસ લેજો શ્રીકૃષ્ણની રે, હળધર માગું છૌં માન;
સબળ સંપ બે મિત્રનો રે, લોકે જાણ્યા ભાઈ સમાન–વિહા૦ ૩૭

બોલ સુણી નંદરાયનો રે, જોયું નીચું રાજકુંવર;
કઠણ મન કરી બોલીયા રે, વિપ્ર પ્રભુ પરમેશ્વર–વિહા૦ ૩૮

## પદ ૭ મું : રાગ ગોડી

અમો ઓસીકળ કેમ થઈયે રે, ગોકુળ સ્વામી;
એવું કહીને આંસુ ભરીયાં, અંતરજામી—અમો૦ ૩૯
અમો તમારે મંદિર આવ્યા, લેહેણું કાંઈ લેવા;
નંદ અમો તમને માનું છૌં, પિતાજી જેવા—અમો૦ ૪૦
સગા પુત્રને હેત ન રાખે, તેવું હેત દીધું;
કૃતઘ્ની હું આજ થયો જે, તમને દુઃખ દીધું—અમો૦ ૪૧
ખોળે ચડી મેં મૂછ તાણી, પાટુ બહુ મારી;
પર પુત્રનું ખુંધું ખમિયા, ધન્ય નર ને નારી—અમો૦ ૪૨
સાકર દૂધ વાટકીએ પાયું, ખોળે બેસાડી;
નહીં આવે યશોદાને તોલે, દેવકી માડી—અમો૦ ૪૩
પુત્રની પેરે ત્રેવડજો, રખે ઉતારો માયા;
અમો છૌં વસુદેવના નંદન, દેવકીના જાયા—અમો૦ ૪૪
નાસરડે ગોકુળમાં આવ્યા, મામાજીને માટે;
ઉછેરનારને ઉત્તર દેતાં, કાળજ નવ ફાટે—અમો૦ ૪૫
પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વરે, વિદાય આપી;
મૂર્છા ખાઈ નંદ પડ્યા, શું દ્રુમ નાખ્યો કાપી—અમો૦ ૪૬

## પદ ૮ મું : રાગ રામગ્રી

એ શું બોલો શામળા, ઘેલો થયો રણછોડ;
પાણિગ્રહણ કીધું નથી, વહુ જોવાના કોડ—એ૦
વણ વિચાર્યું નવ બોલીએ, હસે દુરિજન લોક;
નથી દીઠું નથી સાંભળ્યું, પુત્રનું સગપણ ફોક—એ૦ ૪૮
દીઠાં મંદિર માળિયાં, દીઠી ઘોડાની ઘોષ;
દીઠા લોક રળિયામણા, થઈ તુંને રહેવાની હોંશ—એ૦ ૪૯

દૂષણ જિહ્વાને ઉપજે, જો કહિયે બીજાં માબાપ;
વસુદેવ તાત છે રામના, એને કહેતાં નહીં પાપ—એ૦ ૫૦

આપણ ન્યાત આહીરડાં, ક્ષત્રી છે વસુદેવ;
રામે તાત કહ્યા હશે, પછી તુંને કહેવાની ટેવ—એ૦ ૫૧

ગોવિંદ બેસો ગાડલે, ઊભા છે સહુ ગોવાળ;
હવડાં શત્રુ કો આવશે, કાલા કાં કરો અતિ કાળ—એ૦ ૫૨

નીચું જોઈ કહે નાથજી, નયણે ઢાળી નીર;
અમો પુત્ર છીં પારકા, તમો જાઓ મંદિર. આશા મૂકો—
નંદજી૦ ૫૩

અર્ધનિશા હું આવિયો, માત યશોદાને પાસ;
કન્યા તમારી વીજળી તે, ઊડી ગઈ આકાશ—આ૦ ૫૪

મનસા વાચા માનજો, નથી કૌતક વાત:
સગા પિતા વસુદેવજી, તમો છો પાળક તાત—આ૦ ૫૫

આપણે સગપણ છે નહીં, કહી ચાલીયા જગદીશ;
બીજીવાર ધરણે ઢળ્યા, પાડે નંદજી ચીસ—આ૦ ૫૬

નંદ ગોવાળા વલવલે, નિસાસે ફાટે પહાડ;
રોયા ગગને દૈવતા, રોયાં વાડીનાં ઝાડ—આ૦ ૫૭

વિલાપ નંદના સાંભળી રે, રોયાં નગરનાં લોક;
જાતાં રામ રોયા ઘણું, શ્રીહરિને ઉપન્યો શોક—આ૦ ૫૮

નંદ કહે ગોવાળાને, વાગ્યું વચનનું બાણ;
..ી લાવો કો કૃષ્ણને, મ્હારા જાશે પ્રાણ—આ૦ ૫૯

વિપ્ર પ્રભુએ સાંભળ્યું, રોયા પરમેશ્વર;
ાંસુ લોહ્યાં નંદનાં, ફર્યા રાજકુંવર—આ૦ ૬૦

## પદ ૯ મું : રાગ પરજીયો

સુંદર શામળા રે, મુને હુતી તારી આશ;
ગોકુળિયું ઉજડ કરી રે, કાં કીધો મથુરાં વાસ—સુંદર૦ ૬૧
મેં ઉછેર્યો આદર કરી રે, સાચો જાણી પુત્ર;
તુજ સાટે ગઈ દીકરી રે, મારું ઉજાડ્યું ઘરસૂત્ર—સુંદર૦ ૬૨
યશોદા કેમ જીવશે રે, સાંભળી દારુણ વાત;
રોઈ રોઈ ખોશે આંખડી રે, કોણ ગ્રહેશે તેનો હાથ—સુંદર૦ ૬૩
વિશ્વાસઘાત કીધો મુજને રે, હું દુર્બળનો આધાર;
લોક કહેશે મુને વાંઝિયો રે, મારાં ફરી દેવાયાં દ્વાર—સુંદર૦ ૬૪
એક અવગુણે સર્વ ગુણ ગયા રે, બાંધ્યો ઊખળ સાથ;
તે દુઃખ તારે મન વસ્યું રે, દુહાયો દીનાનાથ—સુંદર૦ ૬૫
વસુદેવે મુને લૂંટિયો રે, નથી પૂછનારું કોઈ;
હું નિર્ધનને ધન દીકરો રે, સગપણ નાખ્યું ધોઈ—સુંદર૦ ૬૬
કોણ વળાવવા લાગશે રે, થાકશે યશોદા નાર;
પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વર રે, આવી જાઓ એકવાર—સુંદર૦ ૬૭

## પદ ૧૦ મું : રાગ મારુ

ચાલ શામળિયા ઘેર જઈયે રે, એવા કઠિણ નઠોર ન થઈયે ?
કેમ ગોધન વનમાં ચરશે રે, ગાયો તું વિના હીંસી મરશે રે
કોણ સીકું લાકડીએ ધરશે રે, કોણ ગોરસ ચોરી કરશે રે
તારી માતાનું ચિત્ત ચળશે રે, વાંસળીએ જાળાં વળશે રે.
ચાલ૦ ૬

તારે રમકડે કોણ રમશે રે, તારી ત્રાંસળીએ કોણ જમશે ?
મોર મુકુટ કયાં મૂકશે રે, કોણ કચોળે દૂધ પીશે રે.
ચાલ૦ ૭

કોણ સેલો વાળી ગૌ દોશે રે, કોણ કેડ બાંધી વલોવશે
કોણુ રૂડી શિખામણુ દેશે રે, હવે પિતા મૂને કોણ કહેશે
ચાલ૦

સુને છે છેલ્લો આશ્રમ રે, હવે હું દહાડા નાખીશ કેમ
હતું વૈકુંઠ ગોકુળ ગામ રે, હવે નેસડો ફરી થયું નામ
ચાલ૦

જશોદા કેમ બહાર નીસરશે રે, વંઝા કહી લોક પાછાં ફરશે
અમને માણસમાંથી ટાળ્યાં રે, દીકરો થઈ કાળજ બાળ્યાં
ચાલ૦ ।

અમો ભૂલ્યાં આશા આણી રે, પારકી આપણુ નવ જાણી
વાયસ થઈ વાત્સલ્ય કીધું રે, ફરી કોયેલે બચલું લીધું રે.
ચાલ૦ ।

વિપ્ર પ્રભુ પરમેશ્વર રે, મારું ફરી વસાવો ઘર રે. ચાલ૦

## પદ ૧૧ સું : રાગ મેવાડો

ગોકુળ જાઓ રે, નંદજી ગોકુળ જાઓ–ગો૦ ૧
ફરી ગોકુળ જાઓ નંદજી રે, મૂકો મનની આશ;
નાસરડે અમો આવીયા રે, દીધો તમ ઘેર વાસ–ગો૦ ૯
ધીરજ ધરીએ રે, રાયજી ધીરજ ધરીએ,
ધીરજ ધરીએ નંદજી રે, એ જૂઠો છે સંસાર;
પરમેશ્વર વિના કો નથી રે, કોકટીઓ પરિવાર–ગો૦ ૯
એક દાઝે રે, અમને ઘણું એક દાઝે રે,
દાઝે છે સુજને રે, પણ દોહેલો લોકાચાર;
માત પિતાને પરહરું રે, અમો દેવકીના કુમાર–ગો૦ ૯

બેહુ દુ:ખ પડિયાં બાપજી રે, હું કોને આપું છેહ;
મન પ્રાણ રહેશે ગોકુળે રે, મારો મથુરા રહેશે દેહ–ગો૦૭૯
સુખ શ્રીગોકુળનું રે, જે સુખ શ્રીગોકુળનું,
ગોકુળ મોટું સુખ ભોગવ્યું રે, ન મળે વૈકુંઠ માંય;
લક્ષ ચોરાસી દેહ ધરું રે, તોએ ન મળે જશોદા માય–ગો૦૮૦
સ્કંધે ધરું કાવડ રે, ઊંચલી સ્કંધે ધરું કાવડ,
ઊંચલી સ્કંધે કાવડ રે, કરાવું તીર્થ સકળ;
તોએ એક ઘડી જશોમતીને રે, નવ થાઉં ઓશીંકળ–ગો૦૮૧
અમો છૌં તમારા રે, નંદજી છૌં તમારા,
અમો દાસ તમારા શયજી રે, ફરી ચરણે નામ્યું શીષ;
વિદાય આજથી આપણે રે, કહી ચાલ્યા શ્રીજુગદીશ–ગો૦૮૨
ધરણે ઢળીયા રે, નંદજી રે, ધરણે ઢળીયા,
ધરણે ઢળીયા નંદજી રે, થઈ પડ્યા અચેત,
શ્રીકૃષ્ણે માયા વિસ્તરી રે, ઉતર્યું પિતાનું હેત–ગો૦ ૮૩
કુંવર કોનો રે, કૃષ્ણ એ કુંવર કોનો,
કુંવર મારો છે નહીં રે, હું ફોકટ થાઉં તાત;
એ પુત્ર સત્ય વસુદેવનો રે, મુને ગર્ગે કહી છે વાત.
નંદજી ચાલ્યા રે. ૮૪
નંદજી ચાલ્યા રે, નંદજી રોતા ચાલ્યા,
નંદ ગયા શ્રીગોકુળ રે, ત્યાં વરત્યો જે ઉત્પાત;
તે કહી ન શકયા શુકદેવજી રે, કો વૈષ્ણવ જાણે વાત–
નંદજી. ૮૫
તાંત વળાવી રે, ગોપનો સાથ વળાવી,
વળ્યા વિઠ્ઠલ માયાતીત રે, તાતને કરુણાકર;
સંતોષ્યાં વસુદેવ દેવકી રે, વિપ્ર પ્રભુ પરમેશ્વર–નંદજી. ૮૬

## પદ ૧૨ મું : રાગ સારંગ

નંદ ગોપને કરી વિદાય, તાત કને આવ્યા જદુરાય;
મામી બેહુની પ્રશંસા કરી, વિનયયુક્ત બોલ્યા શ્રીહરિ. ૮૭
અમે તમારો હણ્યો ભરથાર, ઘણું સાલે તમારા ગયા શણગાર;
દૈવ પ્રત્યે કાંઈ ચાલે નહીં, મારી મામી બે વિધવા થઈ. ૮૮
મારા છ બાંધવ મામે મારિયા, તે દુઃખે મામા મેં સંઘારિયા;
પશ્ચાત્તાપ થયો પામું છૌં દુઃખ, હવે કયાં દેખવું મામાનું
સુખ. ૮૯
ન ટળે ભાવી પદારથ વાત, કુટુંબકલેશ થયો ઉત્પાત;
તમો મનમાં દુઃખ પરહરો, આ તમારું ઘર તમો વાપરો. ૯૦
અમને પોષ્ય વર્ગ જાણજો, નિજ સંતાનનું હેત આણજો;
સભામાં આવ્યા એવું કહી, મથુરાં નગરી પાવન થઈ. ૯૧
ધર્મ પડો વાજે પુરમાંય, ઉગ્રસેનની આણ દેવાય;
નાઠા લોક કંસનો ભય ધરી, તે જાદવ સહુ કો આવ્યા ફરી. ૯૨
અધર્મ ઉથાપી થાપ્યો ધર્મ, ચારે વર્ણ પાળે કુળધર્મ;
વસુદેવ વસ્યા પોતાને ઘેર, રાજધાન માંડયું બહુ પેર. ૯૩
ગર્ગાચાર્યને કહે વસુદેવ, જાતકર્મ કીધું વાસુદેવ;
જાણ્યું પુત્ર પ્રસવ્યા છે આજ, વૃદ્ધ શ્રાદ્ધ કીધું મહારાજ. ૯૪
ગણપતિ ગોત્રજ પૂજા કરી, નાન્દીકર્મ કીધું હેત ધરી;
કદળીસ્તંભ તોરણ હાથા, ગાયે સોહામણી ગીત ગાથા. ૯૫
સંકલ્પ કીધો કારાગૃહ માય, બે અચુત દ્વિજને આપી ગાય;
પૂજ્યા બ્રાહ્મણ ગર્ગાચાર્ય, શાંતિક પુષ્ટિ કીધું કાર્ય. ૯૬
દીધી સહુ ક્ષત્રીની રીત, રામકૃષ્ણને દીધાં ઉપવીત;
ગોકુળથી આવ્યાં રોહિણી, પહોંતી હોંસ બેહુ માતાતણી ૯૭

કંસનું દ્રવ્ય લીધું નરહરિ, પિતાના ઘરમાં લક્ષ્મી ભરી;
હયહસ્તી રથ મહિષી ગાય, પાત્ર ચામર આસન સેજ્યાય. ૯૮
માણેક મુક્તાફળ રત્ન ઝવેર, તે સર્વે મોકલ્યું વસુદેવને ઘેર;
જે વિભૂતિ કંસે મેળવી ઘણી, વસુદેવ થયા તે વસ્તુના ધણી. ૯૯
માખી મધુનો સંચય કરે, પણ આહેડી લુંટી સાંચરે;
વાંઝિયાનું ધન રાજા વાવરે, કીડી સાંચે ને તીતર ચરે. ૧૦૦
વૃદ્ધની સ્ત્રીને ભોગવે અન્ય, તેમ કંસાસુરનું લૂટ્યું ધન;
લક્ષ્મી ગઈ ને ગયો સ્વામી, ભાણેજે મંગાવ્યાં ભીખ માગી.૧૦૧
પછે માત પિતાને લાગ્યા પાય, રામ કૃષ્ણે માગી વિદાય;
વસુદેવ પ્રત્યે બોલ્યા શ્રીહરિ, જરાસંધ સરખા સાથે અરિ. ૧૦૨
મેં કંસાસુરનો ફેડ્યો ઠામ, જરાસંધ સાથે થાશે સંગ્રામ;
જો આજ્ઞા હોયે તમતણી, ધનુર્વિદ્યા અમો આવું ભણી. ૧૦૩
પિતા કહે કાં નહીં પુરુષ પુરાણ, શ્રીરામ કૃષ્ણે કીધું પ્રયાણ;
સપ્ત પુરીમાં તીર્થ ગુણી, અવંતી નગરીમાં એક રુણી.૧૦૪
વિદ્યાનિધિ સાંદીપનિ નામ, તેને ઘેર આવ્યા કેશવરામ;
ત્યાં દીઠો એક મનોહર મઠ, જ્યાં વિદ્યાર્થીની બેઠી ઠઠ. ૧૦૫
કો ભણે બ્રહ્મ વિદ્યા નિર્મળ, ધર્મ શાસ્ત્ર ભણે કો પાતંજળ;
કો મીમાંસાશાસ્ત્ર ન્યાય વ્યાકર્ણ, કો વેદાંતે વિખાણે અશર્ણ-
શર્ણ. ૧૦૬
કો યોગ વિદ્યા ભણે નોળી કર્મ, કો ખટચક્રના શીખે મર્મ;
કો અસ્ત્ર શસ્ત્ર મલ્લ વિદ્યા ભણે, છે ભીડ ઘણેરી ગુરુને
આંગણે. ૧૦૭
જ્યોતિષ વૈદક પરીક્ષા મણિતણી, જળસ્તંભ વિદ્યા અતિઘણી;
મંત્ર જંત્ર વશીકરણ અપાર, શુક કહે શું વર્ણવું વિસ્તાર.૧૦૮

કો ભણે આંક માયિક કળા ભણે, સકળ વિદ્યા ગુરુજીમાં મળે;
છે અધ્યયન શબ્દનો મોટો ઘોષ, ફરતો સંભળાયે બે કોશ.૧૦૯
રામ કૃષ્ણ આવ્યા નિશાળમાંય, જેમ તારામાં રવિ ચંદ્રમા;[૫]
વિસ્મે વિદ્યાર્થી જોઈ રહ્યા, સાંદીપનિ ઋષિ બેઠા થયા. ૧૧૦
પ્રભુની સામા ગયા ઋષિરાય, શ્રીકૃષ્ણ નમ્યા ગુરુજીને પાય;
આસન આપી પૂજા કરી, ગુરુજીએ વાણી ઓચરી. ૧૧૧
મને કૃતારથ કીધો આજ, કહો કયાંથી આવ્યા મહારાજ;
કોણ નામ ગામ કુળ ન્યાત, શું કારજ છે મુજ સંઘાત.૧૧૨
એક છે ગામડું જમુનાં તીર, જ્યાં રંકલોક વસે આહીર;
તેની પાસે અમારો વાસ, છીં ક્ષત્રી બોલ્યા અવિનાશ. ૧૧૩
ઋષિ તમારું જાણી નામ, આવ્યા છીં કાંઈ ભણવા કામ;
આપો વિદ્યા કરુણા કરી, ઘણું દુર્બળ છીં બોલ્યા હરિ. ૧૧૪
વિનય વાત હૃદયમાં વસી, સાંદીપનિ ઋષિ બોલ્યા હસી;
છો આત્મા તમો મારા બેય, ભણો બાપ ગમે જે જેહ. ૧૧૫
છો જગત ગુરુ, થાઓ મારા શિષ્ય, ત્યારે સાન કીધી જુગદીશ;
માહોમાંહે સમજ્યા ગુરુ ગોપાળ, શામળિયે શોભાવી નિશાળ. ૧૧૬

એક વડો શિષ્ય સુદામો નામ, તેને સોંપીયા કેશવ રામ;
ભણાવજે તું હેત ખપ કરી, પંડિત થાય શ્રીહળધર હરિ. ૧૧૭
પછે ઘરમાં રાખ્યા જુગદાધાર, સાંદીપનિ સેવા કરે અપાર;
નિજ પત્નીને કહે છે ભરથાર, આ બાળક છે કારણ અવતાર. ૧૧૮
શેષરૂપ બીજો શેષશાયી, આપણે ઘેર આવ્યા બે ભાઈ;
ફરી ફરી નહીં આવે એહ, આપણું પાવન કીધું ગેહ. ૧૧૯

૫ જેમ તારામાં રજનિ ચંદ્રમાય.

એ પરઘર ભિક્ષા માગે નહીં, ભોજન કરશે યથારુચિ અહીં;
એવી શિક્ષા અબળાને કહી, ગુરુપત્ની સેવામાં તત્પર થઈ. ૧૨૦
વાત્સલ્ય કરે બેહુ બાંધવતણું, તે નેત્ર પ્રાણપેં વલ્લભ ઘણું;
ગુરુ વાક્ય જે શ્રવણે પડે, તે તત્ક્ષણ હરિને આવડે. ૧૨૧
ચૌદ વિદ્યા ને બોહોતેર કળા, નિગમ શાસ્ત્ર અર્થ નિર્મળા;
ધનુર્વિદ્યા વિવિધ સંગ્રામ, એક પાઠી પંડિત કેશવ રામ ૧૨૨
વિદ્યાર્થી સહુ વિસ્મે થાય, નગર લોક દર્શને જાય;
કહ્યું સ્ત્રીને, કરજો રૂડી સેવ, ગ્રામાંતર ગયા ગુરુ દેવ. ૧૨૩
ગામ ગયા જાણી ભરથાર, ગોરાણીએ મન કીધો વિચાર;
સરપણ નથી કટકો ઘરમાંય, તો શીઘ્રે રસોઈ શી પેરે થાય ૧૨૪
બેઠા જમે છે કેશવરામ, તો તેહેને સોંપું તે કામ;
આવી નિશાળે જ્યાં બેઠા હરિ, બે ત્યાં ગોરાણી મુખ હસતું કરી.૧૨૫
કાંઈ કામ કહેતી લાજું છું હું, રસોઈ વિના તમે જમશો શું;
આજ આવી અટક્યું છે કામ, ઘરમાં નથી ઇંધણનું નામ. ૧૨૬
તમો ભૂખ્યા સુને કળ કેમ પડે, હું પાકસ્થિતિ કરું શા વડે;
અમો કાળ નિર્વાહ દોહેલે કીજીએ,ધન વિના સરપણ શેલીજીએ.૧૨૭
અમો અજાચકનો પાળું ધર્મ, ઘણું દોહેલે ચાલે ગૃહસ્થાશ્રમ;
સરપણ કારણ માંગું માન, સાંભળી બોલ્યા શ્રીભગવાન. ૧૨૮
કર જોડી કહે કમળાપતિ, ગુરુપત્નીને કીધી વિનતિ;
સરપણ અમો લાવું સરવથી, પણ કુહાડા અમ પાસે નથી. ૧૨૯
ગોરાણી તવ બોલ્યાં હસી, પ્રભુ કુહાડાની ચિંતા કશી;
ઘણું ઊંચે માળ ગયાં ગોરાણી, કુહાડા ત્રણ આપ્યા આણી. ૧૩૦
આપી દોરડી બાંધવા કામ, ઊઠ્યા કૃષ્ણ સુદામો રામ;
ભારે સ્કંધ કુહાડા ધર્યા,સરપણ કાજે શામળિયો સાંચર્યા. ૧૩૧

શ્રીહરજી હીંડે પાળે પાગ, છે અવંતીનું મોટું ભાગ્ય;
પ્રજા પુરની વિસ્મે થાય, રાજકુંવર બે વનમાં જાય. ૧૩૨
દૂર વનમાં માધવ ગયા, હીંડતાં બાળક શ્રમિત થયા;
દીઠું કાષ્ઠ એક મોટું પડ્યું, પ્રભુ કહે ચીરવા સરખું જડ્યું. ૧૩૩
સુદામો હળધર ને હરિરાય, કુહાડા લીધા કરમાંય;
બાંધ્યા પલવટ રાજે રણછોડ, કુહાડે મારી ફાડ્યું ખોડ ૧૩૪
અમર ગગને કૌતુક જોય, પ્રભુનો પાર ન પામે કોય;
નેતિ નેતિ કહે ચારે વેદ, પંડિત કોઈ નવ પામે ભેદ. ૧૩૫
શું જાણે પુરાણ શાસ્ત્ર બાપડાં, તે લક્ષ્મીવર ચીરે લાકડાં;
પછે તાણી બાંધ્યા ભારા ત્રણ, એક કૌતુક કીધું અશરણશર્ણ. ૧૩૬
થયું વાદળ વીજળી અંધકાર, મેઘ આણ્યો મુશળધાર;
આંધી પવનતણી સુસવાટ,સૂઝી દેહ ચઢી બહુ ટહાડ. ૧૩૭
ત્યાં ત્રણે બેઠા ટોળે મળી, બીહે સુદામો ઝબકે વીજળી;
રાય એ કથા રહી એટલે, ગુરુજી ઘેર આવ્યા તેટલે. ૧૩૮
થયા વિસ્મે બાળક દીઠા નહીં, ગુરુપત્ની તત્ર ઝાંખી થઈ,
હવે સ્વામી મુજને શાપે ખરા, શું કરું કેમ ન આવ્યા છોકરા. ૧૩૯
અબળા આકુળ વ્યાકુળ થાય, રખે ક્રોધ કરે ઋષિરાય;
માતુભાત્ર ઘણું દુખિયા થયા, કહીં ન દીસે બાળક ક્યાં ગયા. ૧૪૦
જે વિશ્વપિતા પ્રભુ પ્રાણપતિ, તે શ્યામ મૂરત ક્યાં દેખાતી નહીં;
તન ધ્રૂજે મુખ સૂકું થાય, બોહી અબળા લાગી પાય. ૧૪૧
જો ક્ષમા કરો તો કહું વારતા, રખે શાપ દઈ મુજને મારત;
સુદામો કેશવ ને શ્રીરામ, મેં મોકલ્યા સરપણ લેવા કામ. ૧૪૨
વચન વનિતાનાં સાંભળી, સાંદીપનિને મૂર્છા વળી;
અરે મૂર્ખ દુષ્ટા સાપિણી, તેં કોણ કર્મ કીધું પાપિણી ૧૪૩

ક જ્યેષ્ઠ માસનો તાવઠ શ્રેષ્ઠ, સકુમાર મોકલ્યા લેવા કાષ્ઠ;
વનમાં આવ્યો વરસાત, મહા લીલીણિયે કીધો ઉત્પાત. ૧૪૪
ાહે ત્રાહે કરે શોકે ભર્યા, શોધવા સાંદીપનિ નીસર્યા;
નદી નાળે આવ્યાં જળપૂર, રામકૃષ્ણને સાદ કરે છે ગુરુ. ૧૪૫
ામો સાદ કીધો ગોપાળ, ગુરુજીએ દીઠા ત્રણે બાળ;
છે વિશેષ શામળિયાજી કાંપ્યા, સાંદીપનિએ હૃદયાસું ચાંપ્યા. ૧૪
ઠલજી તુંને વેળા પડી, વેરી વરસાતે કીધી ઝડી;
ાપિણીએ દુઃખ દીધુ ઘણું, એ કારજ નોહે તમતણું. ૧૪૭
ુરુ પ્રત્યે કહે કમળાપતિ, અપરાધ ગોરાણીનો નથી;
અમો ઉન્મત્ત અભિલાષે ભર્યા, સરપણ લેવા ત્રણે નીસર્યા. ૧૪૮
ુરુ પ્રત્યે બોલ્યા પરબ્રહ્મ, અમો આચરું વિદ્યાર્થીનો ધર્મ;
મેલું કહી ચાલ્યા જગદીશ, સરપણ ભારા ત્રણેને શીશ. ૧૪૯
ને ગુરુ સંતુષ્ટ કીધા, ભારા કાષ્ઠ તણા મસ્તક લીધા;
ુરુ કહે નથી સરપણનું કાજ,હું ઓળખું છૌં તમને મહારાજ.૧૫૦
ાહે ત્રાહે સાંદીપનિ ભણે, ધિક્કાર મુને અંતરમાં ગણે;
ોહોતાં મંદિર નાખ્યાં સરપણ,જઈ ગોરાણીને લાગ્યા ચરણ. ૧૫૧
ારાં વસ્ત્ર આપ્યાં ઋષિજન, તપાવ્યા પ્રગટી હુતાશન;
જમાડ્યા પંચામૃત હેત ધરી, અખુટ કાષ્ઠ જે લાવ્યા હરિ. ૧૫૨
ને નથ લોક સહુ કો લેઈ જાય, એક કાષ્ઠ ઓછું નવ થાય;
એ કથા સરપણતણું વૃત્તાંત, રખે શ્રોતાને મન પડતી ભ્રાંત. ૧૫૩
કાઈ એક પુસ્તકે છે નહીં એહ, ભાઈ તે માટે ઉપજે સંદેહ;
ાઈ એક પુસ્તકે છે એ સર્વથા, તે માટે પદબંધ કીધી કથા. ૧૫૪
વળી એક કૌતુક કીધું વિશ્વાધાર, ગોરાણી ગૌ દોહે છે એકવાર;
સુરભિ સ્તન બેઉ કર ધરી, પણ દોહોણી કોઠીમાં વીસરી. ૧૫૫

ગુરુપત્નીએ વિચાર્યું મન માંય, હું ઊઠું તો સુરભિ મીણાય;
સમસ્યા શ્રીકૃષ્ણને કરી, ઘરમાંથી દોહોણી લાવો શ્રીહરિ. ૧૫૬
તવ લીલા કીધી લક્ષ્મીનાથ, વધાર્યો આંગણે બેઠાં હાથ;
તતક્ષણ દોહોણી આપી આણી, તે જોઈ વિસ્મે થઈ ગોરાણી. ૧૫૭
કો પૂર્ણ બ્રહ્મ દીસે છે એહ, ભકત કારણે લીધો માનવ દેહ;
જવ ભોજન કરવા આવ્યા પતિ, તવ અબળાએ કીધી વિનતિ. ૧૫૮
સાંદીપનિને કહે છે સતી, એ વિષ્ણુરૂપ છે વિદ્યારથી;
અભિલાષ થયો એક મુને, હું ગુરુદક્ષિણામાં માગું એ કને. ૧૫૯
જેવી કાષ્ઠ આણ્યાની કથા, પ્રસંગ દોહોણીનો તેવો સર્વથા;
કો ગ્રંથ વિષે કહ્યું છે એહ, રખે શ્રોતા મન આણો સંદેહ ૧૬૦
બે માસ ઉપર દિન ચાર, ચૌદ વિદ્યા શીખ્યા વિશ્વાધાર;
થઈ સુદામાસું મૈત્રી ઘણી, જે વિદ્યા એક નિશાળે ભણી ૧૬૧
તે એક થાળે ભોજન કરે, શયન કરે એકે સાથ રે;
બેલડીએ વળગી હીંડે બેય, શ્રીકૃષ્ણ સુદામાને વાધ્યો સ્નેહ. ૧૬૨
કરે વાત તાળી દેઈ હસી, તે ગુપ્ત વાત ન રાખે કશી;
રામકૃષ્ણ જ્યારે ભણી ઉતર્યા, જઈ ગુરુ પ્રત્યે વાણી ઓચર્યા. ૧૬૩
અમને વિદાય પ્રભુ કીજીએ, કાંઈ ગુરૂ દક્ષિણા માગી લીજીએ;
અમો આપું એવું મિથ્યા બકું, એવું માગજો કે હું આપી શકું. ૧૬૪
હાસ્ય કરી બોલ્યા ઋષિરાજ, છો દુર્બળ હું જાણું મહારાજ;
તું વિશ્વંભર તું વિશ્વાધાર, તું આદિ મધ્ય તું અપરંપાર. ૧૬૫
ધર્યો દેહ ધર્મકારણે, ભણવા આવ્યો મારે બારણે;
ન પામે પાર નારદ સરખા જતિ, તુંને ઓળખે ઉમિયાપતિ. ૧૬૬
ન પામે બ્રહ્મા ધરતે ધ્યાને, કરે દુર્વાસા ધૂમ્રપાન;
કો કાશી જઈ કરવત લિયે, પણ તું કોને દર્શન નવ દિયે.૧૬૭

હું અપરાધી પામર પ્રાણી, મુંને મોટો કીધો પુરુષ પુરાણી;
સકળ પદારથ પામ્યો હું, દર્શનથી અદકું માગું શું. ૧૬૮
હું માગું સમરથ શ્રીહરિ, જનુની જઠર ન દેખું ફરી;
દીનવાણી મન લજ્જા આણી, ગુરુદક્ષિણા માગે ગોરાણી. ૧૬૯
કાઇ અણ્યાં મેં ત્રિકમા, તે અપરાધ કરો હરિ ક્ષમા;
ભરથારને મુક્તિ આપજો હરિ, માંહે મળતી હું ભવસાગર તરી.૧૭૦
એક વાનું હું માગું ગોપાળ, ક્ષિપ્રામાંહે એક બૂડ્યો બાળ;
પાંચ વરસનો પરમનિધાન, મુને તે આણી આપો ભગવાન. ૧૭૧
રામ કૃષ્ણ બે તત્પર થયા, ક્ષિપ્રાતીરે ગોવિંદ ગયા;
સ્ત્રી રૂપે બહાર નીસરી નદી, શ્રીકૃષ્ણે ક્રોધે વાણી વદી. ૧૭૨
ગુરુ પુત્ર લાવ કહે શ્યામ શરીર, નહીંતર તારુ શોષું છોં નીર;
પયોધરી કહે લાગી પાય, તે પુત્ર ગયો છે સાગર માંય. ૧૭૩
પ્રભુને આપ્યું અર્ણવનુ એંધાણ, પછે ત્યાં પધાર્યા પુરુષપુરાણ;
કીધી ગર્જના ગોકુળનાથ, સમુદ્ર નીસર્યો જોડી હાથ. ૧૭૪
ક્રોધ કરી બોલ્યા શ્રીગોપાળ લાવ રત્નાકર ગુરુનો બાળ;
એક પંચજન નામે અસુર, તે પ્રજાને દુઃખ દે છે ક્રૂર. ૧૭૫
તેને પૂછો જુગજીવન, ગ્રાસ્યો હોય જો ગુરુનો તંન;
અન્યાય મારા જળમાં કરે, તે કોનો કાઢ્યો નવ નીસરે. ૧૭૬
શ્રીકૃષ્ણ કહે એ મોટું કામ, નથી આયુધ શે કીજે સંગ્રામ;
સમુદ્રે સમય રાખ્યો તદા, કૌમોદકી નામે આપી ગદા. ૧૭૮
તટમાં મૂકયા હળધર ભ્રાત મહાજળમાં પેઠા ગોકુળ નાથ;
પાતાળ સપ્ત ખોળ્યાં ખપ કરી, મળ્યો દૈત્ય દેવનો અરિ.૧૭૯
દાનવ ધાયો ગાજી મુખે, ગદાયુદ્ધ થયું જળ વિખે;
તે કંઠ ગ્રહી મરડી પાડ્યો,તેનું ઉદર વિદારી શંખ કહાડ્યો. ૧૮૦

પાંચજન્ય તે શંખનું નામ, તે કરમાં લીધો છે સુંદરસ્યામ;
કરી નાદ ને તત્પર થયા, ધર્મરાજને મંદિર ગયા. ૧૮૧
જઈ સંયમનીની પોળે રહ્યા, ભયભીત જમકિંકર થયા;
સેવક કહે સાંભળ ભૂપાળ, પુરપોળે આવ્યો માનવ બાળ. ૧૮૨
શામળો સુંદર રૂપ રસાળ, તેને શબ્દે ભય પામે છે કાળ;
મોટું આશ્ચર્ય અહીં આવ્યાની ગતિ,એવું સાંભળી બોલ્યા જમપતિ.
જાઓ તેડી લાવો મુજ પાસ, ન ઓળખ્યા ધર્મે અવિનાશ;
સેવક પ્રભુને તેડવા પળ્યા, દેવલોક સહુ જોવા મળ્યા. ૧૮૪
શંખનાદ કીધો ભગવાન, તે શબ્દે ભય પામ્યો બળવાન;
ચૌદલોક તે શબ્દે ગડગડ્યા, જમકિંકર નાઠા અડવડ્યા. ૧૮૫
અઠ્ઠાવીસ કુંડ છે નરકતણા, પડ્યા છે પ્રાણી તેમાં ઘણા;
વિશ્વાસઘાતી બ્રહ્મઘાતકી, પતિવ્રતાપીડણ પાતકી. ૧૬૮
કો ગૌ કન્યા વિક્રય કરતા, શિવપૂજા બ્રહ્મત્વ હરતા;
ગામ વન દાહક પાપિષ્ઠ, અભક્ષી મદ્યપાની મહાદુષ્ટ. ૧૮૭
પરવૃત્તિછેદક નિંદાપાઠી, રજસ્વળાભોગી સંગત માઠી;
બ્રાહ્મણમાનખંડન કરનાર, પારકી થાપણના હરનાર. ૧૮૮
મિથ્યા વાદ પિશુનતા ઘણી, નિંદા કરે તીર્થ દેવ તણી;
એવાં આચર્યાં પાતક ઘોર, તે પ્રાણી હરિસેવાના ચોર. ૧૮૯
કુંભીપાક પચ્યા તે પ્રાણ, ન આવે નીસરવા નિર્વાણ;
અસિપત્ર લવણકુંડ વિખે રૌરવ નરક પડ્યા અધોમુખે. ૧૯૦
જમકિંકર બાંધીને ત્રાડે, કોનાં લોચન વાયસ કહાડે;
કોનાં શરીર શ્વાન જ ફાડે,લોહને સ્થંભ ઉષ્ણ કરી ભેટાડે. ૧૯૧
અઠ્ઠાવીસ કુંડે પાપી પડ્યા, કોટચાનકોટ બાંધ્યા જીવડા;
શંખ વજાડ્યો શ્રીભગવાન, તે શબ્દ પડ્યો પ્રાણીને કાન. ૧૯૨

છેદાયાં પાતક શબ્દે કરી, તે જીવડે જાણ્યું આવ્યા હરિ;
સહુ નરક થકી બહાર નીસર્યાં, સર્વે દેહ ચતુર્ભુજ ધર્યાં. ૧૯૩
જમને મસ્તક મૂકી પાય, તે સકળ જીવ વૈકુંઠે જાય;
સહુ પ્રાણી વિમાને બેસી ગયા, નરકકુંડ સહુ ઠાલા થયા. ૧૯૪
આસન મૂકી ધાયો રાય, ધર્મરાય, પડ્યો હરિને પાય;
સકળ જીવ કીધા ઉદ્ધાર, હવે ઓળખ્યા જુગદાધાર. ૧૯૫
સભામાં પધરાવ્યા હરિ, સ્તવન કરીને પૂજા કરી;
કાંઈ સ્વામી છે હું સરખું કામ વળતું બોલ્યા સુંદરશ્યામ. ૧૯૬
સાંદીપનિ ઋષિનો એક બાળ, તેને લઈ આવ્યો છે કાળ;
રાય તે બાળકને લાવો ફરી, જમે આણી આપ્યા શીઘ્ર કરી ૧૯૭
કીધી ધર્મરાજે વિનંતિ, બેઠે મશે પધાર્યા ગોકુળપતિ;
કાંઈ હું સરખું કાજ ભગવાન, મુને જાણજો દાસ સમાન ૧૯૮
શ્રીકૃષ્ણ કહે આજ્ઞા મુજતણી, ન જાશો મારા ભક્ત જ ભણી;
બાળકને લેઈ ચાલ્યા અવિનાશ, રામકૃષ્ણ પધાર્યા ગુરુની પાસ ૧૯૯
આપી બાળક લાગ્યા પાય, ગુરુજી પાસે માગી વિદાય;
નગરલોક દુખી થયાં ઘણું, પામી હુતી અવંતી વૈકુંઠપણું. ૨૦૦
હૃદેમાં રૂપ ગુરુ ધરી રહ્યા, સુદામો ઘણું વળાવા ગયા;
નગરલોક પાછા વળિયા, ફર્યાં આંસુ ભરતા નિશાળિયા. ૨૦૧
સુદામાને કહે અવિનાશ, મિત્ર અમારો લેજો તપાસ;
જેમ તેમ ફરી મળજો એકવાર, એમ કહી ચાલ્યા જુગદાધાર. ૨૦૨
પોતાને ગામ સુદામો ગયા, તે ભક્તરાજ અજાચી થયા;
તેનુ દરિદ્ર છેદશે જાદવરાય, કથા કહેવાશે એંશીમે અધ્યાય. ૨૦૩
રામકૃષ્ણ પધાર્યા મથુરામાંય, ઉગ્રસેન આદે સહુ સામા જાય;
પ્રભુ માતપિતાને નમિયા પાય, જેજેકાર થયો મથુરામાંય. ૨૦૪

માતામહ કરે રાજધાન, છે અગ્રવર્તી શ્રીભગવાન;
સકળ શાસ્ત્ર નિગમનું તત્ત્વ, સર્વશિરોમણિ શ્રીભાગવત. ૨૦૫
તે મધ્યે ઉત્તમ દશમસ્કંધ, કરું હું પ્રાકૃત પદબંધ;
કથા પ્રસંગ એકુ નવ પડે, ચાલ્યો જાઉં રીધે શેરડે. ૨૦૬
આ પાસા વ્યાસ વાંચે સંસ્કૃત, આ પાસા મારું પ્રાકૃત;
આ પાસા અધ્યાય શ્લોક સંબંધ, આ પાસા કડવાં ચોપાઈબંધ ૨
બાંધું ગ્રન્થ જોડ સમાન, કહેશે લોક કીધું અભિમાન;
નથી કીધો વાદવિલાસ, કાંઈ શ્રોતાને આવે વિશ્વાસ. ૨૦૮
વ્યાસ વાણી જાણી યથા, તેવી પ્રાકૃતે જોડી કથા;
શ્રીરામ ચરણકમળ મકરંદ, તે લેવા ઇચ્છે પ્રેમાનંદ ૨૦૯
મૂળ અર્થ છે પ્રાકૃત નામ, શ્રોતાને વલ્લભ ગુણગ્રામ;
મૂકો હરિજન ઘરનાં કામ, ભજો જેમ તેમ સીતારામ. ૨૧૦

વલણ

રામનામ નિર્મળ ઘણું, લેતાં દુષ્કૃત જાય રે;
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો પિસ્તાળીસમો અધ્યાય રે. ૨૧૧

---

# અધ્યાય ૪૬ મો

## કડવું ૧૨૪ મું—રાગ બગવેરાડી

શ્રીરામકૃષ્ણ આવ્યા મથુરામાં, વર્ત્યો જયજયકાર;
યાદવ લોક ઘણું સુખ પામ્યા, સુખ પામી વર્ણ ચાર. ૧
માતપિતાને પાયે લાગી, પૂછ્યા કહ્યા સમાચાર;
વિદ્યાર્થીનો વેષ તજીને, થયા રાજકુમાર. ૨
આસન ભોજન વાહન પટકુળ, આયુધ શુભ શણગાર;
કરે પ્રતિપાલન નગર પ્રજાનું, ટાળ્યા ચોર ચખાર. ૩

રાજધાની માંડી મથુરામાં, રામ કૃષ્ણ બેહુ ભ્રાત;
અધ્યયન કરી આવ્યા શામળીયા, ગઈ ગોકુળમાં વાત. ૪
મનમોહનને મળવા કારણ, વ્યાકુળ થઈ સર્વ ગોપી;
મથુરામાં કેમે કરી જઈએ, આજ્ઞા પ્રભુની લોપી. ૫
અહિયારી મધુપુરને મારગ, ઉભી પંથ નિહાળે;
કુબ્જા સોકયનું સુખ સંભારી, નયણે આંસુ ઢાળે. ૬
જમુના સાગરપેં થઈ મોટી, તો ઉલ્લંઘન કેમ થાયે;
મરજાદા લક્ષણ પર્વત મધ્યે, તો ગોપવધૂ કેમ જાયે. ૭
મહા દુઃખ જાણી વ્રજ વનિતાનું, વિચાર્યું કમળાકાંત;
સેવક પોતાનો મનનો માન્યો, ઉદ્ધવ તેડાવ્યો એકાંત ૮
દીઠાં સજળ લોચન શામળીયાનાં, ઉદ્ધવજી એમ પૂછે;
સદાનંદ સચ્ચિદાનંદ ગોવિંદ, દયાળ તુંને દુઃખ શું છે?
જેના સ્મરમાત્રથી મહાકષ્ટ ન્હાસે, હે કર્માતીત પરબ્રહ્મ;
શું નિકટ વર્તી દાસને, દેખાડો દેહ ધર્યાનો ધર્મ. ૧૦
મનનું કારણ કહો કરુણામય, શું દુઃખ હૃદેમાં વિમાસ્યું;
ઉદ્ધવજીએ એવું કહી લોહ્યાં, નાથનેત્રનાં આંસુ. ૧૧

## રાગ મેવાડો

પ્રભુજી બોલ્યા હો નયણે જળભરી;
કહું મારાં અંતરગતનું દુઃખ હો વીરાજી–૧૨
કંઈ ન ફરી દેખું હો, આણી આણી આંખડિયે;
રાંકડી યશોદાનુ મૂખ હો વીરાજી.–૧૩
મુને મથુરાનું રાજ ગમતું નથી;
વહાલો મુને ગોવાળિયાનો વાસ હો વીરાજી.–૧૪
દેવકીનું ખટરસ અન્ન ભાવે નહીં;
વહાલી મુને વ્રજનારીની છાસ હો વીરાજી.–૧૫

ગજરથઅશ્વ હો, મુને અળખામણા;
ગમે મુને ગોવાળિયાની ગાય હો વીરાજી-૧૬
મુને કૃતઘ્ની લોક કેહેતા હશે;
ભાઈ મેં હાંકી કાઢ્યા નંદરાય હો વીરાજી.-૧૭
વૃંદાવન ગોવર્ધન ગાવડી;
વાંસળી મોરલી યમુના વાર હો વીરાજી.-૧૮
અહર્નિશ મુને સહુ સાંભરે;
પલક ન વીસરે વ્રજની નાર હો વીરાજી.-૧૯
ભ્રાત માત પિતાની ચોરી કીજીએ;
પણ મિત્રને કહીએ મનની વાત હો વીરાજી.-૨૦
ગોપીને ગુપ્ત સંદેશડો;
ઉદ્ધવ સાથે કહાવે ગોકુળનાથ હો વીરાજી.-૨૧

### કડવું ૧૨૫ મું : રાગ સામેરી

ગુપ્ત વાત ઉદ્ધવસું રે માંડી, પ્રભુ બોલ્યા લજ્જા છાંડી;
ઉદ્ધવજી તમો છો મારા ભ્રાત, કહું ગોપિકા સંબંધની વાત. ૧

ઢાળ

કહું વાત વ્રજસુંદરી તણી, મન મૂકી તુજ આગળે;
સમાધાન થાય ગોપિકાનું, જો લખું સંદેશો કાગળે. ૨
જે અલ્પબુદ્ધિનાં ઓછાં માણસ, તેહેને ગુપ્ત વાત નવ કહીએ;
તે મિત્ર શત્રુ થઈ નીવડે, હળવાં મળે હળવાં થઈએ. ૩
ભારે પુરુષ ભક્તરાજ છો, તો વઢી કહું લજ્જા તજી;
લક્ષ્મીવત વ્રજસુંદરી, મેં કામક્રીડાએ ભજી.
તે વિજોગિણી વિલપે ઘણું, વિશ્વાસ દેઈ મેં વાહી;
[illegible] ઉપહાસ થાશે, તમો જાઓ ત્યાં ભાઈ. ૫

જઈ કામપ્રીત મૂકાવજો, નવ ઈચ્છે વિષયાભોગ;
અધ્યાત્મ ઉપદેશ આપજો, શિખવજો જઈ જોગ. ૬
નંદ જસોમતીને જ્ઞાન કહેજો, જે પુત્રભાવને પરહરે;
સમાધાન વ્રજવાસી તણું, ભાઈ તમ વિના જઈ કોણ કરે. ૭
આપણો રથ બેસવાને આપી, વિદાય ઉદ્ધવજી કર્યા;
હરિદાસ શોભે હરિ સરખા, શણગાર કેશવના ધર્યા. ૮
વિચાર કરતો વૈષ્ણવ આવ્યો, સંધ્યાયે વ્રજપુર વિખે;
જોઈ શોભા શ્રીગોકુળ તણી, શુક કહે શું કહું એક મુખે. ૯
મલપતી હીંમતી ગાય ચાલે, વાછરુ ભાં ભાં શબ્દ કરે;
સાંડ ત્રાડે ચીસ પાડે, તે ગોંદરે દોડતા ફરે ૧૦
ગીતનું ગાવું વેણુનું વાવું, આવે ગોવાળા ગૌ ચારી;
ઉદ્ધવ જુએ સુરભિ દુહે, કરે કામ વ્રજની નારી. ૧૧
ધેનુખુરની રેણુ ઊડે, ગગન મધ્યે ઘટા થઈ;
નંદ ઘેર ઉદ્ધવ આવ્યા, કો વ્રજવાસીએ દીઠા નહીં. ૧૨
જશોદાની દાસીએ ઉદ્ધવ, જાણિયા ત્રિભુવન ધણી;
હરખે ભરાઈ દાસી ધાઈ, આપું નંદરાય વધામણી ૧૩
ઉત્તમ રથ આંગણે છૂટો, ગોકુળ ગામ શોભાવ્યું;
જશોદાજી જુઓ આવી, કો કૃષ્ણ સરખું આવિયું. ૧૪
વાત સાંભળી ધાયાં દંપતી, હરિ નામે નાઠાં દૂખડાં;
જેમ વસંત માસે ફરી ફૂલે, દવનાં દાઝ્યાં રૂખડાં. ૧૫
માત ઊઠી વેણી છૂટી, ઘણુ હાંફલી હરખે ભરી;
લાંબા કર કરી ભેટવા ધાઈ, આવ મળીએ શ્રીહરિ. ૧૬
નિરાશ થઈ ઉદ્ધવને દેખી, એ નોહે મારો શ્યામ;
ઉદ્ધવ આવી પાય લાગ્યા, કીધો દંડપ્રણામ. ૧૭

હું સેવક છૌ શામળિયાનો, મુને મોકલ્યો યદુનાથે,
હાથ ઝાલી નંદજીએ, લીધા ઉદ્ધવ હૃદયા સાથે ૧૮
પુત્રનો મિત્ર તે પ્રાણવલ્લભ, માતપિતા હરખ્યા ઘણું,
આસન આપી આદરે, પૂજન કીધુ ઉદ્ધવ તણું ૧૯
પાય પખાળ્યા પયવડે, ચરણોદક લીધા દંપતી,
પ્રદક્ષણા કરી પાણ જોડ્યા, નંદજી કરે વિનતી ૨૦

કડવું ૧૨૬ મું રાગ ગોડી

ભલે પધાર્યા ઉદ્ધવજી તમો, આજ કૃતારથ કીધા અમો,
માનુભાવની ભેટ અમારે થઈ, આળસુને આગણે ગંગા વહી ૧
જેમ આગિયાને ઘેર આવે આદિત, જેમ ગોવિંદ આવે પાપીને ચિત્ત,
અમો રંકને ઘેર આવ્યા ભક્તમણિ, તમો સંભાળ લીધી દુર્બળતણી ૨
તમો આકાશથી પૃથ્વી પર પડ્યા પુત્ર વિજોગ પારધિકર ચડ્યા,
ઉદ્ધવને કરાવ્યા પયપાન આરોગ્યા ભક્ત શીઘ્રે ઘૃત પકવાન ૩
તંબોળ બરાસ કીધા મુખવાસ, દિવ્ય શય્યા પર બેસાડ્યા હરિદાસ,
ઢાળે વાયુ નંદજી ઝાલી વીજણો, તે સમે દર્શ વારે ભક્ત હરિતણો ૪
જાણે સર્વસ્વ કોણે લૂટી લીધી, યશોદાજીએ એમ વિનતિ કીધી,
કહો વીરા ઉદ્ધવ ચતુરસુજાણ, છે વસુદેવ દેવકીને કલ્યાણ ૫
રાખે છે માતાપિતાસુ પ્રેમ, છે રામકૃષ્ણ બંધુ કુશળ ક્ષેમ,
કહીયે સંભારે છે ગોકુળ ગામ, મુને સંભારે છે સુંદરશ્યામ ૬
કહીયે સંભારે છે નંદજીતાત તમ સાથે કીધી કાંઈ અમારી વાત,
જો ભાગ્યવાન માતા દેવકી દીધ, તો હું રાંકડીને સંભારે શીદ ૭
પુષ્ટ વપુ કે થયા દૂબળા, પ્રાણનાથ થયા મુજથી વેગળા,
ફરી ઉદ્ધવને પૂછે માય, અહીં આવશે કે કહાવી નાથ ૮

ઉદ્ધવ સાંભળ્યું છે ક્યહીં ત્રિભુવનમાંય,પ્રસૂતાને તજી પુત્ર પારકો થાય;
ઉદ્ધવ પ્રશ્ન કરજો વિચારી આપ, મેં શાં શાં પૂર્વે કીધાં પાપ. ૯
મેં મળતાં ભાંગ્યાં હોશે વેવિશાળ,મેં ચડાવ્યાં હોશે સાધવીને આળ;
બાળ વૃક્ષતણી શું ભાંગી ડાળ, મેં શું ફોડી હોશે સરોવર પાળ. ૧૦
મેં પમાડ્યું હોશે વિશ્વાસ દેઈ મૃત,મેં લોપી હોશે બ્રાહ્મણની વૃત;
પર દુઃખ દઈ મેં કીધો ગર્વ, શકે મેં ઉઠાડી હોશે પાણીની પર્વ.૧૧
રંક પડોશીને મેં કીધાં સાલ, કે મેં અભડાવી બ્રાહ્મણની ઘાલ;
મેં શું વેચ્યાં કન્યા પૃથ્વી ગાય, મેં સાધુને માર્યા શબ્દના ઘાય. ૧૨
મેં શું તીર્થ ધોયાં મળમૂત્ર, ઉદ્ધવ કોણ પાપે ગયો મારો પુત્ર;
ભાઈ તમે કોહો તે હું પ્રાયશ્ચિત્ત કરું, પાળે પગે અડસેઠ તીર્થ ફરું ૧૩
કરું અપવાસ તીવ્રતપ બહુ પેર, જો શામળીઓ ફરી આવે ઘેર;
આ ઘરમાં રમતો માહારો બાળ, મુને ખાવા ધાયે ઓરડા પરસાળ ૧૪

ઉઘડ્યુ ફરી દેવાયું બારણું, પુત્રને સૂવાનું સૂનું પારણું;
જન્મ સમેના હાથ અમથા રહ્યા, ગોવિંદજી ગોકુળ છાંડી ગયા. ૧૫

જેણે ભાંજી ગોળી પાષાણ નાખી, તે કટકા હું રહી છૌં રાખી;
નંદજીને હાથે દૂધ પીતો લાડકો, ઉદ્ધવ તે આ રૂપાનો વાડકો. ૧૬
મોર પોપટ પુતળીયો ગેડી દડી, આ પેલી વજાડવાની વાંસળી પડી;
પાઘડી ટોપીને આંગલાં ઘણાં,આ જુવો કામળી પીછોડી હરિતણાં. ૧૭

સૂતો સહુવારો ઊઠતો મોડો, મારા પુત્ર વિના સૂનો સોડો;
ઉદ્ધવજી કેમ ધીરજ ધરું, એ દુઃખે હું ફાટી નવ મરું. ૧૮

કાંઈ દેવકીને પૂછશે ધર્મરાય, એણીએ દેખીતો કીધો અન્યાય;
અમો વિધાતાને એક વિનતિ કરીએ, હું ને દેવકી સાથે મરીએ ૧૯

ધર્મરાજ આગળ હું જઘડું જઈ, ઊભી રાખું હું દેવકીને પાલવ ગ્રહી;
જગ રાડ ચૂકાવશે ખરી, માહારો પુત્ર અપાવશે પાછો ફરી. ૨૦

હું સેવક છૌં શામળિયાનો, મુને મોકલ્યો યદુનાથે;
હાથ ઝાલી નંદજીએ, લીધા ઉદ્ધવ હૃદયા સાથે. ૧૮
પુત્રનો મિત્ર તે પ્રાણવલ્લભ, માતપિતા હરખ્યાં ઘણું;
આસન આપી આદરે, પૂજન કીધું ઉદ્ધવ તણું. ૧૯
પાય પખાળ્યા પયવડે, ચરણોદક લીધાં દંપતી;
પ્રદક્ષણા કરી પાણ જોડ્યા, નંદજી કરે વિનંતી. ૨૦

## કડવું ૧૨૯ મું : રાગ ગોડી

ભલે પધાર્યા ઉદ્ધવજી તમો, આજ કૃતારથ કીધાં અમો;
માનુભાવની ભેટ અમારે થઈ, આળસુને આંગણે ગંગા વહી. ૧
જેમ આગિયાને ઘેર આવે આદિત, જેમ ગોવિંદ આવે પાપીને ચિત્ત;
અમો રંકને ઘેર આવ્યા ભક્તમણિ, તમો સંભાળ લીધી દુર્બળતણી. ૨
તમો આકાશથી પૃથ્વી પર પડ્યાં, પુત્ર વિજોગ પારધિકર ચડ્યાં;
ઉદ્ધવને કરાવ્યાં પયપાન, આરોગ્યા ભક્ત શીઘ્રે ઘૃત પકવાન. ૩
તંબોળ બરાસ કીધા મુખવાસ, દિવ્ય શય્યા પર બેસાડ્યા હરિદાસ;
ઢોળે વાયુ નંદજી ઝાલી વીજણો, તે સમ દેઈ વારે ભક્ત હરિતણો ૪
જાણે સર્વસ્વ કોણે લૂટી લીધી, યશોદાજીએ એમ વિનતિ કીધી;
કહો વીરા ઉદ્ધવ ચતુરસુજાણ, છે વસુદેવ દેવકીને કલ્યાણ. ૫
રાખે છે માતાપિતાસું પ્રેમ, છે રામકૃષ્ણ બહુ કુશળ ક્ષેમ;
કહીયે સંભારે છે ગોકુળ ગામ, મુને સંભારે છે સુંદરશ્યામ. ૬
કહીયે સંભારે છે નંદજીતાત, તમ સાથે કીધી કાંઈ અમારી વાત;
જો ભાગ્યવાન માતા દેવકી કીધ, તો હું રાંકડીને સંભારે શીદ. ૭
છે પુષ્ટ વપુ કે થયા દૂબળા, પ્રાણનાથ થયા મુજથી વેગળા;
ફરી ફરી ઉદ્ધવને પૂછે માય, અહીં આવશે કે કહાવી નાય. ૮

ઉદ્ધવ સાંભળ્યું છે કહીં ત્રિભુવનમાંય,પ્રસૂતાને તજી પુત્ર પારકો થાય;
ઉદ્ધવ પ્રશ્ન કરજો વિચારી આપ, મેં શાં શાં પૂર્વે કીધાં પાપ. ૯
મેં મળતાં ભાંજ્યાં હોશે વેવિશાળ,મેં ચડાવ્યાં હોશે સાધવીને આળ;
બાળ વૃક્ષતણી શું ભાંજી ડાળ, મેં શું ફોડી હોશે સરોવર પાળ. ૧૦
મેં પમાડ્યું હોશે વિશ્વાસ દેઈ મૃત,મેં લોપી હોશે બ્રાહ્મણની વૃત;
પર દુઃખ દઈ મેં કીધો ગર્વ, શકે મેં ઉઠાડી હોશે પાણીની પર્વ.૧૧
રંક પડોશીને મેં કીધાં સાલ, કે મેં અભડાવી બ્રાહ્મણની થાલ;
મેં શું વેચ્યાં કન્યા પૃથ્વી ગાય, મેં સાધુને માર્યાં શબ્દના ઘાય. ૧૨
મેં શું તીર્થ ધોયાં મળમૂત્ર, ઉદ્ધવ કોણ પાપે ગયો મારો પુત્ર;
ભાઈ તમે કોહો તે હું પ્રાયશ્ચિત્ત કરું, પાળે પગે અડસેઠ તીર્થ ફરું ૧૩
કરું અપવાસ તીવ્રતપ બહુ પેર, જો શામળીઓ ફરી આવે ઘેર;
આ ઘરમાં રમતો માહારો બાળ, મુને ખાવા ધાયે ઓરડા પરસાળ ૧૪
ઉઘડ્યુ ફરી દેવાયું બારણું, પુત્રને સૂવાનું સૂનું પારણું;
જન્મ સમેના હાથ અમથા રહ્યા, ગોવિંદજી ગોકુળ છાંડી ગયા. ૧૫
જેણે ભાંજી ગોળી પાષાણ નાખી, તે કટકા હું રહી છોં રાખી;
નંદજીને હાથે દૂધ પીતો લાડકો, ઉદ્ધવ તે આ રૂપાનો વાડકો. ૧૬
મોર પોપટ પુતળીયો ગેડી દડી, આ પેલી વજાડવાની વાંસળી પડી;
પાઘડી ટોપીને આંગલા ઘણાં,આ જુવો કામળી પીછોડી હરિતણાં. ૧૭
સૂતો સહવારો ઊઠતો મોડો, મારા પુત્ર વિના સૂનો સોડો;
ઉદ્ધવજી કેમ ધીરજ ધરું, એ દુઃખે હું ફાટી નવ મરું. ૧૮
કાંઈ દેવકીને પૂછશે ધર્મરાય, એણીએ દેખીતો કીધો અન્યાય;
અમો વિધાતાને એક વિનતિ કરીએ, હું ને દેવકી સાથે મરીએ ૧૯
ધર્મરાજ આગળ હું જઘડું જઈ, ઊભી રાખું હું દેવકીને પાલવ ગ્રહી;
જમ રાઢ ચૂકાવશે ખરી, માહારો પુત્ર અપાવશે પાછો ફરી. ૨૦

અવતાર લઈ ગોકુળમાં આવીશ, એનાએ પુત્રને હું લડાવીશ;
એમ જશોદાજી રૂએ ટળવળે, ઉદ્ધવને નયણે આંસુ ઢળે. ૨૧
ઉદ્ધવજીને કહે નંદરાય, શ્રીકૃષ્ણે કીધું તે કોણે નવ થાય;
મેં ઉછેર્યો પુત્ર હું માંહે જમાડ્યો,ભર્યા ગામમાંથી હું હાંકી કાઢ્યો.૨૨
સુને કહ્યું આપણું સગપણ ફોક,શ્રીકૃષ્ણે હસાવ્યા હરિજન લોક;
એવું દંપતીનું દુઃખ જોઈ સાંભળી, ઉદ્ધવની થઈ ઊભી રોમાવળી ૨૩
વષ્ણુવ મનમાં ઘણું આવટે, શ્રીકૃષ્ણને આવડું કરવું ન ઘટે;
ઘણું ગોપલોક મનના નિર્મળા,ન આવે વસુદેવ દેવકી સોળમી કળા.૨૪

વલણ

કો કળા ન આવે સોળમી, ધન્ય સ્નેહ વ્રજવાસી તણો રે;
પછે ઉદ્ધવજી ઉપદેશ આપે, વિખાણે જ્ઞાન મારગ ઘણો રે. ૨૫

કડવું ૧૨૭ સું : રાગ ધનાશ્રી

બેહુ કર જોડી ઉદ્ધવ ઓચરે, વિવિધ વિલાપ અર્થ કાંઈ નવ સરે;
લખ્યું વિધાતાનુ પાછું નવ ફરે, જે જન જ્ઞાની તે મન ધીરજ ધરે. ૧

ઢાળ

ધીરજ ધરે ધીમાન જ્ઞાની, અસાર જાણે સંસારને;
સર્વભૂત બ્રહ્મ નિશ્ચય કરે, પરહરે વિષય વિકારને. ૨
ગોત્ર કલત્ર ને પુત્ર મિત્ર, ભ્રાત ભગિની સેવક પશુ;
એ ગત જન્મને ઋણ સંબંધે, કુટુંબ ઘરમાં થઈ વસ્યું. ૩
ઋણ પૂરું થાય સવારું જાએ, તે ફરી પાછું નવ જુએ;
કુટુંબી પૂઠે રહ્યાં તે, વૃથા અજ્ઞાને રુએ. ૪
કર્મબંધન ટળે જેના નામથી, નિવર્તે જીવને સંસાર;
તે નિષ્કર્મ બ્રહ્મ શ્રીકૃષ્ણને, મા કેમ હોય અવતાર. ૫
ર ચૌદ લોકમાં, વિશ્વાત્મા વ્યાપી રહ્યો;
એ ચતુર્ભુજ એ સહસ્રશીર્ષા, જેની નાભિથી બ્રહ્મા થયો. ૬

એકલા છે માયાતીત, ગુણાતીત શ્રીગોપાળ;
એ પરાત્પર શ્રીકૃષ્ણને, તમે રખે જાણો બાળ. ૭
પ્રાણેશ્વર પરમેશ્વર શ્રીહરિ, કોઈ પામે નહીં પ્રભુતાપણું;
એ જગત પિતાને પુત્ર કહેતાં, બંધન થાય મા આપણું. ૮
દેવકીએ નથી પ્રસવ કીધો, તમે ઉછેરિયો નથી.
એવું જાણી બ્રહ્મ ભાવે જુઓ, પુત્ર ભાવ મૂકી સર્વથી. ૯
કો આદિ અંત્ય પ્રીછે નહીં, અનેક રૂપે વિસ્તર્યો,
પ્રેમાનંદ પ્રભુ બ્રહ્મ જાણી, પુત્રભાવને પરહરો. ૧૦

## રાગ પંચમ રામગ્રી

માત જશોદા બોલીયાં, ઉદ્ધવ સાંભળો રે;
અમો અજ્ઞાનીને મંન, કાળો કામળો રે, ૧૧
તેને ન ચડે દૂજો રંગ, પહેલાંની શ્યામતા રે;
ગુણહીન ગોવાળા લોક, જ્ઞાન નથી પામતા રે. ૧૨
તમો કહો છો બ્રહ્મ, બ્રહ્માદિક નવ કળે રે;
હું કેમ કરી આણું વિશ્વાસ, બાંધ્યો મેં ઊખળે રે. ૧૩
પ્રસવ સમેનો દિન, સ્ત્રીને હોયે દોહેલો રે;
ઉદરમાં દશ માસ, વહ્યો મેં શામળો રે. ૧૪
પોઢાડયો મેં પાલણે, ગાયાં હાલરું રે;
તે સુખ સંભારી જોઈ, રોઈ રોઈ મરું રે. ૧૫
સુખ ઉપર આવતા કેશ, આંખડી મીંચતો રે;
સોને મઢ્યો સિંહનો નખ, હઈડે હીંચતો રે. ૧૬
કુંડળનાં પ્રતિબિંબ, સ્યામ ગાલમાં રે;[1]
ઠુમકે પગે ચાલતો, આ પરસાળમાં રે. ૧૭

1. ગોરા ગાલમાં રે.

જળમાં ભરતો મૂઠ, દેખી ચંદ્ર ચળકતો રે;
વઢતાં એ મંજાર, મારી કોટે વળગતો રે. ૧૮
ગોવિંદ બોલે ગૂંગણું, સુખ ભર્યું માટિયે રે;
તે સુખ સંભારી જોઈ, અમો નવ ફાટિયે રે. ૧૯
ઘુઘરિયાળી ગોફણા, લટકે નાકે મોતી રે.
ઠમક ઠમકડે ચાલતો, હું પૂઠે જોતી રે ૨૦
રેતો ખૂંચતા ઘૂઘરા, પગની પાનિયે રે;
તમો કહો એ બ્રહ્મ, અમો કેમ માનિયે રે. ૨૧
ત્રણ ભુવનનો નાથ ચારે, કેમ ગાવડી રે;
પ્રેમાનંદ પ્રભુની, હું તો માવડી રે. ૨૨

### કડવું ૬૨૮ મું—રાગ રામગ્રી

ગોષ્ઠ કરતાં રજની વિહાણીજી,
હરિરસ પીતાં તૃપ્ત નહીં પ્રાણીજી;
ગોપી સહુ જાગી પ્રાત થયો જાણીજી.
કૃષ્ણ ગુણ ગાતી મધુરી વાણીજી. ૧

ઢાળ

જે વાણી વ્રજવનિતા તણી, છે સુધાપેં માધુર્ય;
કો વલોવે સુરભિ દુહે છે, પ્રગટ થાતે સૂર્ય. ૨
પ્રબળ પ્રેમ પીડારણીના છે, ઉલટ ઉદધિ સમાન;
રસ ઓઘ અમૃત ઊપન્યો, ઉદ્ધવે ધરિયો કાન. ૩
કર કંકણ કટિ મેખલા, ઝાંઝરી ઘૂઘરી નાદ;
હરિ ગુણ ગાતાં ભૂષણ વાજે, ઉપજે અમૃત સ્વાદ. ૪
ધમકે ઘૂઘરી ચમકે ચુંદડી, ઘૂમે વલોણુંઘોર;
નેતરું તાણી ગુણ વિખાણે, ગાયે નંદ કિશોર. ૫

બળવંત બાળિ પલવટ વાળી, ચૂડા ચડાવ્યા બાંહે;
ઘર માંહે ફરતી કામ કરતી, મનવા માધવમાંહે. ૬
વેણ છૂટે હાર તૂટે, બાંધે વાછરુ છોડે ગાય;
જાયે ગોંદરે ઓ વાળવા, ઈચ્છે દરશન હરિનું થાય. ૭
સ્નેહ દેખી વ્રજનારનો, ચાલી ઉદ્ધવ નયણે જળધાર;
જઈ દરશન કરું ગોપી તણું, મારો સફળ થાય અવતાર. ૮
રસ ઓઘ અબળા ગોપની છે, ગોવિંદ ગુણમાં મગંન;
ગોળીડાંના ઘૂમવાથી, રહ્યું ગાજી ગગંન. ૯
અંતરગત હું થયો પાવન, સાંભળી ગોવિંદ ચરિત્ર;
જઈ લોચને જોઉં વ્રજવધૂ, મારો થાય પિંડ પવિત્ર. ૧૦
જળ ભરવા યમુનાં તીરે, નીસરી વ્રજનાર;
એ પ્રાણઘાતક સરખો દીઠો, રથ નંદને દ્વાર. ૧૧
જળ વીસરી ગઈ ટોળે થઈ, સહુ રહી ઘેરી રથ;
સારથિને લીધો મારવા, ક્રોધે ગોપિકા ઉન્મત્ત. ૧૨
શું પુનરપિ પાપી આવિયો, અક્રૂર, નંદને ગેહ;
પ્રાણ પ્રથમ હરી ગયો, હવે લેવા આવ્યો દેહ. ૧૩
પ્રથમ રથતણા કટકા કરો, આદરી ગોપ કુમાર;
સારથિનો બુંબારવ સાંભળી, ઉદ્ધવ આવ્યા બહાર. ૧૪
દરશણ દેખી હરિદાસનું, ગોપિકા પામી લાજ;
ઉદ્ધવજી ઓળખ્યા નહીં, જાણ્યું આવ્યા શ્રીમહરાજ. ૧૫
હરખ આંસુ ભરી સુંદરી, જેવા પાલવ ઓઢેવા જાય;
તમોને મળવા શ્રીકૃષ્ણે મોકલ્યા, કહી ઉદ્ધવ લાગ્યા પાય. ૧૬
કાંઈ કહાવ્યો સંદેશો શામળે, મુજ સાથે નથી ભ્રાંત;
હું નાહી આવું જમુના વિષે, તમો મળજો બાઈ એકાંત. ૧૭

શુક કહે એવું કહીને, તે ઉદ્ધવનું જાવું;
એટલા અંતરમાં વ્રજવધૂનું ટોળું એક થાવું. ૧૮
ઉદ્ધવજીએ જઈ મરજન કીધું, ન્યાસ પ્રાણ ગ્રહણ;
તરણીતનયાના તરંગમાં, કીધાં સંધ્યાતર્પણ. ૧૯
દૂર્વા તુલસી તિલ જવ દર્ભ, નિત્ય કર્મ કીધું નિધાન;
પ્રાચી દિશા રહી ઊર્ધ્વ પાણે, પછી કીધું સૂર્ય ઉપસ્થાન. ૨૦
વિષ્ણુ સહસ્ર નામનો પાઠ કરી, ધર્યાં તિલક તુળસી માળ.
કટચાંબર પહેરી પીતાંબર ઓઢી, ધર્યો મુગટ પરમ શોભાળ. ૨૧
ગ્રહી કનક ઝારી કર વિષે, પવિત્રી પહેરી પાણ;
પધાર્યા શ્રીગોકુળ વિષે, જય કૃષ્ણ વદતા વાણ. ૨૨
ભાગળથી જઈ આગળે, ઊભી રહી સહુ નાર;
ઉદ્ધવને કહે પાગ લાગી, નયણે ભરતી વાર. ૨૩

વલણ

વાર ભરતી રુદન કરતી, પૂછે છે કુશળ યદુરાય રે;
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો છેંતાળીસમો અધ્યાય રે. ૨૪

---

## અધ્યાય ૪૭ મો

### કડવું ૧૨૯ મું : રાગ પરજિયો

એકાંત ઉદ્ધવજી બેસાડીયા રે, વ્રજ વધૂએ કરી નમસ્કાર,
પૂજા કરી પૂછે નાર ગોપી, શ્યામ રામનો સમાચાર-ઉ૦ ૧
છે કૃષ્ણને કુશળી ક્ષેમ ઉદ્ધવ, કાંઈ અમ ઉપર છે પ્રેમ ઉદ્ધવ.
આવતાં આવ્યાનો લીધો શું નેમ ઉદ્ધવ.
ક્યારે સંભારે છે શામળો, કેમ મૂક્યાં વિસારી;

દાવ પડ્યો દાસી કુબ્જાનો, અમો અપરાધેણ હારી–ઉ૦
છે કૃષ્ણને કુશળી ક્ષેમ ઉદ્ધવ. ૨
એક પૂછે મથુરામાં માધવ, ક્રીડા કરે છે કેમ;
અમો જોવા આવું કૃષ્ણકૂબડીને, કેમ માંડ્યો ગૃહસ્થાશ્રમ–ઉ૦
છે કૃષ્ણને કુશળી ક્ષેમ ઉદ્ધવ. ૩
એક કહે કંઈ ડહાપણ શીખ્યા, શામળીઓ બળદેવ;
પરઘેર જાવું ને ગોરસ ખાવું, વીસરી ચોરીની ટેવ–ઉ૦
છે કૃષ્ણને કુશળી ક્ષેમ ઉદ્ધવ. ૪
એક પૂછે અવંતીમાં જઈને, ભણી આવ્યા ભગવંત;
જાણીએ છઈએ કાંઈ કૃષ્ણજી, શીખ્યા હશે લક્ષણ અનંત–ઉ૦
છે કૃષ્ણને કુશળી ક્ષેમ ઉદ્ધવ. ૫
એક કહે ક્યારે આવશે, કે તજ્યું ગોકુળ છેક;
ચૌદવિદ્યા ભણી આવ્યા વિઠ્ઠલ, પણ ખોઈ આવ્યા છે વિવેક–ઉ૦
છે કૃષ્ણને કુશળી ક્ષેમ ઉદ્ધવ. ૬
વિવેક વિના કાંઈ જ્ઞાન ન આવે, ન સૂઝે સ્નેહ વિચાર;
પ્રેમાનંદ પ્રભુ અમને મળતાં, લાજતા હશે આ વાર-ઉ૦
છે કૃષ્ણને કુશળી ક્ષેમ ઉદ્ધવ. ૭

## રાગ સામેરી

પીંડારાણીનો પ્રેમ દેખી, ઉદ્ધવ વળતું ઓચરે,
વાંક નહીં બાઈ તમારો, અગાધ સુખ કેમ વીસરે;
વિયોગવહ્નિ બાળતો હશે, કેઈ પેર મન ધીરજ ધરે,
જ્ઞાન લક્ષણ વૈદ્ય આવે તો, વિષયવ્યાધિ પીડા હરે;
બાઈ તજો ક્રીડા ભોગ, જાયે વિરહલક્ષણ રોગ,
એક સંદેશો શ્રીકૃષ્ણે કહાવ્યો, સાધો સહુકો જોગ–ટેક. ૮

અગિયાર વરસ ગોકુળ વિષે, મેં કીધો તમારો સંગ,
અંતર ટાળવા વસ્ત્ર હરિયાં, મેં નગ્ન નિરખ્યાં અંગ;
તમારે લેખે પ્રીત ભાંગી, તમારે છે સ્નેહ અભંગ,
જો સાત સમુદ્રમાં ચોળી જોઈયે, ન જાયે લાખી રંગ—બાઈ૦ ૯

બહાર પ્રીત ન કીજીએ, છે કઠણ લોકાચાર,
ગુપ્ત સ્નેહ તે સબળ સારો, નિંદે નહીં સંસાર;
યોગાભ્યાસને સાધતાં, તમો થાશો બ્રહ્માકાર,
અધ્યાત્મસુખ પામ્યા પૂઠે, વીસરશો સંસાર—બાઈ૦ ૧૦

ઉદ્ધવ કહે બાઈ છેલ્લો, કહાવ્યો તમારે મિત્ર,
વળી ગુપ્ત વારતા કહાવી છે, શ્રીપંકજ નેત્ર;
સૂર્ય ગ્રહણે આવજો, મળશું આપણ કુરુક્ષેત્ર,
સજની તજો ક્રીડા ભોગને, તમો જોગ લીયો સર્વત્ર—બાઈ૦ ૧૧

જે પ્રીત પુરુષોત્તમની, શું કહાવ્યું તમને ગદ,
ઈંદ્રાદિક થઈ પ્રીછે નહીં, છે એવાં ભારે પદ;
ધન ભક્તિ તમારી માત મારી, વળી પ્રેમની હદ,
જે ભક્ત થાય તમ સરખું, તેને મળે શામળીયો સદ—બાઈ૦ ૧૨

પ્રભુનો પાર ન પામે પ્રજાપતિ, જે નાભિથકો થયો ઉદે,
ભટકતી ફરે, ભારતી, જેને નેતિ નેતિ નિગમ વદે;
સનકાદિક શંકર નારદજી, અહર્નિશ ધ્યાન રાખે હૃદે,
તે બ્રહ્મ નચાવ્યો માખણ માટે, તમારો કર્મભાનુ થયો ઉદે
—બાઈ૦ ૧૩

જે ભક્તના હિત કારણે, ધરે ગદા સારંગ ચક્ર,
હિરણ્યકશ્યપ રાવણાદિક, હણ્યા દાનવ વક્ર;
જેણે મેઘ નિવાર્યો ગિરિ ધરી, તૃણાવંત કીધો શક્ર,
તે જગજીવન વિશ્વંભરે, બાઈ પીધી તમારી તક્ર—બાઈ૦ ૧૪

આદિ મધ્ય ને અંત્ય લખતાં, ન આવે જેની અવધ્ય,
ખટ ચક્ર શોધે પાર ન પામે, કપિલ સરખા સિદ્ધ;
એવા પ્રભુ જે ભક્ત વત્સલ, તમને કહાવ્યું ગદ્ય,
તે પ્રેમાનંદ પ્રભુ તમો રાખો જુગ્મ કૂચની મધ્ય–બાઈ૦ ૧૫

## કડવું ૧૩૦ મું : રાગ વેરાડી

સંદેશો સાંભળી વ્રજનારી, વદનકળા થઈ ઝાંખી;
કૂલબાણ વાગ્યાં કાળજામાં, મહિયારી મારી નાંખી. ૧
મૌન કરો ઉદ્ધવજી વીરા, ઉત્તમ સંદેશો આણ્યો;
મરતાને શું મારો ભાઈ, સ્નેહ તમારો જાણ્યો. ૨
અમો પ્રીત પ્રીછી પુરુષોત્તમ, ઘણું જાણી અમારી દાઝ;
જોગી થાવા અમને કહાવ્યું, પોતે કરે છે રાજ. ૩
કુળ મરજાદા મૂકી મળિયાં, તે લોક દે છે મહેણાં,
લજ્જાસુખ અમો ખોઈને બેઠાં, વળી રોઈને ખોયાં નયેણાં. ૪
સર્વસ્વ જાયે તે સંન્યાસી, હરિધન બેઠાં વળાવી;
અક્રૂરે અમો જોગણ કીધાં, ગયો પાપી ભસ્મ ચોળાવી. ૫
દુઃખે મૌન લીધું અમો ઉદ્ધવ, ઉત્તર કોઈને નવ આપું;
વાટ જોઉં અમો પાણી ભરતી, યમુના તીરે તાપું. ૬
લેહે લાગી છે લટકાળાની, ગગ્રે પ્રીત અદકેરી વાધી;
તેલ ભર્યાં વિના મસ્તક માંહિ, જટા આકૃણિયે બાંધી. ૭
અમો કંથા કૃષ્ણકથાની પહેરું, જટા શૃંગારતણો પંથ ઝાલું;
કામ મગ્ન અબધૂત થઈને, નિઃશંક ગોકુળમાં ચાલું. ૮
જે સંદેશો શ્રીકૃષ્ણે કહાવ્યો, તે તમે ફરી લેતા જાઓ;
ગોપવધુ કહે ઉદ્ધવજીને, તમો સંન્યાસી થાઓ. ૯

જંગોટા કછોટા ગોદડી કંથા, પહેરો સોહામણો વાગો;
તુંબીપાત્રને કરમાં ઝાલી, ઘેર ઘેર ભિક્ષા માગો. ૧૦
સ્મશાન ભસ્મ શરીરે ચોળો, મુગુટ પીતાંબર મૂકો;
ગૃહસ્થ કુબ્જાને બારણે બેસી, ઉદ્ધવજી શીંગી ફૂંકો. ૧૧
ઉપદેશ દેજો કૃષ્ણ કુબ્જાને, સાધે જોગારૂઢ;
સદ્ય વૈરાગ્ય તેને ઉપજશે, અમો શું જાણું આહીર મૂઢ. ૧૨
અમૃતનો ઘટ મુખ લગી ભરીઓ, ઉપર ભરીએ તે વહી જાય.
શ્રીકૃષ્ણ ભર્યા છે કંઠ પ્રમાણે, તો કેમ જોગ સમાય. ૧
કૃષ્ણ હૃદયામાં કૃષ્ણજી બાહેર, જ્યાં જોઈયે ત્યાં જદુરાય;
એવો પ્રેમ દેખી વ્રજવનિતાનો, ઉદ્ધવજી લાગ્યા પાય. ૧
ગોષ્ઠી સાંભળવા ગોપી ઉદ્ધવની, સાંભળ પરીક્ષિત ભૂપ;
મથુરાથી શ્રીકૃષ્ણ પધાર્યા, ધરી ભમરાનું રૂપ. ૧
મધુકર બોલે મધુરી વાણી, તે ગોપીના ગુણ ગાય;
ઉદ્ધવજી કાંઈયે નવ પ્રીછે, ગોપીએ ઓળખ્યા હરિરાય. ૧
વ્રજબાળાની કંઠે માળા, સુગંધ મનોહર થાય;
મકરંદ મસે ઉપર બેસે, લેઇ સ્વાદ ને ઉડી જાય. ૧
જઈ છૂટી વેણી માંહે ભરાયે, કરતો નૌતમ નાદ;
ઉડાડતાં મુખ ઉપર આવે, લેઈ ન્હાસે અધરનો સ્વાદ. ૧
કામિનીએ શ્રીકૃષ્ણ ઓળખ્યા, પ્રેમાનંદ પ્રભુ રામ;
ભમરાના ગુણ ગોપીએ ગાયા, માટે ભમરગીતા ધર્યું નામ. ૧

## કડવું ૧૩૧ મું : રાગ ગોડી રાગ કાલેરો

ઓધવજી શું કીધુ રે, એણે શામળીએ;
નિર્ગુણના ગુણ સંભારીને, અંતર ગતમાં બળીએ
એણે શામળીએ-ટેક

કુટુંબ સઘળું વેરી કીધું, હરિસું માયા લાગી રે;
લોભી લોક થઈને બેઠો, પરહરિયાં અભાગી રે–એ૦ ૨

લાજ મૂકાવી વસ્ત્ર હરિને, વપૂ અમારાં જોયાં રે;
મનમાન્યું પોતાનું કીધું, અમો ગોવાળાં વિગોયાં રે–એ૦ ૩

સાચી પ્રીત પ્રભુની જાણી, શરીર આપણાં સોંપ્યાં રે;
પ્રાણનાથ પરદેશી થયો તે, કર્મ અમારાં કોપ્યાં રે–એ૦ ૪

ગુપ્ત વાત ઉઘાડી કહેતાં, ઉદ્ધવ મરીએ લાજી રે;
શરદ સમેનું સુખ સંભારી, મનમાં રહીએ દાઝી રે–એ૦ ૫

જેમ કામી પુરુષને ગુણિકા તેડે, ફંદ મોહનો નાખી રે;
દ્રવ્યહીણ થયો જાણીને, રંડા કાઢે હાંકી રે–એ૦ ૬

જેમ મૃગલો મૂકે દાધાવનને, બીજા વનનો થાય વાસી રે;
ગૃહસ્થને જેમ છાંડી જાયે, આહાર જડે સંન્યાસી રે–એ૦ ૭

ઉદ્ધવજી શ્રીકૃષ્ણે કીધું, જેમ લોભી આચાર્ય રે;
યજમાનને ફરીને નવ પૂછે, થયું દક્ષિણાનું કાર્ય રે–એ૦ ૮

પંખી તજે જેમ સરોવરિયાંને, જળ ગયું જવ સૂકી રે;
તેમ પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વર, ગયા અમને મૂકી રે–એ૦ ૯

## કડવું ૧૩૨ સું : રાગ વસંત

હાં હાં ભોગી ભ્રમરાને હો ઉદ્ધવજી, ભમતો ભાળો,
રખે જંતુ કરીને જાણો, છે ધૂર્ત કપટી કાળો–ભો૦ ૧

જેટલા કાળા તે સહુ કપટી, વિશ્વાસ કોનો નવ કરીએ;
કાળા સર્પની સંગત કરતાં, કોએક દહાડો મરીએ–ભો૦ ૨

ઝીલીએ જો કાળી જમુનામાં, અધવચ આણી બોળે;
વિશ્વાસ આપીને કાળો કાપે, જો મસ્તક મૂકીએ ખોળે–ભો૦ ૩

તેલે કાળા કેશ પોખીએ, અંતે ધોળા થાય;
પંથી કો કુશળે નવ આવે, જે કાળી રાતે જાય–ભો૦ ૪

કાળો મધુકર કરે બહુ ચેષ્ટા, વાંચ્છે બહુ મકરંદ;
કુસુમ ઘટા ગોકુળની દેખી, પામે છે આનંદ-ભો૦ ૫

નીરસ પુષ્પ છે વૃંદાવનનાં, મધુકર જા મધુવનમાં;
શિવવલ્લભ કુસુમની વાસના, ખૂંતી છે તુજ તનમાં-ભો૦ ૬

તાહારું વદનાગ્ર આરક્ત થયું છે, અમારી શોકયનું કુંકુમ લાગું;
તે દેખાડવા શું આવ્યો ધૂરત, જા અહીંથી મન માગું–ભો૦ ૭

અમારે પાગે શું ફરી લાગે, અમો ધૂરતને નવ ધીરું;
ત્રુટું મન સાંધ્યું નવ જાયે, જેમ મોતી વચ્ચેથી ચીર્યું–ભો૦ ૮

ગોપવધૂ કહે ઉદ્ધવજીને, મધુકરનાં કૌતુક નિરખો;
પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વર છે, ભોગી ભ્રમરા સરખો-ભો૦ ૯

## રાગ ગોડીની દેશી

કુબ્જા કહે શ્રીકૃષ્ણને, સુણ ભમરા રે;
શું લાવ્યો ખટપટ લેખ, ભોગી ભમરા રે. ૧૦

શકે દીધું આલિંગન સોકને, સુણ ભમરા રે;
મુખે લાગી કુંકુમ રેખ, ભોગી ભમરા રે. ૧૧

હોયે ચાર પાગ જે જીવને, સુણ ભમરા રે;
તેહેનું પશુ નામે કહેવાય, ભોગી ભમરા રે. ૧૨

તેહને અજ્ઞાન હોય અતિઘણું, સુણ ભમરા રે;
મુખ ઘાલે ઉચ્છિષ્ટ માંય, ભોગી ભમરા રે. ૧૩

ખટ ચર્ણ છે તારે વિષે, સુણ ભમરા રે;
.ટે દહોડ પશુ તારું નામ, ભોગી ભમરા રે. ૧૪

રાધપંકજ પરહરી, સુણ ભમરા રે;
દીધો દાસીધંતુરે વિશ્રામ, ભોગી ભમરા રે. ૧૫
આજ મધુવન પ્રફુલ્લિત થયું, સુણ ભમરા રે;
તું શ્રમ કરી આવ્યો વ્યર્થ, ભોગી ભમરા રે. ૧૬
તું માન પામીશ મથુરાવિખે, સુણ ભમરા રે;
ત્યાં સરશે તારો અર્થ, ભોગી ભમરા રે. ૧૭
નીરસ પુષ્પ છે વૃંદાવનતણાં, સુણ ભમરા રે;
લે ધંતુરાનો વાસ, ભોગી ભમરા રે. ૧૮
છે શ્વેત માળ તારા કંઠમાં, સુણ ભમરા રે;
કયાં કરી આવ્યો તું વિલાસ, ભોગી ભમરા રે. ૧૯
તત્ત્વ રસ તું લેઈ ગયો, સુણ ભમરા રે;
પોતાનું આપ વિચાર, ભોગી ભમરા રે. ૨૦
પ્રેમાનંદ પ્રભુ પૂઠે પડ્યો, સુણ ભમરા રે;
અમો મરતાંને નવ માર, ભોગી ભમરા રે. ૨૧

## કડવું ૬૩૩ મું : રાગ ગોડી

વિષયરસ છાંડો વ્રજસુંદરી રે, જાઈ આણો આતમ જ્ઞાન;
એ મિથ્યા વિરહ ઉદે થયો રે નથી વેગળા શ્રીભગવાન–વિ૦૧
ભોગક્રીડા મન ઇચ્છીએ નહીં રે, કામવાસના વાધે કર્મ;
રખે કેશવને કામી ગણો રે, છે કૃષ્ણ કેવળ બ્રહ્મ–વિ૦ ૨
અંતર્યામી અળગો નથી રે, અવલોકો અંતરમાંય;
જો પ્રગટે દીપક જ્ઞાનનો રે, આરૂપ બ્રહ્મનું દર્શન થાય–વિ૦૩
જેમ ભ્રાંતિ પડી ભમરા વિખે રે, પ્રીછો તમો તમારું પ્રશ્ન;
એ ન્યાયે જુઓ પ્રાણી માત્રમાં રે, રહ્યો વ્યાપી તમારો કૃષ્ણ
–વિ૦૪

દાનવ માનવ પિતૃ દેવતા રે, પક્ષી કીટ પતંગ પશૂય;
નીચ ઊંચ સ્થૂળ સૂક્ષ્મ વિષે રે, જ્યાં જોઈએ ત્યાં બ્રહ્મસ્વરૂપ-
વિ૦-૫
રખે બ્રહ્મને અળગું જાણતા રે, બ્રહ્મ તે બાઈ નંદકુમાર;
એને માતા પિતા કો છે નહીં રે, એ નિરંજન નિરાકાર-વિ૦૬
એણે ત્રણ્યગુણે જગ્ત બાંધિયુ રે, છે આપોપે અળગો નાથ;
ક્ષણમાં કોટિબ્રહ્માંડમાં ભાંજેઘડે રે, ન પડે અડકાડવો હાથ-
વિ૦૭
તમારા દેહમાં છે શ્રીકૃષ્ણજી રે, શોધી જોતાં મળશે તૂર્ત;
આત્માએ પરમાત્મા જાણશો રે, જેમ માખણ તાવે ધૃત-વિ૦૮
જેમ કાષ્ઠ વિષે વહ્નિ વસ્યો રે, તે પ્રગટ મંથને થાય;
તેમ ક્ષેત્રમાંથી ક્ષેત્રજ્ઞ પામીએ રે, નથી વેગળો વૈકુંઠરાય-વિ૦૯
હોય સુરભિ નાના વર્ણની રે, પણ પય તે એક વણ;
જળ એક લહેરી બહુ જાતની રે, જેમ કુંડળમાંહે સુવર્ણ-
વિ૦ ૧૦
જેમ જળ ઘટમાંહે ચંદ્રમા રે, પ્રતિબિંબ થાયે અનેક;
જેમ અભ્રઘટાથી વેગળી રે, વિદ્યુલ્લતા વિશેક-વિ૦ ૧૧
કરકંકણ દર્પણ કશું રે, છે શામળીયો સમ્મૂખ;
જ્યાં તમો ત્યાં કૃષ્ણજી રે, બાઈ મિથ્યા ધરવું દુઃખ-વિ૦૧૨
છે પટકુળ કોટિ પ્રકારનાં રે, પણ જોતાં જાતિ એક સૂત્ર;
એ દષ્ટાંતે તમો જાણજો રે, સર્વ વ્યાપી જશોદાપુત્ર-વિ૦ ૧૩
ઉપદેશ માનો હું રંકનો રે, તમને મળશે વૈકુંઠરાય;
જાણી વિપ્ર પ્રભુની કિંકરી રે, ઉદ્ધવજી નમિયા પાય-વિ૦ ૧૪

### કડવું ૫૩૪ મું : રાગ વેરાડીની દેશી

કૃષ્ણવલ્લભ પ્રીત કરીને, જોગ સંદેશો કહાવ્યો રે; ઓધવજી
જે ફળ બદરીનાં ખાધાં, તેને દ્રાક્ષ ન ભાવે રે. ઓધવજી ૧

અમો અપરાધી આહીરડાંને, જ્ઞાન કંઈનવ આવે રે; ઓધવજી
તમો અહીં ભલે આવ્યા રે ઉદ્ધવજી, મનમાં રુડા ભાવ્યા રે.
ઓધવજી ૨

અમો થયાં પવિત્ર રે ઉદ્ધવજી, સુણીને હરિનાં ચરિત્ર રે; ઓધવજી
ભૂધરજીના ભાઈ રે ઉદ્ધવજી, ગોપીના સુખદાયી રે. ઓધવજી ૩

શ્યો વાંક અમારો રે ઉદ્ધવજી, મરતાને શું મારો રે; ઓધવજી
જોગજ્ઞાન કુબ્જાને આપો, માનું તમારો પાડ રે. ઓધવજી ૪

બ્રહ્મવિદ્યા કુબ્જાને આપો, શીખી જાશે વહેલી રે; ઓધવજી
અમો આહીરડી મહીડાં વેચું, ઓઢું ધાબળ મેલીરે રે.
ઓધવજી ૫

તમો અહીં ભલે આવ્યા રે ઉદ્ધવજી, મનમાં રૂડા ભાવ્યા રે;
ઓધવજી

જોગ અભ્યાસની વાત સાંભળી, અમો અબળા બહુ બીહિજે રે.
ઓધવજી ૬

જ્ઞાનસુધા તે વિખને તોલે, હરિ અધરામૃત પીજે રે; ઓધવજી
પ્રાણનાથને બાથ ભરીને, હૃદયા ઉપર લીજે રે. આધવજી ૭

તમો અહીં ભલે આવ્યા રે ઉદ્ધવજી, સંદેશો મોહનજીનો
લાવ્યા રે; ઓધવજી

અમો તપ ત્રિકમજી, જપ જીવનજી, વ્રત વિઠ્ઠલજીનું કીજે રે.
ઓધવજી ૮

ભૂધરજી ભજન અમારે, રૂપ હૃદયમાં લીજે રે. ઓધવજી
સુખચંદ્ર હરિનું ઝાલી કરમાં, અધર સુધારસ પીજે રે. ઓધવજી ૯

તમો અહીં ભલે આવ્યા રે ઉદ્ધવજી, સંદેશો મોહનજીનો
લાવ્યા રે; ઓધવજી

સર્વસ્વ દાન હરિને આપ્યું, બીજું દાન નવ કરીએ રે.
ઓધવજી ૧૦
ગોવિંદ વિના ઘેલાં થઈને, શ્રીગોકુળમાં ફરીએ રે; ઓધવજી
પ્રેમાનંદ પ્રભુને ભજતાં, ભવસાગરને તરીએ રે. ઓધવજી ૧૧
તમો અહીં ભલે આવ્યા રે ઉદ્ધવજી, સંદેશો મોહનજીનો
લાવ્યા રે. ઓધવજી ૧૨

## કડવું ૧૩૫ મું : રાગ દેશાખ ધોળની ચાલ

ઓધવજી પડ્યા ગોપીને પાગજી, આજ પ્રગટ થયું મમ ભાગ્યજી;
ધન્ય શ્રીગોકુલ ધન્ય આહીરજી, ધન્ય ધન્ય યમુનાનું તીરજી.૧
ધન્ય શ્રીગોવર્ધન ધન્ય ગાયજી, ધન્ય ગોવાળા નંદરાયજી;
ધન્ય ધન્ય યશોદા માતજી, ધન્ય ધન્ય બળિભદ્ર ભ્રાતજી. ૨
ધન્ય ધન્ય વૃંદાવન દ્રુમવેલીજી, ધન્ય ગોપવધૂ અલબેલીજી;
ધન્ય ધન્ય વ્રજ ભૂમિનાં તૃણજી, જે ઉપર ચાલ્યાં હરિનાં ચર્ણજી. ૩
વૈરભાવ બ્રહ્માએ દીધોજી, મુને અહીં અવતાર ન દીધોજી;
ઉદ્ધવજીનો કર ઝાલીજી, ગોપી વૃંદાવનમાં ચાલીજી. ૪
ક્રીડા ભોમી જઈ દેખાડેજી, સ્થળ જોઈ આંસુ પાડેજી;
આ ગોંદરે ગોવિંદ રહેતાજી, અમારી સુરભિ સંભાળી લેતાજી.૫
ગોપસંગ આ મારગમાં જાતાજી, લટકતી ચાલે વાંસળી વાતાજી;
આ તે મથુરાંની વાટજી, જુઓ ઉદ્ધવજી દાણનો ઘાટજી. ૬
સખા ગોપને શીખવી દેતાજી, અમ પાસે દાણ પ્રભુ લેતાજી;
આ ઊંડા દ્રહ ભણી ભાળોજી, અહીં સર્પ રહેતો એક કાળોજી.૭
મખાંતર દડો નાંખીજી, આહાંથો, મણિધર કાઢ્યો હાંકીજી;
ચીર અહીં દીનદયાળેજી, ચડ્યા આ કદમની ડાળેજી. ૮

સૂરજને કરાવ્યા નમસ્કારજી, નગ્ન જોઈ અમો નંદકુમારજી;
ધર્યો ગિરિ અંગુળી અગ્રેજી, રાખ્યાં બુડતાં ગોપ સમગ્રેજી. ૯
અહીં ગોપચરિત્ર બહુ કીધાંજી, ઋષિપત્નીનાં અન્ન અહીં લીધાંજી;
અહીં પ્રલંબ રામે પછાડયોજી, અહીં વહાલાજીએ વેણુ
વજાડયોજી. ૧૦
એવાં કામ બાણુ અમો જાગીજી, આવી હરિને પાયે લાગીજી;
જ્ઞાનઉત્તર અમો દીધાજી, અમને પ્રતિઉત્તર દીધાજી. ૧૧
આ સ્થાનક રાસ રમાડીજી, ગૂંથી વેણી આઠંગ બેસાડીજી,
અહીં થયા પ્રભુ અંતર્ધાનજી, અહીં ફરી મળ્યા
શ્રીભગવાનજી. ૧૨
રાસમંડળ આ સ્થળ કીધુંજી, અમો લક્ષ્મીતણું સુખ લીધુંજી;
એમ દેખાડ્યાં દ્વાદશ વનજી, ઘણુ રીઝયા વૈષ્ણવ જનજી ૧૩
ગોપી નિત્યે વૃંદાવન ન્હાયજી, ઉદ્ધવજીને તેડી જાયજી,
એક કહે શું કીધુ શામળિયેજી, અમો ફરી નગરશું કે નવ
મળિયેજી. ૧૪
ઓધવજી માધવને જે મળશેજી, તે જન માણુસમાથી ટળશેજી,
મોહોટા પ્રિયવ્રત સરખા રાયજી, થયા જોગી એને પસાયજી ૧૫
એણુ શુ કીધું રામ અવતારજી, આવી વરવા રાક્ષસી નારજી,
તેડી ઘરમા વિશ્વાસ આપીજી, તે વળાવી નાક કાન કાપીજી ૧૬
એણે લાખ લડાવ્યા લાડજી, મૂક્યા જીવતાં તે એનો પાડજી,
સીતા સરખી સ્ત્રી પરણેલીજી, ધોબીને વચને હાંકી મહેલીજી ૧૭
વૃંદા સતીનું સત મેલાવ્યુંજી, એના હાથમાં કહો શું આવ્યુંજી,
હતો શું શામળિયો ઉપવાસીજી, ધાવતા શોષી પૂતના માસીજી ૧૮
શંખ ચક્ર ગદા ધર્યાં મહારાજેજી, રંક અબળાને હણવા કાજેજી,
અમો પરહરિયો પરિતાપજી, એણે બીજાં દીધાં માબાપજી. ૧૯

અમારી મેલી સગાઈ શે લેખેજી, જેના ધણી માબાપને ઉવેખેજી;
ગોપી વ્યંગ વચન બહુ ભાખેજી, હૃદયકમળમાં ઉદ્ધવ રાખેજી.૨૦
શુકદેવ કહે સુણ રાયજી, પછે ઉદ્ધવે માગી વિદાયજી;
પ્રભુને ભેટ મોકલે વ્રજનારીજી, કો કહે આપજો ધાબળી
મારીજી. ૨૧
કો મોકલે માખણ બાળીજી, કો મોકલે ગુંજાહાર વનમાળીજી;
પાવડી મોજડી વેણુ લાકડીજી, મુગટ મોળીયાં ને ગેડીદડીજી.૨૨
મોકલે દર્પણ ભૂષણ સુંદરીજી, ગોરસ તક્તણાં ભાજન ભરીજી;
બાજુબંધ કુંડળ મુદ્રિકા ઘણીજી, કરે વિનતિ નાર ગોકુળતણીજી.૨૩
બોલે વિરહે ગોપી ઘેલીજી, આપજો ભેટ મારી સહુ પહેલીજી,
પ્રથમ વિનતિ મારી કહેજોજી, લગારેક નામ મારું જઈ લેજોજી.૨૪
જોઈ ઉદ્ધવ વિસ્મે થાયજી, ભેટ રથમાં કેહી પેરે સમાયજી;
નમ્યા જશોમતીને પાયજી, માગી નંદ કને વિદાયજી. ૨૫

વલણ

વિદાય માગી પાય લાગી; ઉદ્ધવજી આંસુ ભરેરે;
કહાવે સંદેશો ઉદ્ધવ સાથે, યશોદાજી ઉચરેરે. ૨૬

## કડવું ૧૩૬ મું : રાગ ધનાસરી

ઓધવજી કહેજો બંન્યો ભ્રાતને, સુખેણી કરજો દેવકી માતને;
રખે છેહ દેતા વસુદેવ તાતને, એકવાર મળજો અમો અનાથને. ૧

ઢાળ

અનાથ અમો રોઈ રહ્યાં, ગયાં સુખ કેમ આવશે,
મીઠે બોલે શ્રીકૃષ્ણજી, મુને માત કહી બોલાવશે. ૨
દુર્બળ જાણી ગોપને, કો સમે ગોકુળ આવજો;
ર નહીં જો દેવકી તો, સાથે તેડી લાવજો. ૩

જોઈ જાઓ છો તેવું કહેજો, સંચ શ્રી ગોકુળતણા;
ન ઘટે દીનાનાથને, દુઃખ દીધામાં નહીં મણા. ૪
એટલું કહેજો દેવકીને, જે પુત્રનું સુખ લીધું અમો;
પાગે લાગશે કુળવંત કુબ્જા, વહુનાં સુખ લેજો તમો. ૫
ઉદ્ધવજી પછી ચાલીયા, નમી યશોદાને પાય;
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો સુડતાળીસમો અધ્યાય. ૬

વલણ

સંવાદ ઉદ્ધવ ગોપિકાનો, ભણે અથવા સાંભળે રે;
એ બ્રહ્મલીલા ભ્રમરગીતા પંચમહાપાતિક પરજળે રે. ૭

# અધ્યાય ૪૮ મો

## કડવું ૧૩૭ મું : રાગ આશાવરી

વ્રજવાસીએ વૈષ્ણવ વળાવ્યા, ઉદ્ધવજી મથુરામાં આવ્યા;
ઘણું ભાવ્યા ભક્તમણિ ભગવંતને રે. ૧

ઢાળ

ભગવંત ઘણું પ્રસન્ન થયા, દીધું આલિંગન;
કહો વાર્તા વ્રજ લોકની, પૂછે જુગજીવંન. ૨
ગદ્ ગદ કંઠે થયા ઉદ્ધવ, નયણે જળની ધાર;
શામળિયાને અથ ઈતિ, કહ્યો સમાચાર. ૩
મહારાજ દુઃખ ગોપીતણું, નથી કહેવા હું સમર્થ;
મારી જિહ્વાએ કેમ કહું જે, તમો કીધો અનર્થ. ૪
છે ગોકુળમાંહે ચોમાસું, વરસાદ બારે માસ;
અશ્રુપાત વ્રજનારીતણા, હું દેખી પામ્યો ત્રાસ. ૫
નંદજીના નિશ્વાસથી, સુકશે વૃન્દાવન;
દુઃખ જોઈ યશોદા માતનું, મારાં ફૂટાં નહીં લોચંન. ૬

દયાસિંધુ નામ ધરાવી, નિર્દય મન નવ કીજીએ;
જેને પંચામૃત જમાડીએ, તેને વિષ કેમ દીજીએ. ૭
પ્રતાપ સંગ વ્રજલોમિના, કુકર્મ ઓઘ બળી ગયો;
દર્શન ગોપી ગોપિતણે, પતિત હું પાવન થયો. ૮
શ્રીકૃષ્ણ કહે તે સત્ય ઉદ્ધવ, વ્રજથી વિરંચી વેગળે;
ગોપ લોકની પ્રીત વીરા, વૈકુંઠમાંહે નવ મળે. ૯
ઉદ્ધવ તુંને વિશ્વાસ છે, હું ગોપિકાને કેમ દમું;
તિલભાર હું અળગો નથી,[1] અખંડ રાસક્રીડા રમું. ૧૦
મુને વગોવ્યો તમ આગળે, ગોપીનું ટોળું છોડિયું;
ભાઈ મિથ્યા કુબ્જા નારનું, કલંક માથે ચોડિયું. ૧૧
મેં ઔષધ કીધું અનાથ જાણી, લોકે ચડાવ્યું આળ;
હવે જાઉં ઘેર કુબ્જાતણે, લાગનાર લાગી ગાળ ૧૨
તે જ રથ ઉદ્ધવતણો, ઘમઘમતી ઘૂઘરમાળ;
કુબ્જાને મન્દિર ઉદ્ધવ સાથે પધાર્યા શ્રી ગોપાળ. ૧૩
છે ભવ્ય ભવન કુબ્જાતણું, શોભીતા સપ્ત માળ;
શું સ્પર્શ કરશે ગગનને, છે કળશ ઝાકઝમાળ. ૧૪
છજાં જરુખા રાવટી, અગાસી અટારી જાળી;
વિચિત્ર ચંદ્રવા ચોકમાં, ઝુમે ઝુમણાં બહુ થાળી. ૧૫
પરસાળ પટમાં સામસામા, પાટ બેસણુ ઢાળી;
બારસાખ સ્તંભ ને કઠેરા, કનક તોરણ પરવાળી. ૧૬
છે મીણાકારી કામ ભારે, કનકની એક કોટડી;
સંબંધ થાશે કુબ્જા સાથે, ગોવિન્દસું ગોઠડી. ૧૭
છે શય્યા સુખડ કાષ્ઠની, ચરચ્યું છે મૃગમદ વાટી;
હંસ પીછના તળાઈ તકીયા, પંચરંગ હીરની પાટી. ૧૮

૧. તિલમાત્ર હું અળગો નથી.

દશ સહસ્ર દાસી કરે સેવા, કુબ્જારૂપ રસાળ;
દાસી કમળારૂપ કીધી, રીઝયા દીન દયાળ. ૧૯

વલણ

દીન દયાળ પધારિયા, કહ્યા દાસીએ સમાચાર રે;
બીજા મન્દિર માંહે કુબ્જા ગઈ, કરવા સોળ શણગાર રે. ૨૦

## કડવું ૧૩૮ મું : રાગ મારુની દેશી

શય્યાએ બેઠા અવિનાશી રે, તેડી કુબ્જાની એક દાસી રે;
તેને પૂછે છે ચક્રપાણિ રે, કયાં ગયાં કુબ્જા સણી રે. ૧
બોલે દાસી કરી નમસ્કાર રે, રાણી આવે કરી શણગાર રે;
કરી ઉવટ ઉષ્ણોદક સ્નાન રે, ચરચ્યું ચંદન ચાવ્યાં પાન રે. ૨
ચક્ષ કર્દમ લેપન કરિયો રે, કેશમાં ધૂમ્ર અગરનો ભરિયો રે;
ભર્યું કાજળ બે આંખડિયે રે, સેંથો શેશફૂલ રાખડિયે રે. ૩
ગળુબંધ ગોફણો ચોટી રે, માળા મુક્તાફળની મોટી રે;
ચોરસ બિન્દી નથનાં મોતી રે, કરતી તિલક દર્પણ જોતી રે ૪
દંતપંક્તિ શું દાડેમ કળી રે, કાળે રંગે રંગ્યા છે વળી રે;
છૂટી લટ શું નાગણ કાળી રે, રાજે અધર બિંબ પરવાળી રે. ૫
લોચન અથ શ્રવણે અડિયાં રે, શું ખંજન ગાલે પડિયાં રે;
મણકા માળા ને માદળિયાં રે, બાજુબંધ વીંટી આંગળિયાં રે ૬
ચૂની હીરા જડ્યા છે ઘરને રે, વાલી મોહવા રાધાવરને રે;
કટિમેખલા કંકણ વાજે રે, ગૌર વદન શ્યામ તિલક રાજે રે. ૭
જાણે માતંગણી મદ ગળતી રે, હીંડે બાળા બેવડ વળતી રે;
કુંકુમવરણાં પગલાં ભરિયાં રે, વાજે ઝમક ઝમક ઝાંઝરિયાં રે. ૮
બિછુવા ઘૂઘરા અણુવટ ઘમકે રે, આળખ્યા હુંસ ચોળીએ ચમકે રે,
પહેરી પંચ રંગની સાડી રે, પુષ્પહાર ફૂલી શું વાડી રે. ૯

દીસે નારી અદ્‌ભુત રૂપ રે, આગળ દાસી ઉવેખે ધૂપ રે;
મુખ આગળ દર્પણ ધરતી રે, કો ચાલે ચામર કરતી રે. ૧૦
દાસી માતી વાંકે અંબોડે રે, ગ્રહી જેષ્ટિકા આગળ દોડે રે;
આવી કુબ્જા એવી રીતે રે, દીનાનાથે તેડી પ્રીતે રે. ૧૧
બોલી કુબ્જા કરી પ્રણામ રે, વચન પાળ્યું સુંદરશ્યામ રે;
કીધી કરની સમસ્યાય રે, આપો ઓધવજીને વિદાય રે. ૧૨
બોલ્યા હાસ્ય કરી યદુવીર રે, છે ઓધવ મારું શરીર રે;
એવું કહીને વૈકુંઠનાથે રે, તાણી કુબ્જા ગ્રહીને હાથે રે. ૧૩
જેમ ઝબકે વીજળી આકાશે રે, આવી અબળા પ્રભુની પાસે રે;
દાસી મળવા થાયે થોડી થોડી રે,બોલી બાળા બેહુ કર જોડી રે. ૧૪
હું નીચને આ શું ઓરિયો રે, મેં વિશ્વનાથ વર વરીયો રે;
મુને મળીયા પાંડુરંગા રે, વહી આળસુને ઘેર ગંગા રે. ૧૫
પૂર્વે વચન તમને દીધું રે, તે માટે આવવું કીધું રે;
લજ્જા મૂકીને રંગ માંડો રે, તમો લજ્જા ઓધવની છાંડો રે. ૧૬
એણે તૃણવત કીધુ જગ્ત રે, સખીરૂપ થયો છે ભક્ત રે;
પ્રશંસા ઓધવની કીધી રે, પછે અબળા અંકે લીધી રે. ૧૭
બેઠી કુબ્જા ડાબે ખોળે રે, ઉભા ઓધવ વાયુ ઢોળે રે;
થયાં રાગ્ર અબળા અવિનાશી રે, આવી દ્વારપાળ એક દાસી રે. ૧૮
કહ્યુ બળભદ્ર આવ્યા દ્વારે રે, સાંભળી ઓધવ આવ્યા બહાર રે;
હસી રામે ગ્રહ્યા ભુજદંડ રે, બેઠા બન્યો આગલે ખંડ રે. ૧૯
સઘ સમજ્યા હળધર ભ્રાત રે, ન પૂછી વિઠ્ઠલની વાત રે;
ભાઈ શ્રીગોકુળ જઈ આવ્યા રે, કહો સમાચાર શો લાવ્યા રે. ૨૦
કહો ઘટે તેવો સમાચાર રે, ઘણું રીઝયા રોહિણીકુમાર રે;
કીધી ક્રીડા કુબ્જા સાથે રે, માગી વિદાય વૈકુંઠનાથે રે. ૨૧

રામ માયામાં ભમાવ્યા રે, જાણે શ્રીકૃષ્ણ બાહેરથી આવ્યા રે;
રથપર બેઠા ત્રણે વીર રે, ગયા અક્રૂરને મંદિર રે. ૨૨

વલણ

મંદિરે ગયા અક્રૂરને, રામકૃષ્ણ ઉદ્ધવ જંન રે;
દેખી રામકૃષ્ણની જોડને, કાકાજી થયા પ્રસન્ન રે. ૨૩

## કડવું ૧૩૯ મું : રાગ વેરાડી ચોપાઈ

શુકજી કહે સાંભળ રાજન, અક્રૂર પૂજ્યા શ્રીભગવાન;
કીધી વિનંતિ આસન આપી, હું કૃતાર્થ કીધો પાપી. ૧
સૌમ્ય દૃષ્ટિ થઈ મુજ ઉપરે, જે કૃપા કીધી પરમેશ્વરે;
કીધું અર્ઘપાદ પૂજન પ્રદક્ષિણ, ધર્યું મસ્તક કેશવને ચરણ. ૨
હાંહાં કહી કહે જુગદાધાર, નથી તમને નમ્યાનો અધિકાર;
વસુદેવને સ્થાનક છો તમો, તમારે પાગે લાગું છૌં અમો. ૩
પૂર્વે વચન આપ્યું મહારાજ, તે માટે પ્રેમ આવ્યા છૌં આજ;
પરમ પ્રસન્ન કાકાજી થયા અક્રૂર અંતઃપુરમાં ગયા. ૪
નિજપત્નીને આજ્ઞા દીધી, સ્વાદિષ્ટ રસોઈ તત્ક્ષણ કીધી;
ઉદ્ધવ રામ ને જુગજીવન, અક્રૂરને ઘેર કીધું ભોજન. ૫
ચતુર્વિધિનાં ષટરસ અન્ન, તે વિખાણી જમ્યા મધુસૂદન;
મૂખવાસ કરી બેઠા શ્રીપતિ, પછે અક્રૂરને કીધી વિનતિ. ૬
એક મોટું દુઃખ થયું છે ઉદે, શોકાગ્નિએ દાઝે છે હુદે;
કુંતાસુત હસ્તિનાપુર વિખે, તેને અન્ન વસ્ત્ર મળે છે દુઃખે. ૭
સુયોધન શકુનિ રાધે કુમાર, દુઃશાસન આદે દુષ્ટ ચાર;
ને પાંડવને પીડે છે ઘણું, જઈ સહાય કરો ભાણેજાતણું. ૮
શ્રીમુખે કહ્યું શ્રીમહારાજ, હું અવતર્યો છૌ પાંડવને કાજ;
પ્રતિપાલણા પાંડવતણી, મુજને ઇચ્છા છે અતિ ઘણી. ૯

આજ કાલ આવશે માગધપતિ, મોટું યુદ્ધ થાશે સર્વથી;
અધક્ષણ મુને નથી;સાવકાશ, તો કેમ લેઉં પાંડવતણો તપાસ. ૧૦
સમજાવવો પાંડવને ઘણું કહી, કુંતાના આંસુ લોહોજો જઈ;
જઈ ભીષ્માદિકને લજાવજો, કાંઈ દુર્યોધન બીહાવજો. ૧૧
તમો વિના કારજ નવ થાય, માટે શીઘ્ર પધારો યાદવરાય;
અક્રૂરજી તવ તત્પર થયા, એક કોશ કૃષ્ણ વળાવા ગયા. ૧૨

વલણ

ગયા વળાવા કૃષ્ણજી, સાંભળ પરીક્ષિત રાય રે;
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો અડતાળીસમો અધ્યાય રે. ૧૩

---

# અધ્યાય ૪૯ મો

## કડવું ૧૪૦ મું : રાગ વેરાડીની ચોપાઈ

વળ્યા વળાવી કેશવરામ, અક્રૂર ગયા કૌરવને ગામ;
પ્રતિહારે જઈ વારતા કહી, કૌરવસભા સહુ બેઠી ગઈ. ૧
ભીષ્મ કૃપ, દ્રોણ, અશ્વત્થામા, તજી આસન સહુ ગયા સામા;
વિદુરજી છે કર્ણ વિકર્ણ, જઈ ભેટ્યા કે લાગ્યા ચર્ણ. ૨
ધૃતરાષ્ટ્રને કહે છે વિદુર, મથુરાથી આવ્યો છે અક્રૂર;
થયો આંખો વાર્તા સાંભળી, હૃદેકમળ નાંખ્યું આવરી. ૩
મિથ્યાસ્તવન સુખ હસતું કરી, આવો જાદવ બોલી વાણી ઓચરી;
અંધ વચન બોલ્યો માધુર્ય, આજ માહારા ઘરમાં પ્રગટ્યો સૂર્ય ૪.
ફૂટારી આંખ લાંબા કરી હાથ, અક્રૂર લીધા હૃદયા સાથ;
હું નેત્ર વિના શાને નીરખું, આ સાચું કે સ્વપ્ન સરખું. ૫
અક્રૂર બેસાડ્યા દિવ્યાસંન, ભીષ્મજીએ દીધું પૂજંન;
વિદૂરે ચરણપ્રક્ષાલણ કીધું, તે પાદોદક પ્રેમે લીધું. ૬

અક્રૂર પ્રત્યે કીધી વિનતિ, બોલ્યો ધૃતરાષ્ટ્ર દુર્મતિ;
અક્રૂરજી ભલે પધાર્યા તમો, ઘણું સુખ પામ્યા છીં અમો. ૭
કેમ થયું આવવું અક્રૂર, પાવન કીધું હસ્તિનાપુર;
છે જાદવ સહુને કુશળીક્ષેમ, માંહોમાંહે સહુ રાખે છે પ્રેમ. ૮
વારુ છે ઉગ્રસેન વસુદેવ, રામ કૃષ્ણ કરે છે સેવ;
ગોકુળમાં બે કેમ ઉછર્યા, કેશી કંસથી કેમ ઉગર્યા. ૯
સાંભળ્યું રામ કૃષ્ણ જોદ્ધા છે ઘણું, સંઘાર્યું દળ દાનવતણું,
તે બાળક મુને વહાલા છે જાણ, કહો રામ કૃષ્ણને કલ્યાણ. ૧૦
કંઈ અમ સરખું કારજ કહિયે, જાદવના મૂકયા અહીં રહિયે;
હું ઘણો દુઃખિયો જાદવરાય, કઠિણ હુદે ફાટી નવ જાય. ૧૧
જે પાંડુ સરખો બાંધવ મરે, અપંગ હું સરખો ઉગરે;
પાંખ વિના પંખી શુંઢવિના ગજ, તેમ ભાઈ વિના હું થયો અકજ. ૧૨
આયુધ વિના જેહેવો ઝુઝાર, ધન વિના જેહેવો દાતાર;
જ્ઞાન વિના જેહેવું અધ્યયન, ભાવ વિના જેહેવું ભોજંન. ૧૩
ભાત વિના હું તેહેવો થયો, સહોદર મુજને મૂકી ગયો;
પાપ પુણ્ય તમારે નરપાળક, પાંડુને પંચ થયા બાળક. ૧૪
તે કુંતાને ઓછંગે ઉછરે, ઇશ્વર તેની રક્ષા કરે;
જુધિષ્ઠિર ભીમસેન અર્જુન, એ ત્રણે કુંતાના તંન ૧૫
નકુળ સહદેવ રૂપ રસાળ, એ બંનો ભાઈ માદ્રીના બાળ;
સહગમન કરી સ્વર્ગે ગઈ, કુંતાપુત્ર પાળવા રહી. ૧૬
મેં મૂકયા છે વિદુરને ખોળે, એ ભાણેજને તમો મળો ટોળે;
પાંચે પાંડવ મળવાને આવ્યા, તે વિદુરજીએ ઓળખાવ્યા. ૧૭
અક્રૂરે લીધા હૃદયા સાથ, પાંચેને મસ્તક મૂકયો હાથ;
ભરાયું હૃદે નેત્રે જળધાર, કહો બાપ શા સમાચાર. ૧૮

વસો છો કાકાના ઘરમાંય, તો દુબળા દેહ તમારા કાંય;
મલિન વસ્ત્ર જૂનાં પરિધાન, નયણે જળધારા વર્ષા સમાન. ૧૯
શીઘ્ર કહો કોણ દે છે દુ:ખ, શા માટે વ્યગ્ર કરો છો મૂખ;
નીચું જોયું જુધિષ્ઠિર રાય, કેમ કાકાના અવગુણ કહેવાય ૨૦
ન બોલ્યા અર્જુન માદ્રીકુમાર, નથી બોલ્યાનો તેને અધિકાર;
તવ બોલ્યા ભીમસેન દુ:ખ ધરી, ક્રોધે લોચન રાતાં કરી. ૨૧
છે ભીષ્મપિતામહ ભોળા ઘણું, શું ચાલે વિદુર વેરાગી તણું;
ઓશિયાળા ભિક્ષુક કૃપ ને દ્રોણ, તો દુષ્ટને વારે બીજું કોણ. ૨૨
જે દિવસના અમો આવ્યા ઘેર, તે દહાડેથી કાકે માંડયું વેર;
છે શકુની સરખો માથે જમ, તો અમો મામા ઉછરિયે કયમ ૨૩
મીઠા બોલા ધૃતરાષ્ટ્ર નર્પ, પણ મનનો કાકો કાળો સર્પ;
રાત કૌરવ શકુની ને કર્ણ, તે અમો પાંચેનું ઇચ્છે મર્ણ. ૨૪
હું વૃક્ષે ચડાવી ધધોળ્યો, હું યમુનામાંહે ઝાલી બોળ્યો;
વિખમોદક ભોજન કાકાથી કર્યાં, શ્યામ સર્પ સહેજે પાથર્યાં. ૨૫
આપ્યું અન્ન અમો જમિયે, ભિક્ષા માગી દહાડા નિર્ગમિયે;
વિના અગ્નિએ અંતર પરજળ્યું, દુખિયાને મરણ હોય વેગળું. ૨૬
આકાશથી પડ્યા ધરાએ ધર્યાં, પરાધીન જીવવું દુ:ખે ભર્યાં;
પહેરું કૌરવનાં ઉતર્યાં લૂગડાં, વાવરવા ઘરમાં પાત્ર તૂમડાં. ૨૭
ધિક નકુળ સહદેવનું મોસાળ, થયો શલ્યા સરખો શલ્ય ભૂપાળ;
અમારે રંક વસુદેવ મામો, જેનો તપાસ અમો લીજે સામો. ૨૮
રામ કૃષ્ણ પરઘેર પેટ જ ભરે, તે સહાય અમારી શી પેરે કરે;
અક્રૂરે સગપણ રાખ્યું જતું, મામા થઈ તમે રાખ્યું છતું. ૨૯
વચન ભીમતણાં સાંભળી, બોલ્યા અક્રૂર મન પરજળી;
શુકજી કહે સાંભળ રાજન, કહું અક્રૂરજીનાં ગદ વચન. ૩૦

અક્રૂર બોલ્યા ક્રોધાયમાન, સાંભળ ધૃતરાષ્ટ્ર રાજન;
તેં દમ્યાં બાંધવનાં સંતાન, તો તું ઉપર કોપ્યા શ્રીભગવાન. ૩૧
જાણ્યું જે દુઃખ દિયો છો તમો, તે માટે આવ્યા છૌં અમો;
ભત્રીજા શે દમો છો તમો, બાળક સાથે છળ કેમ રમો. ૩૨
મથુરામાં સાંભળ્યું જેવું, અમો ધૃતરાષ્ટ્ર અહીં દીઠું તેવું;
ન ઘટે તુજને દુખ દેવું, માંહોમાંહે વઢીને શું લેવું. ૩૩
હું સાથે ગોષ્ટ પ્રીતની કરી, નયણે પાણી ડસકાં ભરી;
હવે જાણ્યો મેં અંતરનો અરિ, તારું શુભ કેમ કરશે હરિ. ૩૪
મદમાતા તારા પુત્ર સકળ, પાંડવના દેહ દીસે છે દુર્બળ;
મળ્યા છે શકુની સરખા ખળ, તો પડવું છે હળધરનું હળ. ૩૫
શત પુત્ર સાંતરા સોહામણા, આ પાંડવ દીસે દયામણા;
તારા શું ક્ષત્રાણી જણ્યા, એ પાંડવ શું છે દાસીતણા. ૮૬
મળ્યાં કૌરવોને ભૂષણ ઘડના, આ પાંડવ કાં દીસે અડવા;
રખે મારા બોલ લાગે કડવા, ઘણું ગર્વે ચઢ્યા તે અંતે પડવા. ૩૮
નવાં વસ્ત્ર કૌરવે અંગે ધર્યાં, પાંડવ પહેરે છે જૂનાં ઉતર્યાં;
દંપતી પુત્ર રમાડો હરખે ભર્યાં, શું નરનારી ભવસાગર તર્યાં. ૩૯
એ પક્ષ ધર્મ કરી તોળિયે, આત્મજ્ઞાન અંતર ખોળિયે;
પાંડવ ભૂમિ ઉપર સુએ, તારા સુત સુવે ઢોલિયે. ૩૯
એ માગી અન્ન દહાડા નિર્ગમે, કૌરવ સુખ પૂછીને જમે;
તું કાકો દૈત્ય થઈને દમે, અતિ ઘણું ઈશ્વરને નહીં ગમે. ૪૦
કૌરવને બેસવા રથ વાહંન, હીંડે પાળે પાગે પાંડુતંન;
કૌરવને વસવા દિવ્ય ભવંન, પાંડવને છે જીર્ણું સદન. ૪૧
કપટ દુષ્ટ ચતુષ્ટય તણું, કાં બાળકને પીડે ઘણું;
જો તું હિત વાંછે આપણું, તો અર્ધ રાજ કર અળખામણું. ૪૨

પાંડવ રક્ષાકાજ હું આયુધ ધરૂં, અહર્નિશ પાંડવની ગૂઠે ફરૂં;
વિરોધ વૃક્ષ થડ થકી કાપજો, તમો અક્રરનું કહ્યું થાપજો. ૬૭
અર્ધ રાજ પાંડવનું આપજો, નહીં તો વનમાં જઈ તાપજો;
હું જરાસંધ રાજાને હણી, બીજી સેના હણવી છે ઘણી. ૬૮
પછે હું આવીશ હસ્તિનાપુર ભણી, સેવા કરવા કૌરવ તણી;
અક્રરનાં ક્રૂર વાક્ય સાંભળી, રીઝી સાધુતણી મંડળી. ૬૯
અસાધુનાં હૃદે ગયાં પરજળી, કાકાને મૂખે કાળપ વળી;
કપાયમાન થઈ કૌરવપતિ, કીધી અક્રૂરની વિનતિ. ૭૦
લોકનું કહ્યું માનો સર્વથી, કાંઈ કપટ વાત હું લેહેતો નથી;
એ રિપુલોક પાડે છે વેર, કો અગ્નિ મૂકે પોતાને ઘેર ૭૧
હું જો લાડુમાં જમાડું ઝેર, તો ચળે મેરૂ વસુધા દે વેર;
તમો કહેશો તે કરશું નિરધાર,મેં નવ ફુભવ્યા એ વસુદેવકુમાર. ૭૨
હસાવ્યો ભત્રીજે સંસાર, હું વૃદ્ધ પુરુષને છે ધિક્કાર;
ભેદરહિત યથાર્થ ભાખું, હરિ ઉપર રાજ ઉતારી નાખું. ૭૩
આપું રાજ પાંડવને આખું, શ્રીકૃષ્ણની શિક્ષા હૃદે રાખું
અક્રૂર ઘેર મેં વિદ્યા શીખી, અમો પાંડવ પાસે જમશું ભીખી. ૭૪
કૃષ્ણ સુખે કૌરવને મારો ઝીકી, પણ દુર્યોધન ને ભીમ આંખની કીકી;
કિંવા બે ફૂકી આંખડી, મારે પાંચ આંખ બ્રહ્માએ ઘડી. ૭૫
સુખે જાદવ અહીં આવો ચડી, છે પાંડવ હું અંધની લાકડી;
નમ્ર શબ્દ કાપટ્યના કહ્યા, અક્રરજી અતિ વિસ્મે થયા ૭૬
પાચે પાંડવ હાથે ગ્રહ્યા, અક્રર કુંતા પાસે ગયા;
બાંધવ દીઠો પાંડવમાતે, બેનડ લીધી હૃદયા સાથે. ૭૭
તારથ માન્યું ભગિની ભ્રાતે, વાંસા ભીના આંસુપાતે;
આશિષ દેઈ ઓવારણાં લીધાં, દરશણ અમૃત આંખે પીધાં. ૭૮

સહોદર આવે કારજ સીધાં, અમો નિરધાર સહુ ઉપરાં કીધાં;
દીસે છે દૈવની ગત અનેરી, નાંખી વનમાં પિતા થયા વેરી. ૭૯

કુંતી ભોજરાયે ઉછેરી, કોણે તપાસ ન લીધો ફેરી;
મારા કુંવર હયામણા હીંડે સેરી, વચ્છ સાથે સુરભિ વાઘે ઘેરી.. ૮૦

હું કોઈ કહાવું કેશવ કેરી, આજ થઈ વરતું કૌરવની ચેરી;
કહો વારુ છે વસુદેવ ભાઈ, અને રુડી છે બન્યો ભોજાઈ. ૮૧

આવી રામ કૃષ્ણને ઘણી વડાઈ, કોઈનુ સગપણ શું ગયું ધોવાઈ;
કંસાસુર નાખ્યો ઉખેડી, માતામહ રાજ બેસાડયો તેડી. ૮૨

માતપિતાની ભાંજી બેડી, અમારું સગપણ નાખ્યું ફેડી;
આજ ભત્રીજા થયા બેહુ કરમી. જીત્યા બ્રહ્માદિકને ભરમી. ૮૩

હરિ ઉભાં દમે કૌરવ અધર્મી, હું વિધાતાએ દુર્બળ નિર્મી;
ઘણું ચિંતા કરે છે જાદવપતિ, પાંડવને પળ વીસરતા નથી. ૮૪

નહીં જીવે કૌરવ દુર્મતિ, એમ કહી રોતી રાખી સતી;
ચાર માસ રહ્યા અક્રૂર રાજાન, કીધું કૌરવ સાથે સમાધાન. ૮૫

પાંડવને અપાવ્યું રાજધાન, પરીક્ષિતને કહે શુક ભગવાન;
ભગિની ભાણેજને લાગી પાય, અક્રૂર ત્યાંથી થયા વિદાય. ૮૬

ભીષ્મ દ્રોણને ભેટયા જઈ, કૌરવને તે શિક્ષા કહી;
ફરી આવ્યા મથુરા માંય, ઓગણપચાસમો થયો અધ્યાય. ૮૭

વલણ

અધ્યાય ઓગણપચાસમો, સાંભળ્યો રાય નિરધાર રે;
અક્રર મળ્યા શ્રીકૃષ્ણને, કહ્યો પાંડવનો સમાચાર રે. ૮૮

-

રુએ દેવકી રોહિણી માતા, ત્યાં વહશો કેમ કરી;
પ્રસૂતાની આશીશ લેઈ, પરવર્યા હળધર હરી. ૨૨
સહુ જોધાને કેહે શ્રીકૃષ્ણજી, કાયર જન પાછા ફરો;
મરણીક હોય જે માથાં વોહોણા, તે મારી સાથે સાંચરો. ૨૩
અશ્વ ગજ રથ ધનુષ ભાથા, કવચ અળગાં પરહરો;
પાળે પાગે આપ મારા, ખડ્ગ ખેડાં કર ધરો. ૨૪
રામકૃષ્ણ આગળ થયા, રોપે આંખ છે અતિ રાતડી;
મુગટ સજીયા કાછ કછીયા, પીતાંબરની ગાતડી. ૫
ચૌદ સોળ ને વીશ વર્ષ, ત્રીસમા સર્વ શૂરધી;
દ્વાર ઉઘાડી સૈન્ય ધાયું, પર્વણીયે જેમ ઉદધી. ૨૬
જરાસંધથી કોશ આગળ, સૈન્યા દુર્ગ ઘેરી રહી;
શ્રીકૃષ્ણના શંખનાદથી, ન્હાસી રાયની પૂઠે ગઈ. ૨૭
જરાસંધ વિસ્મે થયો, જવ ગાજ્યા વસુદેવપુત્ર;
નામવા અશ્વદળ દાનવનું, ચંચળ વાહન કરે મળમૂત્ર. ૨૮
પાંચજન્યનો શબ્દ પહોતો, બ્રહ્મલોક પાતાળ રે;
વક્ર મોળીયે વક્ર દષ્ટે, વિરાજે શ્રીગોપાળ રે. ૨૯
અશ્વ ગજ રથ ઉપરે, ગાજે દાનવ દુર્મતી;
જાદવ વિચારે શ્રીકૃષ્ણને, આજ બેસવા વાહન નથી. ૩૦
શંખ ચક્ર ને ગદા સારંગ, આયુધ રથમાં છે ચાર રે;
ગંગજળ કલ્લોલવત છે, ઉજ્જવળ વેદ તોખાર રે. ૩૧
બલાહક પુષ્પદંત સુગ્રીવ, મેઘવર્ણ હય નામ રે;
વૈકુંઠથી રથ ઉતર્યો, જ્યાં ઊભા સુંદર શ્યામ રે. ૩૨
મેઘઘોષ નામ તે રથતણું, બેસાડ્યો દારુક સારથી;
· લઈ વડા વીરની, જઈ રથે ચડ્યા રમાપતી. ૩૩

અચુત ભાનુ આભા મુગટની, કુંડળ લજાવે ઇંદુ;
વિદ્યુતવત પટ પીત રાજે, શોભે મણિ કરુણાસિંધુ. ૩૪
શ્રીરંગને સારંગ શોભે, કૌમોદકી રાજે કર વિખે;
નંદક ખડ્ગ કટિસું ધર્યો, પાંચજન્ય વિરાજે મુખે. ૩૫
કર અંગુળીએ વક્ર ચક્ર ધરિયું, શું ઉષ્ણકાળનો અંક !
ક્રોધ રૂપ દેખી, શ્રીકૃષ્ણનું, દાનવને થઈ શંક. ૩૬
બેહુ કટકના વિકટ સુભટ, નિકટ આવી આથડ્યા;
અશ્વે અશ્વ ગજે ગજ, વઢ્યા, પતંગવત પાળા પડ્યા. ૩૭

વલણ

પડ્યા વીર પતંગ પેરે, પુરમાં યોધ ધાયા અતી રે;
મથુરાં લક્ષણ નારી શું, સૈન્યને પ્રસવતી હતી રે. ૩૮

## કડવું ૧૪૨મું : રાગ સારંગ

જવ રમાપતી થયા રથ આરૂઢ, દેખી દાનવ થયા દિગ્મૂઢ;
બોલે જરાસંધ અહંકાર, એ રામકૃષ્ણ દીસે સુકુમાર. ૧
એ બાળક ઉપર આયુધ ધરું શું, એ સાથે વઢતાં લાજું હું;
તવ હાસ્ય કરી બોલ્યો શિશુપાળ, એ બાળ નહીં, છે કંસનો કાળ. ૨
સૂચવ્યું વેર રાય રોષે ચડ્યો, હાંકયો ગજ જેમ ઘન ગડગડ્યો;
જાદવ માગધ આવી અડ્યા, એકેકને શું કઠિણ થઇ નડ્યા. ૩
મુખે વીર કરે મારો માર, ફેરવે બેડાં ટુંકડી તરવાર,
ઝળકે કાળ રાત્રી સરખી ક્રૂરશી, બેહુ પાશ બાણ રહ્યાં છે વર્ષી. ૪
ગદા ગુરજ પડે બહુ શિલા, માંહોમાંહે વીર વિખાણે ભલા;
ત્રિશૂળ શક્તિ ભોગળ ભીંડિમાળ, કાતી ગુપ્તી મહા વિકાળ. ૫
થાય ગિરિ તરુવરની વૃષ્ટિ અપાર, મલ્લજુદ્ધ ગજદંત કુઠાર;
શળકે શેષ સુભટને ચર્યું, ધીર ધબકે મુજે ધર્યું. ૬

જે અવનિ ઉપર ઉત્તમ આથડે, તે પાયે પડછંદા પાતાળે પડે;
રવિમંડળ રેણુ આચ્છાદિયું, એહુ દળનું બળ સબળ વાધિયું. ૭
બળિભદ્ર સાથે વાધ્યો શિશુપાળ, આવ્યા જરાસંધને શ્રીગોપાળ;
કૃતવર્મા ને પુંડરીક રાય, સાત્યકી શાલ્વનું જુદ્ધ થાય. ૮
ચંદ્રકેત સામો ધમ્રનેત્ર, ભોજ દંતચક્ર પાડે રણક્ષેત્ર;
સુધન્વા સામો હેરમતી, સફળી જાદવ જે અગપતી. ૯
કુશનાભ કૈતવ વઢે અનીત, વાધ્યા સર્વદમન ને સત્રાજીત;
પસંન જાદવરાય પ્રવીર, કલિંગપતી મહાબાહુ ધીર. ૧૦
દઢકવચી ને કાશી રાજન, વિરૂપાક્ષ વિદભૂત બળવંત;
શંખચૂડ સમો વજ્રનાભ, પડે શબ્દે ગર્ભવંતીના ગાભ. ૧૧
ગજ સાથે ગજ, રથ સાથે રથ, મલ્લેમલ્લ થયા લથબથ;
પાળે પાળા અશ્વ અશ્વ સાથ, વઢે વીર વાવરતા હાથ. ૧૨
પડે હસ્તી ફાટાં કુંભસ્થળ, રુધિર ધારા વેહે ખળખળ;
દ્વંદ્વ જુદ્ધ થયુ એક જામ, જથા વૃત્રાસુર ઇંદ્રનો સંગ્રામ. ૧૩
પડે હસ્ત નેત્ર ને કર્ણ, છેદાએ પાણ નાસિકા ચર્ણ;
કબંધ મસ્તક ચોહોણાં ઓહુડે, અગ્નિ વસ્ત્ર પાવક ધડધડે. ૧૪
શુક કેહે વાત ન જાયે વદી, ભયાનક થઈ રુધિરની નદી;
ને સરિતાનુ હું કરુ વિખાણ, પરીક્ષિતને કેહે શુક ભગવાન. ૧૫
માંસ અસ્થિનાં તટ બે થયાં, રુધિર રૂપી મહાજળ વહ્યાં;
ગજ કબંધ શું ગ્રાહ વિકાળ; સુભટ કેશ શું નોહે સેવાળ.૧૬
નીરનાભિ વહે ભ્રમર વિમળ, નરનેત્ર શું મચ્છ ચંચળ;
સુભટમુગટ શું બગલાં જસા, શું નેત્ર મીનને ગ્રેહેવા ધસ્યા. ૧૭
શોભે સર્પ સરખા નરના ભુજ, રાજપુત્રનાં મુખ શું ફૂલ્યાં અંબુજ;
ભ્રકુટી ભ્રમર શું લે મકરંદ, જંબુક યોગિણી પામ્યા આનંદ. ૧૮

ઊચાં નીચાં વેહે ક્ષત્રીનાં અંગ, ચાલે તરંગ રૂધિના બહુ તુરંગ;
કો શોણિત સરિતા ન શકે તરી, અવળા રથ શું નૌકા તરી. ૧૯
એમ દારુણ નદી રુધિરની વહી, સંગમે જમુના રાતી થઈ;
નવશે નવાણું વેહે વદી, કૃષ્ણે પૂરણ સહસ્ર શું કીધી નદી. ૨૦
દેખી ઘોર યુદ્ધ બળવાન, દેવ થયા સહુ કંપાયમાન;
બળિભદ્રે કીધું બળ ઘણું, ભાગ્યું બળ જરાસંધ તણું. ૨૧
હળે તાણી મારે મુસળે, તે શત્રુ રખી ખાવાથી ટળે;
સુદર્શન ચક્ર હરિનું ફરે, એવાં અચુત શીષ ઉતરે. ૨૨
ચક્ર વહ્નિ પ્રગટી જ્વાળ, કોપ્યા કૃષ્ણ નાઠા શિશુપાળ;
દંતવક્ર પુંડરીક વાસુદેવ, તે નાઠા સહુ મૂકી અહમેવ. ૨૩
માર માર વાણી બકી, ધાયા પૂઠે કૃતવર્મા સાત્યકી;
સહુ જીવ લઈ ન્હાસે નરપતી, વસ્ત્ર વાહનની શુદ્ધિ નથી. ૨૪
ઉઘાડાં મસ્તક પાળા પાય, પ્રસ્વેદ છૂટે શ્વાસ ન માય;
...કે જાએ જરાસંધની ઓથ, લાખોલાખ પડી રણ લોથ. ૨૫
દશ માર્ગે સૈન્યા જાય, લથડે પડે વળી બેઠા થાય;
[illegible] અંબાડી ભાંજે બહુ ધજા, નાઠા જોધ જેમ વ્યાઘ્રથી અજા. ૨૬
જરાસંધ ! શરણાગત રાખ, તું દળ દળાતું નયણે દાખ;
...ીશ અક્ષૌહિણીની ટાળી સાખ, ચક્ર સુદર્શન ચડીયું ચાક. ૨૭
...ન્ત વચન દીનનું સાંભળી, ખીજ્યો જરાસંધ અંતર પરજળી;
...ુત મણુની ગદા કર ધરી, ધસ્યો રાય પાળો ઉતરી. ૨૮
...મ ધાયે ગજ ત્રોડી સાંકળ, તેમ માગધપતિએ કીધું બળ;
...ી ચરણ જાદવ પછાડ્યા, બહુ હસ્તી હડસેલીને પાડ્યા. ૨૯
...ાથી ગદા રથ વાંકા વાળે, મહારથી ગ્રહી ઊંચા ઉછાળે;
...ધ જરાસંધ કોપ્યો અદ્‌ભુત, જાદવ નાહાસે જોદ્ધા જુથ. ૩૦

તે જરાસંધનો જોઈ સંગ્રામ, ગ્રહી હળ મુસળ ધાયા શ્રીરામ;
જેમ ઘુઘુવે બે વનના વાઘ, જેમ ફુંફુવે કાળા બે નાગ. ૩૧
જેમ દાવાનળ પવને ધડધડે, જેમ બેહુ પાસથી ઘન ગડગડે;
જેમ પર્વણીયે ગાજે નિધિ જળ, તેમ ગાજે બેહુ દળ સબળ. ૩૨
ધાયો જરાસંધ સબળ રાય, નાંખ્યો ગદાતણો જઈ ઘાય;
સાંભળી ઘાય રામ ગડગડે, લીધો જરાસંધ તાણી હળવડે. ૩૩
માગધ પાડ્યો મહીમ્થળ માંય, લીધું મુસળ કરવા ઘાય;
એહેવે પધાર્યા શ્રીભગવાન, બળીભદ્ર પાસે માગ્યું માન. ૩૪
રખે રામજી એને હણો, એ શ્વસુર આપણા મામાતણો;
કુટુંબ વિરોધ કરીયે શાને, આપણી મામી બેહુ માહુ માને ૩૫
જીવશે તો બ્હહશે ઘણીવાર, છે ઉતારવો પૃથ્વીનો ભાર;
એહેવુ કહી મૂકાવ્યો રાય, મૂકયો બળીભદ્રે નમાવી પાય ૩૬
નાઠો જરાસંધ લાજ્યો અત્યંત, તવ બોલ્યા શાલ્વરાય બળવંત;
શું ગોપ થકી નહાસો છો આમ,ફરો રાય આપણ કીજે સંગ્રામ ૩૭
કેહે જરાસંધ સત્ય કહો છો તમો,વળી જુદ્ધ કરવા આવશું કો સમે;
એવું કહી પલાયન કીધુ, પડયું રણ જાદવે લૂંટી લીધું ૩૮
જીવતા વાહન વસ્ત્રવસ્ત્ર શણગાર, લૂંટી જાદવનો પરિવાર;
વળી ત્રેવીશ અક્ષૌહિણી સેના કરી, આવ્યો જરાસંધ સપ્તમે દિન ફરી. ૩૯
મથુરાની પોળે આવી ત્રાડ્યો, વળી રામ કૃષ્ણે મારી કહાડ્યો,
ત્રેવીશ અક્ષૌહિણી એના ફરી કરી, તે સોળવાર આવ્યો ફરી ફરી. ૪
સત્તરમી વાર આવ્યો કરી ટેક, મધ્યે કૌતુક ઉપન્યું એક,
એક મ્લેચ્છ રાજા મહાશિરોમણિ, છે ત્રણ કોટિ જવનનો ધણી. ૪૧
તે શસ્ત્ર અસ્ત્રે માર્યો નવ મરે, તે ઉપાસના શંકરની કરે;
ન બોળે નીર, પાવકે નવ બળે, વાયુ ન શોષે, હિમે નવ ગળે ૪૨

વજ્ર ચક્ર કાયા નવ છેદે, શક્તિ બાણુ ત્રિશૂળ નવ ભેદે;
ન પામે નાશ ગિરિ વૃક્ષવડે, કાળા સર્પનું વિષ નવ ચડે. ૪૩
તે જાય જુદ્ધને જ્યાં મન ગમે, કાળજવન નામ જગતને દમે;
એકવાર ગયા નારદ ઋષિ જ'ન, નારદને પૂછે કાળજવન. ૪૪
કહો ઋષિજી મેં જીત્યો સંસાર, આજ મળે કો મુજ સાથ વઢનાર;
ઉતારે મદ મારા કરતણો, છે ઋષિજી કો નિશ્ચે ભણો. ૪૫
ઋષિ નારદ કહે, સાંભળિયે રાય, હોય મમત્વ તો જા મથુરા માય;
રામ કૃષ્ણ બે વસુદેવના બાળ, શ્યામ ગૌરવ છે રૂપ રસાળ. ૪૬
નીલ પીત પટ કરે પરિધાન, જેનુ જોગેશ્વર ધરે છે ધ્યાન;
ઋષિ નારદ ગયા મમરો મૂકી, ઉઠ્યો કાળજવન વઢવા ઢૂકી. ૪૭
ત્રણ કોટિ જવન લેઈ સાથ, જઈ મથુરાં ઘેર્યું અર્ધ રાત્ર;
તે સમાચાર માગધને થયો, જરાસંધ આવી વાટે રહ્યો. ૪૮
જવને ઘેર્યા કેશવરામ, ભલું થયું પરભાર્યું કામ;
નાસતાં જાદવનો વાળું દાટ, રહ્યો જરાસંધ બાંધી વાટ. ૪૯
જવને વીંટી જાદવપુરી, સૂતું સર્વ જાગે એક શ્રીહરિ;
વિચાર્યું મનમા શ્રીગોપાળ, નીત નવી થાય જંજાળ. ૫૦
મોટા શત્રુ સાથે પડિયાં વેર, તો કહીં પલાયનની કીજે પેર;
એવું વિચાર્યું શ્રીભગવાન, તવ ધર્યું વિશ્વકર્માનુ ધ્યાન. ૫૧
તેણ્યાં યોગ માયા નિધિરાય, આવી ત્રણે નમીયાં હરિને પાય;
સમુદ્રને કહે સુંદરશ્યામ, આપ જળમાં બેટ વસવા ગામ. ૫૨
કહ્યુ વિશ્વાકર્માને નિપાવો નગ્ર, શક્તિને કહે લઈ જાઓ સમગ્ર;
પશ્ચિમનિધિયે બેટ આપ્યો વિશાળ, વિશ્વાકર્માએ નગ્ર કીધું તત્કાળ. ૫૩
બે ઘટિકામાં નીપાવ્યું ગામ, તે માટે ધર્યું દ્વારિકા નામ;
છે સપ્ત ધામનાં દુર્ગ વિશાળ, છે કનક કોસીસા ઝાકઝમાળ. ૫૪

ભર્યાં શ્વાસે નાથ ન્હાસે, ઢળી પડે બેઠા થાય;
હવડા ગ્રહુ છૌં જવન જાણે, આશા પાશ બાંધ્યો જાય ૧૧
નદી નાળાં વૃક્ષ જાળાં, પર્વત પંખી વંન;
ન્હાસે ઉવાટે વસ્ત્ર ફાટે, વીંધાય કાંટે તંન. ૧૨
એક ગુફા ઘોર ગિરિ તણી, તેમાં પેઠા શ્રીગોવિન્દ;
એક પુરુષ સૂતો ગુફા મધ્યે, નામ રાય મુચુકુન્દ. ૧૩
અયુત વર્ષની નિદ્રા કરીને, પોઢિયો પર્વતમાંય;
તેહને પીતાંબર ઓઢાઢિયું, કીધો ભેદ જાદવરાય. ૧૪
આઘા જઈ કંદરામાંહે, થયા ગુપ્ત જુગજીવંન;
શામળિયાને શોધતો, ગયો ગુહા માંહે જવન. ૧૫
મુચુકુન્દને જોઈ મોદ પામ્યો, જાણ્યા નંદકિશોર;
જવન કહે, રે ઉઠ જાદવ, શું સંતાઈ સૂતો ચોર. ૧૬
તેં જાણ્યું મહત કર્મ કીધું, અસુર નહીં આવે અત્ર;
કાલજવનને અજાણ્યું શું, મેં જોઈ મૂકયા છે સર્વત્ર. ૧૭
નિર્ભય થઈ શયન કીધું, ગાજ્યો જવન મેઘાકાર;
મુકુન્દ જાણી મુચુકુન્દને, તેણે કીધો પાદુપ્રહાર. ૧૮
મહાપુરુષને થઈ પ્રબળ પીડા, ક્રોધે ઉઘાડ્યાં લોચન;
નિદ્રાભંગના નેત્રથી, પ્રગટીયો હુતાશંન. ૧૯
ક્રોધાનળની જ્વાળ પ્રગટી, પ્રલયવત વિકાળ;
કાળજવન બાળી ભસ્મ કીધો, તવ હસ્યા શ્રીગોપાળ. ૨૦
મુચુકુન્દ મનમાં વિચારે, મેં કોણ કીધો દહંન;
પરભાર્યું કારજ કરી, ખંખાર્યા જગજીવંન. ૨૧
શબ્દ સાંભળી ફરી જોયું, દીઠા દેવ મુકુન્દ;
કોણ છે તું બાળકા, એમ પૂછે રાય મુચુકુન્દ. ૨૨

લઘુરૂપ કો લક્ષણવંતો, છે લોચન લોલ વિશાળ;
અંધારે ગુફામાંહે એકલો, બીહીતો નથી તું બાળ. ૨૩
આ પીતાંબર મેં કોહોનું ઓઢ્યું, કોણે કીધો પ્રહાર;
જાણતો હોય તો કેહે મુજને, એ કોણ થયું બળીને છાર. ૨૪
પરીક્ષત પૂછે શ્રીશુકદેવજીને, કહો કૃપાનિધાન;
કથા કહો મુચુકુન્દની, જેને મળ્યા શ્રીભગવાન. ૨૫
ક્રોધાગ્નિએ કેમ દુષ્ટ દહ્યો, અભંગ જેનુ અંગ;
પ્રશ્ન સાંભળી કેહે શુકજોગી, પૂર્વ કથા પ્રસંગ. ૨૬
પ્રશ્નોતર શુકદેવ વદે, ધન્ય રાય ધીમાન;
કહું કથા મુચુકુંદની, જે મળ્યા શ્રીભગવાન. ૨૭
દેવતાને દુઃખ પડીયું, દૈત્યે દમ્યા અપાર;
પ્રાર્થના કરવા મહીપતિની, આવ્યો સુર પરિવાર. ૨૮
શત્રુજિત રવિવંશદીપન, જાય્યો માંધાતા મહીપાળ;
ઇંદ્ર કહે નરેન્દ્રને, લ્યો અમરની સંભાળ. ૨૯
માંધાતાએ નિજ પુત્ર તેડ્યો, મુચુકુંદ એવું નામ;
જાઓ સ્વર્ગની રક્ષા કરો, પિતાએ આપ્યું કામ. ૩૦
પછે મુચુકુંદ ગયા અમરાવતી, નિર્ભય કીધાં નિજ સર્વ;
અસુર દાટ વાળી ઉચાટ ટાળ્યા, નાચે અપ્સરા ગાંધર્વ. ૩૧
હાસ્ય વિનોદમગ્નમન, શૃંગાર વિવિધ વિલાસ;
દાનવ કોટિશ નાશ કીધા, ગયો અમરનો ત્રાસ. ૩૨
બે અયુત વર્ષ રક્ષા કીધી, તવ રીઝ્યા સુરરાજન;
ઇન્દ્રપુત્ર જયંત નામે, પામ્યો બળ જોબન. ૩૩
તેહેને સ્વર્ગ રક્ષાનું કારજ સોંપ્યું, બોલ્યા ઇંદ્ર ભગવાન;
વિદાય આપી મુચુકુન્દને, માગો કાંઈ વરદાન. ૩૪

માત તાત ને ગુરુ ગોસાંઇ, નવ સેવ્યા વિપ્ર સાધ;
આયુષ્ય ખોયું અન્યાય કરતે, ક્ષમા કરો અપરાધ. ૫૯
માનુષ દેહની ત્રણ અવસ્થા, નહીં ચોથી અવસ્થા કોય;
કીટ પડે કે ભસ્મ થાય, ખાય શ્વાન વિષ્ટા હોય. ૬૦
માનુષ દેહથી પશુ ભલાં, અજ્ઞાને નહીં કર્મ;
મળમૂત્ર માંસ રુધિર અસ્થિ, કોને અર્થે આવે ચર્મ. ૬૧
માનુષ દેહ તો ધન્ય કહીએ, ભજે શ્રીગોપાળ;
જેણે રામ નામ ભજ્યું નહીં. તે જનુની જોબન કાળ. ૬૨
મુને ગર્ગાચાર્યે કહ્યું હતું, તુંને મળશે શ્રીમહારાજ;
તે વિપ્ર વચન સાચું થયું, મેં નીરખ્યા નરહરિ આજ. ૬૩
ખટ શાસ્ત્ર ને ચાર વેદ, કથા પુરાણ અઢાર;
તે પાઠ કરતાં ગોવિંદ ગુણનો, કેમે ન આવે પાર. ૬૪
અલ્પ આયુષ્ય સ્વલ્પ બુદ્ધિ, ગુણ હીણ ગર્વી મૂઢ;
હું કીટ વિષયકુંડનો, શું સ્તવું ગરુડારૂઢ. ૬૫
એવું કહીને પાય પડીયો, યુગ્મ જોડી પાણ;
માગ વર રવિવંશોદ્ભવ, એમ વદ્યા પુરુષપુરાણ. ૬૬
ગદ્ગદ કંઠે બોલિયા, ગોવિંદસું મુચુકુંદ;
આવાગમનનાં કર્મ કાપો, આપો ચરણારવિંદ. ૬૭
શ્રીકૃષ્ણ કહે નિદ્રાવડે, છે અશુદ્ધ તારો દેહ;
અધિકાર નહીં વકુંઠનો, ચય પિંડ પાડો એહ. ૬૮
પછે વૈકુંઠ પામશો તમો, કહી ગયા શ્રીભગવાન;
મુચુકુંદે બદ્રિકાશ્રમ જઈને, ધર્યું હરિનું ધ્યાન. ૬૯
[illegible] દિવસમાં દેહ તજિયો, આવ્યું દિવ્ય વિમાન;
[illegible]ંઠ વૈષ્ણવ પામિયો, એમ કહે શુક ભગવાન. ૭૦

વલણ

ભગવાન શુક કહે શ્રવણે, કોટિ પાતક જાય રે;
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો એકાવનમો અધ્યાય રે. ૭૧

# અધ્યાય ૫૨ મો

## કડવું ૧૪૪ મું : રાગ ગોડી

શ્રીકૃષ્ણ કાજ પરણાર્યું કરી, ફરી મથુરામાં આવ્યા હરિ;
રામે હળમુસળ કર ધરી, અર્ધ કચરી માર્યા અરી. ૧
જવન મારતાં બહુ ઉગર્યા, તે કૃષ્ણે આવી પૂરા કર્યા;
અધર્મી નાઠા તે ઉગર્યા, દ્વારિકાં બે બાંધવ પરવર્યા. ૨
મથુરાની માયા મૂકી ઘણી, સામળા ચાલ્યા સોરઠ ભણી;
સેના રાય જરાસંધ તણી, આગળ ઊભી બિહામણી. ૩
બાંધી મારગ માગધ રહ્યો, મુદિત માધવ દેખી થયો;
નથી સમાચાર જવનનો લહ્યો, જે મ્લેચ્છ મુચુકુંદ દૃષ્ટિયે દહ્યો.૪
જવનથી નાઠા બે ભાઈ, આવી પહ્યા મારા દળ માંય;
સેનાને કેહે માગધરાય, રામ કૃષ્ણ કુશળે નવ જાય. ૫
દીઠા દાનવે બાંધી વાટ, સંકર્ષણને થયો ઉચાટ;
ભાઈ નથી ઉગરવાનો ઘાટ, કરી જુદ્ધ હવે વાળો દાટ. ૬
શ્રીકૃષ્ણ કહે સત્ય કહો છો તમે, આપણને દાનવ વઢતાં દમે;
આજ જુદ્ધે જીત ન થાય કેમે, ભાઈ પલાયનનો દીસે સમો. ૭
મૂકી સેના જમણે પાસ, નાઠા હળધર શ્રીઅવિનાશ;
કેહે જરાસંધ ભરિયો શ્વાસ, નેટ નીસરી પીધી છાસ. ૮
નોહે જાદવ ક્ષત્રી ખરા, નીવડ્યા નંદતણા છોકરા;
હવડાં જઈ ઝીકું અહીંસરા, ધાયો જરાસંધ ધ્રુજી ધરા. ૯

દ્વારામતીમાં પ્રજા ન માઈ, એક નવું નીપજાવ્યું ગામ;
દીધી દ્વારિકા સામી એક, ઉપદ્વારિકા ધર્યું નામ. ૪
ઉગ્રસેન શિર છત્ર બિરાજે, ધણી વસુદેવ રાજાન;
સેનાપતિ સાત્યકી જાદવ, અક્રૂર કીધા પ્રધાન. ૫
જુદ્ધપતી હળધરજી કીધા, સ્વામી શ્રીગોપાળ;
વિનતિ ઉદ્ધવજી પહોંચાડે, દીધો કૃતવર્મા કોટવાળ. ૬
સુખસાતા ચડિયાતા દહાડા, જ્યાં રાજા જુગદાધાર,
વસુદેવ દેવકી ગોષ્ઠ કરે છે, પામ્યાં છે સુખ અપાર. ૭
કારાગૃહના કપરા દહાડા, સંભારતાં દુઃખ વ્યાપે;
આજ ઇંદ્ર ઇંદ્રાણીપેં અદકાં, સુખી પુત્રતણે પ્રતાપે. ૮
રાજ્ય ભવન ધન ભોજન ભૂષણ, વાહન વસન આસન;
સકળ સુખ આપણે પામ્યાં, પણ એક દુઃખ મોટું મંન. ૯
જરાસંધ સરખો શિર શત્રુ, કીધા ગોકુળમાં અન્યાય;
તે માટે દીકરાને કો નહીં આપે, કુળવંતી કન્યાય. ૧૦
રોહિણીપુત્ર રંગે છે ગોરો, તેની વાત કયાંઈ પણ થાશે;
મારો પુત્ર કાળો ઉછંકળ, કુંવારો ભવ જાશે. ૧૧
નીચ કુળની લક્ષ મળે તોહે, મારુ દુઃખ નવ ભાગે;
જ્યાં લગે કો છત્રપતીની, પુત્રી પાગે નવ લાગે ૧૨
વસુદેવ કહે રે ઘેલી ઘરુણી, એ વિચાર તારો ખોટો;
આપણા પુત્રને પરણાવવાને, પરમેશ્વર છે મોટો. ૧૩
શ્રીકૃષ્ણે તતક્ષણ જાણ્યું, માત પિતાની દાજ;
એટલી વહુવારૂ આગળ લાવું, જે માતા આવે વાજ. ૧૪
એક દહાડો સકળ જાદવની, સભા શ્રીકૃષ્ણે દીધી;
તરિક્ષથી એક રાજા આવ્યો, કેડે કન્યા લીધી ૧૫

એકવીસ તાડ પ્રમાણે ઊંચો, કન્યા તે પણ એવી;
હિમાચળના ઉછંગ ઉપર, જગતમાતા જેવી. ૧૬
સુભટ સર્વે વિસ્મે પામ્યા, દેખી તાત કુમારી;
તે રાજાએ આવિને પૂછયું, કયાં છે મૂસળધારી. ૧૭
ઉગ્રસેને અતિ આદર કીધો, કહો પધાર્યા કોણ કામ;
પ્રણામ કરીને રાજા બોલ્યો, છે રેવત મારું નામ. ૧૮
રવિવંશ ઈક્ષ્વાકુ કુળ મારું, છત્રપતિ રાજકુમાર;
હું રેવતી પુત્રીને લેઈ ગયો, બ્રહ્મા કને એકવાર. ૧૯
મુહૂર્ત માત્ર રહ્યો હું ઊભો, વહી ગયા જુગ ચાર;
જગતપિતાએ સામું જોયું, હું બોલ્યો કરી નમસ્કાર. ૨૦
વર વિચારી મેં મૂકયા હતા, નામ કહ્યાં સભામાંય;
કયા વરને કન્યા આપું, જે અખંડ સૌભાગ્ય થાય. ૨૧
હાસ્ય કરી હિરણ્યગર્ભ કહે, વહી ગયા જુગ ચાર;
તેં ચીંતવ્યા વર તે પૃથિવી માંહે, ફરી અવતર્યાં લક્ષવાર. ૨૨
આ જ જૂનો વર છે ધરાધર, રોહિણીનંદન નામ;
તેને જઈ કન્યા આપો, તુજ યોગ્ય જમાઈ રામ. ૨૩
તે માટે હું આવ્યો સ્વામી, મુને કૃતારથ કીજે;
ઉગ્રસેન કહે હલધરને, કન્યા યોગ્ય છે લીજે. ૨૪
સરખે સરખા જાદવ હસિયા, વિવાહ રુડો થાશે;
કન્યા નોહે પણ કન્યો દીસે, કીયા ઘરમાં માશે. ૨૫
પિતાએ પુત્રી હેઠી મૂકી, અવની અડિયા પાય;
જોતાં રૂપ ગયું કૃત યુગનું, થઈ દ્વાપરની કન્યાય. ૨૬
જેજેકાર થયો યદુકુળમાં, શોભિયા સંકર્ષણ;
કન્યાદાન આપ્યું રાજાએ, કીધું પાણિગ્રહણ. ૨૭

વલણ

પાણિગ્રહણ કીધું રેવતી રામે, રેવત તપ કરવા ગયો રે;
કહું સંબંધ શ્રીગોપાળનો, જે રુક્મિણી સાથે થયો રે. ૨૮

## કડવું ૧૪૬ મું : રાગ સામગ્રી

પ્રથમે પ્રણમું સીતા રામજી, વિઘ્નહર વૈખરીને કરું પ્રણામજી;
શ્રીભાગવત રસ અમૃત ભાખ્યુંજી, પદબંધ કરવા અભિલાષ રાખ્યુંજી. ૧

ઢાળ

અભિલાષ રાખ્યું રમ્ય વાણી, આપ શ્રીરણછોડ;
કથા કહું રુક્મિણીહરણની, બાંધું જુગતે જોડ. ૨
વ્યાકરણ વાણી શબ્દ સુંદર, સુરસરિતા શુભ વાણ;
છે અમૃતપેં અધિક માધુર, કો પીયે ચતુરસુજાણ. ૩
કોમળ શીતળ નિર્મળ સુખકર, દુઃખહર હરિનું નામ;
પ્રેમાનંદે પવિત્ર થાવા, ગાયા રાજીવલોચન રામ.[૪] ૪
રસ અનુભવી ચતુર પંડિત, બાંધે બંધ જુગત અપાર;
લલિત પદ ગૌરવ ઘણું, વેહે વાણી ગંગાધાર. ૫
એવા કવિને ભક્તિ નહીં, જેમ બીજ વોહોણું ક્ષેત્ર;
પદ બંધ કિવા પ્રીત વોહોણું, જેમ પુતલી પાખે નેત્ર. ૬
પંડિત થયા નવ હરિ લહ્યા, પ્રજળી રહ્યા નિજ અહંકાર;
ભક્તિ વિના અધ્યયન જથા, ગ્રેહે વૃષભ પુસ્તક ભાર. ૭
કો કહેશે તેં ગર્વ કીધો, કવિને તિરસ્કાર; .
કહ્યો ઉપદેશ પ્રાણી માત્રને, હરિ ભજન સહુ પેં સાર. ૮
એ મરણ પગલાં હેઠ છે, ફરે સીચાંણો કાળ;
હરતાં ફરતાં કારજ કરતાં, ભજો શ્રી ગોપાળ. ૯

૪. પ્રેમાનંદ પવિત્ર થાવા ગાતા રાજીવલોચન રામ.

રુક્મિણી હરણની કહું કથા, જોડી જશ વેદ વ્યાસ;
જો પ્રીતિપૂર્વક સાંભળે તો, ટળે જન્મ મરણનો ત્રાસ. ૧૦

વલણ

ટળે ત્રાસ જન્મ મરણનો, હરિ જન નવ ચૂકીયે રે;
પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વરનું, પળ માત્ર નામ ન મૂકીયે રે. ૧૧

## કડવું ૧૪૭ સું : રાગ સામેરી

શ્રીશુકજી કહે સાંભળિયે રાય, શ્રીકૃષ્ણ કમળાનો વિહિવાય;
શ્રીહરિયે મથુરામાં અવતાર લીધો, લક્ષ્મીએ મનમાં વિચાર કીધો.

ઢાળ

વિચાર કીધો વપુ ધરવા, સેવવા પાદ શ્રીહરિ;
વિદર્ભ દેશ ભીમકને ઘેર, રુક્મિણી થઈ અવતરી. ૨
સ્વરૂપ સુંદર શીલ સાગર, સ્તવી ન શકે સરસ્વતી;
ભીમકને ભવન પધારિયા, એકવાર ત્યાં નારદ જતી. ૩
એકાંત અંતઃપુર વિષે, પૂજ્યા ઋષિ આદર કરી;
દંપતી ઋષિને પાય લાગ્યા, વિનય વાણી ઓચરી. ૪
મહારાજ આજ હું રંકને, કૃતાર્થ ઋષિજી કરો;
હું સરખું કાંઈ કાર્ય સ્વામી, સેવક જાણી ઓચરો. ૫
ભક્તેંદ્ર કહે નરેંદ્રને, ધર્મ સૌજન્ય સુણી ઘણું;
અજલોકથી અમો આવ્યા, અવલોકનવા મન આતુર ઘણું. ૬
છે સમ સ્વર્ગે વાત તાહારી, વૈદર્ભી વૈષ્ણવ મણી;
જેનો જશ છે જગત માંયે, ધન્ય જનુની તે તણી. ૭
ભૂપતીના ભલપણાને, વિખાણે છે મહાજતી;
રુક્મિણીને તેડી આવી, માતા જે સુવજાવતી. ૮

પુત્રી જઈને પાગે લાગો, વર માગો ઋષિવર કને;
મહંત ભાગ્ય જે મુનિ મળિયા, સૌભાગ્ય મીઠી હશે તને. ૯
નારદ ઋષિને પાય પડિયાં, રુક્મિણી જુગતે કરી;
તાહારો હાથ વૈકુંઠનાથ ગ્રહેશે, વરદાન વાણી ઓચરી. ૧૦
આશ્ચર્ય પામી શીષ નામી, વિદર્ભનો સ્વામી વદે;
તમો વિચારી વરદાન આપો, વિશ્વાસ કેમ આવે હૃદે. ૧૧
કયાં ખદ્યોત ને કયાં રવી, એ જોગવાઈ જોતાં નવ મળી;
કયાં હૃષીકેશ કનાં રુક્મિણી, કયાં ગરુડ કયાં ચરકલી. ૧૨
કયા પુણ્યે એ જમાઈ પામું, જેનો પાર વિધિ પામે નહીં;
નિસંદેહ છે નારદ કહે, સગાઈ એ નિશ્ચે થઈ. ૧૩
જેમ જનકસુતા રામે વરી, તેમ પહોંચશે તમ કોડ;
યાદવપતિ દ્વારામતીમાં, વસુદેવસુત રણછોડ. ૧૪
અરિ દળવા અવનિ અવતર્યો, એ અષ્ટમો અવતાર;
કષ્ટ નિવારણ સૃષ્ટિનું, શ્રીકૃષ્ણ જુગદાધાર ૧૫
છે અચુત આદિત્ય તણી આભા, મુગટ ઉગટ સુખ નિર્મણી;
નીલ પીત પટકુળ રાજે, ઘનવર્ણ તેનું સામળું ૧૬
નવમણિ મકરાકૃતિ કુંડળ, હાર વૈજયંતી કૌસ્તુભ મણી;
બાજુબંધ પહોંચી મુદ્રિકા, હરે જ્યોતિ સુત અત્રી તણી. ૧૭
નખ ઈંદુ આભા ઓપતી, જે ઉડગણની શોભા હરે;
જન મસ્તક કર કમળ ધરે, તેને કૃતારથ સહેજે કરે. ૧૮
ફૂલ્યાં નેત્ર અંબુજ ચતુર્ભુજ, રાજે રમ્ય રોમાવળી;
નાસિકા શુકચંચુ પ્રમાણે, શ્વેત દંત દાડમ કળી. ૧૯
વિશાળ હૃદે કટિ પાતળી, અધર કાતળી આંબાતણી;
ચરણ કમળનું ધ્યાન ધરતાં, જોવું ન પડે ભવભણી. ૨૦

એ ધ્યાન કેવળ બ્રહ્મનું, હૃદે રાખો તમે મહીપતી;
એવું કહી અદષ્ટ થયા, પધાર્યા નારદજતી. ૨૧
ઉપદેશ પામ્યાં પિતા પુત્રી, શ્રીકૃષ્ણ ધ્યાન હૃદે રહ્યું;
પરીક્ષિત પૂછે ઋષિને, પછે સ્વામીજી શું થયું. ૨૨

વલણ

શું થયું સ્વામી કહો મુજને, જે નારદજી આવી ગયા રે;
વૈદર્ભી કેમ પ્રભુને વરી, દયાળે કીધી દયા રે. ૨૩

### કડવું ૨૪૮ મું : રાગ સામગ્રી

દ્વૈપાયનસુત કહે શુક જોગીજી,સાંભળ પરીક્ષત ભાગવત ભોગીજી;
વજ્યા વેણુધારી આપી વરદાનજી, પિતા પુત્રીને લાગ્યું ધ્યાનજી.૧

ઢાળ

ધ્યાન લાગ્યું દુઃખ ભાંગું, મળ્યા ગુરુ ગુણવાન;
રુક્મિણી કન્યા સ્વપ્નમાંહે,, દેખ્યા શ્રીભગવાન. ૨
એક દિવસ પાંચે પુત્ર પ્રત્યે, કહે ભીમક રાજન;
કહીં રુક્મિણીને વર વિચારો, દીજે કન્યાદાન. ૩
તવ કુંવર વળતું બોલિયા, તમો વૃદ્ધ બુદ્ધિ વિશાળ;
જ્યાં ઘટે ત્યાં પિતાજી, તમો કરો વેવિશાળ. ૪
હાસ્ય કરી ભીમક કહે, કહી ગયા છે ઋષિરાય;
વસુદેવસુત શ્રીકૃષ્ણને, આપણ આપીએ કન્યાય. ૫
તવ જ્યેષ્ઠ પુત્ર અજ્ઞાન અર્ણવ, હરિવિમુખ મતિમૂઢ;
વિખાણ્યો શિશુપાળ તેણે, નિંદ્યા ગરુડારૂઢ. ૬
ગુણહીન માયાહીન બોલ્યો, તીમર ચડાવી ભાળ;
શું કરું જો પિતાજી છો, નહીંતર આવૃત કાળ. ૭
વૃદ્ધ અવસ્થા મનુષ્યને કરે, ભ્રષ્ટ અંતઃકર્ણ;
વપુ શીથળ વિપરીત બુદ્ધિ, તેપે રૂડું મર્ણ ૮

શું કરે પુત્ર પ્રભુને ગમ્યું એમ, હરિની રુચિ હોય તો એમ થાયે
કેમ;
જે વિશ્વંભર જગતનું પોષણ કરે, તે કન્યાદાનને કેમ કર ધરે. ૮
દેહ દમે જોગી જેને કારણે, તે કેમ આવે મારે બારણે;
જે ખટદર્શન ખોળ્યો નવ દીસે, મારી સ્ત્રી તેને કંસાર ક્યાંથી પીરસે. ૯
એ દીકરો દૈત્ય થઈ નીવડ્યો, દુઃખ દેવા પતિત પેટે પડ્યો;
અણગમતી રાખી વાત ગુપ્ત કરી, કેહે વારુ કામ દીધી દીકરી. ૧૦
પછે રાજમંડપમાં રાજા ગયો, પિતાપુત્રનો વિરોધ કોણે નવ લહ્યો;
માંડ્યા હોમ અધ્યયન તેડ્યા આચાર્ય, લૌકિક રાખવા ભીમકે
માંડ્યું કાર્ય. ૧૧
ઘેર ઘેર પુરમાં વારતા થઈ, શિશુપાળ જરાસંધ આવશે સહી;
વરજાન ઉતરવા કામ, રુકૂમિએ એક શણગાર્યું ધામ. ૧૨
હય રથ ગજ શાળા વિશાળ, છે તોરણ તોડા ઝાકઝમાળ;
શય્યા તકિયા આસન પરિસ્તર્ણું, ચંદ્રવા ઝુમણા ઝગે સોવર્ણ. ૧૩
ઘૃતપકવ શર્કરા બહુ પકવાન, પ્રથમ આવી આરોગે જાન;
ગોરસ ઘૃત દૂધ નવનીત, સર્વ કીધાં કામદુધાની રીત ૧૪
જળ કદંમપત્ર ઉભય પાસા, ભર્યાં શીતળ જળ એળચી વાસ્યાં;
અમરાપુર શું અવની ઉતાર્યું, વરને ઉતારવા ઘર શણગાર્યું. ૧૫
વાહનને સારુ તૃણ ટોળે કીધાં, ગજ અશ્વ પશુનાં કામ સીધાં;
વાજે પટહ દુંદુભી ઢોલ, બંદી ભાટ બોલે જશબોલ. ૧૬

વલણ

ઢ બોલે ઢોલ વાજે, નફેરી શરણાઈ રે;
મિણીએ જાણી વારતા, તવ પડી મૂર્છા ખાઈ રે. ૧૭

### કડવું ૧૫૦ મું : રાગ દેશાખની દેશી

વારતા સાંભળી રે, જે વીરે મેળવ્યું ચેનિશાળ;
તેડ્યા શ્રીકૃષ્ણજી રે, પડી પેટડીયામાં ફાળ. ૧

શુધબુધ શક્તિ ગઈ રે, થઈ શીથળ છૂટી વેણ;
વપુ વિયોગ દહ્યું રે, મુને નવ મળ્યા અંબુજનેણ. ૨
થયો જુઠો નારદ જતી રે, નવ મળ્યા શ્રીગોપાળ;
દૈવ રખે આવતો રે, મારા સ્વપ્નમાં શિશુપાળ. ૩
ઉભી થઈ અવની પડે રે, મૂકે અંગુળી મુખમાંય;
ચિત્ત ચગડોળે ચહડ્યું રે, મંદિરમાં ઝરીપરી ધાય. ૪
પીઠી ચોળવા રે, આવી પ્રીતે પંચ ભોજાઈ;
ભાભી વિસ્મે થઈ રે, પૂછે શું થયું કહો બાઈ ૫
છે દિવસ આનંદનો રે, જાશો છત્રપતિને મંદિર,
કેવો વર શોધિયો રે, બાઈ ધન્ય તમારા વીર ૬
બેસાડી આસને રે, કીધો પીઠીનો આચાર;
વહુવારુ સર્વ મળી રે, કહ્યો માસુને સમાચાર ૭
માતા વજ્રાવતી રે, આવ્યાં રુક્મિણીને ભોવન,
કાં રુઓ છો દીકરી રે, માએ દીધું આલિંગન. ૮
નિજ પટ પાલવે રે, લોહી લોચન પૂછે માત,
આજ દિવસ મંગળ તણો રે, બાઈ નવ કીજે આંસુપાત ૯
કોણ દુ:ખે દીકરી રે, તું રુએ છે મીઠી,
રુક્મી બોલ્યા રુક્મિણી રે, પેઠી લોચનમાં પીઠી. ૧૦
તવ માતા પાછી ફરી રે, ઘણું સાતા મન આણી,
એક સખી પોતાતણી રે, તે પ્રત્યે વદ્યાં કન્યા વાણી. ૧૧
તું તેડી લાવ વિપ્રને રે, જે દ્વારામતી લગી જાય,
મળ્યો મુનિ હરિશ્રવા રે, ગ્રહી જોષ્ટિકા કરમાંય ૧૨
વપુ જરાયુક્ત છે રે, ઊભો રહી રહી લે છે શ્વાસ,
તેડી તે વિપ્રને રે, ગઈ દાસી કન્યા પાસ. ૧૩

પરમારથ કરતા તતખેવ, ભક્તજનજિત અહમેવ;
ઇચ્છું પ્રણુપદપંકજ સેવ, જય વસુદેવસુત વાસુદેવ ૬
સર્વેશ્વર શ્રીઅવિનાશ, જગત ચૈતન તેજ પ્રકાશ;
ભીમક સુતા વિદર્ભ નિવાસી, લખિતંગ રુકિમણી ચરણદાસી. ૭
જો કીજે સપ્ત સમુદ્રની સાહી, બેસે સરસ્વતી લખવા ઠહી;
તું છે અપરમપાર જદુરાઈ, તો કોણમાત્ર મારી ચતુરાઈ. ૮
જો પૃથ્વી આકાશનું પત્ર થાય, અઢારભાર લેખણ સંખ્યાય;
કોટિ કલ્પ લખે શિવરાય, પણ તમારા ગુણ લખ્યા નવ જાય. ૯
તું છે અખિલ બ્રહ્માંડનો ધણી, જાણે દાસી મને પોતાતણી;
છે વિનતી થોડા માંહે ઘણી, ન જોશો માહારાં કુકર્મ ભણી. ૧૦
ઋષિ નારદે વરણવ્યા શ્રીગોપાળ, પિતાને વાત ગમી તત્કાળ;
દુષ્ટ ભાઈએ ભાંજ્યું વેવિશાળ, અણચાલતે આવે શિશુપાળ. ૧૧
હું જીવું છૌં તમારી આશે, નારદશારદને વિશ્વાસે;
સિંહનો ભાગ જંબુક લઈ જાશે, તો ઉપહાસ પ્રભુ તમને થાશે. ૧૨
કરવા અંબિકાનું પૂજંન, સંધ્યાસમે જઈશ રાજંન;
ત્યાં તમો આવજો મધુસૂદંન, આપણુ મળશું જગજીવંન. ૧૩
જો વિલંબ કરશો સારંગપાણી, સમે નહીં આવો કરુણા આણી;
ગાંધીશ કંઠપાશ હુ તાણી, તમ ઉપર કાઢીશ પ્રાણી. ૧૪
પ્રભુવિના દુઃખમાંથી કોણ કહાડે, સગો ભાઈ ગયો ઘણું હાડે;
વેહેલા આવજો પરમદહાડે, દેવ શિશુપાળને ફેરો પાડે. ૧૫

વલણ

ફેરો પડે શિશુપાળને આવજો ત્રિભુવન ધણી રે;
સંભાળ લેજો માહારી તમે, જેમ પ્રથમ લીધી સીતાતણી રે. ૧૬

કડવું ૧૫૩ મું : રાગ મારુની આંચળી

ભોં વાઘે ઘેરી વિદર્ભો વાઘે ઘેરી ગાય;
. ા ખળતી રાખી ગૌ, તેમ કરજો મારી સહાય.—વિ૦ ૧

ભ્રાત રુક્મી છે રૂપે પારધી, તેણે નાખી મોટી જાળ;
કુટુંબ કુળમાં હું એકલી છું, કહાડો દીનદયાળ–વિ૦ ૨
આવે છે મુને ગ્રસન કરવા, શિશુપાળરૂપી વ્યાઘ્ર વિકાળ;
એવું જાણી વહારે ચડજો, ભક્તવત્સલ શ્રીગોપાળ–વિ૦ ૩
કુંદનપુર રૂપીયું વન દારુણ, થયો ભીલ રુક્મી મુજભ્રાત;
શિશુપાળરૂપી અગ્નિ લગાડ્યો, જરાસંધ પવનનું સાથ–વિ૦૪
હું બળી મરું છું પોપટી, તાહારા ગુણ ગાતાં જગતાત;[૬]
અનંગ ઓઘ વિષે બળતી રાખો,ઇંદ્રવિઠ્ઠલજી થાઓ વરસાત.[૭]–વિ૦૫
વિદર્ભા દેશ કો લક્ષણ સાગર, રુક્મી રૂપી છે તાણ;
માગધપતિ સરખા મચ્છ દેખી, કાંપે છે મારા પ્રાણ–વિ૦ ૬
શિશુપાળરૂપી ગ્રાહ ગ્રસે છે, આવે જાનરૂપીયું ઉધાન;
બૂડું છૌં હું અબળા માણસ, વહાલાજી થાઓ વાહાણ–વિ૦૭
ગોકુળ રાખ્યું ગિરિ ધરીને, દાવાનળ પીધો વંન;
ચંદન માટે ચોરી કીધી, રૂપે રંભા સમાન–વિ૦ ૮
સુધાપેં મોંઘું ગોપિકાને, આપ્યું અધરામૃતનું પાન;
એવું જાણી હું આશા રાખું, રખે ભૂલો ભગવાન–વિ૦ ૯
વિરહ રોગ કાઈ વૈદ ન જાણે, જે ગુપ્ત હૃદયનું દુઃખ;
પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વર વાંચ્છું, ચરણકમળનું સુખ–વિ૦ ૧૦

વલણ

જેમ જાનકી વર્યાં મિથિલા માંહે, ત્રોડી ત્ર્યંબકધનુષ રે;
તેમ મુને વરજો વિઠ્ઠલજી, ત્રોડી શિશુપાળનું મુખ રે. ૧૧

## કડવું ૬૫૪ મું : રાગ દેશાખની ચોપાઇ

કુંકુમે પૂજી કંકોતરી, શિરનામે લખ્યા શ્રીહરી;
હરિશ્રવાના હાથમાં ધરી, વિનયયુક્ત વાણી ઓચરી. ૧

૬. તારા ગુણ ગાતા જગત્રાતા. ૭. વિઠ્ઠલજી થાઓ વરસાતા.

છે વિશ્વંભર વિશ્વાત્મા, વસુદેવાત્મજ વાસુદેવ,
એક મુહૂર્તમાં ઊંચલી આણ્યો, દ્વારિકા તતખેવ. ૮
સંગમ છે ગોમતી સાગરનો, છે શીતળ દ્રુમની છાંય,
ગાઠડી લાકડી સંગાથે આણી, સુવાડ્યો ઋષિરાય ૯
એક સ્વપ્ન આવ્યું વિપ્રને, મુને મળ્યા અશરણશર્ણ,
કુંદનપુર શ્રીકૃષ્ણ આવ્યા, કીધું રુક્મિણીનું હરણ ૧૦
શિશુપાળ જરાસંધ જુદ્ધ કરે છે, ખે જાદવ લૂંટે ગામ
સ્વપ્ન સાચું જાણી જાગી ઊઠ્યો, દ્રવ્ય સાચવવા કામ ૧૧
જુએ તો દીઠી દ્વારિકા, કનક કોસીસા જગહગાટ,
ચક્ર સુદર્શન સૂસુવે, સાગર ગાજે ઘુઘવાટ ૧૨
માતંગ તુરંગ રથ રાજતા, ગાજતા અધ્યયન ઘોષ,
ધામકળશના મણી ઝળકે, ફરતી આભા એક કોશ ૧૩
ધજા પતાકા ફરફરે, થરથરે ભાલા અગ્ર,
મૃગયા રમી યાદવ વળ્યા મહુ, જીત્યા લોક સમગ્ર ૧૪
મૃગાગનાને લજાવતી, ભાવતી સુભગ શરીર,
યૌવનવતી ગજગતી ચાલે, ઝમકે ઝાંઝર ચમકે ચીર ૧૫
ડો નીર ભરતી મર્દન કરતી, ફરતી ગોમતીને તીર,
વૈકુંઠનું સુખ સર્વે આણ્યું, વસુદેવને મંદિર ૧૬
જોઈ હરિશ્રવા વિસ્મે થયો, કે સ્વપ્ન કે એ સત્ય,
હું જાગું છું કે ઊંઘું છું, પૂછે લોકને ગઈ મત્ય ૧૭
આ શું વિહર્ષ વીંટ્યો સાગરે, કેમ થયું આવું કુંદનપૂર,
શકે લંકામાં હું કહાં થકો, કો ઉંચલી લાવ્યો અસૂર ૧૮
વૈકુંઠ અથવા અમરાવતી, મુને શુદ્ધિ નથી લગાર,
નામ શું એ નગરનું, કોણ છત્રનો ધરનાર. ૧૯

હાંસી કરી કહે પુરવાસી, કાં વાડવ થયા દિગમૂઢ.
નગરી નામ દ્વારામતી, સ્વામી શ્રીકૃષ્ણ ગરુડારૂઢ. ૨૦
સવાસો યોજન બે ઘડીમાં, ચાલ્યાં અંચળ અર્ણ;
હીંડનાં હસ્તિ ઘોડા ફાટે, મોટા પંખી પામે મર્ણ. ૨૧
સંવત્સર માસ ને દિવસ પૂછી, કીધું તે નિરધાર;
ધન્ય ધન્ય પગ બે મારા, મુનિને આવ્યો અહંકાર. ૨૨
નેત્ર અંજાયાં સામે તડકે, આવી સુતો આ ઠામ;
ઝાંઝવાં આવ્યાં આંખે જળ ઝરે, માટે નવ દીઠું ગામ. ૨૩

વલણ

ગામ નવ દીઠું સબળ હીંડ્યો, આનંદ્યો ઋષિરાય રે;
ગોમતીમાં મરજન કીધું, પછે દ્વારામતીમાં જાય રે. ૨૪

## કડવું ૧૫૬ મું : રાગ સારંગની ચોપાઇ

ગોમતી મરજન કરી ઋષિરાય, લીધું તુમડું લાકડી કરમાંય;
સાનુભાવ પુરમાંહે પળ્યા, યાદવ લોક સહુ સામા મળ્યા. ૧
કો કહે દરિદ્રી ઘેલા થયા, રમતમાં છોકરાં ખીજવવા ગયાં;
પૂઠેથી રેણુ કાંકરા ઉડાડે, ગાયે બાળક બહુ તાળી પાડે. ૨
છે ઉગ્રસેન સભાનું દ્વાર, જ્યાં ઊભાં છે અયુત પ્રતિહાર;
ડોલે હસ્તી બોલે જગ ભાટ, અકળાયો વિપ્ર નહીં જાવા વાટ. ૩
વૃદ્ધ વિપ્ર દેખી કંગાલ, એક દયાળુ બોલ્યો દ્વારપાળ;
કહો ઋષિવર કૃપા કેમ કરી, બ્રાહ્મણ કહે મળવા ઇચ્છા શ્રીહરી ૪
સભામાંહે ગયો પ્રતિહાર, જઈ મંત્રીને કહ્યા સમાચાર;
મંત્રીયે કીધી ઉદ્ધવને વિનતી, ઉદ્ધવે વિનવ્યા જાદવપતી. ૫
સ્વામી તમને મળવા કારણે, એક વૃદ્ધ વિપ્ર આવ્યો બારણે;
નેત્ર સમશ્યા કીધી જુગદીશ, લેવા વિપ્રને ધાયા દસવીશ. ૬

થહી હાથ પાગ આકળો કીધો, સેવક હરિશ્રવાને ઉંચલી લીધો;
શ્રીકૃષ્ણ આગળ મૂકયો આણી, આપી આસન પૂછે ચક્રપાણી.૭
કહો માનુભાવ કૃપા કેમ કરી, તત્ર ઋષિયે આપી કંકોતરી;
શ્રીહરિ પત્ર વાંચવા વ્યાકુળ ઘણા, ઓળખ્યા અક્ષર લક્ષ્મી તણા.૮
એ કંકોતરી કમળાની ખરી, હૃદયે ચાંપી વાંચે શ્રીહરી;
ચતુરાનું પત્ર વાંચ્યું ભગવાન, થયા બેઠા રથ કીધો સાવધાન. ૯
પ્રશંસા કીધી બ્રાહ્મણ તણી, જમાડી દક્ષિણા આપી ઘણી;
પ્રભુએ જાણી કમળાની આપદા, ધર્યાં શંખ ચક્ર સારંગ
ને ગદા. ૧૦
લેઈ રથમાં બેસાડ્યો હરિશ્રવા,ચાલતાં સમાચાર માંડ્યા પૂછવા;
સાત્યકીને કીધી કરની સાન, જઈ સકળ સૈન્ય કીધું સાવધાન.૧૧
સાત્યકીએ વિનવ્યા જઈ રામ, શીઘ્ર ચાલો પધાર્યા શ્યામ;
ઉઠ્યા હળધર વાત નવ જડી, છપ્પન કોટિ ઉઠ્યા ભડભડી. ૧૨
હય ગજ રથ પાળા બહુ ધાય, એ ચતુરંગણી સૈન્યા કહેવાય;
પટહ ઢોલ વાજે બહુ ભેર, વાહન પદ રજની ઘનઘેર. ૧૩
હલકે ગજ લાંબા પગ કરી, પર્વતને પાંખ શું આવી ફરી;
પાંખરીયા પરવારિયા તોખાર, વિવિધ વર્ણના જાતિ અપાર.૧૪
પિશાચમુખા પાવક વર્ણા, ઉજ્વળ આરબી ગોરા હર્ણા;
ઘુટ કચ્છી તેજી નાચતા, ઉડણ પંખાળા પાણી પંથા. ૧૫
કામી કુમેદ કાળા કાબરા, ચાલે અંતરિક્ષ નવ અડે ધરા;
રથપાળા બહુ જાતાં ધાય, કો જળ પીવા ખોટી નવ થાય. ૧૬
દ્વારિકાંની પ્રજા સહુ વિસ્મે થઈ, વસુદેવ આદે કો પ્રીછે નહીં;
શ્વાસે ભર્યા યોદ્ધા બહુ ધસે, માંહોમાંહે પૂછે કારજ શું હશે. ૧૭
નવ થાકે ધાયે છપ્પન કોડ, રતોવાઈ ચાલે શ્રીરણછોડ;
..ાહ ઉદ્યમ પ્રાણી માત્રને, ન પહોંચે શ્રમ કોનાં ગાત્રને.૧૮

૨થ પડે ઊંધા પણ નવ ભાંગે, ક્ષુધા તૃષા કોને નવ લાગે;
ઓળંગે નદી પર્વત ને વંન, અહોરાત્ર પ્રભુજી કરે ગમંન. ૧૯

વલણ

ગમન કરે ગોવિંદજી, જઈ પહોંતા જદુરાય રે;
ભટ પ્રેમાનંદ કહે કથા, પછે રુકૂમિણીને શું થાય રે. ૨૦

---

# અધ્યાય ૫૩ મો

## કડવું ૧૫૭ મું : રાગ ગોડી

સાહેલી હરિ ભટ ગયો હાડ–ધ્રુ૦

સાહેલીને કહે સુંદરી, આવ્યો લગ્નનો દહાડો રે;
પ્રાણનાથ આવી નવ પહોંતા, મારો કર્મપર્વત થયો
આડો રે–સાહે૦ ૧

રખે શિશુપાળ સવારો આવે, મુને ચડે છે ટાઢ રે;
વિઠ્ઠલ વૈદ્ય પધારજો, જાય મારી સત્વર ટાઢ રે–સાહે૦ ૨

વેવિશાળિયો વૃદ્ધ મળ્યો, ગતજન્મે શત્રુ હુતો રે;
વિશ્વાસ આપી પાપી બ્રાહ્મણ, મારગમાં શું સુતો રે–સાહે૦ ૩

મધ્યાહ્નમાં મહારાજ ન આવ્યા, વારી રાખ્યા કોણે રે;
અરુણને અબળા જાચે, રથ હાંક મોણે મોણે રે–સાહે૦ ૪

ઉચ્ચૈ:શ્રવસ જો હળવો હીંડે, તો દહાડો મોટો થાય રે;
સામળિયો તો આવી પહોંચે, હું રવિને લાગું પાય રે–સાહે૦ ૫

છે અવતાર અબળાના દોહેલા, એ દુઃખ કોણ આગળ કહિયે રે;
વિધાતા જો પાંખ આપે તો, સામાં ઉડી જઈયે રે–સાહે૦ ૬

કાંઈ હરિશ્રવા શું કહેતાં ચૂકો, છે રોઝ વ'નનું પૂરું રે;[1]
કાંઈ કાગળમાં અજુક્ત લખાયું, શું તેણે મન નવ
માન્યું રે—સાહે૦ ૭

શું વીર વેરીયે વાત જાણી, વાડવ પાછો વાળ્યો રે;
શિશુપાળ શું એણે વાટે આવ્યો, તેણે બ્રાહ્મણ ખાળ્યો રે. સાહે૦ ૮

શું મારગમાંહે વ્યાઘ્ર મળ્યો, તેણે વાડવ મન બીહીનો રે;
કે નદી મોટી ઉતરતાં, શું કાગળ પાણીમાં ભીનો રે—સાહે૦ ૯

શું ચેદિ દેશ ગયા પરમેશ્વર, વેરીનો વધ કરવા રે;
શિશુપાળને મારીને પછે, આવશે મુને વરવા રે—સાહે૦ ૧૦

સંકલ્પ વિકલ્પ વૈદર્ભીના, કહેતાં પાર ન આવે રે;
પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વર, વિરહ વહ્નિ સમાવે રે—સાહે૦ ૧૧

### કડવું ૧૫૮ મું : રાગ પરજીયો

રુક્મિણી જુએ જીવનની વાટ રુક્મિણી;
રવિ જાય થાય ઉચાટ રુક્મિણી—ધ્રુવ૦ ૧

વિરહે વૈદર્ભી વ્યાકુળી રે; આકળી મળવા થાય;
કંથ દર્શન કાજે પંથ નિહાળે, જોવા ઝરુખે જાય—રુ૦ ૨

સુકન જુએ છે સુંદરી, નરહરિ આવે શીઘ્ર;
શીથળવિથળ વિલપે બાળા, વદન કમળ થયું વીઘ્ર—રુ૦ ૩

શું સ્વાતી બુંદ લોચન ગળે રે, હૃદય કમળ મુજ ભીંજાય;
જળધારા શું માંડી બાળા, ઉર ઈશ્વર પૂજાય—રુ૦ ૪

છે શીતળ માળા મુક્તા ફળની, તે લાગે વહ્નિ સમાન;
આભૂષણ ઉતારી નાખે, લેઈ જોગ ભજું ભગવાન—રુ૦ ૫

1. છે રોઝ વર્નું ઝાડ રે.

હે નારદ વેવિશાળિયા રે; નવ આવ્યા શ્રીમહારાજ;
વરદાન વૃથા ગયું વીણાધર, જો ન આવે નરહરી આજ—રુ૦ ૬
ત્રીજો પહોર વાજે છે સજની, ઘડિયાળુ ઘણુંઘણુંાય;
શબ્દબાણ સોંસરે નીસરે, કો વિખાપે ચેદિનો રાય—રુ૦ ૭
તન તપે થઈ તાલાવેલી, ચંદન ચરચે દામ;
જો કુંદનપુર પ્રલે થઈ જાતું, બાળાને નિશ્વાસ—રુ૦ ૮
ડોહોળાઈ આંખ ધોવાયું કાજળ, દુષ્ટરાહુએ ગ્રાસ્યો ચંદ્રમાય,
લેહેર ખાઈ લક્ષ્મી પડે, સાહેલી ચાંપે પાય—રુ૦ ૯
પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વર, આ આવ્યા પ્રાણનાથ,
એમ સખીએ વિશ્વાસ દેઈ, ઉઠાડી ગ્રહી હાથ—રુ૦ ૧૦

## કડવું ૧૫૯ મું રાગ મેવાડાની દેશી

સખી રત્નાવળીનો, કર ગ્રહી બેઠી થઈ હો સુંદરી,
ત્રીજે માળને ઝરૂખે, જોવા ગઈ હો મદનપૂતળી.[૨] ૧
સાહેલી લક્ષ્મીના, આંસુ લુએ હો સુંદરી,
વાટે મીટ માંડી, જુએ હો મદનપૂતળી ૨
કાંઈ સાચાને સુકન ભલા, સુને થાય છે હો સાહેલડી,
મારા ઘૂંઘટનો પાલવ, ખસી ખસી જાય છે સુણ બેલડી[૩] ૩
કાંઈ શોક ગયો, મન મારું હરખે હો સાહેલડી,
કાંઈ ડાબીરે આંખ, ઘણું ફરકે છે સુણ બેલડી. ૪
કાંઈ બોલે છે વાયસ, આપણે બારણે હો સાહેલડી,
હવે આવ્યો છે પ્રાણ, હઈયા ધારણે સુણ બેલડી ૫

૨ જોવા ગઈ હો સુંદરી ૩ જોએ હો સુંદરી
૩ અહીં અને અન્યત્ર 'બેલડી' ને સ્થાને 'સાહેલી' પાઠ પણ છે

ઓ દળપદરેણુએ, વાદળ ભર્યું હો સાહેલડી,
જો જો પેલુ રવિમંડળ, ઝાંખુ કર્યું સુણ બેલડી ૬
જો અંબાડીના, કળશની આભા, ઝળકતી હો સાહેલડી,
દીસે કોટી એક ધ્વજા, સુંદર ફટકતી સુણ બેલડી ૭
ઓ ડચકારા થાય, બહુ સારથી તણા હો સાહેલડી,
ટોપટાટર બખતર, પાખરિયા છે ઘણા જોધ સુણ બેલડી ૮
શુ જાદવ દળનો, સાયર ઉલટિયો હો સાહેલડી,
નહી મૂકે રે સુને, સામળિયો હઠીયો સુણ બેલડી [૪]
વાત કરતા હરિનો રથ, મીટે પડિયો હર્ખી સુંદરી,[૫]
પાસે બેસાડ્યો હરિયે, હરિભટ રાકડિયો દાખવ્યો બેલડી ૧૦
દર્શન દેખીને, અબળા ઊભી થઈ હર્ખી સુંદરી,[૬]
રૂપરસ પીતા, નિમેષ નયણાની ગઈ હર્ખી સુંદરી, ૧૧

વલણ

નિમેષ નહીં હરિ નિરખતા, દીઠા જેમ નારદે કહ્યા રે,
હરિશ્રવાને વિદાય આપી, વિઠ્ઠલ વાડીમા ગયા રે ૧૨

### કડવું ૧૬૦ સું રાગ સામગ્રી

રાજાની વાડિયે ઉતર્યાં, પુરુષ પુરાણજી,
માળી આવ્યો પુરવિષે, દીધું રાયને જાણજી ૧

ઢાળ

હરિ આવે હરખ્યો ઘણું ભક્ત ભીમક ભૂપ,
મહીપાળ છુટી ચાલે ધસ્યો, જોવા બ્રહ્મ સ્વરૂપ-હરિ૦ ૨

---

૪ સામળિયો કૃળીયો સુણ બેલડી
૫. મીટે પડીયો હો સુંદરી
૬ ઉભી થઈ હો સુંદરી
૭ નિમેષ નયણાની ગઈ હો સુંદરી

હાંકુલો હરિશ્રવા ગયો, કહ્યો શુભ સમાચાર;
રુકૂમિણીયે આપી વધામણી, મોઘો મુક્તાફળનો હાર—હરિ૦ ૩
આસન છત્ર પૂજા ઘણી, દહીં દૂધનાં દોહોણાં;
સામગ્રી કરી ચાલિયા, સામળિયાને સામોણાં;—હરિ૦ ૪
તે રુકૂમિ કંઈ જાણતો નથી, જે આવ્યા શ્રીરણછોડ;
ત્રૈલોકયનું રાજ શું પામિયો, પોહોંતા નાયના કોડ—હરિ૦ ૫
ચોહોવણ પ્રજા જે પુરતણી, હરિ દર્શન કાજે ધાઈ;
વૈકુંઠસુખ સેહેજે થયુ, નિરખતાં બે ભાઈ—હરિ૦ ૬
વિદર્ભપુર વૈકુંઠ થયું, વિશ્વનાથ પધારે;
કૃતારથ આપણ કર્યાં, આજ જુગદાધારે—હરિ૦ ૭
શ્વશુર દીઠા આવતા, જેની ચાલ છે છૂટી;
દશ ડગલાં શ્રીકૃષ્ણજી, ગયા તે સામા ઊઠી—હરિ૦ ૮
વૈદર્ભીપિતા પાગે પડ્યો, હરિયે ગ્રહ્યો હાથ;
હાં હા કરી બેઠો કર્યો, ચાંપ્યો હૃદયા સાથ—હરિ૦ ૯
કુશળ ક્ષેમ પૂછી વારતા, આપી દિવ્ય આસંન;
રાજાએ રામકૃષ્ણનુ, કીધું પ્રેમે પૂજંન—હરિ૦ ૧૦
નખ શિખ નિરખે નાથને, નરપતિ અતિ રીજે;
નયણે હર્ષ આંસુ ઝરે, આસ્તરણપટ ભીંજે—હરિ૦ ૧૧
આભા અયુત રવિ તણી, મણી મુગટના ઝળકે;
ગળ સ્થળમાં પ્રતિબિંબ પડે, કુંડળ દિવ્ય લળકે—હરિ૦ ૧૨
અંબુજ વર્ણાં અણિયાળાં, નેત્ર પરમ રસાળ;
ભૃકુટી કોદંડ તાણિયું રે, કપોળ લોલ વિશાળ—હરિ૦ ૧૩
લજાવે શુક ચંચુને, નાસિકાની દાંડી;
જ્યાં જુએ ત્યાં ખૂંચી રહે, જુએ મીટ માંડી—હરિ૦ ૧૪

રક્ત અધર દંન દાડમ કળી, ચંદન ચર્ચિત અંગ;
આજાન બાહુ ચક્રગદા ધર્યા, શોભે શંખ સારંગ–હરિ૦ ૧૫

વિશાળ હૃદે કૌસ્તુભમણિ, નાભિ સુધાની શું ખાણ;
ચરણ કમળ લગી નીરખિયા, રાયે સારંગપાણ–હરિ૦ ૧૬

નીલ પીતાંબર પેહેરિયાં, શોભે ભૃગુ લાંછન;
જે એંધાણ આપ્યું ઋષિ નારદે, પામ્યા તે દર્શંન–હરિ૦ ૧૭

વિનયયુક્ત દર્શન કરી, રાય બોલ્યા શિર નામી;
ભીમક પૂછે શ્રીકૃષ્ણને, કેમ પધાર્યા સ્વામી–હરિ૦ ૧૮

છિયે મોસાળિયા અમો વર તણા, ફોઈ સુત શિશુપાળ;
મોસાળું કરવા અમો આવિયા, બોલ્યા શ્રીવર ગોપાળ[૮]–હરિ૦ ૧૯

વલણ

ગોપાળ કહે ભૂપાળને, અમો શિશુપાળની છોં જાન રે;
ભીમકરાય રીઝચા ઘણું, ભલે પધાર્યા શ્યામ રે. ૨૦

## કડવું ૧૬૧ મું : રાગ મારુ

આનંદ્યુ અતિ ચિત્ત, મહારાજ તણું;
શિશુપાળને ઉતરવા, ધામ, શણગાર્યું છે ઘણું. ૧

તાંહાં ઉતર્યા અવિનાશ, જાણી જાનૈયા;
ભોળો ભીમકરાય, વેહેવાઈ કરી માનિયા. ૨

ઘૃત નાના પકવાંન, કરી ભંડાર ભર્યા;
જાદવ માત્રે કર્યા પ્રસાદ, ઓરડા ઠાલા કર્યા. ૩

શીતળ જળ સુખ વાસ, આરોગે હેત આણી;
વાહનને નાખી ચાર, જે ઇષ્ટ દાણોપાણી. ૪

૮. બોલ્યા શ્રી ગોપાળ.

તે પુરની ચાહારે વર્ણ, દરશન કાજે આવે;
ઘટે કન્યાને આ ભરથાર, પ્રજાને મન ભાવે. ૫
ધન ધન ભીમકનું રાજ, હરિ દરશન કીધું;
અમે રંક પ્રજા કર્મ હીણ, વૈકુંઠનું સુખ લીધું. ૬
કરે જાદવ માંહોમાંહે વાત, ભવન ભલું લીધુ;
કોને કાજે કીધું પકવાંન, કોણે કરડી ખાધું. ૭
ઉતારી જાદવની જાન, ભીમકરાય વળ્યો;
વિવાહ મંડપને દ્વાર, રુકમી ત્યાં સામો મળ્યો. ૮
કહો કયાં જઈ આવ્યા તાત, શ્રમિત શ્વાસે ભર્યા;
આચાર્ય જુવે છે વાટ, સેવક શોધતા ફર્યા. ૯
ગ્રહશાંતિક પૂજન હોમ, બેસો જઈ ભદ્ર પીઠે;
ચડશે તમને રીસ, મારું મ્હોં દીઠે. ૧૦
માથાં ઉપર આવી જાન, દુંદુભી વાજે છે;
ફરતા હીંડો છો તાત, મન કાંઈ લાજે છે. ૧૧
હસતું કરી વદંન હાંફલો હરખે ભર્યો;
જાણ્યું પુત્ર થાશે પ્રસંન, પિતા પછી ઓચર્યો. ૧૨
જાણ્યા વિના તું પુત્ર, કરે નિંદા મારી;
જાનવાસા માંહે, જાન હું આવ્યો ઉતારી. ૧૩
લાગી સ્વાગત કરતાં વાર, માટે થયો ખોટી;
કોઈને પહોંતું નહીં પકવાંન, જાન ઘણી મોટી. ૧૪
સુણી આશ્ચર્ય સરખી વાત, પિતા તણા મ્હોંની;
ફરી કહો તમો મુને તાત, એ જાન આવી કોની ૧૫
લઈ જાદવનો પરિવાર, શ્રીકૃષ્ણ પધારિયા;
કરશે મોસાળું શ્રીકાર, મેં ઘરમાં ઉતારિયા. ૧૬

રક્ત અધર દંન દાડમ કળી, ચંદન ચર્ચિત અંગ;
આજાન બાહુ ચક્રગદા ધર્યાં, શોભે શંખ સારંગ–હરિ૦ ૧૫
વિશાળ હૃદે કૌસ્તુભમણિ, નાભિ સુધાની શું ખાણ;
ચરણ કમળ લગી નીરખિયા, રાયે સારંગપાણ–હરિ૦ ૧૬

નીલ પીતાંબર પેહેરિયાં, શોભે ભૃગુ લાંછન;
જે એંધાણ આપ્યું ઋષિ નારદે, પામ્યા તે દર્શન–હરિ૦ ૧૭
વિનયયુક્ત દર્શન કરી, રાય બોલ્યા શિર નામી;
ભીમક પૂછે શ્રીકૃષ્ણને, કેમ પધાર્યા સ્વામી–હરિ૦ ૧૮
છિયે મોસાળિયા અમો વર તણા, ફોઈ સુત શિશુપાળ;
મોસાળું કરવા અમો આવિયા, બોલ્યા શ્રીવર ગોપાળ[૮]–હરિ૦ ૧૯

વલણ

ગોપાળ કહે ભૂપાળને, અમો શિશુપાળની છૌં જાન રે;
ભીમકરાય રીઝયા ઘણું, ભલે પધાર્યા શ્યામ રે. ૨૦

કડવું ૧૬૧ મું : રાગ મારુ

આનંદ્યુ અતિ ચિત્ત, મહારાજ તણું;
શિશુપાળને ઉતરવા, ધામ, શણગાર્યું છે ઘણું. ૧

તાંહાં ઉતર્યા અવિનાશ, જાણી જાનૈયા;
ભોળો ભીમકરાય, વેહેવાઈ કરી માનિયા. ૨

ઘૃત નાના પકવાંન, કરી ભંડાર ભર્યાં;
જાદવ માત્રે કર્યાં પ્રસાદ, ઓરડા ઠાલા કર્યાં. ૩

શીતળ જળ સુખ વાસ, આરોગે હેત આણી;
· ̈ નાખી ચાર, જે ઇષ્ટ દાણોપાણી. ૪

૮. બોલ્યા શ્રી ગોપાળ.

છે ભૂખ્યાં બાળક કરે રુદંન, બાઈ મધ્યે રાત્રે મળવું છે અંન;
કો કહે અંનનું દુઃખ ધરિયે વળતું, જો જળ પીવાનું નથી મળતું.
આવ્યા છે રામકૃષ્ણ માતા કહે, તો બીકે બાળક રોતા રહે;
બીહે છે જાન આવી ચાક, પડી રામકૃષ્ણની મોટી હાક.
રુકમીયે તેડ્યાં છે શું કરવા, જો નહીં જાનને વાસો ઉતરવા;
કો કહે શું કરે રુકમી તે બાઈ, કીધું યાદવ સર્વ ગયા ખાઈ.
એમ કરે વાત, ધરે છે શોક, જોવા જાન ગયાં પુર લોક;
શિશુપાળનું દર્શન કરી, પ્રજા નિંદા કરતી પાછી ફરી.
શું ભીમકને લાગું ઘેલું, નવ જોયું રૂપ વરનું પેહેલું;
ક્યાં વિષ ને ક્યાં અમૃતકણી, ક્યાં શિશુપાળ ને ક્યાં રુક્મિણી.
ક્યાં મહિષ ને ક્યાં ગાય, ક્યાં બાવળ ને ક્યાં જાય;
ક્યાં વાયસ ને ક્યાં પોપટી, એ જાન આવી સર્વે ફોકટી.
શોધ્યા વિના વર ક્યાંથી મળે, માબાપ વિભૂતિ દેખી ઢળે;
એ જોડી જોઈ કાળજ બળે, બાંધ્યું રત્ન વાયસને ગળે.
શ્રીકૃષ્ણ યોગ્ય છે એ સુંદરી, શિશુપાળ નિર્ગુણ જાણો ફરી;
એમ કહેતી પ્રજા પુરમાં ગઈ, બેઠો શિશુપાળ સાંતરો થઈ.
ઘણું નાહાયો મિથ્યા નાખ્યું જળ, મિથ્યા કર બાંધ્યું મીંઢળ,
વરની ફોઈ આવી વહાલે, કાજળ ટપકું કીધું વરને ગાલે;
કાહી કાકી માસી દે શિક્ષા, તમો પાસે રાખજો લોહ રક્ષા.

વલણ

રક્ષા કાંઈ પાસે રાખજો, સગાં દે શિક્ષાય રે;
સોળ શૃંગાર સજી રુકિમણી, અંબિકા પૂજવા જાય રે.

### કડવું ૧૬૪ મું : રાગ ગોડી દેશી સજની

વદર્ભી પૂજવા જાય, દેવી અંબાને
વાજે વાજાં મંગળ ગાય, દેવી અંબાને.

વર વરવા વૈકુંઠરાય, દેવી અંબાને–ટેક. ૧
મંજન ચંદન ચીર ને ચોસર, પહેરી નવસર મુક્તા માળજી;
કપોળ કેસર કુંકમ મૃગમદ, કાજળ નયણે વિશાળ–દે૦ ૨
ગળુબંધ બાજુબંધ ચૂડલો કંકણ, સાંકળી વીંટી છાપજી;
ક્ષુદ્ર ઘંટાળી નેપુર અણુવટ, શણગાર્યું લક્ષ્મીયે આપ–દે૦ ૩
લીધી સાહેલી મનમાની સાથે, વાગે ભેર મૃદંગ નિશાણજી;
બેહેનડ ચાલી પૂજન કરવા, થયું ભ્રાત રુકમીને જાણ–દે૦ ૪
જરાસંધ શિશુપાળે જાણ્યું, એ કન્યાનો છે નેમજી;
પાણિગ્રહણ નહીં કરે પૂજ્યા વિના, ઇચ્છે વરને કુશળીક્ષેમ–દે૦ ૫
મંત્રીને શિશુપાળ કેહે, મૂકાવો કન્યાની કુટેવજી;
તમો અમારી થઈ પટરાણી, તો હવે શા પૂજવા દેવ–દે૦ ૬
પ્રતિઉત્તર પ્રધાન કહે છે, આવ્યા યાદવ આણે ઠારજી;
શિશુપાળ બીહીનો રામકૃષ્ણથી, નીસરી નવ શકી નાર–દે૦ ૭
અચુત જોદ્ધાને આજ્ઞા આપી, રાણીનું રક્ષણ કરજોજી;
કુળ દેવીની સેવા કરાવી, શીઘ્રે પાછાં વળજો–દે૦ ૮

### વલણ

શીઘ્રે ફરજો યત્ન બહુ કરજો, સુભટ સાથ તત્પર થયો રે;
જાતી વાળવા બેનને, ભ્રાત રુકમી રોષે ગયો રે. ૯

## કડવું ૧૬૫ મું : રાગ ગોડી

ભ્રાત રુકમી કહે કયાં જાય છે, અલબેલડી વેહેલી રે; ૧૦
કોણે શીખવી કુટેવ, બેનલડી ઘેલી રે; ૧

૧૦. આ કડવાની ૮મી કડી સુધી એકી પંક્તિમા "વેહેલી વેહેલી રે', અને પંક્તિમાં "કન્યા ઘેલી રે" એવો પાઠ મળે છે.

સ્વેચ્છાએ ઊઠી નીસરી, અલબેલડી વેહેલી રે,
સ્ત્રી માણસને શ્યા દેવ, બેનલડી ઘેલી રે ૨
માત તાત ભ્રાત જાણે નહીં, અલબેલડી વેહેલી રે,
તુ તેર વરસનુ બાળ, બેનલડી ઘેલી રે ૩
નિર્લજ્જ સ્વભાવ જો જાણશે, અલબેલડી વેહેલી રે,
તો ફરી જાશે શિશુપાળ, બેનલડી ઘેલી રે ૪
તુ કઠિણ મર્મો નથી જાણતી, અલબેલડી વેહેલી રે,
નવ કાઢિયે બાહેર પાગ, બેનલડી ઘેલી રે ૫
રામ કૃષ્ણ ચોર બે અતિયા, અલબેલડી વેહેલી રે,
નથી નીસરવાનો લાગ, બેનલડી ઘેલી રે ૬
પ્રથમ વરો શિશુપાળને, અલબેલડી વેહેલી રે,
તસ્કર છે જાદવ રાય, બેનલડી ઘેલી રે. ૭
પછે સુખે અબાને પૂજજો, અલબેલડી,
આજ બેમી રહો ઘર માય, બેનલડી ઘેલી રે ૮
હાસ્ય કરી વદ્યા રુક્મિણી, સુણ વીરા રે,
તુ જેવા જેના ભ્રાત, વિદર્ભ કુળ હીરા રે[11] ૯
શિશુપાળ જરાસધ ગામમા, સુણ વીરા રે,
મુને કોણ અડાડે હાથ, વિદર્ભ કુળ હીરા રે ૧૦
તાહારા આયુધ પરાક્રમ લાજશે, સુણ વીરા રે,
જો હુ નહીં નીસરૂ બહાર, વિદર્ભ કુળ હીરા રે ૧૧
તુને લૌકિક લાચ્છન લાગશે, સુણ વીરા રે,
તુ બાધવ આપ વિચાર, વિદર્ભ કુળ હીરા રે ૧૨

વલણ

વિખાણ પોતાનુ સાભળી, ગર્વે ફૂલ્યુ ગાત્ર રે,
જા ભય વિના બાઈ તુ પૂજવા,[12] છે રામકૃષ્ણ કોણ માત્ર રે ૧૩

---

૧૧ 'હુ એવો પાઠ પ્ર૦ છે ૧૨ જા નિરભે બાળ પૂજવા

## ટિપ્પણ

## અધ્યાય ૧

[ દેવકીનો આઠમો પુત્ર પોતાનો મહાર કરશે એવી આકાશવાણી સાભળી કસે દેવકીના છ સંતાનોનો નાશ કર્યો ]

### કડવુ ૧

૧ **સકલ ગુણસ્વામી** ગુણ–ગણ આદિત્ય, વિશ્વાવસુ, તુષિત, આભાસ્વર, અનિલ, મહારાજિકા, સાધ્યા અને રુદ્ર એ નવ ગણના સ્વામી તે ગણપતિ વિઘ્નોના નાશ કરનાર ગણપતિ સિદ્ધિ અને બુદ્ધિના પણ સ્વામી છે એથી પોતાનો ગ્રથ નિર્વિઘ્ને પૂરો થાય તે માટે બુદ્ધિ–પ્રજ્ઞા, પ્રતિભા સાપડી રહે તે હેતુથી પ્રેમાનદ સર્વ શુભ કાર્યોમા પ્રથમ પૂજાના અધિકારી ગણપતિનું સ્મરણ કરે છે

**મૂખ=ગામી** મૂષક—ઉદર ઉપર સવારી કરનાર ગણપતિ

૨ **શૈલસુતાસુત** શૈલ (પર્વત) ની સુતા (પુત્રી) નો પુત્ર ગણપતિ હિમાલયની પુત્રી પાર્વતીના પુત્ર હતા **શ્રી ભાગવત દશમની લીલા** ભગવાન સબધી ચરિત્ર તે ભાગવત ભાગવતના બાર સ્કધ—વિભાગ છે તેમા દશમા સ્કધમા કૃષ્ણનુ ચરિત્ર નિરૂપિત છે ૩ **અષ્ટાદશ પુરાણ** બ્રહ્મ, પદ્મ, વિષ્ણુ, શિવ (વાયુ) ભાગવત, નારદ, માર્કંડેય, અગ્નિ, ભવિષ્યત, બ્રહ્મવૈવર્ત, લિંગ, વરાહ, સ્કન્દ, વામન, કૂર્મ, મત્સ્ય, ગરુડ અને બ્રહ્માડ એમ ૧૮ પુરાણો છે ભાગવત શુદ્ધ ભગવદ્ભક્તિનો શ્રેષ્ઠ ગ્રથ હોઈ પુરાણોમા તે શ્રેષ્ઠ ગણાય છે **કેવળ તત્ત્વનુ તત્ત્વ** રામ વગેરે અન્ય અવતારો શાવતાર હતા, જ્યારે કૃષ્ણ પૂર્ણાવતાર હતા, અને કૃષ્ણની વતારલીલા રૂપે પરબ્રહ્મનું કૈવલ્ય સ્વરૂપ—પરમાત્મ તત્ત્વનું સાચુ

આધ્યાત્મિક જ્ઞાન દશમસ્કંધમાં સમ્યગ્ રીતે નિરૂપવામાં આવ્યું છે. ૪. **જનુનીજોબન** : માતાનું યૌવન. જો જન્મીને પ્રભુભક્ત ન થયો તો તેનો જન્મ વૃથા છે એટલું જ નહિ, તેના જન્મથી તેની માતાએ યૌવન ખોયું છે એ નુકસાન પણ ખરૂં. "જનુની જણ તો ભક્ત જણ, કાં દાતા કાં શૂર" એ પંક્તિ યાદ કરો. ૫. **શ્રવણ-ભક્તિ** : **श्रवणं कीर्तनं विष्णोः स्मरणं पादसेवनम् । अर्चनं वन्दनं दास्यं सख्यमात्म निवेदनम् ॥** એ નવધાભક્તિમાં પહેલો પ્રકાર. ૬. **હુવા** : થયા. (સં. **भू-भव** ઉપરથી) રાજ્યસત્તા, વિદ્યા, વૈભવ કે બળ કરતાં હરિભક્તનું સામર્થ્ય વધુ છે એમ કવિ કહે છે. ૭. **પરિક્ષત** : અર્જુનનો પૌત્ર અને અભિમન્યુનો પુત્ર પરીક્ષિત. મહાભારતના યુદ્ધ સમયે અભિમન્યુને યુદ્ધમાં જતો રોકવા ઉત્તરાને બોલાવવામાં આવી હતી અને તે સગર્ભા બની હતી. પિતૃહત્યાનું વેર લેવા અધીર અને વિવેકશૂન્ય અશ્વત્થામાના બ્રહ્માસ્ત્રથી કૃષ્ણે તેનું રક્ષણ કર્યું હતું અને ગર્ભમાં જ આ બાળકને દર્શન આપ્યું હતું. તેથી જન્મ થતાંની સાથે જ કૃષ્ણને જોવા ચારે બાજુ નજર કરી હતી તેથી તેનું નામ પરીક્ષિત પડ્યું. તરસથી વ્યાકુળ પરીક્ષિત, વિવેકપૂર્વક પાણી માગવા છતાં સમાધિસ્થ શમિક ઋષિ તરફથી પ્રત્યુત્તર ન મળતાં, તેમના ગળામાં મરેલો સર્પ નાખી ચાલ્યો ગયો. તેથી ઋષિપુત્ર શૃંગીએ સાત દિવસમાં તક્ષક નાગના દંશથી તેનું મૃત્યુ થશે એવો શાપ આપ્યો. પશ્ચાત્તાપ અનુભવતા પરીક્ષિતે પુત્ર જન્મેજયને રાજ્ય સોંપી સાત દિવસ સુધી શુકદેવજી પાસે શ્રીમદ્ ભાગવતનું શ્રવણ કરી, પરમાત્માના કેવલ સ્વરૂપ સાથે અભેદાનુભવ કરી, નિર્ભયાવસ્થા પ્રાપ્ત કરી હતી. **ભગીરથ** : ઇક્ષ્વાકુવંશના રાજા સગરના અશ્વમેધ યજ્ઞના અશ્વ પાછળ ગયેલા તેના સાઠ હજાર પુત્રો કપિલ પ્રત્યે અવિનય કરવાથી નષ્ટ થયા હતા

તેનો ઉદ્ધાર કરવા સગરના પ્રપૌત્ર ભગીરથે ઉગ્ર તપ કરી સ્વર્ગમા વહેતી ગગાનુ પૃથ્વી પર અવતરણ શકય બનાવ્યુ હતું. આ કડીમા કવિ ભગીરથ અને પરીક્ષિતના કાર્યની તુલના કરતા કહે છે કે જેમ ભગીરથે કામ, મોક્ષ ને અર્થ આપનારી ગગા વહાવી તેમ પરીક્ષિતે કામ, મોક્ષ અને અર્થ આપનારી ભાગવત કથા રૂપી ગગા વહેવડાવી

૧૦ શુક કૃષ્ણ દ્વૈપાયન વ્યાસના પુત્ર. પુરાણ કથા અનુસાર તેઓ પૂર્વ જન્મમા શુક—પોપટ હતા અને શંકર પાર્વતીને ભાગવતની કથા કહેતા હતા ત્યારે તે છુપી રીતે સાભળતા હતા દશમસ્કધ સુધી કથા આવતા પાર્વતીને નિદ્રા આવી. તેમનો હુંકારો બધ પડ્યો એથી કથામા વિક્ષેપ પડશે એમ ધારી શુકે પે.તે હુકારો કર્યો. શકર એથી ગુસ્સે થયા અને તેની પાછળ પડ્યા શુકે વ્યાસજીના ખોળામા આશ્રય લીધો. એથી તેઓ વ્યાસના અયોનિજ પુત્ર તરીકે ઓળખાયા. અન્ય કથા પ્રમાણે વ્યાસની અપુત્ર પત્ની વટિકા શંકરના વરદાનથી ગર્ભવતી થઈ, પરતુ બાર વર્ષ સુધી તેને પ્રસૂતિ જ ન થઈ અને ગર્ભમા જ શુકે જ્ઞાન મેળવી લીધું. છેવટે જગતની માયા તેને સ્પર્શ નહિ કરે એવુ વચન શ્રીકૃષ્ણની સાક્ષીએ વ્યાસજીએ આપ્યા પછી જ શુકનો જન્મ થયો. જન્મતા વેત તેમણે સસારથી વિમુખ રહેવા ભાગવા માડ્યું હતું. છેવટે નારદની સમજાવટથી પાછા ફર્યા અને પિતાને મુખે વિધિસર ભાગવતનું અધ્યયન કર્યું જે પ્રમાણે સોળ વર્ષની વયે પરીક્ષિતને સભળાવ્યુ એથી ભાગવતને નિગમ કલ્પતરથી પડેલા અને શુકના મુખથી દ્રવેલા અમૃતથી યુક્ત ફલ તરીકે ઓળખાવવામા આવ્યુ છે: निगमकल्पतरोर्गलितं फलं शुकमुखादमृतद्रवसंयुतम् । पिबत भागवतं रसमालय मुहुरहो रसिका भुवि भावुका ॥ પ્રાકૃતપ્રબધ · પ્રેમાનદના સમયમા ગુર્જર પ્રદેશની ભાષાને 'ગુજરાતી' નામ મળી

ચૂકયું હતું અને 'બાંધુ' નાગદમણ ગુજરાતી ભાખા' (કડવું. ૫૪) એ રીતનો નિર્દેશ પણ તેણે કર્યો છે. પરંતુ ભાગવતની સંસ્કૃત રચના ઉપરથી તેણે આ રચના કરી હોઈ પોતાની ભાષાને પ્રાકૃત કહે છે "આ પાસા વ્યાસ વાંચે સંસ્કૃત, આ પાસા માહારૂં પ્રાકૃત; આ પાસા અધ્યા શ્લોક સંબંધ, આ પાસા કડવા ચોપાઈ બંધ." એ રીતે તેણે શ્લોકબદ્ધ અને અધ્યાયમાં વહેંચાયેલા સંસ્કૃત ભાગવત કરતાં પોતાની રચના પ્રાકૃતમાં અને ચોપાઈબંધમાં રચેલી હોઈ ભિન્ન છે એમ વિનમ્રતાપૂર્વક સ્પષ્ટતા કરી છે. **૧૧. શૌનક** : ભૃગુવંશના શુનક ઋષિનો પુત્ર. નૈમિષારણ્યના તે કુલપતિ હતા અને પરીક્ષિતના પૌત્ર શતાનીકના તે ગુરુ હતા. શૌનકે સૂત પુરાણિક પાસે ભાગવતનું અધ્યયન કર્યું હતું. **સૂત પુરાણિક** : સૂત, માગધ અને બંદી, આ ત્રણ જાતિઓ પ્રાચીન ઇતિહાસ, ઋષિઓ અને રાજાઓનાં ચરિત્ર કીર્તનો અને વંશાવળીઓ સાચવી રાખવા માટે ઉલ્લેખ પામી છે. જૈમિની અશ્વમેધ પર્વમાં તેમનું કાર્ય આ રીતે દર્શાવવામાં આવ્યું છે : **सूता ये पुराणस्थानुच्चरन्ति नृपान् सदा। प्रेत लोकगतान् शूरान् वर्णयन्ति च मागधाः॥ वर्तमानान् नृपान् सम्यक् ये तु संग्रामकारिणः। वर्णयन्ति प्रबन्धैर्ये वन्दिनस्ते प्रकीर्तिताः॥** આમ પુરાણકાળના રાજાઓનું ચરિત્ર ગાનારાઓ સૂત કહેવાતા. પદ્મ પુરાણમાં સૂતનું કાર્ય આ રીતે દર્શાવવામાં આવ્યું છે: **देवतानां ऋषीणां च राज्ञां चामिततेजसाम्। वंशानां धारणं कार्यं स्तुतीनां च महात्मनाम्॥** રોમહર્ષણ સૂત વેદવ્યાસના શિષ્ય હતા અને તેમની પાસે સર્વ પુરાણો શીખ્યા હતા. નૈમિષારણ્યમાં ચાલતા દીર્ઘ સત્રોમાં સૂત રોમહર્ષણ પુરાણકથા કહેતા. ભાગવતમાં ઉલ્લેખ પામતા સૂત તે રોમહર્ષણના પુત્ર ઉગ્રશ્રવા હતા.

તેઓ જુદા જુદા ઋષિઓ પાસેથી સત્તર પુરાણો અને શુકદેવજી પાસેથી ભાગવત ભણ્યા હતા એમ "**भागवतं शुक्रो यदीष्यति इति व्यासाज्ञप्त उग्रश्रवा अपि शुकमुखात् शुश्राव** એમ ભાગવતની ભકતરંજનની ટીકા ઉપરથી જણાય છે

૧૨. અહીંથી ૧૯મી કડી સુધી દશમસ્કંધમાંના કૃષ્ણલીલાના કથાપ્રસંગો વિશે જિજ્ઞાસાના રૂપમા નિર્દેશ કર્યો છે. **૧૩. ખટમુખવાહનપીછ** : ખટમુખ-કાર્તિકેયનું વાહન મોર છે કૃષ્ણ મોરનાં પીંછાનો મુકુટ ધારણ કરતા. ગુંજા : ચણોઠી. **૧૪ કદ્રુસુત** : કશ્યપ ઋષિની એક પત્નીનુ નામ કદ્રુ હતું. તેનાં સંતાનો તે નાગ લોકો કાલીનાગને એથી કદ્રુસુત કહ્યો છે. **૨૦ નરકાતીત** : જે નરકથી પર છે તે. ભા૦મા કૃષ્ણચરિત્રને—**कृष्ण चरितम् कलिकल्मपघ्नम्** કલિયુગના પાપનો નાશ કરનાર તરીકે વર્ણવ્યું છે. એથ એ કથાનું શ્રવણ કરનાર નરકની યાતનાથી પર થાય છે એ હેતુ દર્શાવવા આ વિશેષણનો પ્રયોગ થયો છે. **૨૨. પિતાજીને** : વ્યાસને **આવાગમન** : જન્મમૃત્યુ. **૨૩. નવમામાં** : નવમ સ્કંધમ સૂર્યવંશી અને ચન્દ્રવંશી રાજાઓનાં ચરિત્ર આપવામાં આવ્યાં છે **૨૪.** પરીક્ષિત જ્યારે ઉત્તરાના ગર્ભમાં હતો ત્યારે અશ્વત્થામાના બ્રહ્માસ્ત્રથી કૃષ્ણે તેનુ રક્ષણ કર્યું હતું.

**કડવું ૨ :**

**૧ શ્રોતા વકતા......પાવન ૪** : સરખાવો : **वासुदेवकथाप्रश्नः पुरुषांस्त्रीन्पुनाति हि । वक्तारं पृच्छकं श्रोतृंस्तत्पादसलिलं यथा ॥** (૧૦-૧-૧૬) વાસુદેવના ચરણામૃતની જેમ તેની કથા વિશે પ્રશ્ન કરનાર, કહેનાર અને સાંભળનાર ત્રણે વ્યક્તિ પાવન થાય છે. **૩ વેહેવાર માત્ર કરવો વેપાર** : કેવળ માનવ-

જીવનના વ્યવહાર અંગે જ પ્રવૃત્તિ કરવી. કેવળ પ્રાપ્ત કર્મો કરવા, તેના ફલ પ્રત્યે નિરપેક્ષતા કેળવી, નૈષ્કર્મ્ય ભાવે જીવન જોગવી, કેવળ પ્રભુભક્તિમા જ મન રાખવુ **નિદ્રા સેજ્યા** શય્યા પથારી અહીં શયન. ૪ **ડોહ્યો શેષ** પુરાણપર પરા પ્રમાણે શેષનાગ પોતાની સહસ્ર ફણા ઉપર પૃથ્વીને ધારણ કરે છે, પૃથ્વી પર જ્યારે અધર્મ વધે ત્યારે તેનો ભાર શેષ ઉપાડી શકતો નથી તેથી તે ડોલી ઊઠે છે ૫ **ગર્ભસભા** મ યે આ મા પૃથ્વી ગર્ભસભામા આવતી નથી, પર તુ સીધી બ્રહ્મા પાસે જ જાય છે **आक्रान्ता भूरिभारेण ब्रह्माण शरण ययौ** ॥ (૧૦–૧–૧૭) ૯ **અજ** જેનો જન્મ નથી તે બ્રહ્મા સૃષ્ટિની આદિમા તેઓ જ હતા અને તેમણે ભૂતમાત્રની સૃષ્ટિ ઉત્પન્ન કરી **हिरण्यगर्भ समवर्तताग्रे भूतस्य जात पतिरेक आसीत्** (ઋગ્વેદ એમને 'હિરણ્યગર્ભ' પણ કહેવામા આવે છે

૮ **ક્ષીરસમુદ્ર** ક્ષાર, ઈક્ષુ, સુરા, ઘૃત, ક્ષીર, દધિ અને શુદ્ધ એ સાત સમુદ્રો ભાગમા ગણાવ્યા છે ક્ષીર સમુદ્રમા શેષશય્યા પર વિષ્ણુનુ શયન કલ્પવામા આવ્યુ છે **૯ ૧૦, ૧૧ · એક વર્ષ સુધી** દેવોએ વિવિધ પ્રકારની તપશ્ચર્યા કરી એ નિરૂપણ પ્રેમાનદનુ છે ભાગવતમા **पुरुष पुरुषसूक्तन उपतस्थे समाहित** એમ પુરુષસૂક્તથી પરમાત્માની સ્તુતિ કરવાનો ઉલ્લેખ છે તે જ રીતે પ્રેમાન દ જે વિષ્ણુવર્ણનનો નિર્દેશ કરે છે તે ભાગવતમા કેવળ બ્રહ્મા જ સાભળે છે અને તે દેવોને કહે છે · **गिर समाधौ गगने समीरिता निशम्य वेधास्त्रिदशानुवाचह** । **૧૪ સોળ કળા પૂરણ અવતાર** કૃષ્ણાવતાર પહેલાના અવતારો અશાવતાર કહેવાય છે જ્યારે કૃષ્ણ પૂર્ણાવતાર હતા **બીજા અવતાર બોલ્યા બાવીશ :** કુલ ચોવીસ અવતારોમાથી પ્રેમાનંદ ૧૫ મી કડીમા દર્શાવ્યા પ્રમાણે કૃષ્ણને તથા

રામને પૂર્ણ બ્રહ્મ ગણે છે એથી બાકીના બાવીશ અવતારો પરમાત્માની લીલાના અંશ માત્ર છે એમ કહે છે.

**૧૫. સારંગપાણી** : સં : **शार्ङ्गपाणि** : જેના હાથમાં શાર્ઙ્ગ નામનું ધનુષ છે તે વિષ્ણુ. **૧૭. નિપાત** : નાશ. **૧૮. તે ટિપ્પણ અર્થે કહ્યા** : શિવ બ્રહ્મા અને અન્ય દેવો. ઋષિઓએ વિષ્ણુના આદેશો અનુસાર કયા કયા દેહ ધારણ કરી પૃથ્વી પર જન્મ લીધો એની વીગતવાર યાદી ભાગવતમાં નથી. પ્રેમાનંદ શ્રીધરી સિવાય કોઈક અન્ય ટીકા પણ અનુસરતો હશે. તે સાથે આ કડીઓ ઉપરથી જણાય છે કે ભા૦ ઉપરાંત તે અન્ય પુરાણોનો પણ અભ્યાસી હતો. 'કૃષ્ણોપનિષદ'માં તો આની બહુ જ લાંબી યાદી આપવામાં આવી છે હરિવંશપર્વના ૫૪ મા અધ્યાયમાં પણ અંશાવતરણની વીગતો આપી છે અને પ્રેમાનંદની આ યાદીમાં તેના સંસ્કાર જણાય છે.

**૨૨. રાધા ભક્તિ** : ભક્તિ રાધા સ્વરૂપે જન્મી. ભાગવતમાં રાધાનો ઉલ્લેખ નથી. દશમસ્કંધના ત્રીશમા અધ્યાયના (રાસપંચાધ્યાયીનો બીજો અધ્યાય) ૨૮ મા શ્લોકમાં **अनयाऽऽराधितो नूनं भगवान् हरिरीश्वरः ।** એ પંક્તિમાં રાધાનો નિર્દેશ છે એમ કેટલાક ટીકાકારો કહે છે. બ્રહ્મવૈવર્ત પુરાણના કૃષ્ણજન્મખંડનાં પ્રારંભથી જ રાધા કૃષ્ણલીલાનું મહત્ત્વનું અંગ હોય એવું નિરૂપણ થયું છે. નિમ્બાર્કાચાર્યે રાધાને પ્રકૃતિ ગણી છે. અને જયદેવ જેવા કવિઓએ રાધાને ભક્તિનું સ્વરૂપ ગણી ભારતીય સંસ્કાર જીવનમાં રાધાને અવિલોપ્ય સ્થાન આપી દીધું છે. પ્રેમાનંદ અહીં અને અન્ય એકાદ બે સ્થળે રાધાનો નિર્દેશ કરે છે. એટલું જ. પરંતુ ભાગવતને ૨૯ ને ૨૯ રહી રાસપંચાધ્યાયીમા રાધાનું પાત્ર પ્રક્ષિપ્ત કર્યું નથી, તેવી જ ૭૭મા અધ્યાયના ૧૩૨મા કડવામાં ભ્રમરગીતમાં 'રાધાપંકજ પરહરી'

એ પંક્તિમાં રાધાનો ઉલ્લેખ કરે છે. એથી વિશેષ રાધાનો નિર્દેશ તેણે કર્યો નથી.

**૨૪. દેવક :** ઉગ્રસેનનો ભાઈ દેવક—દેવકીનો પિતા મૃત્યુ પામ્યો હતો એમ પ્રેમાનંદ કહે છે. ભાગવતમાં તો દેવક જીવે છે એમ **दुहित्रे देवकः प्रायात् यानं दुहितृवत्सल.'** (૧૦–૧–૩૨)એ પંક્તિ ઉપરથી જણાય છે. દેવકીને માબાપ વિનાની બતાવી પ્રેમાનંદ કરુણને વધુ ઘેરો બનાવવા આ યોજના કરે છે.

**કડવું ૩ :**

**૧. ઉદ્દયો :** ઉદય પામ્યો, જન્મ્યો. **પ્રભવી પ્રજા :** ઉત્પન્ન થયેલી પ્રજા. **૨ ચાક ચડાવી :** ચકાવે ચડાવી. **બ્રહ્માંડ ત્રણ :** સ્વર્ગ, મૃત્યુ અને પાતાલ, એવો સામાન્ય અર્થ અભિપ્રેત છે. **૪. પ્રજાલક્ષણ મૃગલી :** મૃગલી જેવી ભીરુ પ્રજા 'લક્ષણ' શબ્દ અહીં ઔપમ્ય વાચક છે.

**૫. જરાસંધ :** મગધનો રાજા. જન્મ થયો ત્યારે તેના બે ટુકડા હતા તેથી તેની માતાએ ફેંકી દીધો હતો. જરા રાક્ષસીએ તેને સાંધી દીધો તેથી તે જરાસંધ કહેવાયો **જુગમ** યુગ્મ. બે **૬. નરક :** પ્રાગ્જ્યોતિષપુર (આસામ)નો રાજા, જેણે અનેક રાજકન્યાઓને કેદ રાખી હતી. કૃષ્ણે તેનો વધ કરી, આ કન્યાઓ સાથે લગ્ન કર્યું હતું. **પુંડરીક :** કાશી દેશનો રાજા જે પોતાને કૃષ્ણનો પ્રતિસ્પર્ધી માનતો અને પોતાને પૌંડ્રક વાસુદેવ તરીકે ઓળખાવતો. કૃષ્ણે તેનો પડકાર ઝીલી નાશ કર્યો. **કાલજવન :** યાદવોના કુલગુરુ ગર્ગાચાર્યનો એક યવનરાજની પત્નીથી ઉત્પન્ન થયેલો પુત્ર. જેનો કૃષ્ણે મુચકુંદ દ્વારા નાશ કરાવ્યો એ કથાપ્રસંગ બાવનમા અધ્યાયમાં જોવો. **શિશુપાલ :** વિદર્ભરાજ દમઘોષનો અને કૃષ્ણની ફોઈ શ્રુતશ્રવાનો પુત્ર, જે કૃષ્ણનો

દ્વેષી હતો. ૮. પેર : માર્ગ–અથવા ઉપાય. દેવકીના લગ્ન વિશે કોઈક માર્ગ અથવા ઉપાય યોજવા વિશે ઉગ્રસેન કંસને કહે છે. **૧૦. પૂજનિક** : પૂજ્ય.

**કડવું ૪ :**

૬. **વિધિએ** : વિધિપૂર્વક. ૭. **ખ્યાત** : ખ્યાતિ. **ક્ષિતિ** : પૃથ્વી. **નિર્મુખ** : નિરાશ ખાલી હાથ. ૮. **ભૂરસી** : સં. **भूयसी** ખાંધી રકમની દક્ષિણા. ૯. **તોખાર** : ઘોડો સં. **तुवार** ઉપરથી જ્યાં તુષાર–હીમ બારેમાસ પડે છે એ પ્રદેશ તુષારસ્થાન કહેવાતો ત્યાના ઘોડા 'તુરૂખાર' કહેવાતા.

કડી ૯–૧૦ ની પહેરામણીની વીગતો સાથે સરખાવો :

**गजानाम् चतुःशतं पारिवर्हं गजानाम् हेममालिनाम् । अश्वानामयुतं सार्धं रथानां च त्रिपद्शतम् ॥ दासीनां सुकुमारीणाम् द्वे शते समलंकृते ।** (૧૦–૧–૩૧, ૩૨)

ભાગવતમાં ઘોડાઓ પંદર હજાર છે જ્યારે પ્રેમાનંદ પંદરસો કહે છે. 'પહેરામણી' માટેનો સંસ્કૃત શબ્દ **पारिवर्हम्** નોંધો. **૧૨. રાસપરાણો** : રાસ (સં રશ્મિ) : લગામ. પરોણો: બળદને હાંકવાની આરવાળી લાકડી **૧૭.** કનિષ્ઠ : સૌથી નાનો. **૧૯. અંત્રિક્ષવાણી** : આકાશવાણી **ઉધડક્યો** : ચોંકી ઊઠ્યો.

**કડવું ૫ :**

૧–૧૨ માંનો દેવકીનો વિલાપ પ્રેમાનંદનું ઉમેરણ છે. ભાગવતમાં l કંસ દેવકીને હણવા તેનો ચોટલો પકડી ખડ્ગ ઉગામે છે ત્યાં સુદેવ તેને ઉપદેશ વચનો કહેવા માડે છે.

૭. કરસુદડી : હાથની વીટી. ૮. **સેસ** : વર અથવા કન્યાના ાળામાં મૂકવામાં આવતાં નાળિયેર, પાન, સોપારી, રૂપિયો, પૈસા

વગેરે **૧૦ માવલીયે** એક જાતનું આછા વણાટનું પાતળું કાપડ–પાનેતર **૧૧ ભેળ પરણ્યાનો માવલીયે** કેટલીક જ્ઞાતિઓમાં લગ્ન વખતે વરકન્યાએ એકબીજા પર પાનની પીચકારી મારવાનો રિવાજ છે તે અર્થમાં.

**૧૩, ૧૪, ૧૫ :** દેવકીના રુદનનું સાધારણીકરણ થતાં તે વધુ ઉત્કટ અને દ્રાવક બને છે

**કડવું ૬ :**

**૪ પ્રતીત** વિશ્વાસ **૬ અન્નઉદક હાથે નથી.** અન્નજળનો સંબંધ અને જન્મ મૃત્યુ મનુષ્યની સત્તાથી પર છે **मृत्युर्जन्मवतां वीर देहेन सह जायते** (૧૦–૧–૩૮) થી શરૂ થતા વસુદેવના ઉપદેશવચનોને અનુસરવાને બદલે તેનો મર્મ સાચવીને, શ્રોતાવર્ગ સમજી શકે એવી સરળ વાત કરે છે **૭ રેત** ·મ રેતસ્ વીર્ય ૮ અજરઅખે અજર–જીર્ણ, ઘરડુ ન થાય તેવું અને અખે –અક્ષય, નાશ ન પામે તેવું ૯ હું હણુ છઉં ગીતાના આ શ્લોકનો ધ્વનિ **य एन वेत्ति हन्तारं यश्चैनं मन्यते हतं। उभौ तौ न विजानीतो नायं हन्ति न हन्यते** (૨, ૧૯)

**૧૦ मृत्युर्वै प्राणिनां ध्रुवम्** એ ભાગવતવચનનું વિશદ નિરૂપણ **૧૧** ઇન્દ્રાદિકને જીતનાર કંસ દેવકી જેવી સ્ત્રીથી ભય પામે એમ કહી વસુદેવ તેના સત્ત્વને સ્પર્શ કરવાનો પ્રયાસ કરે છે

**૧૩–૧૪** વસુદેવ બાળકો આપવા તૈયાર થાય છે તેમાં આ તક સાચવી લેવાની અને 'જીવતો નર ભદ્ર પામશે' એવો ખ્યાલ હતો એ ભાગવતમાં બહુ સ્પષ્ટતાથી **सुता मे यदि जायेरन् मृत्युर्वा न म्रियेत चेत्।** (૧૦–૧–૪૯) **विपर्ययो वा किं न स्याद् गतिर्धातुर्दुरत्यया** (૧૦–૧–૫૦) એ પંક્તિમાં દર્શાવ્યું છે પ્રેમાનંદનો વસુદેવ

એની મનચોરી (સદહેતુથી પણ) રાખતો નથી. ૧૬. પ્રાણી : પ્રાણ-પ્રાસ મેળવવા માટે 'પ્રાણી' કહ્યું છે

૨૦. ગાથા : મંગલ વચનો. આશીર્વાદ. તોરણ : બારણું. દરવાજો. હાથા : હસ્ત. હાથના છાપા. લગ્ન પછી જેમ ઘરની બારસાખે વરકન્યાના હાથના છાપા મારવાનો રિવાજ કેટલીક જ્ઞાતિ-ઓમાં હોય છે. જાએ વારણે : ઓવારણાં લે. ૨૩. સંકેત વારતા : કંસ સાથે થયેલી શરતની વાત.

કડવું ૭ :

૩, ૪ : દેવકી વાત્સલ્યથી પુત્રને આપવાની આનાકાની કરે છે એ માનવસ્વભાવના–માતૃહૃદયના અભ્યાસી પ્રેમાનંદનું ઉમેરણ છે. રૂટડો : માતાને પુત્ર સુન્દર હોય તો તેનું આકર્ષણ વિશેષ હોય. સાંતરો : તૈયાર. નવમાસ ગર્ભમાં ધારણ કરી જન્મ આપ્યો એ અર્થ.

૫. ઋણ સંબંધી : પૂર્વજન્મના ઋણ સંબંધથી. ૬. મુહૂર્ત મંડાયું રોવાતણું : આ તો પહેલું સંતાન આપવાનું છે. બીજાં સાત હજુ આપવાનાં બાકી છે. એથી પુત્રશોકનો તો આજે આરંભ થયો છે. 'રોવાનું મુહૂર્ત' એ શબ્દપ્રયોગનો વ્યંગ્ય કરુણને વધુ વેગ બનાવે છે. ૯. હેજ : સ. हृद्य-हिज्ज હેત. ૧૯ તો હું કાં આચરું દારુણ કર્મ : કંસ જેવા આતતાયી ઉપર પણ સત્ય ધર્મના પાલનની અસર થાય છે. ભાગવતકાર પણ કહે છે કે વસુદેવનાં સમત્વ અને સત્યનિષ્ઠાથી તુષ્ટમન કંસ બાળક પાછું આપે છે. ૧૩. વસુદેવને નથી વિશ્વાસ : કંસ અસ્થિર મનવાળો અને દુષ્ટસ્વભાવનો હતો તેથી. ભાગવતકાર પણ કહે છે : नाभ्यनन्दत तद्वाक्यमसतोऽविजितात्मन (૧૦–૧–૬૧) કહીને ... લાગતો : કોઈની ચડવણીથી રખેને પુત્રને પાછો લેવા પાછળ પડે. ૧૪. મૃગ ઉપર પારધીને ભય :

પારધીને મૃગ ઉપર માયાસ્નેહ ન થાય તેમ કસને બાળક વિશે દયા આવવી એ અશક્ય પણ શક્ય બન્યુ ! ૨૦ ન કીધો શાત : મારી ન નાખ્યો ૨૨ વીધ્ર વ્યગ્ર ૨૫ ચક્રાકારે આઠ પુત્ર મેહેલો : આકાશવાણી પ્રમાણે તો દેવકીના આઠમા પુત્રથી જ કસને ભય હતો. પરતુ તે પહેલાનાં સતાનોનો સહાર કરવા કસને પ્રેરવા નારદ આ યુક્તિ લડાવે છે ભાગવતનો નારદ તો નદ, વાસુદેવ સમેત સર્વ ગોપ, યાદવો વગેર દેવો જ છે એ વાત કહી તેના મનમા સશય ઊભો કરે છે ચક્રાકારે ગોઠવતા ગમે તે પુત્ર આઠમો બને એ યુક્તિ પ્રેમાનદે લડાવી છે જો કે તે માટે તેને શ્રીધરનો ટેકો મળે છે વસુદેવ આઠમો જ પુત્ર નહિ, પરતુ બધા સતાનો આપવા બધાય છે તે વિશે ટીકા કરતા શ્રીધર લખે છે "अष्टमो हतेत्युक्तेऽन्योन्यापेक्षया सर्वेऽप्यष्टमा भवेयुरित्यदभूत तेनास्या पुत्रान्समर्पयिष्ये ।"

**૨૮ વૈશ્વાનર** અગ્નિ વૈરભાવની આગ

**૩૧ કેમ ફેરીગો** વિચાર શા કારણે ફર્યો હશે?

**૩૪ કેમ થયો નારદમા પાપ પ્રવેશ** નારદે કસને આવી અવળી સમજણ કેમ આપી? એનો ઉત્તર શુક ૩૭મી કડીમા આપે છે કે જો કસના દુષ્ટકર્મો વધી પડે તો પરમેશ્વર વહેલો અવતાર ધારણ કરી શકે ભાગવતમા આ જાતની શકા પરીક્ષિત ઉપસ્થિત કરતો નથી પરતુ ટીકાકાર શ્રીધર આવી સભવિત આશકાનુ નિવારણ કરતા કહે છે "कसस्य शान्तिर्देवकार्यानुगुणा न भवतीति नारदस्य प्रत्यवस्थान तयाह । **૩૮ શાપ દોષે અવતરીયા બાળ** દશમસ્કધના ૮૫મા અધ્યાયમા આવે છે તે પ્રમાણે દેવકીના આ બાળકો પૂર્વે સ્વાયભુવ મન્વતરમા મરીચિ અને ઊર્ણાના સતાનો હતા બ્રહ્મા પણ ભ્રમમાં પડી પોતાની પુત્રી સરસ્વતી પાછળ દોડતા હતા ત્યારે આ બાળકોએ તેમની મશ્કરી કરી એથી બ્રહ્માએ તેમને

આસુરી યોનિમાં જન્મવાનો શાપ આપ્યો તેથી તે હિરણ્યકશિપુના પુત્રો તરીકે જન્મ્યા. પછી યોગમાયા તેઓને દેવકીના ગર્ભમાં લઈ ગઈ હતી, એ વાતનો ઉલ્લેખ છે.

---

## અધ્યાય ૨.

[કંસના સંહાર માટે વિષ્ણુ દેવકીના ગર્ભમાં આવ્યા અને બ્રહ્માદિ દેવોએ તેમની સ્તુતિ કરી તેની કથા આ અધ્યાયમાં છે.]

**કુંડળું ૮ :**

૩. **દંતવક્ર** : વસુદેવની બેન શ્રુતદેવાના પુત્ર દંતવક્ર તે પણ કૃષ્ણનો દ્વેષી હતો ૪. **નિર્જર** : જેમને જરા-વૃદ્ધાવસ્થા નથી તે દેવો. ૭. દેવોનું બળ સત્ય ધર્મના આચરણમાં છે માટે કંસે તેનો નાશ કરવાની અને અધર્માચરણ ફેલાવવાની આજ્ઞા આપી. ૯. **ગુપ્ત ધર્મ સાધુજન પાળે** : પ્રગટ રીતે ધર્મ આચરતાં કંસનો ત્રાસ અનુભવવો પડે એથી બહારથી અધર્મી હોવાનો ડોળ કરવો અને આંતરિક રીતે ધાર્મિક જીવન જીવવું, એ રીત ડાહ્યા સાધુજનોએ અપનાવી હતી. ૧૦. **ખંડના** : ભાંગી નાખ્યા **સુકેડ** : સુખડ ચંદનકાષ્ઠ. **સીપ** : ચંદન રાખવા માટેની મોટી પહોળી છીપ.

૧૧. **અગ્નિહોત્ર** : શ્રોત્રિય બ્રાહ્મણો પત્ની જીવંત હોય ત્યાં સુધી વિવાહના અગ્નિને અખંડ પ્રજ્વલિત રાખી તેનું સેવન કરતા. **આવસથ** : અગ્નિહોત્રના પાંચ કુંડોમાં દક્ષિણ, ગાર્હપત્ય, આહવનીય સભ્ય અને આવસથ્ય એ પંચાગ્નિ રાખવામાં આવતા. સમય જતાં 'આવસથ્ય' શબ્દ અગ્નિહોત્રનો પર્યાય બની ગયો છે. ૧૨. **સમરણી** : ...રણી. જપ કરવાની માળા. ૧૪. **પાર્થિવ પૂજા** : માટીના શિવની પૂજા કરવી. ૧૬. **અશ્વત્થ** : પીપળો. ૧૭ **કંસ પુજાવે ...પ પોતાનું** : વિલિયમ ટેલની વાર્તામાં જેમ હેટને સલામ કરવાની

વાત આવે છે તેવી રીતે અહીં પ્રેમાનંદે ધનુષ્ય પૂજવાનું ગોઠવ્યું છે. (જુઓ કડવું. ૧૧૮. કડી. ૨, ૩,) ભાગવતમાં આ વાત નથી. કૃષ્ણે મથુરામાં જે ધનુષ્ય ભાંગ્યું હતું તે શંકરને પ્રસન્ન કરવા કંસે આરંભેલા ધનુર્યાગનું હતું. **आरभ्यतां धनुर्यागश्चतुर्दश्यां यथाविधि । विशसन्तु पशून्मेध्यान्भूतराजाय मीढुषे॥** "પોતાનું જ મહત્ત્વ પોષાવું જોઈએ" એ અર્થમાં 'ધનુષ પુજાવવું' એવો શબ્દપ્રયોગ પ્રચલિત છે તે આના સંદર્ભમાં નોંધપાત્ર છે.

**૨૧.–૨૨ :** આ તર્ક પ્રેમાનંદનો છે. ઓશિકળ : ઓશિયાળો **૨૩. અહિયે :** શેષનાગે. બલરામ શેષનાગનો અંશ હતા. **૨૫. જોગમાયા :** વિષ્ણુની શક્તિ.

**કડવું ૯ :**

**૨. નાસરણે :** કંસના ભયથી નાસભાગ કરતાં વસુદેવ દેવકની સાત પુત્રીઓને વર્યા હતા તેમાં રોહિણી નંદને ઘેર રહેતી હતી, જ્યારે અન્ય સ્ત્રીઓ અન્ય ગુપ્ત સ્થાનોમાં રહેતી હતી. ૩. સાત સાત વર્ષોથી કારાગૃહમાં રહેલા વસુદેવથી વિખૂટી રોહિણી ગર્ભવતી કેમ થઈ એનું ચમત્કારમૂલક કારણ ભાગવતકારે આ રીતે દર્શાવ્યું છે. **देवक्या जठरे गर्भं शेषाख्यं धाम मामकम् तत्संनिकृष्य रोहिण्याउदरे संनिवेशय ॥** પ્રેમાનંદ પણ એને અનુસરે છે. રોહિણી નંદને ત્યાં ગઈ ત્યારે જ ગર્ભવતી હશે, પરંતુ પરમાત્માના કર્તુંમ્ અકર્તુંમ સર્વથાકર્તુંમ્ એવા સામર્થ્યનો મહિમા વધારવા માટે જ આવી ચમત્કારમૂલક કથાઓ યોજવામાં આવે છે.

**૬. નિપટ :** બિલકુલ. સંપૂર્ણ. નિદ્રાધારણ : ઊંઘનું ઘેન ૯. **અહાય :** દુઃખ ૧૦. ૧૧. ૧૨. પોતાના ભયથી તેના મૃત્યુ માટે નિર્માણ થયેલો ગર્ભ ગળી ગયો એની બડાશ મારતા કંસને પ્રેમાનંદે હાસ્યાસ્પદ બતાવવાનો પ્રયાસ કર્યો છે. **પંચમહાભૂત :** પૃથ્વી, પાણી

તેજ, વાયુ અને આકાશ એ પંચમહાભૂતોથી પ્રાણી માત્રના દેહ ઘડાયા હોય છે. **૧૩.** ઇત્યાદોષ : જ્યારે પાપી માણસ પણ અનાયાસે કોઈ પાપમાંથી બચી જાય અને પુણ્ય કર્યું એમ કહે ત્યારે હાસ્યાસ્પદ બને છે તેવું જ કંસનું છે. **શ્રીપત** : શ્રીપતિ, લક્ષ્મીના પતિ–વિષ્ણુ **૧૫.** કરમ્બો : દહીંમિશ્રિત ભાત વસંતવિલાસમાં "ભોજનિ કૂર કરાંબુલુ આણુલુ જરિ ह સહેસિ" એવો ઉલ્લેખ આવે છે તેજ રીતે "કરંબા કસણ્યા દહીં નઈ કૂર" એવો ઉલ્લેખ "ઉદાહરણ મા અને "ઉપરિ કૂર કરંબા દહીં વાપરઇ,' એવો નિર્દેશ "પૃથ્વીચંદ્ર ચરિત્ર" મા આવે છે સ करम्भक–करंवउ ઉપરથી વ્યુત્પન્ન થાય છે

**૧૬.** **આશ્વિન વદી અષ્ટમી અધગતે** : શ્રાવણ વદી અષ્ટમી મધરાતે કૃષ્ણનો જન્મ એથી પ્રેમાનંદે બરાબર દશ માસ પહેલાનો સમય મૂક્યો. સામાન્ય જીવોની જેમ ભગવાન સામાન્ય માનવીય સંબંધથી ગર્ભરૂપ ધારણ કરતા નથી, એ દર્શાવવા ભાગવતકારે **दारसुतेन मनस्त समाहितम्**–કેવળ મન વડે મુકાયેલા વસુદેવના અશને દેવકીએ ધારણ કર્યો–એવો "વેધદીક્ષા" જેવો પ્રકાર યોજ્યો છે પ્રેમાનંદ તે છોડી દે છે. **૧૮.** વસુદેવને તેની ખબર નથી, તેથી આ પ્રમાણે કહે છે **૧૯** નિવર્તે · દૂર થાય

૨૦ **૨૧.** કંસને સંહારનાર ગર્ભસ્થ બાળકનો મનોભાવ દેવકીમા આ રીતે આવિર્ભૂત થાય છે. **મુન્ય કર** : મૌન રાખ **૨૩. ભાણેજ ભાસ્કર** ભાણેજરૂપી સૂર્ય **૨૫** કપાટ : દરવાજા

**કડવું ૧૦ :**

૩ ૭ ભાગવતના કંસ કરતા પ્રેમાનંદનો કંસ વધુ અસ્વસ્થ જણાય છે **आस्ते प्रतीक्षन् तत् जन्म हरे· वैरानुबन्धकृत** (૧૦-૨-૨૪) પોતાના ઘાતકના જન્મની રાહ જોતા કંસ સ્વસ્થ છે.

आसीनः संविशंस्तिष्ठन्भुञ्जानः पर्यटन्महीम् । चिन्तयानो हृषीकेशमपश्यत्तन्मयं जगत् ॥ (૧૦-૨-૨૫)-બેસતાં, સૂતાં, ઊઠતાં, ફરતાં પણ તે પ્રભુનું ચિંતન કરતો પ્રભુમય બની ગયો એ નિરૂપણમાં તેની ભયવિહ્‌વલતાને બદલે મોક્ષની પાત્રતા તેને પ્રાપ્ત થઈ છે એવો નિર્દેશ છે. જ્યારે આ શ્લોકમાંથી જ સંકેત મેળવી આગળ બકાશ મારનાર (૯-૧૨) કંસને ભયવિહ્‌વલ દર્શાવવામાં જ પ્રેમાનંદીયતા વરતાય છે.

૯. પ્રસૂતિનો સમય નજીક આવ્યો છે એ સ્વામીને કહેતાં દેવકી સંકોચ અનુભવે છે. મા, બહેન, સાસુ કે નણંદ આગળ તો તે કહી શકાય સ્વામીને કેમ કહી શકાય? એ નિરૂપણમાં સ્ત્રીસ્વભાવસહજ લજ્જાળુતા છે પરંતુ સાત સાત બાળકના જન્મ પછી એ અસ્થાને નથી શું?

૧૨. બાળકનો જન્મ ખાનગી કેમ રાખી શકાશે એ મૂંઝવણ છે દેવકીની આ સ્ત્રીસહજ મનોવ્યથા પ્રેમાનંદીય છે. ૧૬. જ્ઞાનગદ : જ્ઞાનનાં વચનો.

**કડવું ૬૧ :**

**૧.** પ્રેમાનંદનો શ્રોતાવર્ગ સાંખ્યદર્શન ઉપર આધારિત બ્રહ્મ અને સૃષ્ટિનો સંબંધ દર્શાવી, પરમાત્મ સ્વરૂપનું નિરૂપણ કરતી સ્તુતિ પચાવી શકે એવો ન હતો. એથી આખ્યાનકાર તો લાઘવપૂર્વક પરમાત્માનું સ્તવન કરે છે. **આદિ સ્વરૂપ** : સૃષ્ટિની આદિમાં જે એક માત્ર સત્ સ્વરૂપ હતા તે બ્રહ્મ. **ત્રિગુણાતીત** : સત્ત્વ, રજસ્ અને તમસ્ એ માયાના ત્રણ ગુણથી પર. **૨. ચિદાનંદ** : ચિત્-પરમ ચૈતન્યરૂપ આનંદસ્વરૂપ. **ચિદ્રૂપ** : પરમ ચૈતન્ય રૂપ. **પ્રાંજળ** : પ્રાંજલિ નમસ્કારપૂર્વક. **અવિગત** : જે દૂર નથી, અથવા જે જરા યે ઘટતું નથી તે શાશ્વત. **૩. પરાત્પર** : શ્રેષ્ઠતમ.

પ્રયોજન કહે છે. ૧૦, ૧૧: વસુદેવ દેવકીના પુત્ર રૂપે જન્મવાનું કારણ દર્શાવે છે. ભાગવતમાં દેવકી પણ સ્તુતિ કરે છે, અને એ પછી કૃષ્ણ તેમના ત્રણ પૂર્વ જન્મોની વાત કહે છે. પ્રેમાનંદે દેવકીની સ્તુતિ છોડી દીધી છે. અને પૂર્વ જન્મોની વાતનો કેવળ મોઘમ નિર્દેશ કરે છે. ભાગવત પ્રમાણે પૂર્વ જન્મમાં વસુદેવ સુતપા પ્રજાપતિ અને દેવકી પૃશ્નિ નામે હતાં. તે બન્નેએ તપ કરી પરમાત્મા જેવો પુત્ર મગ્યો તેથી, વિષ્ણુ પ્રથમ જન્મમાં પૃશ્નિગર્ભ, બીજા જન્મમાં વસુદેવ-દેવકી કશ્યપ અને અદિતિ હતાં ત્યારે ઉપેન્દ્ર અને આ જન્મમાં કૃષ્ણ રૂપે જન્મ્યા હતા. **૧૨. શિક્ષા :** શિખામણ. **૧૨ અછાડતાં :** પછાડતાં. **૨૦, ૨૧ :** પરમાત્મા વાલસ્વરૂપ થઈ ગયા અને દેવકી પણ મોહમાં પોતાનો પુત્ર પરમાત્મા પોતે જ છે એ ભૂલી દુન્યવી માતા જ રહે છે. **૨૪. હું પ્રસવું ને પરઘેર હાથા :** પુત્ર જન્મ મારે ત્યાં અને પુત્ર જન્મની વધામણીના મંગળ સૂચક કંકુમના થાપા પારકીને ત્યાં? જન્મ હું આપું તે ખોટી અને જશોદા તેની માતા થાય! એ વચનમાં સ્ત્રીસહજ ઈર્ષ્યા તો ખરી જ, પરંતુ તે કરતાં વાત્સલ્ય વિશેષ છે.

**કડવું ૨૪ :**

ભાગવતમાં તો દેવકી બાળકને ગોકુળ લઈ જવા દેતાં આનાકાની કરતી નથી. પ્રેમાનંદની દેવકી તો પોતાના હતભાગ્ય અને જશોદાના બડભાગ્યની સરખામણી કરી જે મર્મભેદક રુદન કરે છે. તેમાં પ્રેમાનંદના માનવસ્વભાવના પરિચયનું અને રસનિષ્પત્તિની કલાનું દર્શન થાય છે. જેમ આગળ "મારું માણેકનું રિસાવ્યું"માં જશોદાના માતૃહૃદયને વાચા આપવામાં પ્રેમાનંદની કલાનો ઉત્કર્ષ દેખાય તેવો જ ...ં પણ દેવકીના માતૃહૃદયની વ્યથાને અભિવ્યક્તિ આપવામાં ...ાય છે.

૧. સાંખ્યું : મેચિત. પૂર્વ જન્મના પુણ્ય કર્મના સંચિતથી આવો બાળક મળ્યો, જે નસીબમાં ભોગવવાનો નહિ. ૫. બારે માસ ચોમાસું : પુત્રવિયોગે બારે માસ રુદન કરવાનું છે. ૭. જશોદાને ત્યાં તેનાં ભાઈ-ભોજાઈ બાળકને રમાડવા આવશે અને મારો ભાઈ કંસ ઉઘાડી તલવારે આવશે! વિરોધને લીધે કરુણ વધુ ઉત્કટ બને છે. ૮. મ્હોં બોલી : કહેવાની, નામ માત્રની. ૯. અહિયારી : ગોવાલણ.

કડવું ૧૫ :

નળાખ્યાનમાં વનમાં જતા પહેલાં દમયંતી બાળકોને મોસાળ મોકલતાં રડતે હૈયે કહે છે : "મોસાળ પધારો બાડુઆં, મોસાળ પધારો રે" એ પદની યાદ આપતું આ પદ રસનિષ્પત્તિની દૃષ્ટિએ મહત્ત્વનું છે.

૧ પ્રેમાનંદની દમયંતી બાળકોને રાજકુળનાં સામાસામીની ગાળ ખાવી પડશે એવા માની લીધેલા દુઃખને રડે, તો તેની જ દેવકી ગોકુળની ઠકરાત ભોગવતા નંદ ગોપને પણ સામાન્ય ગોવાળ માની તેને ત્યાં બાળકને પડનારા દુઃખની કલ્પના કરી રડે, અને પોતે જેલમાં બાળકને છાશ પણ આપી શકવાની નથી એ વાત ભૂલી જાય એમાં માતૃહૃદયનું જ ઉપલક્ષણ પ્રગટ થાય છે.

૬. થમણી : થાપણ. ૭, ૮. શાખી : શાખ, સાક્ષી. વરાઠા : ખોટા બોલા. ઝઘડાખોર. દેવકી માતા છે. પુત્ર જેવો પુત્ર પારકાને હાથ સોંપવાનો છે. પતિ મિત્ર ઉપર રખેને વધુ પડતો વિશ્વાસ રાખે અને પછીથી પુત્ર પાછો ન મળે તો? પ્રેમાનંદના સમાજમાં ગોવાળોની પ્રતિષ્ઠા ઊંચી નહિ જ હોય. ભાગવતમાં પણ કૃષ્ણના દેવીઓનાં વચનો પરથી જણાય છે કે એ હલકી વર્ણ

ગણતી હતી. વળી પુત્રના વિયોગે વિહ્વલ દેવકી ઈર્ષ્યાવશ થઈ નદ ગોપને સામાન્ય ગોવાળ-ભરવાડ સમજે એમા નવાઈ નથી.

કડવું ૯૬ :

૩. મેવલો : મેહુલિયો, વરસાદ. ૪ પાવસ : વરસાદ. મ પ્રાવૃષ્ ૬ ભાનુસુતા : સૂર્યપુત્રી યમુના. ૧૦. સુતનુ કહ્યું : ૧૩મા કડવાની ૧૩ મી કડીમાં વિષ્ણુએ કહ્યુ હતું કે માર્ગ આપમેળે થઈ જશે. ૧૪ દીપક શાખી રાખીયો : દેવકીએ કહ્યુ હતું તેમ દીપકને-અગ્નિના અંશને સાક્ષી રાખ્યો. કુવર સાહે : સમાજમા પુત્રી કરતા પુત્રનુ મહત્ત્વ વધુ ગણાય માટે. ૧૫. શ્રી વત્સ · વિષ્ણુના વક્ષઃસ્થલ પરનું એક વિશિષ્ટ ચિહ્ન, લાખુ. ભૃગુલાંછન : ભૃગુઋષિના પગનું ચિહ્ન ઋષિઓના કહેવાથી શ્રેષ્ઠ દેવ કોણ તે નક્કી કરવા ભૃગુઋષિ બ્રહ્માને ત્યા ગયા અને વંદનાદિ કર્યા વિના અક્કડ ઊભા રહ્યા એથી તેમને ખોટુ લાગ્યુ. એ પછી ભૃગુ શંકરને ત્યા જઈ પ્રણામ કર્યા વિના ઊભા રહ્યા તો શંકર ત્રિશૂળ લઈ મારવા દોડયા છેવટે વૈકુંઠમાં જઈ લક્ષ્મીજીના ખોળામા સૂતેલા વિષ્ણુની છાતીમા લાત મારી, તો વિષ્ણુએ ગુસ્સે થવાને બદલે 'તમારા કોમળ પગને વાગ્યુ તો નથી ને !' એમ કહી તેમના ચરણ ચાપવા માંડ્યા ક્ષમાશીલ વિષ્ણુ સત્ત્વગુણે શ્રેષ્ઠ ઠર્યા વસુદેવ પુત્રના ઓળખચિહ્ન તરીકે આ ભૃગુલાંછન યાદ રાખે છે, જેથી લાખ બાળકમાથી ય તેને ઓળખી શકે

---

## અધ્યાય ૪

ા ાાં યોગમાયાનું વચન સાભળી ભય પામેલા કંસે વસુદેવ દેવકીને બંધનમુક્ત કરી, અન્યત્ર ઊછરી રહેલા પોતાના શત્રુના નાશ માટે

આજુબાજુના પ્રદેશના બાળકોની હત્યા માટે દુષ્ટ મંત્રીઓ સાથે મંત્રણા કરી, પૂતનાને તે માટે આજ્ઞા કરી ]

૧ ૨ : પુત્ર જેવો પુત્ર પારકી સ્ત્રીની સોડમાં મૂકતા વસુદેવના હાથ કેમ કંપ્યા નહિ ? એથી દેવકીની આ વક્રોક્તિ. **કુશાગ્રબુદ્ધ :** દર્ભની અણી જેવી તીક્ષ્ણ બુદ્ધિવાળો. **રત્ન સાટે લાવ્યા પાષાણ :** સમાજમાં પુત્રીનું સ્થાન હલકું ગણાતું તેથી પુત્ર જેવું રત્ન મૂકી, પથ્થર જેવી કન્યા લાવ્યા ! આ વ્યાજોક્તિમાં માતાનું દર્દ જ બોલી રહ્યું છે. ૫, ૬ : પોતાનો સંહારક જન્મી ચૂક્યો છે એ સાંભળી કંસ હાંફળો ફાંફળો થઈ જાય છે એનું તાદશ ચિત્ર. **આરક્ત :** લાલ. **ધૂમ્રવર્ણ :** શરીર ક્રોધ અને ક્ષોભને લીધે ધૂમાડા જેવું કાળું પડી ગયું. **ધાતાં કંસ પડ્યો આખડી :** ક્રોધ, ભય અને ભાવિ સંહારકને હણવાની અધીરાઈ ને કારણે પડતો આખડતો કંસ કારાગૃહમાં પહોંચે છે ભાગવતકાર પણ કહે છે. "**कालोऽयमिति विह्वलः.... प्रस्खलन् ।।** (૧૦-૪-૩). **૧૦. પુત્રી થઈ જંજાળ :** કંસ જેવા ત્રિલોકવિજેતાને એક કન્યા શું કરવાની હતી ? એથી પુત્રીનો જન્મ થતા વધી જંજાળ, ઉપાધિ દૂર થઈ **૧૩. કુળ દીકરી દીવો :** સાત સાત બાળકો ગુમાવ્યા પછી દેવકી દીકરીને પણ કુલના દીપક તરીકે ઓળખાવે એ સ્વાભાવિક છે. **૧૪. છેલ્લે આશ્રમે :** જીવનના ઉત્તરાર્ધમાં, વૃદ્ધાવસ્થામાં દેવકીનું વય આ સમયે ત્રીશ-પાંત્રીશ વર્ષથી વિશેષ ન હોય. પરંતુ બીજી ૭ પત્નીઓ ધરાવનાર વસુદેવની વય ઠીકઠીક વધારે હશે. વળી આઠ સંતાનોની માતાને પ્રેમાનંદનો સમાજ વૃદ્ધ નહિ તો પણ પ્રૌઢ માનવા અવશ્ય તૈયાર થાય. **૧૬. મશક :** પાણી ભરવાની ગામડાની કોથળી. મશક વડે કંઈ સમુદ્ર ખાલી થઈ શકે? **મહારુદ્ર :** શંકર. **ભાણ :** ભાનુ, સૂર્ય. **૧૮ :** ભાગવતમાં કંસના સંતાનો વિશે આડકતરો ઉલ્લેખ છે.

આ કન્યાને જીવતદાન આપવા કંસને કરગરતી દેવકી કહે છે : "स्नुषेयं तव कल्याण स्त्रियं मा हन्तुमर्हसि । (૧૦–૪–૪) આ તારી સ્નુષા-પુત્રવધૂ થશે, એ પ્રલોભનને મુદ્દો છોડી 'જેવાં તને તારાં બાળકો વહાલાં તેવાં મને મારાં' એમ કહી પ્રેમાનંદ તેના વાત્સલ્ય ભાવને જાગ્રત કરવા પ્રયાસ કરે છે.

૨૦. રોહ્યો : ખેતરનો રખેવાળ. ભિડીમાળ : ગોફણ.

૨૩. મે' મરવું સત્ય : મારું મૃત્યુ હવે નક્કી છે.

૨૮, ૨૯, ૩૦ : દુષ્ટને પણ પોતાનો હેતુ સફળ ન થતાં પસ્તાવો થાય છે. ૩૨. ગયું જોબન આવી જરા : આગળ નોંધ્યુ છે તેમ વસુદેવ સંભવતઃ મોટી ઉંમરના હશે. તેમને માટે આ વાનપ્રસ્થની વય તો હશે જ. ૩૩. કંસને ભ્રમમાં નાખવા માટે જ આ વચનો. ઉત્તરાવસ્થામાં હવે પુત્ર થાય, તે મોટો થાય અને પાળે એ આશા જ ક્યાં, માટે તમે હવે અમારું પાલન કરજો. અમે તો હવે મૃત્યુના કોળિયા થયા જેવા છીએ. બેઠો રમત માંડી :, આ તો પરમાત્માની લીલા છે, કોઈ કોઈને મારતું નથી અને કોઈ કોઈનો મિત્ર નથી, ત્યાં નથી આનદ, નથી શોક, કેવળ મન, અંતઃકરણ માની લીધેલા દુઃખને કારણે ઉદ્વેગ પામે છે.

કડવું ૧૮ :

૧. કંસે ન જાય જ્વાળા સાહી શકી : કંસથી જ્વાળા સહન થઈ શકી નહિ. ત્રીજીના 'થી' પ્રત્યયને સ્થાને 'એ' પ્રત્યય. ૫. અતઃપર : તે ઉપરાંત, દારુણ રુદન. કલ્પને અંતે પ્રલય આવતાં જે હાહાકાર થાય તેવું રુદન. અહીં તેવું રુદન ઉપજાવે એવી વાત. ૬. ધીરી નહિ : વિશ્વાસ ન કર્યો. ચિંતા અમથી ન રહી : બહેનને આટઆટલું દુઃખ આપવા છતાં ચિંતા, દૂર ન થઈ. ૮.

ઉન્માર્ગ ધર્મ : અવળો ધર્મ. અનીતિ, અધર્મ, ૧૬. કંસને શંકરનું વરદાન હતું કે તે દેવોથી હારશે નહિ, ભાગવતમાં "मूलं हि विष्णुर्देवानां यत्र धर्मः सनातनः तस्य च ब्रह्मगो विप्राः तपः यज्ञाः सदक्षिणा ॥ (૧૦–૪–૨૯) એવું વચન છે. એ સ્થળે શિવનાં વરદાનનો ઉલ્લેખ નથી, પરંતુ શિવનું વરદાન છે પછી વિષ્ણુનો ભય શો એમ કહી પોતાના સમયમાં ચાલતા શૈવ–વૈષ્ણવ સંઘર્ષનો તો નિર્દેશ નથી કરતો ? જો કે તે તો અન્યત્ર 'હરિહર એક સ્વરૂપ' એમ કહે જ છે.

---

## અધ્યાય ૫ :

[નંદને ત્યાં પુત્રજન્મનો મહોત્સવ થાય છે. કંસનું તેડું આવતાં તે મથુરા જાય છે અને પતના ગોકુળ પહોંચે છે]

### કડવું ૧૯ :

૩–૬ : કૃષ્ણજન્મ સમયે મથુરામાં જેવા શુભ શકુનો થયા હતા તેવા ગોકુળમાં પણ થયા. ૮. **જઈ જગાડ્યા નંદ** : નવ પ્રસૂતા યશોદા પાસે કોઈ પરિચારિકા નહિ હોય ? તે જાતે નંદને વધામણી આપવા જાય છે એ અજુગતું છે ભાગવતના કથાવસ્તુનો વિચાર કરતાં પ્રેમાનંદ ક્યારેક આવી શરતચૂક કરી બેસે છે. **૧૧. અખ્યાણા** - स **अक्षय्यान्नम्** : શુભ કાર્ય નિમિત્તે પુરોહિત, બ્રાહ્મણ વગેરેને છોડાંવાળો ભાત, અથવા ઘઉં આપવામાં આવે છે તે. **૧૨. પય દધિનો કર્દમ** : દૂધ દહીંનો કાદવ ભાગવતકાર કહે છે. "गोपाः परस्पर हृष्टाः दधिक्षीरघृताम्बुभिः । आसिञ्चन्तो विलिम्पन्तो नवनीतैः चिक्षिपुः ॥ ગોવાળો હર્ષ પામતાં એકબીજા ઉપર દૂધ, દહીં માખણ, ઘી વગેરે છાંટતા હતા તેનો કાદવ નંદના

આંગણામાં થયો હતો. **૧૪. દ્રોઈતણાં** : દરોઈનાં, દુર્વાનાં. **સોવણ :** સુવર્ણ **૧૫. લોબરી** : બારીક ઊનની કામળી–ઓઢણી. આ તો વધી ગોપકન્યાઓ ભરવાડણો છે માટે પ્રેમાનંદ તેમને મોંઘા મૂલની પણ લોબરી પહેરાવે છે. **૧૭. વૃદ્ધશ્રાદ્ધ** : વૃદ્ધિશ્રાદ્ધ પુત્રજન્મ પ્રસંગે કરવામાં આવતું માંગલિક શ્રાદ્ધપૂજન, **૧૮ મવત્સી** : વાછરડાં સાથે. **૧૯. પામરી** ઉપરણું. **૨૦–૨૧** : કૃષ્ણજન્મ થતાં આ ચમત્કાર થયા **પૂર પ્રવાહ વહ્યા રે** : ગોકુળમાં દૂધનો વરસાદ થયો અને તેનાં વહેણ પૂરમાં વહેવા લાગ્યાં.

કડવું ૨૦ :

૨, ૩, ૪ : કવિ કહે છે ભગવાનની અકળ લીલા તો જુઓ: જે પોતે સમગ્ર જગતનો અન્નદાતા છે, જીવમાત્રના જીવનરૂપ છે તે પોતે જશોદાને ધાવે છે, જે પોતે જગતને સત્ત્વ, રજસ, અને તમસના બંધનમાં બાંધે છે છતાં પોતે નિર્બંધ રહે છે તે જશોદા દ્વારા ઉખળ સાથે બંધાય છે? જેના મુખમાં ચૌદ લોક છે તે પોતે મૃત્તિકા ખાય છે! ૫. નિકંદ : નિકંદન નાશ. **૧૦. અર્ભક** : બાળક. **૧૧.** જ્યાં સુધી નંદ અને અન્ય ગોપજનો ગોકુળમાં છે ત્યાં સુધી પૂતના નંદના બાળકનો નાશ કરવામાં ફાવે એમ નથી. માટે તેણે કંસને કહી નંદને મથુરા તેડાવ્યા અને એના કારણરૂપે શ્રાવણ માસના કરનો મુદ્દો પ્રેમાનંદ નવો ઉમેરે છે ભાગવતમાં તો નંદ આપમેળે વાર્ષિક કર આપવા જાય છે અને ત્યારે ગોપ લોકોને ગોકુલની રક્ષાનો ભાર સોંપીને જાય છે. **गोपान्गोकुल रक्षायां निरूप्य मथुरां गत । नन्दः कंसस्य वार्षिक्यं करं दातुं कुरूद्वह ॥** (૧૦–૫–૧૯) પૂતનાનો માર્ગ નિષ્કંટક બનાવવા પ્રેમાનંદ એક પણ ગોપને ગોકળમાં રહેવા દેતા નથી. કંસને વધુ દુષ્ટ અને કાવ

પ્રેમાનંદના ઉમેરણને લીધે જરૂરી બન્યાં અને તે કંસની દાંભિક દુષ્ટતા પ્રગટ કરે છે.

કડવું ૨૧ :

૧ **સીધું** છે : સિદ્ધ થયુ છે. ૨. **જૂવાં** : જૂજવાં, જુદા જુદા પ્રકારનાં ૫. **વાંસે વહી જળધાર** : વસુદેવની કારાગૃહમાંથી મુક્તિ પછી આ બન્ને મિત્રો પહેલી વાર મળ્યા ત્યારે એકબીજાને ભેટી પડ્યા અને તેમની આંખમાંથી વહેતાં આસુ એકબીજાના વાંસા ઉપર વહેવા લાગ્યાં. ભા.માં વસુદેવ પોતે નંદને ઉતારે મળવા જાય છે જ્યારે અહીં વસુદેવ નંદની રાહ જોઈ રહ્યા છે (મારગ નિરૂખે છે) અને નંદ તેમને મળવા જાય છે : ૭ **શ્યાલક** : સાળો. વસુદેવનો સાળો કંસ. ૮. કર્મની ગતિ ગહન છે એ અર્થ. **૧૪. જાણ્યું અમો...વિધાતા છે** : વસુદેવનુ આ વચન કટાક્ષ નથી, દાઢમાંથી બોલાયેલું નથી, તમારો પુત્ર તે જાણે અમારો જ. અમારા હૃદયના ભાવનો સાક્ષી એક માત્ર વિધાતા પોતે જ છે એમ કહેતાં મિત્રસ્નેહ વ્યક્ત થાય છે, તે સાથે તે પુત્ર પોતાનો જ છે એ હકીકત ભૂલી શકાતી નથી, માટે તેને ઔપચારિકતાનો વાગો પહેરાવ્યો છે. અને એ રીતે શ્રોતાવર્ગ માટે તે મર્માળા હાસ્યની ગરજ સારે છે **૧૬, ૧૭, ૧૮** : પૂતના ગોકુળ ગઈ છે એ વાત વસુદેવ જાણે છે, તેથી સત્વરે ગોકુળ જવા માટે આ અપશુકનોની વાત કહે છે **૧૯. પરંમારથ** : હવે પછીની કડીઓમાં દેવકી યશોદા માટે જે શીખ કહે છે તે તો પોતાના પુત્રના સ્વાસ્થ્ય અને રક્ષણ માટે–સ્વાર્થવશાત્ જ છે. છતાં પોતે તો સ્વજનભાવે જ કહે છે માટે વસુદેવની જેમ જ તે નિરપેક્ષતાનો વાગો સજાવે છે. **૨૪. જમશો મા ખાટી વસ્ત** : ખાટી વસ્તુ પુત્રને ભારે પડશે માટે તે ખાશો નહિ. માતૃહૃદયની અધીરાઈ આ પ્રમાણે કહેવડાવે છે.

## અધ્યાય ૬ :

[કૃષ્ણે પૂતનાનો પ્રાણ ચૂસી લીધો એ કથાપ્રસંગ આ અધ્યાયમાં છે]

૩. સીઝે : સિદ્ધ થાય. ૪. પેણ : સં. પ્રણ પ્રતિજ્ઞા. હરિ રાખે...લાજ : હરિને મારવાના કાર્યમાં હરિની જ સહાય માગતી પૂતના આત્મવંચના કરતી લાગતી નથી? અને એથી હાસ્યાસ્પદ બને છે. પ્રેમાનંદની હાસ્ય નિષ્પન્ન કરવાની શક્તિ આવાં વચનોમાં અન્ય આખ્યાનોની અપેક્ષાએ વધુ સૂક્ષ્મ બની જણાય છે ૫ થી ૧૬ સુધીનું સર્વાંગસુન્દરી પૂતનાનું વર્ણન ભાગવતથી જુદું પડી, પરંપરાગત વર્ણનને અનુસરે છે અણવટ : પગનાં આંગળાંનાં ચાંદીનાં ઘરેણાં. ખદ્યોત : આગિયો. વિછુવા : પગના અંગૂઠાનું ઘરેણું. ફંદ : ફસાવવા માટેના ચેનચાળા. રૂપનિધિમાં...નાવ : તેના રૂપના સાગરમાં બ્રહ્મા પણ ડૂબી જાય. એમાંથી ઊગરવા માટે કોઈ નૌકા, કોઈ ઉપાય નથી કટિમેખલા : કંદોરો. ચીર : આછું રેશમી વસ્ત્ર. ચરણા : ચણિયો. ચોળી લખિયા મરાળ : ચોળી ઉપર હંસની આકૃતિનું ભરતકામ હતું ગોફણાનું ગાન : સં गुम्फ + फणा : અંબોડામાં નાંખવાનું સાપની ફેણના આકારનું, ઘૂઘરીવાળું એક આભૂષણ ઘૂઘરીના અવાજને કારણે 'ગાન' કહ્યું છે. કદળીપત્ર : કેળનું પાન. પોયણુપાન : કમળનું પાન. ભર્યો પરિમળ : તેની નાભિમાં સુગંધી પદાર્થ ભર્યો હતો. પંકજ તંત : કમળના પૂંકેસરના તંતુ જેવી ઝીણી. દુગદુગી : કાનનું આભૂષણ. કંબુ : શંખ, ગ્રીવા: ડોક વેસરવાળી: નથ. છે ગૌર ગાલે...વિધિરાય: ગૌર ગાલ ઉપર ભ્રમરનું ચિત્ર હતું જે વિધિએ જ રચ્યું હોય તેવું શોભતું હતું. ત્રોટી : ...નું આભૂષણ ખંજન અથવા મીન : એક પક્ષી, જેની આંખનો ડોળો ફરકયા કરે છે એથી આ સુન્દરીની આંખને તેની સાથે

સરખાવી છે. **ચાંદલે ચોખા લીન** : ચાંદલો કરી તે ઉપર ચોખા ચોડ્યા છે **ગલુબંધ** : ગળામાં બંધબેસતો આવી જાય એવો અછોડો. **ઝૂમણું** : ડોકનું આભૂષણ **શીશફૂલ** : અંબોડામા નાખવાનો ચાક. **બોરફૂલ** : બોરમાળા **૧૮. શકે લક્ષ્મી ..વૈકુંઠનાથ** ' ભાગવતકાર પણ કહે છે. "**अमंसत अम्भोजकरेण रूपिणीं गोप्यः श्रियं द्रष्टुमिवागतां पतिम्** ॥ (૧૦-૬-૬) હાથમાં તેણે કમળ રાખ્યુ હોવાથી ગોપીઓએ તે પતિનુ દર્શન કરવા આવેલી લક્ષ્મી હોય એમ માન્યુ **૨૦ માશી** જાણ્યા' માશીનુ આ સગપણ પ્રેમાનંદે જોડી કાઢ્યુ છે. કદાચ ત્યારથી જ 'પૂતનામાશી' શબ્દપ્રયોગ પ્રચલિત બન્યો ૨૦. **विबुध्य तां बालकमारिकाग्रहं चराचरात्मा स निमीलितेक्षणः** ૧૦-૬-૮) **૨૧ જેમ ગુપ્ત ખડ્ગ કોશમધ્યે** : ભાગવતકારે પૂતના માટે વાપરેલી '**कोशपरिच्छन्नासिवत्**' (૧૦-૬-૯) ઉપમા પ્રેમાનંદ કૃષ્ણ માટે યોજે છે

**કડવું ૨૩** :

**૫ નંદજીએ હું મોકલી** : પૂતનાના સ્તનમા અમૃત હતું તેથી નંદજીએ બાળકને ધવરાવવા ગોકુલ મોકલી છે એમ પૂતના કહે છે માટે જસોદા તેને રોકતી નથી ભાગવતમા આ કારણ આપ્યુ નથી ભાગવતકાર તો '**वरस्त्रियं तत्प्रभया च धर्षिते निरीक्षमाणे जननी ह्यतिष्ठताम्**' (૧૦-૬-૯) જસોદા તો તે ઉત્તમ સ્ત્રીને જોઈ તેની કાંતિથી જ એવા અંજાઈ ગયા હતા કે તેને જોતા જ સ્તબ્ધ ઊભા રહ્યા પૂતનાના વર્તનને સ્વાભાવિક બનાવવા પ્રેમાનંદ આ રીતનો ફેરફાર કરે છે. **૭ જેમ રજ્જુ વિશ્વાસે સાપ** જેમ દોરડાની ભ્રાંતિથી સાપને ઊંચકી લે તેમ સરખાવો : **अनन्तमारोपयदङ्कमन्तकं यथोरगं सुप्तमबुद्धिरज्जुधीः**॥ (૧૦-૬-૮) ૧૫ જસોદાને વહારે ધાવાની પૂતનાની આર્તવાણી અને પાપનો એકરાર

પ્રેમાનંદનું ઉમેરણ છે ૨૦. મૂણ્યું : મૂઝી ગયું ડ્રીકા : હેડકી. ૨૩, ૨૪, ૨૫, સરખાવો. ईषामात्रोग्रदंष्ट्रास्यगिरिकन्दरनासिकम्। गण्डशैलस्तनं रौद्रं प्रकीर्णारुणमूर्धजम् ॥ अन्धकूपगभीराक्ष पुलिनारोहभीषणम बद्धसेतुभुजोर्वङ्घ्रिशून्यतोयहृदोदरम् ॥ કેટલાંક ઉપમનોમાં પ્રેમાનંદ થોડા ફેરફાર કરે છે.

**કડવું ૨૪ :**

૩ ફંછી · કસીને ૪ પડછંદ : પડછંદા, પડઘા. ૬. અંગન્યાસ : શરીરનાં જુદા જુદા અંગોની રક્ષા માટે અનુરૂપ મંત્રથી ત્યાં દેવતાઓનું આહવાન કરવામા આવે છે ભાગવત અનુસાર ગોપીઓએ આચમન કરી પહેલા પોતાના અંગોમાં તથા હાથમાં બીજન્યાસ કરી, કૃષ્ણનાં અંગોમા તથા હાથમાં બીજન્યાસ કર્યો હતો. શ્લોક ૨૨ થી ૨૯ આ ન્યાસનુ અને રક્ષાસ્તોત્રનું નિરૂપણ છે. ૮ બાળકની નજર ઉતારી. ૧૩ માણસમા નહીં નારી : નારી નિર્બળ હોવાથી પુરુષ વિના તેનૂ કશુ મૂલ્ય નથી. પ્રેમાનંદના સમાજમાં નારીની પ્રતિષ્ઠા ન હતી, તેથી આવી ઉક્તિઓ સ્વાભાવિક છે મસ્તક સૂંઘ્યું આશીર્વાદ આપતા વડીલ બાળકનુ મસ્તક સૂંઘે ૨૧. બાળહત્યા જેવુ પાતક કરનારી પૂતનાનો મોક્ષ કેમ થયો ? એ સંદેહના સમાધાનમા ભાગવતકાર કહે છે કે ભક્તોના હૃદયમાં રહેલા અને લોકોમા પૂજ્ય પુરુષો પણ જેને વંદન કરે છે. તે ચરણો વડે તેના શરીરને દબાવી ભગવાને તેનું સ્તનપાન કર્યું હતુ તેથી, મારી નાખવાની ઇચ્છાથી સ્તનપાન કરાવનારી પૂતના માતા સ્વર્ગ પામી. પ્રેમાનંદ પણ કહે છે કે તે 'વિષ્ણુચરણ મહિમાય' અને સાથે ઉમેરે છે કે 'તસમયે જે પ્રભુનુ નામ લે, ભાવે કભાવે પ્રભુને સ્મરે તેને મોક્ષ પામે છે. એમ કહી તે નામસ્મરણનો મહિમા વધારે છે.

---

## અધ્યાય ૭.

[ કૃષ્ણે શકટાસુર તથા તૃણાવર્તનો સંહાર કર્યો અને માતાને પોતાના મુખમાં બ્રહ્માંડ બતાવ્યું ]

**કડવું ૨૫ :**

૬. નંદને ખબર પડે તો ગોપજન સાથે ગોકુળ છોડી જાય અને કંસને કરની મોટી ખોટ આવે આ તર્ક પ્રેમાનંદનો છે. ૭. **શકટાસુર** - ભા. મા શકટની ઘટના છે પણ તે અસુર તરીકે નથી. હરિવંશના વિષ્ણુપર્વમા કે બ્રહ્મવૈવર્તના કૃષ્ણજન્મખંડમા પણ શકટને અસુર તરીકે ઓળખાવ્યું નથી. પરંતુ 'વૈષ્ણવતોષણી' ટીકા અનુસાર બ્રહ્માંડ પુરાણમા 'શકટાસુરભંજન'નું વસ્તુ છે. **૧૧. માસિક કર્મ** : પ્રેમાનંદ ઝોળાપોળી કરવાના રિવાજનો નિર્દેશ કરે છે. ભા. માં **औत्थानिक कर्म**નો નિર્દેશ છે, જેને શ્રીધર **उत्थानं शिशोः अङ्गपरिवर्तनम्** એ રીતે સમજાવે છે, જે બાળકનું પડખું ફેરવવાનો કોઈક રિવાજ હશે. પ્રેમાનંદ પોતાના સમયનો ઝોળીમા પહેલીવાર પહેરાડવાનો કોઈક રિવાજ ગોઠવી દે છે. **૧૨–૧૭. આજ ઝોળીએ ...તંન** : બાળકને પહેલીવાર ઝોળીમા સુવાડવાનો વિધિ કરવાની ઇચ્છા. ચાર સૌભાગ્યવતી સ્ત્રીઓ ઝોળીના ચાર છેડા પકડી ઊભી રહે અને તેમા બાળકને સુવાડવામા આવે છે. **પીળ્યા**: પીયળ કાઢી. **ચૌદ લોક ...હરિરાય** : જેના મુખમા સમસ્ત બ્રહ્માંડ છે તે પરમાત્મા પોતે બાલસ્વરૂપે ઝોળીમાં સૂતા છે **૨૦. કર્મ 'અંધારા** : કર્મના અધાર, અજ્ઞાન, બંધન **૨૨. દોપી** : દોષિત અહીં દોષ કરનારા, દુષ્ટ. **૨૬. નહીં કો ગોપી તોલે રે** :પરમાત્માને પારણે ગોપીઓ સિવાય ( એક અનસૂયાને બાદ કરતાં ) કોને સ્થાન મળ્યું છે? ૨૭, ૨૮, ૨૯. પરમાત્માએ સંસારરૂપી હિંડોળો બાંધ્યો છે, જેમા અસંખ્ય જીવો પોતપોતનાં કર્મ અનુસાર હીંચી રહ્યા છે એ સંસાર

હિંડોળે શકર અને બ્રહ્મા જેવા યોગીઓ પણ ભ્રમણામા પડી હિંચોળે છે તો માયમા પડેલા જીવોનુ તો એનુ રહસ્ય પ્રીછવાનુ ગજુ જ શુ? આવાગમન: હિંડોળો એક દિશામાથી બીજી દિશામા આવજા કરે છે તેમ આ સસાર પણ જન્મ-મરણ રૂપે હિંડોળો જ છે ૩૦, ૩૧ જે પોતે કર્મના પરિપાક અનુસાર જન્મમરણના હિંચોળે જીવોને ઝુલાવે છે તે બ્રહ્માને ગોપીઓ ગામઠી રીતે હિંચોળે છે। ૩૨. આહ સસારથી સસારના મથનથી શબ્દોનો આવો વ્યુત્ક્રમ પ્રેમાનદે અનેક સ્થળે કર્યો છ

કેડવું ૨૬

૧ સચરાચરુ સચર-સ્થાવર અને અચર-જગમ સર્વ સ્થળે વ્યાપક, પરમાત્મા ૫ ઘેર આવ્યાને દીજીયે કટાક્ષ વચન. ૧૨ ઊંધે ગાડાને ઘોરિયે ૧૮ મુગદળ મગદળ સ. मुद्गर १८ ૧૮. વજ્રકુજર વજ્ર જેવો હાથી ૨૨. ગાડુ કૃષ્ણની લાતથી ભાગ્યુ ત્યારે મહિનાના બાળકની શક્તિથી અજાણ જસોદા અન્ય બાળકોનો વાક જુએ છે ૨૩ અન્યા અન્યાય અહીં વાક ૨૪ કાષ્ઠાકાર લાકડાનો આકાર ૨૬ ૫ચગવ્ય ગાયનાં દૂધ દહીં, ઘી મૂત્ર અને છાણુ એ પવિત્ર ગણાય છે

કેડવું ૨૭

૩ તૃણાવત તૃણાવર્ત ૬ ન કહેવાય ભારે પોતાનો પુત્ર આટલો વજનદાર છે એમ એક માતાથી કેમ કહેવાય? લોકા ચારથી તે વિપરિત છે ૭ હરબડાવી ભય અને વિસ્મયની મિશ્ર લાગણીનો અનુભવ કરા યો અરુ પરુ જોઈ કોઈ જોતુ તો નથી એની ખાતરી કરી भूमौ निधाय तम् गोपी विस्मिता ૬. (૧૦-૭-૧૯) સા યશોદા બાળકને જમીન પર મૂકી દે છે પ્રે૦ ની જસોદા તો ભાર સહન ન થવાથી ખોળામાથી

ગભડાવી જ દે છે. **૧૦. આંધી ધુળકોટ** : પ્રચંડ આંધી, વાવાઝોડા (ભાગવતમા એ વાવાઝોડાને **चक्रवात** ને નામે ઓળખાવ્યુ છે) ને કારણે ઊડેલી ધૂળનો જાણે કોટ રચાઈ ગયો. **૧૧. કોરણ** : ધૂળની ડમરી, આંધી **૧૭. આખે અણી** : કુશળક્ષેમ.

**કડવુ' ૨૮ .**

**૨. જાણે આજ પુત્રનો જન્મ થયો** : તૃણાવર્ત રૂપી મૃત્યુના મુખમાંથી ઊગર્યો હોઈ. **૬ કાં પૂઠ લે** : રાક્ષસોએ અમારા— ગરીબડા આહીરોનો પીછો શા માટે લીધો હશે? **૯. અંબાને આવે વિશ્વાસ** પોતાનુ સાચુ સ્વરૂપ જોઈ પુત્રના યોગક્ષેમ માટે માતાને વિશ્વાસ આવે તે હેતુથી કૃષ્ણ પોતાના મોમા સમસ્ત બ્રહ્માંડનુ દર્શન કરાવે છે ભા૦મા આ કારણ આપ્યુ નથી. પોતે કયા પુણ્યો કર્યા હશે જેથી મહા અનિષ્ટમાથી બાળક ક્ષેમકુશળ ઊગરી ગયુ એવો પ્રશ્ન તો નદ વગેરે ગોપજનોને થાય છે

૧૦, ૧૭ ભાગવતમા આ વિરાટદર્શન એક જ શ્લોકમા આપી દીધું છે : **खं रोदसी ज्योतिरनीकमाशाः सूर्येन्दुवह्निश्वसनाम्बुधींश्च । द्वीपान्न गास्तद्दुहितॄर्वनानि भूतानि यानि स्थिरजङ्गमानि ॥** (૧૦–૭–૩૬) આકાશ, પૃથ્વી, નક્ષત્રો, દિશાઓ, સૂર્ય, ચન્દ્ર, અગ્નિ, વાયુ, સમુદ્ર, દ્વીપો, પર્વતો, નદીઓ, વનો અને સ્થાવર જગમ પ્રાણીમાત્ર જોયા. પ્રેમાનંદ તો આ દર્શનની વિરાટતાનો ખ્યાલ આપવા, ભાગવતકારે ગણાવેલી વસ્તુઓની સખ્યા દર્શાવે છે અને બીજી અનેક વસ્તુઓ તેની સાથે ઉમેરે છે. એ લાંબી યાદી સાભળી શ્રોતાવર્ગ ભક્તિભાવના પ્રભાવ નીચે આવી જાય એટલે તે "**લીલા શીશી વખાણુ**" કહી પરમાત્માની લીલા અનત અને અવર્ણનીય છે એમ કહી, યશોદાને શ્રદ્ધાન્વિત થતી દર્શાવે છે. ૧૮. પુત્રના સત્ય સ્વરૂપનો સાક્ષાત્કાર થતાં જગતના

ગભધોનું મિથ્યાત્વ તે સમજે છે. ૨૦. ખોઈ : ઝોળી. વાર્યું કીધું : ઠીક જ કર્યું. આવા સામર્થ્યશીલ પુત્રને જો ખોળામાંથી ગબડાવી ન મચ્યો હોત, અને નામી ગઈ ન હોત તો હું યે મૃત્યુ પામત. ૨૨. માતાને એક વાર છિન્નસશય કરી કૃષ્ણ ફરી તેના પર માયાનો પ્રભાવ ફેલાવે છે, જેથી ફરી તે કૃષ્ણને વત્સલભાવે જુએ છે.

---

## અધ્યાય ૮.

[ભગવાનનું નામકરણ કરવામા આવ્યુ. ગોપીઓએ કૃષ્ણનાં તોફાનોની ફરિયાદ કરી અને યશોદાને ફરી પુત્રના મુખમા વિશ્વરૂપનુ દર્શન થયું]

**કડવું ૨૯ :**

૬. ગુરુદેવ : યાદવોના પુરોહિત ગર્ગાચાર્ય રૂ વસુદેવ બાળકની અદલાબદલી કર્યાની વાત કહે છે. **વાદ્યો વંશ જજમાન :** ગર્ગાચાર્ય આખરે તો પ્રેમાનદે સર્જેલો ગોર છે ને! ૭, ૮ વસુદેવ ગર્ગાચાર્યને ગોકુળ જઈ બન્ને બાળકોનાં નામકરણ કરવા અને જન્મપત્રિકા બનાવવા કહે છે. ભાગવતમાં પણ **वसुदेवप्रचोदितः** વસુદેવની પ્રેરણાથી જ ગર્ગાચાર્ય ગોકુળ ગયા હતા એ પ્રેરણા શી હતી એનો વિસ્તાર પ્રેમાનદીય છે. ૯, ૧૦ : 'નથી ભોજન કરવા અન્ન' એવા શબ્દોથી પરમાત્માનુ પિતૃપદ ધરાવનાર વસુદેવની પણ આ અવસ્થા એમ કહી પ્રેમાનદ તેના પ્રત્યે અનુકંપા ઉપજાવવા સાથે વિધિની અકલ લીલાનો ખ્યાલ આપે છે.

૧૩ પોડશ પ્રકારે : આહ્‌વાન, આસન, પાપ, અર્ધ્ય, આચમન, વસ્ત્ર, યજ્ઞોપવિત, ગંધ, પુષ્પ, ધૂપ, દીપ, નૈવેદ્ય, દક્ષિણા, ક્ષિણા અને આરતીમંત્રપુષ્પાંજલિ એ પૂજાના સોળ ઉપચારો

૧૪. ગર્ગાચાર્ય નંદને કહે છે કે તે રોહિણીના પુત્રનું નામકરણ કરવા આવ્યા છે ભામાં તેમને કશુ જ કહેવું પડતું નથી. નદ પોતે જ બન્ને બાળકોનાં નામ પાડવા વિનંતી કરે છે.

૧૭. ઋષિનો ભાંગ્યો સંદેહ :રોહિણીના પુત્રને જોઈ ખાતરી થઈ કે એ શેષનો અંશ છે. ૨૦. રોહિણીનો પુત્ર પોતાના રૂપથી ગોકુળને આનંદ પમાડતો હતો માટે 'રામ' નામ પાડ્યું. ભાગવતકાર **રમયન્ સુહૃદઃ ગુણૈઃ** એ રીતે મોહક ગુણને મહત્ત્વ આપે છે. ૨૧. ભદ્ર : ભાગવતમાં આ નામનો ઉલ્લેખ નથી. ૨૨. સંકર્ષણ યશોદાના ગર્ભમાંથી યોગમાયાએ આકર્ષણ કરી રોહિણીના ગર્ભમાં મૂકયો હતો માટે સંકર્ષણ ભાગવતકાર **યદૂનામ્ અપૃથક્ભાવાત્ ઉશન્તિ**–વિવાદથી વિખૂટા યાદવોને એકયભાવથી ભેગા રાખનાર થશે તેથી સંકર્ષણ. એવી સમજૂતી આપે છે. ભાગવતમાં કેવળ ત્રણ જ નામો પાડવામાં આવ્યાં છે.

**કડવું ૩૦ :**

૧–૪. બાળકને જોતાં જ ઋષિને તેના બ્રહ્મસ્વરૂપનો સાક્ષાત્કાર થયો એથી તેની પ્રદક્ષિણા કરી, સ્તુતિ કરી ૫ એ તો વસુદેવજીના પુણ્યે તમારા જેવા ઋષિ રંકને ત્યાં નામ પાડવા આવ્યા. બાળક વસુદેવનો છે એ જાણનાર તેનો એવો અર્થ પણ ઘટાવે કે આ પુત્ર વસુદેવના પુણ્યનો છે. અને તે અમારે ત્યા હોઈ આપનુ આગમન થયું. ૬, ૭ : કહેવું પુત્ર પ્રત્યે લેહેણું : પિતા પુત્ર સાથે લહેણું છે કે નહિ તે પૂછે છે અને જસોદા તેના આયુષ્ય વિશે પૂછે છે. પ્રેમાનદ માતાપિતાના માનસનો અભ્યાસી જણાય છે. એ ઘેર આવશે ગૌ ચારી : ગોપાલન જે નદનો ધંધો વ્યવસાય છે તે આ પુત્ર બરાબર કરશે કે નહિ એ પ્રશ્ન યથાસ્થાને છે. ૮, ૯ : એકાંતનુ છે કાજ રે : ગર્ગાચાર્ય એકાંતમાં નામકરણ કરવાનો

આગ્રહ રાખે છે કારણ આ પુત્ર નંદનો નહિ પરંતુ વસુદેવનો છે ·
વાતનો ઘટસ્ફોટ કરવા માગે છે. જસોદા એ વાત સહન કરી
શકે, એથી તેને પણ તે ટાળવા માગે છે. ભાગવતકાર બીજું કાર
આપે છે અને તે વધારે વજૂદ ધરાવે છે. જ્યારે નદ બન્ને બાળકો
નામકરણ કરવા કહે છે ત્યારે ગર્ગાચાર્ય કહે છે : "**यदूनामहमाचार्य
रव्यातश्च भुवि सर्वदा । सुतं मया संस्कृतं ते मन्यते देवकी
सुतम्**" (૧૦–૮–૭) હું યદવોનો આચાર્ય તારા પુત્રનું ના
પાડ્યું તો તેને પણ કંસ દેવકીનો પુત્ર સમજશે કંસ વસુદેવ અ
નદની મૈત્રી જાણે છે અને આકાશવાણી પ્રમાણે આઠમો ગર્ભ કન્
મંળવે જ નહિ માટે જો તે શંકાશીલ થઈ તમારા પુત્રનો નાશ ક
તો તે આપણને દોષ થાય. નદને આ મુદ્દો ચિન્ત્ય જણાય છે તે
**मामकै अपि अलक्षित.** મારા પોતાના લોકો પણ ન જાણે એ
એકાંતમા બન્ને બાળકોના રોહિણીના પુત્રનુ પણ નામકરણ કર
કહે છે. સૂધું : સીધી વાત, સાચી વાત

**૧૦–૧૪ : એ વસુદેવતણો પુત્ર આનો રે :** ગર્ગાચાર્ય
સ્પષ્ટતાપૂર્વક કહી દે છે કે આ બાળક તમારો નહિ, વસુદેવનો
ભાગવતમા આટલી સ્પષ્ટતાથી કહેતા નથી, પરંતુ મોઘમ કહે છે
"**प्रागयं वसुदेवस्य क्वचिज्जातस्तवात्मज.**—પહેલાં ક્યાંક સમ
તારો પુત્ર વસુદેવનો પુત્ર હતો, તેથી તે 'વાસુદેવ' કહેવાશે. એમ
**नरो वा कुंजरो वा** જેવી સંદિગ્ધતા છે. રાખો બાંધી મૂઠી રે
આ વાત ખાનગી રાખવામાં જ હિત છે. પંચરાત્રિ : પાંચ રાત્
અહીં 'ગણતરીના જ દિવસો' એવો અર્થ અભિપ્રેત છે. 'આ
દિવસની ચાદની' જેવો શબ્દપ્રયોગ વાપરી પાંચરાત્રિનો પ્રયો
સંબધ છે એમ કહે છે. કૃષ્ણ અગિયાર વર્ષ નંદને ત્યાં રહે છે.
પણ ટૂંકો સમય જ કહેવાય. **૧૬. વરત્યું લગ્ન :** જન્મ સમ

.. ...., ..... હતાં તે નકકી કર્યું. ૧૭: શૂન્ય બ્રહ્મ કહાવે : બ્રહ્મ પૂર્ણ છે. અને પૂર્ણનું ચિહ્ન પણ શૂન્ય છે. એની જન્મપત્રિકામાં ૧ગનાશ વગેરેના આંકડા કેમ મૂકી શકાય ? નિર્વિકલ્પ બ્રહ્મની જન્મ-પત્રિકા બની ન શકે. ૧૯ : સૂર્ય, ચંદ્ર આજ્ઞામાં હીંડે રે : જેની આજ્ઞાને સૂર્ય અને ચંદ્ર પણ અધીન રહેતા હોય તેને નવ ગ્રહો પીડા કેમ કરી શકે ! ૨૨. નદે જમાડયું ગોકુળ ગામ : જે હેતુથી ભાગવતકારે એકાંતમાં નામકરણ કર્યું તે પ્રેમાનંદે સ્વીકાર્યો નથી, એથી પુત્રના નામકરણની ખુશાલીમા નદ ગામને જમાડે એમાં વિરોધ નથી. મોટી ઉમરે પુત્ર જન્મ્યો છે એનો આનંદ એ રીતે નંદ વ્યક્ત કરે છે.

કડવું ૩૧ :

આ કડવામાં કૃષ્ણની લાડઘેલી બાળલીલાનુ આલેખન છે બાળક જે અનેક પ્રકારનાં તોફાનો કરતું હોય તે કૃષ્ણ કરે છે, તેનું નિરૂપણ છે. કૃષ્ણનાં તોફાનો ગમે તેવાં અસહ્ય હોય છે તો પણ માતા યશોદા તેમ જ અન્ય ગોપીઓને તો આનદ જ આપે છે. અને તે ઘરના કામ મૂકી તેની પાછળ પાછળ ફરે છે. ૨૦. મોડ઼ે મોડ઼ે : ચાળા કરતાં કરતાં, અથવા વરણાગીમાં વાંકાવાંકા. ઘરને આંગણે કૃષ્ણ ઘૂંટણિયાં તાણે અને બીજા ફળિયામાં જાય ત્યા દોડાદોડ કરી મૂકે ! ૨૨. કહાડી...લાજ : બલરામ અને કૃષ્ણે નાનપણમાં ચોર તરીકેની આબરૂ સ્થાપી હતી ! ૨૩–૨૭ : એ ચોરીની પ્રવૃત્તિ કેવા પ્રકારની હતી તેનું વર્ણન. મોઠી : ઉજાણી.

કડવું ૩૨ :

કૃષ્ણનું તોફાન હદ ઉપરાંતનું થતાં ગોપીઓ ફરિયાદ કરવા આવે છે. ૨ ચાક ચઢાવ્યું : તોફાનોથી આખું ગોકુળ ચકાવે

ચડાવ્યું ૪. ગોપીઓને એકલો કૃષ્ણ આવીને તોફાન કરે તે ગમે છે. પરંતુ અન્ય ગોપબાળકો અને વાનરોનું રોણું લઈ જઈ તે નુકસાન કરે છે તે પરવડતું નથી. ૬. પુત્રે ગુનો કર્યો છે એથી નુકસાન ભરી આપવા અથવા જે સોટી મારી શિક્ષા કરવા તો જશોદા તૈયાર થાય છે. આમ છતાં ગોપીઓ સેને ધમકાવે તે તેને માન્ય નથી. રખેને બાળક છળી જાય તો ! ૯–૧૪ : કૃષ્ણ કેવાં કેવાં તોફાન અને નુકસાન કરે છે એ ગોપીઓ કહી બતાવે છે. એમાં પ્રેમાનંદ મહદ્ અંશે ભાગવતને જ અનુસરે છે. સરખાવો : वत्सान्मुञ्चन्क्वचिदसमये क्रोशसंजातहासः स्तेयं स्वाद्वत्त्यथ दधिपयः कल्पितैः स्तेययोगैः। मर्कान्भोक्ष्यन्विभजति स चेन्नात्ति भाण्डं भिनत्ति, द्रव्यालाभे स गृहकुपितो यात्युपक्रोश्य तोकान ॥ हस्ताग्राह्ये रचयति विधिं पीठकोलूखलाद्यैश्छिद्रं ह्यन्तर्निहितवयुनः शिक्यभाण्डेषु तद्वित् । ध्वान्तागारे धृतमणिगणं स्वाङ्गमर्थप्रदीपं । काले गोप्यो यर्हि गृहकृत्येषु सुव्यग्रचित्ताः ॥ एवं धार्ष्ट्यान्युशति कुरुते मेहनादीनि वास्तौ, स्तेयोपायैर्विरचितकृतिः सुप्रतीको यथास्ते । (૧૦–૮–૨૯, ૩૦, ૩૧) [ કોઈ વાર વાછરડાંને તે છોડી મૂકતાં વઢીએ તો તે હસે, કોઈ વાર ચોરીની યુક્તિથી ચોરેલાં સ્વાદિષ્ટ દહીં દૂધ પોતે ન ખાઈ શકે તો વાનરોને લુંટાવી દે છે. જો કોઈ વસ્તુ ન મળે તો, અમારા ઘર ઉપર ગુસ્સે થઈ વાસણો ફોડી નાખી, અમારાં બાળકોને રડાવી જતો રહે છે. જો દહીં વગેરે તેનો હાથ ન પહોંચે એટલે ઊંચે મૂકયા હોય તો પાટલા ને ખાંડણિયા એક ઉપર એક ગોઠવી, ત્યાં પહોંચે છે, શીકા ઉપરનાં વાસણોમાં નીચેથી કાણું પાડે છે. અને અંધકારમાં પણ ધારણ કરેલા મણિઓના તેજથી તેને અજવાળું થાય છે આ રીતે ગોપીઓ ગૃહકાર્યમાં રોકાયેલી હોય ત્યારે તે

નુકસાન કરે છે. આ પ્રમાણે દાંડાઈનાં કામો કરતો તે ઘરના આંગણાંમાં મળમૂત્ર કરી, ચોરી કરનાર જેમ સજ્જન હોવાનો ડોળ કરે તેમ દેખાવ કરે છે] કડી ૧૨, ૧૩, ૧૪ માંનું તોફાન પ્રેમાનંદે ઉમેર્યું છે એ સ્પષ્ટ છે.

૧૫. ભા૦ ની યશોદા व्यारव्यातार्था प्रहसितमुखी न हि उपालब्धुम् पच्छत्—હકીકતયા વાકેફ થયા છતાં પુત્રને ઠપકો આપવા ઇચ્છતી નથી. પ્રેમાનંદની જસોદા તો ગોપીઓની વાત માનવા તૈયાર જ નથી. માતાને પોતાના દીકરાનો વાંક ક્યારે ય વસ્યો છે ?
૧૬. એથી ગોપીઓ કૃષ્ણને ગુનો કરતો પકડી જસોદાને ખાતરી કરાવવા તૈયાર થાય છે. કંસનો સંહાર કરવા જન્મેલા કૃષ્ણને કંસનો ભય બતાવવો એ હાસ્યની સ્થિતિ જન્માવે છે.

કડવું ૩૩ :

જસોદા ગોપીઓની વાત માનવા તૈયાર નથી એ ફેરફાર કરતાં એના અનુસંધાનમાં પ્રેમાનદ આ કડવાનું વસ્તુ ઉમેરે છે. જે વૈકુંઠનો નાથ છે તે, ગોપીઓને કરગરે, બાળના સોગંદ આપે ફરી ચોરી ન કરવાની બાંહેધરી આપે, બહાર છોકરાઓ તમાશો ઊભો કરે, પુત્રને શિક્ષા કરવા જસોદા હાથમાં સોટી લઈને આવે, અને ઓરડો ખોલતાં ત્યાં કૃષ્ણ મળે જ નહિ, અને ગોપીઓ ચાટ પડી જાય, જસોદા ઊલટી તેમના પર ગુસ્સે થાય, એ સર્વ પરિસ્થિતિ રસરવામી પ્રેમાનદના હાસ્યનિષ્પત્તિના કસબનો પરિચય આપે છે.

કડવું ૩૪ :

બીજી વારનું વિશ્વરૂપ દર્શન પણ પુત્રના આરોગ્ય વિશે માતાની ચિંતા નિવારવા માટેનું જણાય છે. ૧૦. પાંડુરોગ એટલે શું થાય : માટી ખાવાથી પુત્રને પાંડુરોગ થશે એવી ચિંતા જસોદાને

થઈ;' પરંતુ 'જેના' મુખમાં આખી પૃથ્વી છે તેને 'માટીનાં બે ઢેફાં આવાથી શું નુકસાન થવાનું છે?' ભાગવતમાં આ મુદ્દો આટલો સ્પષ્ટ નથી. વિશ્વરૂપ દર્શનની વીગતો પણ પ્રેમાનંદે એ બે પંક્તિમાં જ સમાવી લઈ લાઘવયુક્ત કલાનો પરિચય આપ્યો. ૧૮ ગુંજ પ્રશ્ન : ગુહ્ય-રહસ્યમય પ્રશ્ન. ગુણગ્રામ : ગુણનો સમૂહ.

---

## અધ્યાય ૯

[ઊભરાઈ જતું દૂધ બચાવવા, જસોદા કૃષ્ણને ધાવતો મૂકી દોડ્યાં, એથી ચીડાયેલા કૃષ્ણે ગોરસની ગોળી ફોડી; ગુસ્સે થયેલા યશોદાએ કૃષ્ણને દોરડાથી ઊખળ સાથે બાંધ્યા.]

### કડવું ૯૫ :

૩. અબંધ બંધે બંધાણો રે : પરમાત્મા કર્મનાં બંધનોથી બંધાતા નથી, છતા ભક્તોના સ્નેહબંધને બંધાય છે. એથી તેની ભક્તવત્સલતા ગીતમાં ગવાય છે. ૮ ઝોટી : ઝૂંટવી. ૧૦. દે ઘરમાં કાન રે : રખેને કૃષ્ણ ઊઠે ને રડે તો! માટે જસોદા વારંવાર વલોણું અટકાવી, ઘરમાં કાન માંડે છે. ૧૧ વેણી : લટ. ૧૩. જાન : નુકસાન. ૧૫. એક ગોરસનુ પય રાખ્યુ રે : માતાએ મને ધાવતો છોડી એક ગોરસનુ દૂધ બચાવ્યુ પણ તેણે મારા કરતા દૂધને વધુ વહાલુ ગણ્યુ માટે હુ બધુ વલોણું વેડફી નાખું. રાખ્યું : રાખ્યુ વણસાડું : વેડફી નાખું. જાયાં : પુત્ર. ૧૬. ધુધરાતો : ધૂંધવાતો, રોષભર્યો. ૧૭. લડાક : લડાયક સ્વભાવનો. પાણકે : પથ્થરથી. ૨૦. રોદા કહાડે : દોડાદોડ કરી મૂકે કક્ષાપટ : બગલમાં હથેલી દબાવી અવાજ કરે, કાખલી વગાડે

કડવું ૩૬ :

૨ ઊતર્યું વદન : મોટું નુકસાન જોઈ મોં લેવાઈ ગયું, નિસ્તેજ થઈ ગયું.

**રીઠી** : વપરાશથી મજબૂત. ૭, ૮ : હાસ્ય નિષ્પન્ન કરવા પ્રેમાનંદ અત્યુક્તિનો આશ્રય લે છે **૧૨. તરડિયું** : તરડાયેલું વાંકું. ૧૩ **ખીટળિયાળા** : વાંકડિયા. **૧૫.** સિંહનો અથવા વાઘનો નખ સોને મઢી માદળિયા તરીકે પહેરાવ્યો હતો. **૧૭.** આમ તો કૃષ્ણ હાથમાં જ ન આવે પરંતુ માતાને થાકેલી જાણી તે જાતે જ પડી જાય છે, એ પ્રેમાનંદનો તર્ક.

કડવું ૩૭ :

૨. ત્રિપુરારિ : શંકર. **સહસ્રશીર્ષા** : વિરાટ પુરુષ. **અટ્ટક** : બાળક. ૪. સર્વ જીવોને કર્મના બંધનથી, અને માયાના ફંદમાં તેમ જ આશાના પાશમા પરમાત્મા બાંધે છે. જે પોતે જ જગતને એકસૂત્ર બાંધે છે તે બંધનમાં કેમ આવે ? **અચ્યુતાનંદ** : અચ્યુત + આનંદ. જેના આનદસ્વરૂપમા લેશ માત્ર પણ ચ્યુતિ થતી નથી, જે અખંડ આનંદસ્વરૂપ છે તે અવ્યક્તઃ પરમાત્મ તત્ત્વ. **નવ ભારતી...લહિયેઃ** વેદવાણીથી પણ જેનો પાર પામી શકાતો નથી તે. ૧૬. માતાને શ્રમિત જાણી ભક્તવત્સલ પ્રભુ જાતે બંધાઈ જાય છે **૧૯.** જે ગોપીઓ ફરિયાદ કરતી આવી હતી, તે જ હવે કૃષ્ણની વહારે ધાય છે. **૨૨. અમૃત ઘડો** : ગોરસ ઢોળાયુ એમા શુ એવું અમૃત ઢળી ગયું, જેથી તેને આટલી આકરી શિક્ષા કરો છો ? **૨૧. ન બળી સાન** : માથાના વાળ ધોળા થયા તોયે સાન, સમજ ન આવી. **પળ્યું** : પળિયાં આવ્યાં શું એટલે **જાને** : એટલા નુકસાનથી કંઈ ખાવાનું ટળી ગયું છે ? ભૂખે મરવું પડે એવી સ્થિતિ આવી

છે ? ૨૨. **મીરાંત** : મૂડી, સંપત્તિ. ૨૫. **એક જ...પહોતાં લાડ** : એકના એક દીકરાને ઊખળે બાંધવાના આ લાડ પહોંચ્યા, બહુ થયું હવે ! ઘણા **હેતથી** : આટલું બધું હેત બતાવવાથી બાળક બીએ છે ! કટાક્ષમાં બોલાયેલાં વચનો. ૨૮. **એ ડહાપણ** : તમારી સોબતથી જ આવો બગડ્યો છે એમ કટાક્ષમાં કહે છે. ૩૩. **ઝંપાવા** : ઝંપલાવવા. કૃષ્ણ રીસનો માર્યો યમુનામાં ઝંપલાવવા જાય છે એ તુક્કો પ્રેમાનંદનો છે. ૩૪. **સરેડાં** : જુવાર, બાજરીના સાંઠા, ગાયના ખાણ તરીકે ઉપયોગમાં આવતા હોવાથી આંગણામાં વેરાયેલા પડ્યા હશે. ૩૬. **પ્રણિપત** : પ્રણિપાત. પગે લાગતી આજીજી કરે. ૩૭. **ગોંદરે** : ગામને પાદરે. ભાગવતમાં યમલાર્જુનવૃક્ષો નંદના આંગણામાં બતાવ્યાં છે. અહીં કૃષ્ણ રિસાઈને યમુનામાં પડવા જાય છે એમ બતાવતાં યમલાર્જુન ગોકુળના પાદરમાં દર્શાવ્યાં છે. **જમલાર્જુન** : બે અર્જુનવૃક્ષો. અર્જુન આંજણિયાનું વૃક્ષ. (યમલ=બે) **જક્ષનંદન** : યક્ષના પુત્રો. ૩૮–૪૮ : આ કડીઓને આધારે પ્રેમાનંદના ગુરુ અને પ્રેમાનંદ–પુરાણી ઝઘડાના મુદ્દાઓ ઊભા થયા હતા તે અંગેની ચર્ચા પ્રસ્તાવનામાં જુઓ.

---

## અધ્યાય ૧૦

[કૃષ્ણે શાપિત યક્ષોનો મોક્ષ કર્યો.]

**કડવું ૩૮** :

૨. **માન** : માપ ૮,૯. **પાર્ષદ** : પાર્ષદ; સેવકો. પિતા યક્ષો રાજ, શંકરનો સ્નેહ અને યૌવનનું અભિમાન એ ત્રણ કારણો ઉપરાંત ..: કર્યું પછી ઉચ્છૃંખલતાનું પૂછવું જ શું ? ૧૫ ધર્મ અને કર્મ વિશેના નીતિનિયમો ભૂલી. ૧૭ **હાસ્ય** : અહીં મજાકમશ્કરીનો અર્થ

**૨૩. વિષ્ણુનેત્ર :** ચંદ્ર અને સૂર્ય વિષ્ણુનાં નેત્ર કહેવાય છે. **ઓળે નિર્ગમો :** નિરર્થક પસાર કરો છો. **પંચવદન :** જેમને પાંચ મુખ છે તે શંકર આ નિર્ભર્ત્સનાનાં વચનો પ્રેમાનંદનાં જ છે. ભાગવતમાં તો નારદ ૧૫ શ્લોકમાં તિરસ્કારવચનો કહે છે જેમાં શરીરની ક્ષણભંગુરતા અને લક્ષ્મીમદની નિરર્થકતા દર્શાવે છે. **૨૭. કમળભૂતંન :** કમળ વિશે જેનો જન્મ થયો છે તે કમળભૂ–બ્રહ્મા, તેના પુત્ર નારદ. શાપના પરિહાર અંગે યક્ષોની પ્રાર્થના પ્રેમાનંદે ઉમેરી છે. **કર્મભોગ :** સારાંનરસાં કર્મોના પરિપાક અનુસાર તેનાં ફળ ભોગવવાં પડે છે. **૨૮. દ્રુમ :** વૃક્ષ. **૩૮. પંકજચક્ષ :** કમળ જેવી જેની આંખો છે. તે. **ઊથણે ચડ્યા :** ઊછાળા મારવા લાગ્યા. **૩૯.** બંને વૃક્ષો તૂટવાથી એટલો ભયંકર અવાજ થયો કે જાણે મેરુ અને વિંધ્યાચળ બે પર્વતો ટકરાયા અથવા દિગ્ગજો અને ઐરાવત એકબીજા સાથે લડ્યા ! **૪૦. દ્રુમલતા તળે :** ઝાડની ડાળીઓ નીચે. **૫૧. હું શિવ માંહે અંતર નથી :** પોતાનો જ ઇષ્ટદેવ શ્રેષ્ઠ એમ માનતા અને ઝઘડતા વૈષ્ણવો અને શૈવો માટે ચીમકી રૂપ આ વચનો પ્રેમાનંદ સહેતુક ઉમેરે છે.

---

## અધ્યાય ૧૧

[અર્જુન વૃક્ષો પડવાથી નંદની વિહ્વલતા, અનિષ્ટોથી બચવા ગોપલોકોનું વૃન્દાવનમાં સ્થળાંતર અને વત્સાસુર તથા બકાસુરનો વધ.]

**કડવું ૩૯ :**

**૪. અરિષ્ટ :** અનિષ્ટ, આપત્તિ. **૫. લેખું :** હિસાબ, કલ્પના પણ ન થઈ શકે એટલું દુઃખ એવો અર્થ. **૧૧.** બાળકો પર દોષારોપણ. **૧૨.** બાળકો પણ પોતાની નિર્દોષતા પુરવાર કરવા, સાચી

વાત કહી દે છે **૧૪-૧૯ :** પુત્રને બાંધવા માટે નંદનો યશોદા ઉપરનો ગુસ્સો અને તેનો ઉપાલંભ પ્રેમાનંદની કલ્પનાનું નિરૂપણ છે. ભાગવતમાં તો પ્રારંભમાં ચિંતિત નંદ ગુસ્સે થવાને બદલે બાળચેષ્ટાથી આનંદ અનુભવતા જણાય છે **उलूखलंतविकर्षन्तं दाम्ना बध्धं स्वतात्मजं। विलोक्य नन्दः प्रहसद्वदनो विमुमोच ह॥** પ્રેમાનંદનું નિરૂપણ વધુ સ્વાભાવિક છે **શકે તે નથી પ્રસવ્યો. તંન :** નંદનું આ કટાક્ષ વચન હકીકતમાં કેટલું સાચું છે **હાડ :** હૃદય.' **આજથી નારીનો ...** ચાલે. પ્રેમાનંદનો સમાજ સ્ત્રીચરિત્ર વિશે ભારે શંકાશીલ જણાય છે. **૨૧ દોરડે મુને રક્ષા બાંધી :** પુત્ર માતાની વહારે ધાય છે અને કહે છે કે મને દોરડે બાંધ્યો એ તો રક્ષા રૂપ હતું, જેના ચમત્કારે જ હું બચી ગયો.

**કડવું ૪૦ :**

**૩. શકે પુત્ર પ્રસવ થયો આજ :** મૃત્યુના મુખમાંથી બચ્યો માટે નવો જન્મ થયો. **ગન્યાતિ :** જ્ઞાતિ **૫. કાંગડું :** રાંધવા છતાં જે કાચો જ રહે તેવો ધાન્યનો દાણો. બે વૃક્ષો વચ્ચેનું અંતર એટલું ઓછું હતું કે તેની વચ્ચે કોઈપણ વ્યક્તિ ભીંસાઈ જ જાય પરંતુ જેમ કાગડું ગગ ન ચડે તેમ કૃષ્ણ બચી ગયા. **૯. જહાં ગૌ તહાં ગોકુળ ગામ :** ગોપ લોકો અસ્થાયી જાતિ છે, જિપ્સીઓ જેવા છે. જ્યાં ગાયો માટે ચારો વિપુલતાથી મળે ત્યાં તેમનો નિવાસ થાય એથી એમના નિવાસસ્થાન પણ કાચાં હોય છે. **૧૪-૧૮.** પ્રેમાનંદના સમયના ગોપલોકોની ઘરવખરી નોંધો, ચણિયારાં અને બારણાં પણ સાથે લઈ જાય છે. **ગુસે :** ગૂણી એક પ્રકારનું શસ્ત્ર **મંચક :** ખાટ **થાઓ ચાલતાં ..ખળું :** પ્રેમાનંદના સમાજની સાસુને વહુઆરુ પર સ ન હતો. **ઉદવસ્ત :** ઉજ્જડ **૧૯.** માતા બાળકનાં રમકડાં રાખી લઈ લે છે. **૨૮. ધીસલાં :** નવો બળદ પલોટવા માટેનું

પૈસા વગરનું ગાડું. **૨૨. ચંદ્રમાનુ...ઘર સાધી :** ચંદ્ર અનુકૂળ રાશિમા હોય તેવું મુહૂર્ત જોઈ. **૨૬-૨૯.** બાળચેષ્ટાઓનું તાદશ નિરૂપણ **જે કૃષ્ણ શું થાવે...શેટલી** બાળકનું માથુ ગૂંથતા કઈ માતાને આવી લાલચ આપવી પડતી નથી ? **૩૨ ખટદર્શન :** ષડદર્શનો સાખ્ય, યોગ, ન્યાય, વૈશેષિક, પૂર્વ મીમાંસા અને ઉત્તર મીમાંસા એ ભારતીય તત્ત્વજ્ઞાનના છ દર્શનો **૩૩-૪૨** કૃષ્ણે ગોપીઓની શરૂ કરેલી હેરાનગતિ આ સ્થળે ભા મા નથી તે પ્રેમાનંદે ઉમેરી છે સવારો : સવેળા, વહેલો. **૪૮** કૃષ્ણ વાછરડા ચારવા જવાની ઇચ્છા વ્યક્ત કરે છે ભા મા **स्वकालेन वत्सपालौ बभूवतु** એટલું જ કહ્યુ છે. પ્રેમાનંદને અહીં વસ્તુને વિકસાવવાનું સહજ બીજ મળી જાય છે માતાપિતાની અધીરાઈ, બાળ ગોવાળનું વેશપરિધાન, સામગ્રી વગેરેનું નિરૂપણ પ્રેમાનંદની વર્ણનકલાનું એક ઉત્તમ ઉદાહરણ છે. **૫૨-૫૯ :** કૃષ્ણને ગાય ચારવા જવાની તૈયારી બાળકને પહેલી વાર નિશાળે મૂકવાની તૈયારી જેવી જ પ્રેમાનંદે નિરૂપી છે.

**કડવું ૪૮ :**

ભાગવતકાર વત્સાસુર વધની ઘટના **गृहीत्वाऽपरपादाभ्यां सह लाङ्गूलमच्युतः भ्रामयित्वा कपित्थाग्रे प्राहिणोद्गत जीवितम् ॥** એમ એક બે શ્લોકમાં જ પતાવી દે છે પ્રેમાનંદ આ વસ્તુનો વિસ્તાર કરે છે **૨ પરઠી :** નક્કી કરી **સન્યાએ** • સધ્યા સમયે **૧૦ પવેડા** ગટકા **૨૩ વ્યાળ :** સર્પ, અજગર. **૨૯ લટકા માંહે :** રમત રમતમા **૨૭** ભા. પ્રમાણે કૃષ્ણે વત્સાસુરને કોઠીના ઝાડ સાથે પટકી મારી નાખ્યો હતો. પ્રેમાનંદ એમાં પણ પ્રયોજન આરોપે છે કે ગોવાળિયાઓને કોઠા ખાવા હતા માટે તેમની ઇચ્છા આ રીતે પૂરી કરી. જુઓ કડી ૮-૧૧. **૩૦. જાસક** • પુષ્કળ.

છે. ૯. પરિસ્તરણ : પાથરણું. ૧૨. જીરાલવણ જુગતે તક્રં : જીરું મીઠું નાખેલી છાશ

કડવું ૪૭ :

अम्भो जन्म जनिस्तदन्तरगतो मायार्भकस्येशितुर्द्रष्टुं मञ्जुमहित्वमन्यदपि तद्वत्सानितो वत्सपान् (૧૦-૧૩-૧૫) કેવળ બીજો ચમત્કાર જોવા માટે જ બ્રહ્માએ વાછરડાં અને ગોવાળિયાઓનું હરણ કર્યું હતું. પ્રેમાનંદને એટલું કારણ પૂરતું લાગતું નથી. એથી તે નિરૂપે છે કે અઘાસુરના લોહી નીતરતા ચામડા ઉપર બેસી ગોપજનોનું ઉચ્છિષ્ટ ખાનાર પરમાત્માનો અંશ કેમ હોઈ શકે એ રીતે સાશંક બ્રહ્મા કૃષ્ણનું દેવત્વ જાણવા આ કાર્ય કરે છે.

## કડવું ૪૮

૧-૪. આગળના કડવાની ૧૦મી કડીમાં બ્રહ્માએ જ ચોરી કરી છે એ નિશ્ચય થય. પછી આ કડીઓ દ્વિરુક્તિ જણાય છે ७. મમ નાભિકમળનું જંતુ : વિષ્ણુની નાભિમાંથી ઊગેલા કમળમાંથી બ્રહ્માનો જન્મ થયો એથી વિષ્ણુને મન તો તે એક ક્ષુદ્ર જંતુ જ ગણાય છે આવેદ : મૂ.આપ. ૮. રાજસ : સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણમાંથી બીજો. સર્જનકાર્ય રજોપ્રધાન છે, રાજસ ગુણમાં તૃષ્ણા, લોભ, અહંભાવ સાથે સ્પર્ધાનો ગુણ પણ છે. બ્રહ્મા પોતે સૃષ્ટિના સર્જક છે કૃષ્ણ તેમનું સર્જન ન હોવાથી તેની પરીક્ષા કરવા પ્રેરાય એમાં રાજસ ગુણ કામ કરતો હતો ૯-૧૫ જેવાં વત્સ અને ગોવાળો તેવાં જ નવાં સર્જ્યાં. સર્વે પિતામહ વાસુદેવ : સૃષ્ટિના સર્જક હતા તો પણ પિતા હતા માટે પિતામહ હવા બા.માં તો उमापितम्

आत्मानं चक्रे विश्वकृद् ईश्वरः વિશ્વકર્તા ઈશ્વરે પોતે બન્નેનાં (વાછરડાં અને ગોવાળિયાઓ) સ્વરૂપ ધારણ કર્યાં એમ કહ્યું છે પ્રેમાનંદે એ મુદ્દો સ્પષ્ટ કર્યો નથી. ૧૬. દૈત્યપતનને પૂઠે થયા. અઘાસુરનો નાશ થયા પછી નવાં વાછરડાં અને ગોપ–બાળકો જન્મ્યાં હતાં.

૨૧–૨૨. દ્વિગુણ : વાછરડાં ઉપર ગાયો અને ગોપબાળકો ઉપર તેમની માતાઓ પહેલાં કરતાં બમણું હેત દાખવતી વાછરડાં અને ગોવાળિયાઓ અસલ ન હોવા છતાં કોઈ ઊણપ ન વરતાઈ, ઊલટું વધુ સ્નેહ દ્રવ્યો, એમાં બ્રહ્મા ઉપર કૃષ્ણની સરસાઈ બતાવી છે

૨૬ ભોયંગમ : સં. भुजंगम् બળરામ. ૨૭. યદ્યપિ પ્રતિષ્ઠી. પ્રત્યેક ઇષ્ટિમાં (યજ્ઞ. અગ્નિહોત્રના પૂર્ણિમા અને અમાવાસ્યાના વિશેષ હોમને ઇષ્ટ કહેવાય છે) શેષ (બલરામ શેષના અંશ હતા) વિષ્ણુનું પૂજન કરતા હોવા છતાં તેની લીલાનો ભેદ સમજી શક્યા નહિ

૩૧, ૩૨ : બ્રહ્મા પણ સંદેહમાં પડી ગયા કે મેં હરેલા વાછરડાં અને ગોવાળો અહીં ક્યાંથી? બ્રહ્મલોકમાં જઈ ખાતરી કરી તો પરમાત્માની શક્તિની તેમને પ્રતીતિ થઈ.

૩૩, ૩૬ : વળી ગાયો અને નવાં વાછરડાં, ગોપ અને નવાં ગોપબાળકો વચ્ચે અવિછિન્ન સ્નેહ જોઈ તેમને સંદેહ ન રહ્યો. ૩૯ : તેમને પ્રત્યેક ગોપ ચતુર્ભુજ સ્વરૂપે દેખાય છે. તે પ્રત્યેકની પાછળ (પ્રત્યેક ગોપ કૃષ્ણ પોતે હોઈ) એક એક બ્રહ્માંડ અને એક એક બ્રહ્મા દેખાય છે અને આ બ્રહ્માને પોતાની પામરતાનો ખ્યાલ આવી જાય છે

૪૩ : બ્રહ્માને પોતાની દુષ્ટ ચેષ્ટાના પરિણામ રૂપે બ્રહ્માને પદવી ખોવાનો ભય જણાય છે. ૪૪. ૪૫ : બ્રહ્માને પોતાની લઘુતાનું ભાન થતાં પ્રભુની શરણાગતિ સ્વીકારવા તત્પર થાય છે કે તરત જ

બ્રહ્મ સિવાયની બીજી ભક્તિ કૂસકાં ખાંડવા જેવી નિષ્ફળ નીવડે છે.

કડવું ૫૦ :

૧. અવિદ્યા : માયા. જેને કારણે મિથ્યા જગત સત્ય ભાસે છે ૨. તું છે સત્ય : ब्रह्म सत्य जगन्मिथ्या जीवो ब्रह्मैव नापर : ૩. ત્રિગુણ : સત્ત્વ, રજસ્ અને તમસ્ એ માયાના ત્રણ ગુણે જગત બંધાયેલું છે. અક્ષર : અવિનાશી. ૫. સંધારે : સંહારે ૭ કુંજર : હાથી. પ્રયાગવટપત્રે : પ્રયાગ આગળના ત્રિવેણીસંગમ પરના અક્ષયવટના પાંદડા પર. માર્કંડેય. નરનારાયણના વરદાનથી માર્કંડેય ઋષિને પરમાત્માની માયાનું દર્શન થયું હતું તેમને પ્રલયનો આભાસ થયો અને તેમા તેઓ એક માત્ર બચ્યા. પ્રલયના સાગરમા એક વડના પાંદડા પર બાલમુકુંદ રમી રહ્યા હતા એ બાળકના ઉદરમા તેમણે પોતાના આશ્રય સુદ્ધાં સર્વ જગતનું દર્શન કર્યું અને એ દૃશ્ય અદૃશ્ય થયુ આમ માર્કંડેય અક્ષય્ય આયુષ્ય ધરાવે છે તે પણ પ્રભુની માયામા ભૂલા પડ્યા હતા. ૧૦ નેતિ પરમાત્મા આવા છે, આવા છે એવા પ્રશ્નના ઉત્તરમાં न इति, न इति કહી તે અવર્ણનીય છે એમ કહેવામા આવે છે ૧૩–૨૨. અનન્યભક્તિનો મહિમા ગાયો છે અન્યદેવને પૂજવા તે પણ વિષ્ણુરૂપ જાણી. બેહુ પદારથ આ લોક અને પરલોક મૂકી સાખને કૂસકા ખાંડે · આગળના કડવામા આ વાત આવી ગઈ છે (કડી. ૭) ક્ષીણપુણ્ય પરે મૃત્યુલોક અન્ય દેવને આરાધનારો સ્વર્ગ મેળવે છે, પરંતુ તેનુ પુણ્ય ક્ષીણ થતા ફરી મૃત્યુલોકમા આવવુ પડે છે क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति । ૨૪ ગલોટાં ખાય આળોટે ૨૬ શિવસનકાદિકને · શિવ અને સનકસનંદન વગેરે ઋષિઓને સનક, સનંદન, સનાતન અને સનત્કુમાર એ ચાર બ્રહ્માના પુત્રો હતા

કૃષ્ણ પોતાની માયા સંકેલી લે છે. ૪૭ **નિમેષ:** આંખનો એક પલકારો. આ પલકારો પરમાત્માનો સમજવો. બ્રહ્માનું નિર્માણ કરવું એ વિષ્ણુને માટે એક પલકારાનું કામ છે. પરમાત્માની એક નિમેષનો ત્રીસમો ભાગ તે માનવનું એક વર્ષ. એટલે અઘાસુરના વધ પછી આ જે ઘટના ઘટી તેને માનવની ગણતરીએ એક વર્ષ વીત્યુ પરંતુ કૃષ્ણની દૃષ્ટિએ તો તેમના એક પલકારાના ત્રીશમા ભાગ જેટલો જ સમય વીત્યો હતો.

પર. **કવિતા:** કવિ. મં. **कवयित्** નું સવિતૃના અનુકરણમાં થયેલુ સવિતા જેવુ રૂપ કવિતા. 'જ્ઞાનીને ન કવિતા ગણેશ' એ અખાનો પ્રયોગ પણ નોધો.

---

## અધ્યાય ૧૪

[બ્રહ્માની સ્તુતિ]

**કડવું ૭૯ :**

ભાગવતમા આપેલી સ્તુતિનો મર્મ સાચવી, પોતાના શ્રોતાવર્ગ માટે દુર્બોધ નીવડે એટલો ભાગ છોડી પ્રેમાનદ આ સ્તુતિ પોતાની રીતે યોજે છે દા. ત. 'નારાયણ' શબ્દ સબોધનમા તે યોજે છે, પરંતુ ભાગવતમા પરમાત્માનુ 'નારાયણત્વ' સમજાવવામા આવ્યુ છે તે ભાગ તેણે છોડી દીધો છે. ૨. **સ્થાણુ :** સ્થિર ૩. **તાહરાં નાભિકરણથી :** ભાગવતકાર કહે છે: **जगत् त्रयान्तोदधिसंप्लवोदे नारायणस्योदरनाभिनालात्** ત્રણે જગતને અંતે એકઠા થયેલા સાગરના જલમા નારાયણના ઉદરની નાભિની નાળમાંથી ઉત્પન્ન ?ગો. **ઉદ્‌ભિજ :** વિષ્ણુની નાભિમાથી ઊગેલા કમળમાં જન્મ હોવાથી, બીજમાથી ઊગતી વનસ્પતિના પ્રકારનો. ૭. અન્યભક્તિ

બ્રહ્મ સિવાયની બીજી ભક્તિ કૂસકાં ખાંડવા જેવી નિષ્ફળ નીવડે છે.

કડવું ૫૦ :

૧. અવિદ્યા : માયા. જેને કારણે મિથ્યા જગત સત્ય ભાસે છે. ૨. તું છે સત્ય : ब्रह्म सत्य जगन्मिथ्या जीवो ब्रह्मैव नापर : ૩. ત્રિગુણ : સત્ત્વ, રજસ્ અને તમસ્ એ માયાના ત્રણ ગુણે જગત બંધાયેલું છે. અક્ષર : અવિનાશી. ૫. સંધારે : સંહારે ૭ કુંજર : હાથી. પ્રયાગવટપત્રે : પ્રયાગ આગળના ત્રિવેણીસંગમ પરના અક્ષયવટના પાંદડા પર. માર્કંડેય : નરનારાયણના વરદાનથી માર્કંડેય ઋષિને પરમાત્માની માયાનું દર્શન થયું હતું. તેમને પ્રલયનો આભાસ થયો અને તેમાં તેઓ એક માત્ર બચ્યા. પ્રલયના સાગરમાં એક વડના પાંદડા પર બાલમુકુંદ રમી રહ્યા હતા એ બાળકના ઉદરમાં તેમણે પોતાના આશ્રય સુદ્ધાં સર્વ જગતનું દર્શન કર્યું અને એ દૃશ્ય અદૃશ્ય થયું આમ માર્કંડેય અક્ષય આયુષ્ય ધરાવે છે તે પણ પ્રભુની માયામાં ભૂલા પડ્યા હતા. ૧૦ નેતિ : પરમાત્મા આવા છે, આવા છે એવા પ્રશ્નના ઉત્તરમાં न इति, न इति કહી તે અવર્ણનીય છે એમ કહેવામાં આવે છે. ૧૩–૨૨ : અનન્યભક્તિનો મહિમા ગાયો છે અન્યદેવને પૂજવા તે પણ વિષ્ણુરૂપ જાણી. બેહુ પદારથ : આ લોક અને પરલોક. મૂકી સાખને કૂસકાં ખાઉં : આગળના કડવામાં આ વાત આવી ગઈ છે (કડી. ૭) ક્ષીણપુણ્ય પડે મૃત્યુલોક : અન્ય દેવને આરાધનારો સ્વર્ગ મેળવે છે, પરંતુ તેનું પુણ્ય ક્ષીણ થતાં ફરી મૃત્યુલોકમાં આવવું પડે છે क्षीणे पुण्ये मर्त्यलोके विशन्ति । ૨૪. ગલોટાં ખાય : આળોટે. ૨૭. શિવસનકાદિકને : શિવ અને સનકસનંદન વગેરે ઋષિઓને- સનક, સનંદન, સનાતન અને સનત્કુમાર એ ચાર બ્રહ્માના પુત્રો હતા.

તેઓ મોક્ષ ઇચ્છનારા હોઈ, બ્રહ્માની આજ્ઞાનુસાર પ્રજોત્પત્તિના કાર્યમાં પ્રવૃત્ત ન થયા. ૨૯. વાહ્યો : ઉતર્યો. ૩૪. બ્રહ્માએ ગોપહરણ કર્યું ત્યારે જે અવસ્થિતિ Poso હતી તે જ. તેં નથી કીધાં : ૩૬મી કડીમાં 'છે અંન વાસી ટહાડું કોહ્યું' કહ્યું છે તે દેખીતો વિરોધાભાસ છે. ભગવાનની અદ્ભુત માયા અને ભક્તવત્સલતા બતાવવા જુદાં જુદાં વિધાનો કર્યાં છે. ૩૯-૪૦ : બ્રહ્મા પુત્રનો પ્રસાદ મેળવવા મથે છે પરંતુ તેને ગોપ લોકો જેટલો ય અધિકારી ગણવામાં આવતો નથી. પ્રેમાનંદનો તુક્કો છે. હાસ્ય નિષ્પન્ન કરવા સાથે ગોપજનોની અનન્યભક્તિનો મહિમા દર્શાવ્યો છે. વિરંચી : બ્રહ્મા. મછણ : જમ્યા પછી મોં સાફ કરવું, કોગળા કરવા.

---

## અધ્યાય ૧૫

[ કૃષ્ણે ગર્ધવાસુરનો સંહાર કર્યો અને કાલિયનાગના ઝેરથી ગોપજનોનું રક્ષણ કર્યું. ]

**કડવું ૫૧ :**

૮-૧૮ : પરંપરાગત વનવર્ણન. વનસ્પતિ અષ્ટાદશ ભાર : વનસ્પતિના ૭ વર્ગો : (૧) તૃણ જાતિ, (૨) ક્ષુપ જાતિ, જમીન પર પથરાય, (૩) છોડ જાતિ, (૪) વેલ જાતિ, (૫) ગુલ્મ જાતિ, જે વૃક્ષ પણ નહિ તેમ વેલ પણ નહિ. (૬) વૃક્ષ જાતિ. એ દરેક પ્રકારના કેવળ ફૂલ આવે, કેવળ ફળ આવે અને ફૂલ અને ફળ બન્ને આવે એમ ત્રણ ત્રણ પ્રકાર, એમ કુલ અઢાર પ્રકાર. શ્રીફળી : નાળિયેરી. ફોફળી : સોપારીનું ઝાડ. સરઘુ : સરગવો. વટસરે : વડવાઈઓ. પાડલ : પાટલ નામનું વૃક્ષ. કેસુ : કેસૂડો. વૈજયંતી : કાળી તુલસી. મરાળ : હંસ. ભાવન : મનને ભાવે તેવું મનોહર.

કડવું ૫૨ :

૩. રામાવતારનું સાટું : રામાવતારમાં શેષના અવતાર લક્ષ્મણે રામની સેવા કરી હતી તેનો બદલો આ અવતારમાં શેષના અંશ બલરામના પગ તળાંસી વાળી રહ્યા છે. ત્યાં કડવાની રરગી કડી યાદ કરો. અહીં પગ તળાંસવાની વાત ભાગવતમાં પણ છે. क्वचित् क्रीडापरिश्रान्तं गोपोत्संङ्गोपबर्हणम्। स्वयं विश्रमयत्यार्यं पादसंवाहनादिभिः। (૧૦-૧૫-૧૪) પરંતુ તે રામાવતારનું સાટું વાળવા માટે તે તુક્કો પ્રેમાનંદનો છે. ૮ ગર્ધવાસુરઃ ભાગવતમાં ધેનુકાસુર નામ છે. તે खररूपधृक् છે એ તો કહ્યું જ છે. તેથી પ્રેમાનંદ ગર્ધવાસુર નામ આપે છે. ઊકુરાટે : ગર્વથી ૧૬. પ્રદક્ષિણા વળે : કપટથી પણ કૃષ્ણને દાવમાં લેવા તેની આજુબાજુ ફરતાં ગર્ધવાસુર પ્રદક્ષિણા કરે છે, એનું ફળ અવશ્ય મળે. ૧૯: ભાગવતમાં કૃષ્ણ ગર્ધવાસુરનો વધ કરતા નથી. બલરામ કરે છે. स तं गृहीत्वा प्रपदोः...(૧૦-૧૫-૩૨)માં सः નો અર્થ તેણે કૃષ્ણ કર્યો છે. પરંતુ આગળના શ્લોકોનો સંદર્ભ જોતાં વિશેષ કરી, समेत्य तरसा प्रत्यग् द्वाभ्यां पद्भ्यां बलं बली। (૧૦-૧૫-૩૦) ત્યાં પાછલા બે પગ વડે ગર્ધવાસુરે લાત મારી તે બલરામને એમ बलं શબ્દથી સ્પષ્ટ છે. આમ સંદર્ભ ચૂકવાથી મુખ્ય પાત્ર બદલાઈ જાય છે.

---

## અધ્યાય ૧૬

[કૃષ્ણે કાલિયનાગનો નિગ્રહ કર્યો અને નાગપત્નીઓએ સ્તુતિ કરતાં તેમના પર અનુગ્રહ કર્યો.]

## કડવું ૫૩ :

૨. તે દહાડે....કામ રે: બલરામ શેષ નાગનો અંશ હતા અને કૃષ્ણને કાલિય નાગનું દમન કરવાનું હોઈ તેઓ ઘેર રહ્યા તેનું કારણ શું ? પ્રેમાનંદે તુક્કો લડાવ્યો પણ સ્પષ્ટતા ન કરી. ભાગવતમાં કૃષ્ણ બલરામ વિના ગયા હતા એટલો જ ઉલ્લેખ છે. ૪–૧૨ : ગોવાળોને જમુનાનું વિષયુક્ત પાણી પીવા કહી, તેમને ફરી સજીવન કર્યા એ કાલિયનાગથી વિષાક્ત બનેલું સમગ્ર વાતાવરણ અને તે શુદ્ધ કરવા પ્રભુનો નિશ્ચય દર્શાવવા પ્રેમાનંદે નિરૂપણ કર્યું છે. ૧૩–૨૩: ભાગવતમાં તો કૃષ્ણ અન્ય કોઈ નિમિત્ત ઊભું કર્યા વિના, કાલિયનાગનું દમન કરવાના દેખીતા ઉદ્દેશથી જમુનામાં ઝંપલાવે છે. અહીં ગોવાળોને ભુલાવામાં નાખવા ગેડીદડાનું નિમિત્ત ઊભું કરવામાં આવ્યું છે.

## કડવું ૫૪ :

૨. કાલીદમન તે નાગદમણ કહાવ્યું : નાગદમનનું વસ્તુ સ્વતંત્ર કાવ્ય વિષય તરીકે પણ સ્વીકાર પામ્યું છે. અહીં નરસિંહનું નાગદમનનુ પદ–"જલકમળદળ છાંડી જાને બાળા" યાદ કરવું ઘટે. પ્રેમાનંદના આ પદ કરતાં તે અનેકગણું ચડિયાતું છે. ભાગવતમાં કાલિયનાગને નાથ્યા પહેલાં નાગપત્નીઓ સાથે કૃષ્ણનો કોઈ સંવાદ થતો નથી. પરંતુ કદાચ ગુજરાતી ભાષામાં સૌ પહેલાં નરસિંહે 'નાગદમન'માં એવા સંવાદની કલ્પના કરી અને પ્રેમાનંદ પણ એને અનુસરે છે. ભાલણે પણ ગેડીદડાની રમત અથવા કૃષ્ણ–નાગણોના સંવાદની વાત કરી નથી.

૧૧. જોતી : જ્યોતિ. ૧૫. શે ન ભીના : કૃષ્ણનું શરીર જરાયે ભીંજાયું નથી એથી આશ્ચર્ય. ૧૬ : નાગપત્નીઓ કૃષ્ણ પર

મુગ્ધ થઈ ગઈ છે. એથી કોઈક એને ત્યાં રાખી લેવા માગે છે ૨૧: દંડો પોતે જ જળમાં નાખ્યો હતો, અને ચોરીનું આળ નાગ પર ચડાવ્યું, ઝઘડવાનું કોઈક બહાનું તો જોઈએ ને! ૨૨. ખગ: પક્ષી. મૃગ: પશુ. ૨૩. કેડનો લાંક: કેડનો મરોડ. તારી કોમળ કેડનો મરોડ જ બતાવે છે કે તું કાલિયનાગને જીતીશ. વ્યાજોક્તિ. ૨૪-૨૫ નથી લોહ રક્ષા: લોખંડનું બખ્તર. કોઈ બાંધવ મિત્રના સાથ વિના, કોઈપણ પ્રકારના રક્ષણ વિના, માત્ર ગેડી લઈ કાલિયનાગને જીતવા આવ્યો છે? પણ કાલિયનાગના સામર્થ્યનો તને ખ્યાલ છે કે તેની એક ફૂંકથી આકાશ પણ ફાટે છે?

## કડવું ૫૫ :

**૧. બાર**:બારણું. **૨, ૩ મૂળ પોતાનું વિચારીએ**: જો કંસનું વેંતરું કરતાં તારા બાપ નંદને માથે ટાલ પડી, એ કંસ પણ કાળીનાગથી કાંપે તો તારી તે શી વિસાત? માટે પોતાનું ગજું જોઈ સાહસ કરવું જોઈએ. **૪. મામ**: મમત. **૫. આફણિયે**: પોતે જ. **૭**: આટઆટલું સમજાવવા છતાં કૃષ્ણ માનતો નથી, તેથી નાગપત્નીઓ તેને જડસુ માને છે ગોવાળિયાઓની સોબતનું પરિણામ છે એમ કહે છે. **૧૦ વરત્યું**: જાણ્યું **૧૫. ઉપકંઠ**: કિનારા ઉપર

## કડવું ૫૬ :

વાત્સલ્યમૂલક કરુણનું એક ઉત્કૃષ્ટ કાવ્ય છે. જ્યાં જ્યાં આવું રસબિંદુ મળે ત્યાં પ્રેમાનંદ ઊર્મિ કવિ તરીકે ઝળકી ઊઠે છે. **૩. નીપનો**: નીપજેલો. **૬ ૭**: કૃષ્ણની બાળચેષ્ટાઓની યાદ તેને વધુ રડાવે છે. **૯**: ગોકુળથી વૃન્દાવનમાં સ્થળાંતર કર્યું ત્યારે ય રમકડાં સાથે લેવાનું ન ભૂલનાર માતા તે સૂનાં પડેલાં રમકડાંને યાદ

કરી દારુણ કલ્પાત કર છે. ૧૦: પુત્રને અનિકટ ભાળગી સાચી માતાનુ હૈયુ ફાટી જવુ જોઈએ. પોતે હજી પ્રાણ ધરી રહી છે માટે જસોદા જાત ઉપર ફિટકાર વરસાવે છે ૧૨: પોતે પુત્રને ઊખળે બાધ્યો એનો ડખ મનમા રાખી, આત્મહત્યા તો નથી કરી ને! મખાંતર બહાનુ સ मिषान्तरम्

કડવું ૫૭ ·

૨ પિંડાર· આહીરો, ગોવાળો, સ્વજનોની ચિંતા દૂર કરવા કૃષ્ણ યમુનાને તળિયેથી મહુવર વગાડે છે ૧૧. ખ ડણ પામ્યો ખ ડિત થયો ૧૬ કુડે ચડ્યા દાવપેચ અજમાવવા લાગ્યા. ૧૭ નયણ તારા આખની કીકી. ૧૮. ચ ચ મો ૨૫. હેવાત ન સૌભાગ્ય ૯. વેગળા રહી...આવે. કૃષ્ણનો એટલો બધો ભય લાગતો હતો ૩૪: ઉવરે બાળકો મારે પણ સ્વામીને છોડો એવી નાગપત્નીઓની આજીજી. ભાગવતકાર પણ पुरस्कृतार्भाः-બાળકોને સન્મુખ મૂકી નાગણોએ સ્તુતિ કરી એમ કહ્યુ છે ૩૫ સાધ· સજ્જન સાધુ ૪૧ રમણદ્વીપ રમણકદ્દીપ, નાગોનુ નિવાસસ્થાન. ૪૩, ૪૫ કાલિયનાગના ઝેરની જ્વાલાથી તે ધરાના તટ પરના સર્વ વૃક્ષો બળી ગયા હતા તો કદ બ વૃક્ષ કેમ લીલું રહ્યુ ? આ શ કા અને તેનુ સમાધાન ભાગવતમા નથી

---

## અધ્યાય ૧૭

[ કાલિય નાગ યમુનાના ધરામા રહેવા આવ્યો તેનું કારણ અને કૃષ્ણે અગ્નિનું પાન કરી ગોપજનોને બચાવ્યા તે પ્રસંગ.]

૩ દાસત્વનુ' દુ:ખ . કશ્યપ ઋષિની પત્નીઓ વિનતા અને કદ્રૂ વચ્ચે સૂર્યના અશ્વના પૂછડાનો રગ કેવો છે એ વિશે શરત

લાગી હતી. કદ્રૂએ કહ્યું કે તેનો રંગ શ્યામ છે, વિનતાએ કહ્યું કે તે શ્વેત છે. જે હારે તેણે અન્યનું દાસત્વ સ્વીકારવું. કદ્રૂએ પોતાનાં સંતાનો, જે નાગ લોકો હતા તેને સૂર્યના અશ્વના પુચ્છ ઉપર વળગવાનું કહ્યું અને એ રીતે એ શરત જીતી. વિનતા તેની દાસી થઈ. માતાને દાસત્વથી મુક્ત કરવા માટે કદ્રૂની શરત મુજબ ગરુડ સ્વર્ગમાંથી અમૃત કુંભ લઈ આવ્યો, પરંતુ નાગો સ્નાન કરી તેનું પ્રાશન કરે તે પહેલાં ઇન્દ્ર અમૃત કુંભ ફરી ચોરી ગયો. વિનતા દાસત્વમાંથી મુક્ત થઈ, છતાં ગરુડ દાસત્વનું દુઃખ ભૂલ્યો ન હતો. અને નાગલોકો સાથે તેણે વેર બાંધ્યું હતું.

૫. નિત્યે સર્પ આપવો એક : ભા૦ પ્રમાણે પ્રત્યેક અમાસે (पर्वेणि पर्वेणि) નક્કી કર્યા પ્રમાણે ગરુડને સર્પનો ભક્ષ્ય મળતો. બાલપ્રબોધિની ટીકા પ્રમાણે ગરુડ સર્પોનો મોટી સંખ્યામાં સંહાર કરતો હોઈ, વાસુકિ વગેરેની વિનંતીથી બ્રહ્માએ દરમ્યાન થઈ નક્કી કરાવ્યું હતું કે દર અમાસે એક વૃક્ષ નીચે સર્પોએ ગરુડનું બલિદાન મૂકવું અને ગરુડે બીજા સર્પોને હેરાન ન કરવા.

૬ કુટુંબ લઈ કાળી પરવર્યો : ભા૦ પ્રમાણે કાલિય નાગ પોતાના વારાનું બલિદાન તો આપતો જ ન હતો ઊલટું, ગરુડનું અપમાન કરી, બીજાએ આપેલું બલિદાન પણ પોતે ખાઈ જતો. ૧૭. દુર્ભર : ભરવું મુશ્કેલ છે તેવું પેટ. ૩૫. ગોવાળિયાઓને આંખ મીંચવાનું કહ્યું કારણ પોતે અગ્નિ પીએ ત્યારે રખેને તેઓ જોઈ જાય ! પરંતુ ગોવાળિયાઓ પણ એ આંગળી વચ્ચેથી જુએ છે આંખ મીંચાવવાનો તુક્કો પ્રેમાનંદનો. હેરી : છાનુંમાનું જોવું.

## અધ્યાય ૧૮

[કૃષ્ણે બલદેવ પાસે પ્રલંબાસુરનો વધ કરાવ્યો.]

૫ પલાશ : ખાખરો. ભાગવતમાં આ અધ્યાય પ્રારંભે **ગ્રીષ્મે વસન્તગુણલક્ષિતે** (શ્રીધર) ખીલેલી વનશ્રીનું અને કૃષ્ણની ક્રીડાનું વર્ણન છે. પ્રેમાનંદે તે છોડી દીધું છે. **૬. ભાંડીરવન :** વનમાં ભાંડીરક નામનું વડનું ઝાડ હતું. **૯ પઈયાં :** રમતના ક્ષેત્રની મર્યાદા. **૧૨. અગ્રજને :** મોટાભાઈ બલરામને. **૧૬. એક લીધો લઉં બીજાને :** એક બલરામને તો ઊચકી લીધો છે, કૃષ્ણને પણ લઈ લઉં. **૨૦. નિજ સ્વરૂપ સમર્યું :** પોતાનું અસલ સ્વરૂપ, શેષનું. **૨૧. ગડદે :** મુક્કાએ.

---

## અધ્યાય ૧૯

[કૃષ્ણે ગાય અને ગોવાળિયાઓનું અગ્નિથી રક્ષણ કર્યું.]

**કડવું ૬૦ :**

૨. સરોડાતણું : એક જાતનું ઘાસ, ભાગવતમાં આ જંગલ મુંજ ઘાસનું દર્શાવ્યું છે. ૫. કોટ : ડોકી. ૮. મશક : મચ્છર. **૧૮. ફેડી :** દૂર કરી ૨૨. ૫૮મા કડવામાં કૃષ્ણે અગ્નિપાન કર્યું ત્યારે પણ ગોવાળિયાઓને આંખ બંધ કરવાનું કહ્યું હતું, અને તેઓએ આંગળીઓ વચ્ચેથી છૂપી રીતે જોયું હતું. ભા૦ માં તે સ્થળે આવી કોઈ વાત નથી પરંતુ આ સ્થળે તો કૃષ્ણ તેમની આંખ બંધ કરાવે છે. પરંતુ ભા૦ ના ગોવાળિયા પ્રેમાનંદના ગોવાળિયાની જેમ છૂપી રીતે જોતા નથી તેઓ તો ગાયો સાથે ...ને બચી ગયેલા અને ભાંડીરવનમાં આવેલા જાણી વિસ્મિત થાય છે : પ્રેમાનંદના ગોવાળો પણ એવું આશ્ચર્ય વ્યક્ત કરે છે. પરંતુ

ચોરી છૂપીથી જોવું અને આશ્ચર્ય વ્યક્ત કરવું એ વિરોધાભાસી છે. ભા૦ ના ગોવાળા તો એટલું ય જાણતા નથી કે કૃષ્ણે અગ્નિ પ્રાશન કર્યું. પ્રેમાનંદના ગોવાળો તે જાણે છે. તેમને આશ્ચર્ય કેવળ કૃષ્ણના ચમત્કારનું જ છે. **૨૪. જેમ અગસ્ત્ય પીધો સાગર :** ઇન્દ્ર સાગરમાં સંતાયેલા કાલકેય અસુરોનો નાશ કરી શકે એટલા માટે અગસ્ત્ય ઋષિ સમુદ્રનું આચમન કરી ગયા હતા **૩૦. ચોકો :** ચાર જુગ : યુગ.

---

## અધ્યાય ૨૦

[વર્ષા અને શરદ ઋતુનું વર્ણન.]

**કડવું ૬૧ :**

ભા૦ માં વર્ષા અને શરદનુ વર્ણન ઊંચા પ્રકારનુ કાવ્યત્વ ધરાવે છે પ્રેમાનંદ અન્ય વર્ણનોની જેમ એ વર્ણન બાજુએ મકી પોતાની જ પ્રતિભાને વિલસવા દે છે **૫. આદિત :** આદિત્ય, સૂર્ય ઉડગણ : ઉડુગણ, તારાઓ. **૬. કીટ :** કીડાઓ. **મંડુક :** દેડકાં **શોહોર :** અવાજ. સોરબકોર. **૧૪. તારા** તરૈયા. **સંસારતારણ.** પાયજી : જે સસારને તારનાર છે તે કૃષ્ણ નદીના પાણીથી બીએ છે। **૧૭. માર્તંડ** : સૂર્ય. **૧૮. સ્વાતિબિંદુ :** સ્વાતિ નક્ષત્રમા, વરસાદના બિંદુ જો સમુદ્રમા છીપમાં પડે તો તેમાંથી મોતી થાય એવો કવિસમય છે. **૧૯.** ભા૦ ના શરદવર્ણનમાથી પ્રેમાનંદ આ એક જ વિચાર લે છે : **गावो मृगा· खगा नार्य· पुष्पिण्य शरदाभवन् । अन्वीयमानाः स्ववृषै· फलैरीशक्रिया इव ॥** (૧૦–૨૦–૪૬).

---

## અધ્યાય ૨૧

[કૃષ્ણનો વેણુનાદ સાભળી ગોપીઓ વ્યાકુળ બની અને તેમણે કૃષ્ણને પામવા કાત્યાયની વ્રત આરંભ્યુ.]

૧–૨ : વેણુનો નાદ સાભળી ગોપીઓ વિહ્વળ બની જાય છે પરતુ વહુવારુ એમ મર્યાદા છોડી મનના માનેલાને મળવા દોડી જઈ શકે નહિ, લોકાચાર આડે આવે ૫. વૃન્દાવનમાં જવાનું કોઈ બહાનું તો જોઈએ ને ! એથી પાણિયારામાં ભરેલું પાણી ઢોળી દઈ, પાણી ભરવાનુ નિમિત્ત કાઢી યમુના કિનારે જાય છે. ૬. બીજા નિમિત્ત પણ શોધી કાઢે છે ૭ કૃષ્ણ સાથે ગોવાળિયાઓ છે, તેમા કોઈક ગોપીઓના ભાઈ હશે, કોઈ પુત્ર પણ હશે તેથી તેને મળાશે કેમ ! ૮ હરિદર્શનની આડે આવતા એ સગાઓ હવે કડવા લાગે છે. ૯ તેથી કેટલીક ગોપીઓ પુરુષનો વેશ લઈને જાય છે

### કડવુ ૬

પ્રેમભક્તિની આરતને ઉત્કટપણે વ્યક્ત કરતું આ કડવું નરસિંહ, મીરા અથવા દયારામના આ જ વિષયના પદોની સમકક્ષ બેસે એવું છે. ભાગવતમા પણ ગોપીઓનો તલસાટ અત્યંત ઉત્કટપણે નિરૂપાયેલો છે પરંતુ પ્રેમાનંદ અહીં પણ પોતાની કલ્પનાને યથેચ્છ વિહરવા દે છે ગોપીઓને વૃન્દાવનની ધરણી, એનું ઘાસ, એના પક્ષીઓ, વૃક્ષો અને પેલી વાંસળી એ સૌની ઈર્ષ્યા થાય છે એ નિરૂપણ ભાગવતથી સ્વતંત્ર છે. ભાગવતમા ગોપીઓને થાય છે ખરું કે, गोप्यः किमाचरदयं कुशलं स्म वेणुर्दामोदराधरसुधामपि गोपिकानाम् ॥ (૧૦–૨૧–૯) એ ઉપરથી "અમે થાત વિઠ્ઠલની વાંસળી રે, તો અધરતણો રસ લેત" એ પંક્તિ આવી છે પરંતુ ત્યાં ધ્વનિ બદલાઈ ગયો છે તે જ રીતે

ભાગવતમાં ગોપીકાઓ 'મૂઢ મતિવાળી છતાં કૃષ્ણની વેણુ સાંભળીને અંગો સાથે તેનો સત્કાર કરી શકનારી મૃગલીઓને પણ ધન્ય ગણે છે. અહીં કેવળ 'મૃગલી' ને કવિએ ઉપાડી લીધી, ભા૦ ની કલ્પના ખંખેરી કાઢી, પોતાની કલ્પનાનો ઓપ ચડાવી, ધન મૃગ વૃંદાવન તણારે...' એ કડી આપી. અને પછીની કડીઓમાં તો તેનો સ્વકીય કવિઉન્મેષ વરતાય છે.

૧૩, ૧૪ : ભાગવતમાં ગોપિકાઓ સ્વયંસ્ફુરણાથી મનવાંછિતને મેળવવા કાત્યાયની વ્રત કરે છે. કૃષ્ણ તેમને તે વ્રત કરવાનું કહે છે એ તર્ક પ્રેમાનંદનો છે.

---

## અધ્યાય ૨૨

### [વસ્ત્રહરણલીલા.]

**કડવું ૬૪ :**

૨. **અલવણ** : મીઠા વગરનું. ૩. **અબોટા** : ધોયા પછી એકે વાર સ્પર્શ ન પામ્યુ હોય તેવું વસ્ત્ર. **વરજ** : વર્જ્ય. ત્યાજ્ય. ૧૦. **જુએ વાટ વિઠ્ઠલની નારી** : કૃષ્ણ આ સ્થળે આવશે એવી ખાતરી ગોપીઓને હશે જ અને છતા નિર્વસન સ્નાન કર્યું! **૧૧–૧૨ : નિર્લજ** : શરમ દૂર થઇ છે એવી. અહીં 'બેશરમ' એવો અર્થ નથી. **એહેનું હું તું અંતર ટાળું** : વસ્ત્રહરણલીલાનો મર્મ અહીં છે. વસ્ત્ર એટલે સંસારવ્યવહારનુ અને કર્મબંધનોનું આવરણ. તે દૂર થતાં બ્રહ્મ સાથે અભેદાનુભવ થાય. હું–તું નું અંતર એ અર્થમાં ટાળવાનો નિર્દેશ છે ત્યાં લગી **મુજ સરખી ન થાય** : બ્રહ્મ-સ્વરૂપ ન થાય એવો અર્થ.

**કડવું ૬૫ :**

૩ **વેળ** : લહેર ૫. **નાડાછડી** : રંગીન દોરી. ૮. **કાત્યાયની**

વ્રત કર્યું : કટાક્ષમાં. કાત્યાયની વ્રત નિમિત્તે સ્નાન કરવા આવ્યાં, તો કૃષ્ણ તો ન મળ્યા ઊલટું લાજ ખોઈ. **૧૦. કોપીન** : લંગોટી **૧૧. અપેવ** : અવયવ, અંગો. **નારી નરકનો કુંડ** : આ સમયની માન્યતા. શામળે પણ 'નારી નરકની ખાણ' કહ્યું છે ને ! **૧૩ કુચફળ** : સ્તન. **૨૦. જોબ્મનદર્પ** યૌવનનું અભિમાન **૨૧. બાળા** : સોળ વર્ષ નીચેની સ્ત્રી મુગ્ધા : તરતનું યૌવન પ્રાપ્ત થયું હોય તેવી સ્ત્રી. **શ્યામા** : સુન્દર સ્ત્રીના અર્થમાં વપરાયો છે. **ગોરી** : **अष्टवर्षा भवेद् गौरी** એ સ્મૃતિ વચન છે પરંતુ અહીં સુન્દર ગૌર વર્ણની સ્ત્રી એવો અર્થ અભિપ્રેત છે. આગળના 'શ્યામા' સાથે 'ગોરી' શબ્દ લેતાં શ્યામવર્ણની અને ગૌરવર્ણની બાળાઓ, મુગ્ધાઓ એવો અર્થ થઈ શકે **૨૩ પ્રતિબાધ** · વાંધો, હરકત

**કડવું. ૬૬** :

૨ **અન્યાય** અહીં 'અપરાધ,' 'ભૂલ' એવો અર્થ ૫ **હાડ ન જાવું** : છેટની હદે ન જવું, અમુક મર્યાદા, વિવેક રાખવો

**કડવું ૬૭**

૩ **બાહારી લાજ મરજાદા લોપ** વસ્ત્રવિહીન અવસ્થામાં સ્નાન કરી તમે કુળની મર્યાદા તો તોડી છે તો હવે મારી શરમ રાખવાનો શો અર્થ ? **ધાઈ આવશે સઘળા ગોપ** ભાગવતમાં તો કૃષ્ણ **वयस्यै** **रावृत** ગોપમિત્રો સાથે જ આવ્યો છે ૫ **તમો સતી છો તે જાણું છૌં** · તમે પરીણિત છતાં મારું ધ્યાન ધરો છો એથી કેવાક સતિ છો તે જાણું છું એમ કૃષ્ણ કટાક્ષ કરે તેમાં અનૌચિત્ય ખરું ? **૧૩ મસે** · મિષે, નિમિત્તે **૧૭ કર્મરહિત** · · **થઈ** આગળ નોંધ્યું છે તેમ વસ્ત્રહરણ તે કર્મનાં આવરણો કર્યાની પ્રતીકકથા છે **૧૯–૨૦** · ગોપીઓ કૃષ્ણના વસ્ત્ર ઉતારવા તૈયાર થાય છે, એ પ્રેમાનંદના તુક્કાનું ઔચિત્ય વિચારો

## અધ્યાય ૨૩

[કૃષ્ણે ઋષિપત્નીઓ પર અનુગ્રહ કર્યો અને વેદાભ્યાસજડ ઋષિઓને પશ્ચાત્તાપ કરાવ્યો.]

**૧૨. વેદિયા :** વેદ જાણનાર એ ઋષિઓ એમ કહેતા હતા કે અમે મોટા વેદજ્ઞ છીએ પરતુ પ્રેમાનદ કહે છે કે પરમાત્મા વિશેનુ સાચુ જ્ઞાન કોઈમા આવ્યુ નથી

**૧૨ ક્રોધાગ્નિએ :** ક્રોધ રૂપી અગ્નિથી **માનરૂપ** • અભિમાન રૂપ. જેને બ્રહ્મજ્ઞાન થયુ હોય તે ક્રોધ અને અભિમાન વિનાનો હોય જ્યારે આ ઋષિઓ તો ક્રોધથી સળગતા હતા અને અભિમાનની મૂર્તિ હતા. **સોમવલ્લી** શ્રોત્રિય યજ્ઞોમા સોમવલ્લીનો રસ— સોમરસ પીવામા આવતો હતો **જાજુલમાન** જાજ્વલ્યમાન પ્રતાપી **૧૩ સૂત્ર :** ધર્મશાસ્ત્રોના અર્થગર્ભ પણ ટૂકા વાક્યો સૂત્રો અર્થગર્ભ પરતુ જેમ બને તેમ વધુ ટૂકા બનાવવાના પ્રયત્નો થતા એથી કહેવાયુ છે **अर्धमात्रा लाघवेन पुत्रोत्सवं मन्यते वैयाकरणा ।** **ક્રમ જટા** વેદમત્રો ભણવાની ચાર રીત છે પદપાઠ ક્રમપાઠ, જટાપાઠ અને ઘનપાઠ **૧૪ બાંધી પવન** પ્રાણાયામ કરી **કો ઊર્ધ્વબાહુ કરે ધૂમ્રપાન :** હાથ ઊચા રાખી ચારે દિશામા અગ્નિ સળગાવી, ઉપર સૂર્ય એમ પચાગ્નિ સેવવાની તપશ્ચર્યાનો નિર્દેશ. **કો વકતા થઈ** . શાસ્ત્રાર્થ કરે **૧૫ ખટચક્ર** • યોગદર્શન પ્રમાણે મનુષ્ય શરીરના ૭ ચક્રો આધાર, લિંગ, નાભિ, અનાહત, કઠ, મૂર્દ્ધ. **પાતજળી** પાતજલ યોગસૂત્ર **૧૬ બ્રહ્મવિદ્યા** અધ્યાત્મવિદ્યા **અષ્ટાગ જોગ** યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ એ આઠ યોગના અગો છે **૧૮, ૧૯ જે બ્રાહ્મણ બે અક્ષર ભણે** પ્રેમાનદ પોતાના સમયના

અર્ધદગ્ધ બ્રાહ્મણો પ્રત્યે કટાક્ષ તો નથી કરતો ? જો કે તેને પુરાણીઓ સાથેના કહેવાતા ઝઘડા સાથે કોઈ સંબંધ નથી. **આસ્થિક** : આસ્તિક **૨૦. ફરી** નહાયા : ગોવાળોની છાયા પડી એથી અપવિત્ર થયા, તેથી હોમ કરવા ફરી સ્નાન કર્યું **૨૩** ખહું : સં खलु ખરુ, સાચું. **કર્મશુચિ** : બાહ્ય આચારમા શુદ્ધ. **૨૮** પરમેશ્વર તે દ્વાર ચારતા હશે ? અમે શુ અમારું ભણ્યુ પરમાત્માનું જ્ઞાન ભૂલ્યા છીએ કે તમારી વાત સાચી માનીએ ! એમ ઋષિઓ કહે છે

**કડવું ૬૯ :**

**૨ ઘરકૃત્ય** : ઘરકામ **૩ ખટરસ** : **मधुराम्ललवण कटु कषाय तिक्तमेदात् रस षड्विध** । મીઠો, ખાટો, ખારો, તીખો, તૂરો અને કડવો એમ ૭ પ્રકારના રસ છે **ભાજન** : વાસણ **૪. નિમ્નિભણી** : સમુદ્ર તરફ, સરખાવો : **अभिसस्तु प्रियं सर्वा समुद्रमिव निम्नगाः** (૧૦-૨૩-૧૯) **૬. ખેચરી** : જેને આકાશમા ઊડવાની વિદ્યા પ્રાપ્ત થઈ હોય તેવી જોગણી **ઊફરી** : ઊંચી **૮. અતરી** અતરાય ઉપજાવનાર. **૧૦. અજુગ્ત** : અયોગ્ય **૧૨.** ભરવાડા પ્રત્યે સ્નેહ રાખનારી સ્રીની હત્યા કરવામા પાપ નથી એમ આ ભૂદેવો કહે છે ભાગવતમા કેવળ **निषिद्धयमाना.** અટકાવી એટલું જ કહ્યું છે પ્રેમાનદ આ ઋષિઓને પોતાના જમાનાના 'બુધેનાર પાસરી'ના સિદ્ધાતમા માનનારા બ્રાહ્મણોની કોટિએ ઉતારી મૂકે છે **૧૪.** ભાગવતમા **तत्रैका विघृता भर्त्रा** એકને તેના પતિએ પકડી રાખી છે એમ કહ્યુ છે અહીં તેને તેનો પતિ, ભાઈ અને (પોતાની ીઓને ન અટકાવી શકનાર) સર્વ બ્રાહ્મણો ચોટલેથી પકડી મારવા ે છે !

કડવું ૭૦ :

૧. ચતુર વિધિનાં : ચાર પ્રકારનાં અન્ન. ભક્ષ્ય, ભોજ્ય, લેહ્ય અને ચોષ્ય કહેવાય. ચણા, ચવાણું એ ભક્ષ્ય, ભાત વગેરે ભોજ્ય, દહીં વગેરે લેહ્ય અને ગંડેરી વગેરે ચોષ્ય કહેવાય. ભાગવતમા પણ **चतुर्विधं बहुगुणमन्नमादाय** કહ્યુ છે. અન્ન શબ્દ યોજ્યો છે માટે 'પેય'નો, પીણાનો સમાવેશ નથી કર્યો, તો યે ગોપીઓ છાશ લઈ જાય છે, એમ પ્રેમાનંદ દર્શાવે છે. તેણે આપેલી યાદીમા ચોષ્ય વર્ગની ચૂસવાની કોઈ ખાદ્ય સામગ્રી નથી. **સ્નેહપક્વ** : ઘી, તેલમા રાંધેલી વાનગી. **પાયસાન્ન** : દૂધમા રાંધેલું ધાન્ય. ખીર, દૂધપાક ૧૦ **પકવાન્ન** : મિષ્ટાન્ન. **૨. મોદિક** : લાડુ, મોદક. **પોળી** : રોટલી તો પછીથી આવે છે માટે પૂરણપોળી હશે! **મહી શર્કરા ઘોળી** : સાકરવાળું દહીં. **૭. રૂપાંકચોળા** : રૂપાના વાટકા, ચલાણાં. મધ્યકાલીન ગુજરાતી સમાજની ખાદ્ય વાનગીઓ નોંધો. **૮. કોની ઝાલે** : ઝાલ—કાનનુ એક ઘરેણું. કોઈ સ્ત્રીએ એવુ કીમતી કાનનુ ઘરેણું પહેર્યુ હતુ કે તેના તેજ આગળ સૂર્યનુ તેજ પણ ઓછુ લાગે. **કાને કુંકાવટી** : કોઈક એટલી બધી દરિદ્ર હતી કે કાને પહેરવાનુ કોઈ આભૂષણ ન હોઈ, કંકાવટીમાથી કંકુ લઈ ઘરેણાનો દેખાવ જ માત્ર કર્યો હતો એવો અર્થ. **૧૦.** બ્રાહ્મણ સ્ત્રીઓ વચ્ચેની આર્થિક અસમાનતા તેમના પૂર્વ જન્મના કર્મોને આભારી હતી. કર્મ બંધનની અલોપ્યતા દર્શાવવા કવિ આ દષ્ટાંત આપે છે. **૧૧. અદકી** : વધારે. **૧૩. ગ્રાસ** : કોળિયો. **૧૪. ઠરજો ..ઠર્યું** : નાગ પાંચમ, શીળી સાતમની વાર્તામા અચૂક આવતું વાક્ય શ્રોતાવર્ગની શ્રદ્ધાને પુષ્ટ કરતું હશે.

**કડવું ૭૧ :**

૧ કૃષ્ણે ઋષિપત્નીઓને પોતપોતાને ઘેર પાછા ફરવા કહ્યું. તેઓ તો કૃષ્ણચરણની સેવા જ વાછે છે. તેઓ કહે છે કે વેદ-ઉપનિષદના વચન પ્રમાણે જેને પ્રભુનું શરણ મળ્યું છે તેને સંસારમાં પાછા ફરવાનું રહેતું નથી. જો અમને પાછા મોકલશો તો વેદવચનનો મહિમા શું રહેશે? ૩ **પરનારવા** . મુક્ત થવા, છૂટવા, સંસારના બંધનોથી છૂટવા. ૭ **વૃષભની...વિદ્યા** : ભક્તિ વિનાનું જ્ઞાન ધરાવનાર વિદ્યાના પુસ્તકો વહન કરી જનાર આખલા જેવો જ જડ છે.

---

## અધ્યાય ૨૪

[કૃષ્ણે ઇન્દ્રનું પૂજન બંધ કરાવી, ગોવર્ધન પર્વતનું પૂજન કરાવડાવ્યું]

**કડવું ૭૨**

૫ **મઘવા** ઇન્દ્ર ૭ **પાકશાસન** · પાક નામના અસુરને-મારનાર ઇન્દ્ર. ૮ **ઉજાણી** : ભા મા તો ઇન્દ્રના યજ્ઞની વાત છે પ્રેમાનંદ તેને સામાન્ય ઓચ્છવ-ઉજાણીની કક્ષાએ લાવીને મૂકી દે છે. ભા મા કૃષ્ણ નંદને પૂછે છે કે તમે જે ક્રિયા કરવા તત્પર થયા છો તે શાસ્ત્ર અનુસાર છે કે લૌકિક આચાર અનુસાર? ૯-૧૩ નંદ કહે છે કે તે આચારપ્રાપ્ત છે અને તે આચાર શેને આધારે આવ્યો તે વર્ણવે છે પ્રેમાનંદ ભા ને અનુસરી ઇન્દ્રમહિમા વર્ણવે છે ૧૪-૧૮ આ નિરૂપણ ભા. થી જુદું પડે છે ભા મા કર્મસિદ્ધાંત ઉપર ભાર મૂકવામા આવ્યો છે. कर्मणा जायते जन्तु कर्मणैव विलीयते । सुखं दुःखं भयं क्षेमं कर्मणैवाभिपद्यते ॥ अस्ति चेदीश्वर

कश्चित्फलरूप्यन्यकर्मणाम । कर्तारं भजते सोऽपि न ह्यकर्तुः प्रभुर्हि सः ॥ किमिन्द्रेणेह भूतानां स्वस्वकर्मानुवर्तिनाम् । अनीशे अन्यथा कर्तुं स्वभावविहितं नृणाम् ॥ પ્રાણી માત્ર કર્મ વડે ઉત્પન્ન થાય છે, નાશ પામે છે અને સુખ, દુઃખ, ભય તથા કલ્યાણ અનુભવે છે. ઈશ્વર હોય તો તે પણ કર્મના કર્તાને જ ભજે છે અને કર્મ ન કરનારને ફળ આપી શકતો નથી આમ પોતપોતાનાં કર્મોને અનુસરી રહેલાં પ્રાણીઓને ઇન્દ્રની શી જરૂર? અને આ રીતે કૃષ્ણ ઇન્દ્રપૂજાને નિરર્થક પુરવાર કરે છે, અને તેને સ્થાને જો કોઇની પૂજા કરવી જ હોય તો ગાયો, બ્રાહ્મણો અને આહિરોના યોગક્ષેમના કારણ રૂપ વન પર્વતની–ગોવર્ધનની પૂજા કરવા કહે છે. પ્રેમાનંદ ભા. માંની કૃષ્ણની એ તર્કબદ્ધ વિચારસરણીને બાજુએ મૂકી દઈ પોતાના શ્રોતાઓ સમજી શકે એવી દલીલો કરે છે. ૧૭. વરસાદ તો કેવળ કુદરતી છે. **૧૯, ૨૦.** સરખાવો अञ्जसा येन वर्तेत तदेवास्य हि दैवतम् ॥ आजीव्यैकतरं भावं यस्त्वन्यमुपजीवति । न तस्माद्विन्दते क्षेमं जारं नार्यसती यथा (१०–२४ १८, १९) જેના વડે મનુષ્ય પોતાની આજીવિકા ચલાવી શકે, તે જ તેનો દેવ છે. જેમ વ્યભિચારિણી સ્ત્રી પોતાના પતિને તજી જારની સેવા કરે તો તે સુખ પામતી નથી તેમ મનુષ્ય એક પદાર્થ પર આજીવિકા માટે આશ્રય કરી પછી અન્ય પદાર્થનો આજીવિકા માટે આશ્રય કરે તો તે પણ સુખ પામતો નથી.

**કડવું ૭૩ :**

**૧૦.** ભાગવતમા પણ કૃષ્ણ બીજું રૂપ લઈ પર્વતમાં પેસી બલિદાન આરોગે છે એવું નિરૂપણ છે. **૨૦. એક રૂપે...જમાડે :** એક સ્વરૂપે પોતે ગોવર્ધનમાં અદૃશ્ય રહી બલિદાન સ્વીકારતા હતા અને બીજે સ્વરૂપે ગોપજનો સાથે નૈવેદ્ય ધરાવતા પણ હતા. ભાગવતમાં

પોતે જ પોતાને પ્રણામ કરે છે એવુ નિરુપણ तस्मै नमो व्रजचनैं स चक्रे आत्मनाऽत्मने। (૧૦–૨૪–૩૬)

## અધ્યાય ૨૫.

[પોતાની અવજ્ઞાથી ગુસ્સે થયેલા ઇન્દ્રે વ્રજનો નાશ કરવા વૃષ્ટિ કરી અને કૃષ્ણે ગોવર્ધન ધારણ કરી ગાયો અને ગોપજનોની રક્ષા કરી]

**કડવુ ૭૪**

૬ ઇન્દ્રની અવગણના કરી ગોવર્ધનની પૂજા કરી એ વાતની ખબર નારદે આપી એવો કોઈ ઉલ્લેખ ભાગવતમા નથી **૧૦ ભૂગોળના અનુચર** પૃથ્વી ઉપર ફરનાર ગુપ્ત સેવકો ઇન્દ્રે ગુપ્તચર વિભાગ રાખ્યો જણાય છે ભાગવતમા આવા 'અનુચર' નો પણ ઉલ્લેખ નથી **૧૩ વરશોત** વર્ષાસન સાલિયાણુ

**કડવુ ૭૫**

**૩–૫** કૃષ્ણ માટેની આવી અશ્રદ્ધા ભા મા નથી **૭–૯** નંદ જસોદા પણ છૂટી જવા અને કૃષ્ણને પણ જવાબદારીમા છટકાવવા પ્રયાસ કરે છે એ પણ પ્રેમાનંદનો જ તુકડો **૧૧–૧૨** ભા મા **कृष्णइछत्राकमिव बालक** બાળક જેમ બિલાડીના ટોપને ઉપાડે તેટલી જ સરળતાથી કૃષ્ણે ગોવર્ધનને ઉપાડ્યો એ કહ્યુ છે **૧૩ ધર્યો કનિષ્ટ અંગુલિ અગ્ર રે** ભા મા ટચલી આગળીએ પર્વત ઉપાડવાની વાત નથી 'હરિવંશ' મા ડાબા હાથે ઉપાડવાનો ઉલ્લેખ ત્યા જેમ એ તો ડાબા હાથનું કામ છે' એ વ્યંજના છે કૃષ્ણ આ પર્વત ઉપાડવો કેવુ રમતનુ અને આયાસ વિનાનું કામ એ બતાવવા જ ટચલી આગળીએ ઉપાડ્યો એમ કહ્યુ છે

કડવું ૭૬ :

૧-૨. ભગવાનની આ સંસ્થિતિ-pos૦ પ્રેમાનંદની કલ્પના છે ૪. ગજશુંડાકારે : વરસાદની ધારા હાથીની સૂંઢ જેટલી જાડી વરસતી હતી. ભાગવતમાં **स्थूणास्थूला वर्षाधारा**-થાંભલા જેવડી જાડી ધારા કહી છે. મૂસળ જેવડી ધારા વરસતી હોય તે જેમ 'મૂશળધાર' કહેવાય તેવો પ્રયોગ અહીં છે. **ઘનબાર :** બારે મેઘ વરસ્યા. ૫. **આઠમો દધિ :** સાગરો સાત કહેવાય છે. પરંતુ ગોકુળ એવું જળબંબાકાર થઈ ગયું હતું કે તે જાણે આઠમો સાગર ન હોય સાતે સાગર અહીં ઠલવાશે એમ લાગતું હતું. ૮. વાદળને કારણે દિવસ રાત્રિ વચ્ચે ભેદ ન રહ્યો ત્યારે પ્રભુએ પોતાના તેજથી અજવાળું કર્યું. ૯-**૧૨.** રખેને મારો દીકરો થાકે ધારી જસોદા રવૈયાનો ટેકો આપે છે. અન્ય ગોવાળિયાઓ પણ ટેકા કરે છે અને તેમના મનમાં અભિમાન આવે છે. ત્યારે તેમના ઉપર પર્વત સહેજ નમાવી કૃષ્ણ ગર્વ હરે છે આ તુકડો પ્રેમાનંદનો છે. **૧૭. પર્વત** નગ્ન ઠેલાશે : આ રેલમાં પર્વતો અને નગરો પણ તણાઈ જશે. ૨૨. હાતે તૃણ ગ્રહીને ગયા : હાર સ્વીકારી લીધી.

---

## અધ્યાય ૨૬

[કૃષ્ણનાં અદ્ભુત કર્મથી વિસ્મય પામેલા નદરાયે ગર્ગાચાર્યનાં વચન સંભારી, તેના ઐશ્વર્યનું વર્ણન કર્યું.]

**કડવું ૭૭ :**

૧. વાર્યું : દૂર કર્યું. ૫, ૬ **ભારતી :** સરસ્વતી. અહીં જ્ઞાન. ઈશ્વરને કર્મનાં બંધન હોતાં નથી. ઈશ્વરને કેવળ ભક્તનાં જ કર્મો

એકાદશીનું પારણું બારશે જ કરવું જોઈએ. પરંતુ આ એકાદ
પછી બીજે દિવસે બારસ અર્ધ કલા જેટલી જ પહોંચતી હ
તેથી બારસને દિવસે પારણું કરવાનો સમય ન હતો. આ સંજોગે
શ્રીધર એક શાસ્ત્રવચન ટાંકે છે તે પ્રમાણે, જો સૂર્યોદય પછી ?
અર્ધી કલા બારસ પહોંચતી હોય તો મધ્યાહ્ન સુધીનાં કર્મો એ
શીની મધ્યરાત્રિ પછી કરવાં એમ શંકર ભગવાને કહ્યું છે. कला
द्वादशी दृष्ट्वा निशायादूर्ध्वमेव हि। आमध्याह्नो क्रियाः स
कर्तव्याः शंभुशासनात् ॥ ૧૭, ૨૧ : ભાગવતમાં એટલું જ
છે કે अविज्ञाय आसुरीं वेलां प्रविष्टम् उदकं निशि–રા
આસુરી વેળા ન જાણતાં નંદે પાણીમાં પ્રવેશ કર્યો ત્યાં વરુ
સેવકે તેને કેદ કર્યા આ ઉપર ટીકા કરતાં શ્રીધર ઉમેરે છે કે શ
પેલું શાસ્ત્રવચન વરુણનો દૂત જાણતો ન હતો તેથી વરુણના
આ પગલું લીધું. વરુણ જાતે અનુચરોને મોકલે છે. એ પ્રેમ
ઉમેરણ છે. ૨૭, ૨૮ : ભાગવતમાં નંદ કૃષ્ણના પિતા છે એ વ
જાણ તો કૃષ્ણ ત્યાં પહોંચે છે ત્યારે વરુણને થાય છે. પ્રે
વરુણ આદિ દેવોને કૃષ્ણના નામ માત્રથી થરથરતા હોય તેમ જ
આ ફેરફાર કર્યો છે.

૩૪ : ભાગવતમાં કૃષ્ણ પોતે વરુણ લોકમાં જાય છે
પિતાને મુક્ત કરાવે છે. પ્રેમાનંદનો વરુણ નંદને પાલખીમાં બે
વાજતેગાજતે કૃષ્ણ આગળ આવે છે. કૃષ્ણનો મહિમા વધારવ
ફેરફાર કર્યો છે.

કડવું ૮૦ :

૩ : નંદયશોદા અને ગોપજનોને તો કૃષ્ણે પોતાના
અનુર્ગુજ બનાવ્યા પરંતુ ગોકુળની ગાય, પક્ષીઓ, વૃક્ષો, ન

ચતુર્ભુજ થયાં, એમ કહેવામાં પ્રેમાનંદનો આશય એટલું જ કહેવાનો છે કે કે સૃષ્ટિનાં સર્વ સત્ત્વો વિષ્ણુસ્વરૂપ દેખાયાં.

---

## અધ્યાય ૨૯

[ રાસ પંચાધ્યાયીના (અધ્યાય ૨૯–૩૩) આ પહેલા અધ્યાયમાં કૃષ્ણની વેણુ સાંભળી ગોપીઓ ઘેલી બની. કૃષ્ણ પાસે તેમણે પ્રેમ-ભક્તિનું લક્ષ્મી સરખું સુખ માગ્યું, એ વિશે કૃષ્ણ ગોપીના પ્રશ્નોત્તરો, તેમને પ્રલયવિલાસ અને ગોપીઓને ગર્વ થતાં કૃષ્ણ અદૃશ્ય થયા. કૃષ્ણગોપીના પ્રણય વિલાસનો આધ્યાત્મિક અર્થ લેવો ઘટે.]

**કડવું ૮૧ :**

૪. **સ્ત્રીતણું સુખ આપવાને :** કાત્યાયની વ્રતના વરદાન રૂપે કૃષ્ણે ગોપીઓને લક્ષ્મીનું–સાયુજ્યભાવનું સુખ આપવાનુ વિચાર્યું.

**કડવું ૮૨ :**

૧. **રયણી :** રજનિ, રાત્રિ. **સ્થિર રહે...નાથે કીધી :** ગોપીઓને સાયુજ્ય સુખ સુદીર્ઘ સમય સુધી આપવા, પ્રભુ સાથેની લીલામાં છમાસનો સમય પણ એક રાત્રિની જેમ વ્યતીત થાય એમ સૂચવવા કવિએ આ તુકકો લડાવ્યો જણાય છે. ૨–૪. કૃષ્ણની સુન્દર છબિ કવિએ આલેખી છે.

**शारदोत्फुल्लमल्लिका**—શરદની મલ્લિકાઓ ખીલી છે એવી રાત્રિઓ જોઈ કૃષ્ણે **योगमायाश्रितः** યોગમાયાનો આશ્રય લઈ ગોપીઓ સાથે રાસ રમવાનો વિચાર કર્યો એમ ભાગવતકાર કહે છે. અહીં શ્રીધર કહે છે તેમ પારકી સ્ત્રીઓ સાથે વિનોદ કરવા છતાં કૃષ્ણ કામવિજેતા કેમ ગણાય એ શંકા દૂર કરવા ભાગવતકારે **योगमायाश्रितः** કહ્યું છે. અને એ શબ્દપ્રયોગથી આધ્યાત્મિક

અર્થનું બીજ બંધાય છે. પ્રેમાનંદ શબ્દપ્રયોગનો મર્મ સાચવતો નથી. શ્રોતાવર્ગની મર્યાદા તેને પણ નડી હશે.

કડવું ૮૩ :

૧–૯. કૃષ્ણની વેણુ સાંભળતાં જ–બ્રહ્મનો સાદ સાંભળતાં જ આ ગોપીઓ વિહ્વળ બની જાય છે. પ્રભુભક્તિની ઉત્કટતા સધાતાં સંસારનાં કર્મોમાં મન લાગતું નથી, ધર્મ, અર્થ અને કામ એ ત્રણેની નિવૃત્તિ થાય છે એવો જ અર્થ ધરાવવો. પ્રેમાનંદે ભા૦ને અનુસરવા છતાં આ કર્મવિરતિના નિરૂપણમાં વિસ્તાર સાધ્યો છે. ૯–૧૬. व्यत्यस्तवस्त्राभरणाः એટલા ઉપરથી ગોપીઓની વિહ્વળ મનોદશાનું દ્યોતક નિરૂપણ કવિ વિસ્તારથી કરે છે. એમ કરવા છતાં કડી. ૧૨ માંનું સુરુચિને દંર્ષક કડે એવું વર્ણન પણ પ્રવેશી જાય છે. ૧૮. કૃષ્ણને બ્રહ્મભાવે નહિ, પ્રિયતમભાવે (कृष्णं विदुः परं कान्तम्) જોવા છતાં ગોપીનો મોક્ષ કેમ થયો? ભાગવતકાર કહે છે : कामं क्रोधं भयं स्नेहमैक्यं सौहृदमेव च । नित्यं हरौ विदधतो यान्ति तन्मयतां हि ते ॥ ભા૦ નો આ પ્રધાન ધ્વનિ છે.

કડવું ૮૪ :

૬. અમો...ઇચ્છું : કાત્યાયની વ્રતનો હેતુ જ એ હતો. લક્ષ્મીના જેવું સુખ—પ્રભુ સાથે સાયુજ્યભાવ.

કડવું ૮૫ :

૫. સૂમડા : બાધો જડ ૧૧–૧૨. ૧૦ કડી સુધીનો ઉપદેશ તો ભા૦ પ્રમાણે છે. પરંતુ ગોપીઓ પોતાનું બ્રહ્મચર્ય તોડવા તૈયાર થઈ છે એવું કૃષ્ણનું દોષારોપણ જનરંજન માટેનું પ્રેમાનંદી તત્ત્વ છે.

કડવું ૮૬ :

૩–૮. किञ्चित्संरम्भगद्गदगिरः એવી ગોપીઓના ગુસ્સાને અને નિષ્ફળતાની લાગણીને ભિન્ન ભિન્ન ચેનચાળાથી વ્યક્ત

કરવામાં ૩-૪ કડીમાં તે વરવી લાગે છે, પરંતુ ૭-૮ કડીમાંનું તેમનું વર્ણન સ્વાભાવિક અને સુન્દરતાને વધુ ઉપસાવી આપનારું છે ૧૦. સંપુટ : બે હાથ જોડી. ૧૫. સરખાવો : दत्ताभयं च भुजदण्डयुगं विलोक्य वक्षः श्रियैकरमणं च भवाम दास्यः। (૧૦-૨૯-૩૯) ૧૭. સરખાવો : तन्नो निधे हि करपङ्कजमार्तबन्धो तप्तस्तनेषु च शिरस्सु च किङ्करीणाम्। (૧૦-૨૯-૪૧) કરપંકજને બદલે પ્રેમાનંદે 'ચરણુની પાની' મૂકી જે વિશિષ્ટ ધ્વનિ સાધ્યો છે તે નોંધો.

કડવું ૮૭ :

૪-૭. રાસક્રીડાનું વર્ણન ભા૰ ને જ અનુસરે છે. પરંતુ એના આરંભમાં ભાગવતકાર प्रहस्य सदयं गोपीः आत्मारामः अपि अरीरमत्। (૧૦-૨૯-૪૨) પોતે આત્મારામ પોતાનામાં જ રમમાણ છતાં, કૃષ્ણે હસીને દયાથી ગોપીઓને રમાડી એમ કહી, આ રતિક્રીડા છતાં કૃષ્ણની 'પ્રભુતા'–અક્ષુણ્ણ બ્રહ્મભાવ અને ભક્તવત્સલતા પ્રગટ કર્યાં છે. પ્રેમાનંદ આવા વ્યંજનાપૂર્ણ શ્લોકોનો મર્મ સમજી શકયો નથી.

---

## અધ્યાય ૩૦

[કૃષ્ણની પ્રિયતમા બનવાનો ગર્વ અનુભવતી ગોપીઓનો મદ ઉતારવા કૃષ્ણ અદૃશ્ય થયા અને ગોપીઓ વિરહવ્યાકુળ બની શોધવા લાગી.]

કડવું ૮૮ :

૪. શરદ...ચોમાસું : વિરહવ્યાકુળ ગોપીઓની આંખમાંથી આંસુનો શ્રાવણ ભાદરવો વહેતો હતો તેથી.

૩. ખપ કરી : ઝટ ત્વરાથી. ૫-૬. કૃષ્ણે વરાહ અવતારમાં પૃથ્વીને ઉગારી હતી, વામન અવતારમાં ત્રણ પગલાંમાં પૃથ્વીનું અતિક્રમણ કર્યું હતું. એ બન્ને આખ્યાયિકાઓ ઘણી જાણીતી છે. ભાગવતકારે આ સ્થળે તે બન્નેનો નિર્દેશ કર્યો છે, પરંતુ પૃથ્વીના સંદર્ભમાં 'ત્રીજી વાર દોહી સમૃદ્ધિ કાજ' એ ત્રીજા અવતાર-કાર્યનો નિર્દેશ પ્રેમાનંદ ઉમેરે છે પોતાને ઈશ્વર તરીકે જાહેર કરનારા જુલમી વેનરાજાને ઋષિઓએ હણી નાખી તેની સાથળનું મંથન કરી વેનના પાપકર્મોના સ્વરૂપે નિષાદ ઉત્પન્ન કર્યો અને બાહુયુગલનું મંથન કરી, વિષ્ણુના અંશરૂપ પૃથુ અને અર્ચિષ્ એ યુગલ ઉત્પન્ન કર્યું. ઋષિઓએ પૃથુનો રાજ્યાભિષેક કર્યો. વેનનાં પાપ કર્મોથી પૃથ્વીની સંપત્તિ નાશ પામી હતી. તેથી તે પૃથ્વી પર ગુસ્સે થયો ત્યારે પૃથ્વીએ ગાયનું રૂપ ધારણ કરી પોતાને દોહવાનું કહ્યું. એથી પૃથુએ અને પ્રજાના અન્ય વર્ગોએ પૃથ્વી રૂપી ગાયને દોહી યથેષ્ટ સંપત્તિ પ્રાપ્ત કરી. ૯. ગુણગ્રામ : ગુણોનો સમૂહ. ૧૧-૧૬. ગોપીઓ કૃષ્ણની બાળલીલાના પ્રસંગોનું અનુવર્તન કરે છે એ પણ ભક્તિનો એક પ્રકાર છે

૧૮. હરિપદ ..એંધાણ : કમળ આકારનાં પગલાં કૃષ્ણનાં અને તે સાથેનાં નાનકડાં પગલાં કોઈક ગોપીનાં છે એમ પગેરું શોધતાં જણાય છે. ૨૨. પોખ્યો : પોષ્યો, સંતોષ્યો. ૨૩-૨૪. કૃષ્ણને વારંવાર પગે લાગવાથી જમીનમાં ખાડો પડી ગયો હતો. જાચ્યો છે...ટળવળી : ભા૦ નો મર્મ પ્રેમાનંદ નથી સમજી શક્યો

' એક વધુ ઉદાહરણ. रेमे तया चात्मरत आत्मारामोऽप्यखण्ड-

.. । कामिनां दर्शयन्दैन्यं स्त्रीणां चैव दुरात्मताम् ॥

નંદ બીજા શ્લોકાર્ધના પ્રથમ ચરણમાંના 'કામી પુરુષોની એ

આગળ દીનતા'નો સ્વીકાર કર્યો છે પરંતુ પહેલા શ્લોકાર્ધનો સંદર્ભ છોડી દેતાં, કૃષ્ણ કેવળ લંપટ તરીકે જ ઊપસી આવે છે. અને ભાગવતમાં જેનો ક્યાં ય નિર્દેશ નથી તે **'બળાત્કારે કીધો વિહાર'** પેસાડી દેતાં, ભા૦ ના કૃષ્ણને 'પ્રભુતા' ના પર્વત પરથી દુષ્ટતાની ખીણમાં ગબડાવી દીધા જણાય છે. ૨૬–૨૭. ભા૦ ના કૃષ્ણ બીજું બહાનું બતાવે છે. પોતાને એકલીને જ પોતાની સાથે કૃષ્ણે લીધી હોવાથી તે ગોપીને અભિમાન આવ્યું, તેથી તેણે કૃષ્ણને કહ્યું કે "હું ચાલી શકતી નથી, તમારે મને જ્યાં લઈ જવી હોય ત્યાં લઈ જાવ—**न पारयेऽहं चलितुं नय मां यत्र ते मनः।**" (૧૦–૩૦–૩૭) ત્યારે કૃષ્ણે તેને કહ્યું : "મારી કાંધ ઉપર બેસી જા' અને પેલી ગોપી બેસવા જાય છે. ત્યાં તે અદૃશ્ય થઈ ગયા. ખોટો થાક બતાવતી ગોપી, સ્ત્રીઓ ગરજવાન કામી પ્રિયજન પ્રત્યે કેવી દુષ્ટ થાય છે તે બતાવી, કામી જનો તેને ખભે બેસાડવા જેવા દીન બની જાય છે તે દર્શાવી; છેવટે કૃષ્ણ તેને ખભે બેસાડવાને બદલે અદૃશ્ય થઈ જાય છે, કારણ તે **आत्मरत—आत्माराम** બ્રહ્મ હતા એ બતાવવાનો ભાગવતકારનો હેતુ છે.

**૩૬. આવ્યો ગર્વ...ચઢી :** પ્રભુને ખભે બેસવાથી મને ગર્વ થયો.

---

## અધ્યાય ૩૧

[ નિરાશ ગોપીઓ યમુનાતટે કૃષ્ણનું કીર્તન કરતી તેના આગમનની પ્રતીક્ષા કરવા લાગી. ]

**૮. વિગોયાં :** વગોવાયાં. **૧૧, ૧૨.** ભાગવતની ગોપીઓ ચાર પ્રાર્થનાઓ કરે છે. (૧) આપનાં હસ્તકમળ અમારાં મસ્તક પર મૂકો. (૨) આપનાં મુખકમળનાં અમને દર્શન આપો. (૩) આપનાં ચરણકમળ

અમારા વક્ષપ્રદેશ પર મૂકો (૪) આપના અધરામૃતથી અમને જિવાડો ત્રીજી કડીમાં બીજી અને આ કડીઓમાં છેલ્લી બે અભ્યર્થના છે. તેમાં ત્રીજીમાં ફેરફાર કર્યો છે ૧૪-૧૭. ભા. ના નિરૂપણમાંથી જ સૂચન લઈને પ્રેમાનંદ મૌલિકતા દાખવી જાય છે તેનું અહીં ઉદાહરણ છે. **यत्ते सुजातचरणाम्बुरुहं स्तनेषु । भीताः शनैः प्रिय दधीमहि कर्कशेषु । तेनाटवीमटसि तद्व्यथते न किंस्वित्कूर्मादिभि: ।।** (૧૦–૩૧–૧૯) તમારાં ચરણકમળને અમારા કર્કશ વક્ષપ્રદેશ પર બીતાં બીતાં મૂકીએ છીએ અને તમે તો જંગલમાં કાંટા કાંકરામા રખડો છો ?...ભા. અને પ્રેમાનંદના નિરૂપણ વચ્ચેનાં સામ્ય અને ભિન્નતા નોંધો પ્રેમાનંદની ગોપીઓ જેમ કાળીનાગને ખૂંદ્યો તેમ પોતાનો વક્ષપ્રદેશ ખૂંદવાનું આહ્વાન આપે છે એમાં કામને ખૂંદવાની વ્યંજના છે.

**કડવું ૯૧ :**

૩. હરિને હત્યા લાગે એ ભયથી આત્મહત્યાથી દૂર રહેનારી ગોપીનો પ્રેમ અનન્ય કહેવાય ૭. **કિલ્બિષ :** પાપ ૯. **કબરીના :** અંબોડાનો, ચોટલાનો. આ કડવાનુ વસ્તુ પ્રેમાનંદની કલ્પનાનું છે.

---

## અધ્યાય ૩૨

[ગોપીકાઓની વિરહાર્ત વાણીથી કૃષ્ણનું હૃદય આર્દ્ર બન્યું અને પ્રગટ થઈ ગોપીઓની સાંત્વના કરી.]

૬-૧૭. ભા. ના વર્ણનને કવિ વિસ્તારે છે. **ચર્મ રગના :** ..ામડાની જીભ. **૧૯. દાક્ષાયણી :** દક્ષની કન્યા, ચંદ્રની પત્ની. .. ભા. અનુસાર પોતાની ભક્તિ છતાં કૃષ્ણ ગોપીઓને છોડી ગયા ..તા તેથી ગોપીઓ ચતુરાઈથી તેની કૃતઘ્નતા સૂચવવા આ પ્રશ્ન કરે છે.

**भपतोऽनु भजन्त्येक एक पतद्विपर्ययम्। नोभयाश्च भजन्त्येक पतन्नो ब्रूहि...॥** (૧૦-૩૨-૧૬) પ્રેમાનંદે આ શ્લોકનો જ અનુવાદ કર્યો છે. 'પરંતુ તે પુરુષ યોગી ભગવાન' કહી કટાક્ષને વધુ પ્રગટ બતાવ્યો છે. **૨૨, ૨૩. ભા.** માં તો કૃષ્ણ ગોપીના કટાક્ષયુક્ત પ્રશ્નનો ઉત્તર આપે છે અને ભજનારાઓને ભજનારને સ્વાર્થપ્રેરિત, નહિ ભજનારાઓને પણ ભજનારને દયાળુ અથવા સ્નેહી તેમ જ ભજનારાને પણ નહિ ભજનારના ચાર પ્રકાર પાડે છે. **आत्मारामा ह्यि आप्तकामा अकृतज्ञा गुरुद्रुहः** (૧૦-૩૨-૧૯) અને પોતે આ ચારેમાંથી એકે પ્રકારમાં આવતા નથી એમ કહી, ભજનારાઓની નિરંતર ધ્યાનપ્રવૃત્તિ પ્રભુમાં જ રહે માટે હું-પ્રભુ તેમને ભજતો નથી, એમ ભજનારને પણ ન ભજવાનું કારણ આપે છે. પ્રેમાનંદ કૃષ્ણનાં આ વચનોને ઉડાડી દઈ, તેનો અંશતઃ મર્મ ગોપીઓની આ કટાક્ષ ઉક્તિઓમાં મૂકી દે છે અને એમ કરતાં, ચાર પ્રકારોની વાત ઉડાડી દેતાં, કૃષ્ણને પહેલા પ્રકારમાં (આતમરામ)માં ગણાવે છે. **૨૫. જ્ઞાનપટ** : જ્ઞાનરૂપી વસ્ત્ર **૨૬-૨૮** ગોપીઓ તેમની અનન્ય ભક્તિથી મોટા તપસ્વીઓ યોગીશ્વરો પણ ન પામી શકે એવા પ્રભુદર્શનની અધિકારિણી થઈ છે.

---

## અધ્યાય ૩૩

[ કૃષ્ણે ગોપીઓને રાસક્રીડા રમાડી ]

**કડવું ૯૩ :**

૪. **સત્તાવીશે** : સત્તાવીશ નક્ષત્રો સહિત **સોળ સહસ્ર વદને** : ગોપીઓ સોળ હજાર હતી માટે. ૬ **મરકતમણિ કનક મણકામાં** જેમ હારના બે સુવર્ણ મણકા વચ્ચે મરકત મણિ શોભે તેમ બન્ને

ગોપીઓની વચ્ચે કૃષ્ણ શોભતા હતા. ગોપીઓ સુવર્ણ વર્ણની ગૌર હતી અને કૃષ્ણ શ્યામ વર્ણના હતા, તેથી આ કલ્પનાની ચમત્કૃતિ સવિશેષ. સરખાવો : **मध्ये मणीनां हैमानां महामरकतो यथा ।** (૧૦–૩૩–૭) ૮. **વૈખરી** : વાણી, સરસ્વતી. ૯ **સપ્ત સાહેર** : સાત સાગરો

કડવું ૯૪ :

**૧-૩ નિઘકર્મ . સંત** : રાસક્રીડામાં પ્રેમભક્તિ સિવાયનો વ્યભિચારનો અર્થ જોવા સામે ચેતવણી.

૪-૧૪ . ભાગવતની રાસક્રીડાને પ્રેમાનંદે કેટલાક ઉમેરણો સાથે વિસ્તારી છે **૧૨ દેખીતો વ્યભિચાર નવ કર્મદોષ** : દુનિયાદષ્ટિએ વ્યભિચાર પરંતુ તે ભક્તિસ્વરૂપ હોઈ કર્મનો દોષ લાગતો નથી.

કડવું ૯૫ :

૩. ભ્રમણ રમણ : રાસક્રીડાનો અર્થ. નમણ : નમણું, સુન્દર.

કડવું ૯૬ :

ભાગવતમાં કહ્યું છે કે રાસક્રીડા જોઈ દેવોની સ્ત્રીઓ પણ મોહ પામી, ચન્દ્ર પણ નક્ષત્રો સાથે ગતિ ભૂલી ગયો. એ ઉપરથી પ્રેમાનંદે સમસ્ત બ્રહ્માંડ મોહ્યું એવી ઉદાત્ત કલ્પના કરી, તેનું પ્રાસાદિક નિરૂપણ કર્યું છે. આ અધ્યાયનાં ૯૩-૯૭ કડવાંઓ ભાવ-નિરૂપણ, વર્ણનછટા અને પ્રાસાદિકતાને લીધે નરસિંહનાં પદોની સમકક્ષ ગણાય એવાં છે ૨. મહી સ્થળ : પૃથ્વી ૪. યક્ષ, કિન્નર, ગાંધર્વ, વિદ્યાધર અને અપ્સરાઓનો સંગીતવિદ્યા વિશેનો ગર્વ ઓગળી ગયો.

**કડવું ૯૭ :**

**૧ એક એક રોમ કૂપે રે** પરમાત્મા તો રોમ રોમના મૂળમા વ્યાપેલો છે **૨** રાસલીલાનુ રહસ્ય અહીં પ્રેમાનદે આગળ રીતે દર્શાવ્યુ છે એક એક ગોપી સાથે એક એક કૃષ્ણ એનો અર્થ એ કે પ્રત્યેક જીવ સાથે પરમાત્મ તત્ત્વ રહ્યુ છે **ચોસઠ સહસ્ર** ૧૬૦૦૦ ગોપીઓ સાથે કૃષ્ણ પણ ૧૬૦૦ રૂપ ધારણ કરે એથી પ્રત્યેક યુગલના બબ્બે કર, પદ, લોચન અને કાનજીની સખ્યા આટલી થાય **બત્રીસ હજાર** ' પ્રત્યેક યુગલના મસ્તક, નાસિકા બધુ મળી આટલી સખ્યા

**૩ બત્રીસ સહસ્ર કળશ રસભર્યા** ૧૬૦૦ ગોપીઓના સ્તનયુગ્મનો નિર્દેશ **વિહગમી** પખિણીઓ ૪ ગગા ૫ ૧૬૦૦ પ્રવાહમા વહી, કૃષ્ણના ચરણ પખાળવા લાગી

**કડવુ ૯૮**

**૩ બાલીને** . ગોપિકાને ૪ **કમોદની** કુમુદિની ૫ **શ્રોણિત** શોણિત, લોહી **અર્ધચન્દ્ર** ગાલે અર્ધચન્દ્રાકારમા દાત પાડ્યા ૬ **હસ્તિની, ચિત્રિણી, પદ્મિની** અગ ઉપાગો પ્રમાણે જુદા જુદા વર્ગની સ્ત્રીઓ **કુમાન્કા વ્રત ખ**ડે–કૌમાર્યનો ભગ કરે

ભાગવતકાર રાસક્રીડા પછી જલક્રીડા અને વનક્રીડા પણ વર્ણવે છે પ્રેમાનદે એ ભાગ છોડી દીધો છે રાસક્રીડાનુ શૃગારપૂર્ણ વર્ણન કરતા કૃષ્ણ **આત્મારામ** હતા એ મુદ્દાનો ઉલ્લેખ કરતા એક મહત્ત્વનો મુદ્દો ચૂકી જાય છે **रेमे रमेशो व्रजसुन्दरीभिर्यथाऽर्भक: स्वप्रतिबिम्बविभ्रम ॥** (૧૦–૩૩–૧૭) જેવી રીતે બાળક પોતાના પ્રતિબિબ સાથે રમે તે રીતે કૃષ્ણ ગોપીઓ સાથે રમ્યા, ગોપીઓ (અને સર્વ જગત) પરમાત્માની છાયા માત્ર છે એવો ધ્વનિ ચૂકી જતા પ્રેમાનદની

રાસપંચાધ્યાયીની આધ્યાત્મિક અભિવ્યજના એટલી ઘટી જાય છે

કડવું ૯૯ ·

૬. એ કામે . આત્મારામ કૃષ્ણ **आत्माराम** પોતાનામા રમમાણ હતા એનો ઉલ્લેખ ભાગવતકારે રાસપચાધ્યાયીમા અનેકવાર કર્યો છે, ત્યારે પ્રેમાનંદ અહીં એક જ વાર કરે છે આ બધી શૃગારક્રીડાઓ છતા કૃષ્ણ **आत्मन्यवरुद्धसौरत** વીર્યને પોતાનામા જ નિરોધ કરી રહેલા હતા તેમ ભાગવતકારે કહ્યુ છે તેથી શ્રીધર તે વર્ણનને **कामजयोक्ति** તરીકે ઉલ્લેખે છે. તેના આધાર લઈ પ્રેમાનંદ યોગ્ય રીતે કહે છે તે જગતને નચાવનાર કામને કૃષ્ણે વાદરાની જેમ નચાવ્યો ૮ પ્રભુને જે ભાવથી ભજવામા આવે તે ભાવથી તે મળે છે. ગોપીઓએ પ્રિયતમ ભાવે ભજ્યા તો તેને તે સ્વરૂપે મળ્યા છતા કૃષ્ણ અસગ અને અવિકારી છે ૯. સરખાવોઃ **तेजीयसां न दोषाय वह्नेः सर्वभुजो यथा ॥** (૧૦–૩૩–૩૦) ૧૦ સરખાવો : **विनश्यत्याचरन्मौढ्याद्यथा रुद्रोऽब्धिजं विषम् ॥** (૧૦–૩૩–૩૧) ૧૮ કૃત્રિમ સ્ત્રી · ગોપિકાઓ વૃન્દાવનમા આવી ત્યારે તેમની ગેરહાજરી ન જણાય માટે કૃષ્ણે તેમને ત્યા માયાથી બનાવટી ગોપીઓ મૂકી હતી, જેનો ઉલ્લેખ ૧૭મી કડીમા છે

---

## અધ્યાય ૩૪

[કૃષ્ણે નંદરાયને અજગરના પાશમાથી છોડાવ્યા અને સુદર્શન વિદ્યાધરને મુક્તિ આપી, શખચૂડને માર્યો]

કડવું ૧૦૦ ·

૪-૧૫ અબિકાવનમા નંદ વગેરેએ અબિકાનું પૂજન કર્યાનો ઉલ્લેખ ભાગવતમા છે. પરતુ પોતાની પૂજા અવગણી અન્ય દેવની

પૂજા કરવાથી કૃષ્ણ ગુસ્સે થયા અને અંબાજીને પગે લાગવાની અનિચ્છા, અંબાજી પણ પૂજ્યાં વગેરે પ્રેમાનંદના તુક્કાને આભારી છે. ગોવર્ધન પૂજાના અધ્યાયમાં પણ પ્રેમાનંદે આવો તુક્કો લડાવ્યો છે. એકવાક્યતા માટે અહીં પણ તેમ કરવું પડ્યું છે. **૨૩. દરબડી :** દોડી જઈને. **૨૬. નંદ ઉપાસે બીજા દેવ :** બીજા દેવની ઉપાસના કરવાનું પાપ કર્યું. તેથી આ સ્થિતિ થઈ એમ આગળના ઉમેરણ સાથે એકવાક્યતા સાધવા કહેવા પડ્યું. **૨૯. વપુવર્ણ** . શરીરનો વર્ણ. **૩૭ અષ્ટાવક્ર :** આઠ અંગોએ વાંકા **૩૯. વક્રોક્તિ :** કટાક્ષ વચનો. **રત્નગર્ભા :** જેના ગર્ભથી રત્ન જેવા બાળકો જન્મે છે. તેવી. **૪૨. અંગિરા :** આંગિરસ ગોત્રમાં જન્મ થયો હોઈ અંગિરા. **૪૭ અહિનું : સર્પનું. આપ :** આત્મા **૫૮. ઊંડળમાં :** બાથમાં. ૬૪–૬૫. તે યક્ષ 'શંખચૂડ' કેમ કહેવાયો તેનુ કારણ આપ્યુ છે.

---

## અધ્યાય ૩૫

ભાગવતમાં આ અધ્યાય યુગલગીતનો છે. કૃષ્ણ ગાયો ચારવા વનમાં જતા ત્યારે તેટલો સમય ગોપીઓ કૃષ્ણલીલા ગાતી સમય વ્યતીત, ગોપીઓની વિરહવ્યથા બબ્બે શ્લોકનાં જોડકાંમા–**युग्म-श्लोकानुगीतेन** (શ્રીધર) વ્યક્ત થઈ છે, તેથી તે યુગલગીત કહેવાયુ છે એમાં એક શ્લોકમાં કૃષ્ણની અમુક ક્રીડાનુ વર્ણન હોય છે અને બીજા શ્લોકમાં તેનો પ્રભાવ વિશ્વના કોઈ એક સત્ત્વ પર કેવી રીતે પડ્યો તે દર્શાવવામાં આવ્યુ છે દા ત. ગોપી વર્ણવે છે કે ભ્રમર નચાવતા કૃષ્ણ ડાબા ખભા પર ડાબો ગાલ મૂકી, મ્રાતસુરનાં છિદ્રો પર કોમળ આંગળી મૂકી અધર પર ટકવેલી વેણુ વગાડે છે (શ્લોક,૨) ત્યારે આકાશચારી સિદ્ધોની સ્ત્રીઓ વિસ્મય પામી, લજ્જાપૂર્વક એવી મુગ્ધ થઈ જાય છે કે તેમને (છૂટી ગયેલાં) નિવિબન્ધનું પણ ભાન

રહેતું નથી. (શ્લોક : ૩.) વ્યંજના એ છે કે જો સિદ્ધોની સ્ત્રીઓની આ સ્થિતિ તો અમારું શું ? એમ ગોપીઓ કહે છે. પ્રેમાનંદના યુગલગીતમાં સ્ત્રીપુરુષનાં યુગલ નથી, શ્લોકની જોડીઓ છે. વાત સમજ્યો હોય કે નહીં, પરંતુ તેણે તેને યુગલ નૃત્યમાં ફેરવી દીધું છે. ગોપિકાઓના વિરહને–વિપ્રલંભ શૃંગારને સંભોગશૃંગારમાં પલટાવી નાખ્યો છે. ભાગવતના યુગલગીતની સરસતા અહીં નથી, છતાં ભક્તિપોષક વાતાવરણ જમાવવામાં કવિને સફળતા મળી છે.

કડવું ૧૦૧ :

૫. ગોપિકાઓ કમળના વર્ણની છે તો કૃષ્ણ શ્યામવર્ણનો ભ્રમર છે. આ એક યુગલ તરીકે બતાવે છે. ૯–૧૩ : સમગ્ર બ્રહ્માંડ આ કૃષ્ણ ગોપીના રાસનૃત્યથી મોહ પામી નૃત્ય કરવા માંડયું. ૧૪–૧૬ : બ્રહ્મા ને સાવિત્રી, સરસ્વતી ને વેદ, શંકર અને પાર્વતી અને સમસ્ત વિશ્વનાં યુગલોએ નૃત્ય માંડ્યું.

કડવું ૧૦૨ :

કૃષ્ણ ગાયો ચારી પાછા ફરતા હોય ત્યારની શોભાનું વર્ણન.

---

## અધ્યાય ૩૬

[કૃષ્ણે વૃષભાસુર (અરિષ્ટાસુર)ને માર્યો. નારદના વચનથી કંસે કૃષ્ણને મથુરા તેડી લાવવા અક્રૂરને આજ્ઞા કરી.]

કડવું ૧૦૩ :

૨. વૃષભાસુર : ભાગવતમાં અરિષ્ટાસુર નામ છે. ૬. આખાંગે : આખલો બરાડે તેને આખાંગવું કહે છે. ૧૭ ધનુષ : એક ધનુષ એટલે ચાર હાથનું અંતર. ૨૭. ખાંડું : ખડ્ગ ૨૯. કંસ વસુદેવ વળીને હણવા તૈયાર થાય છે, તેને નારદ અટકાવી કહે છે કે તેમને

મારવા સહેલ છે, પરંતુ કૃષ્ણ જીવે છે એ જ અનિષ્ટ છે. ૩૩. હૃશલ: ભાગવતમાં તોશલ છે.

૪૩. સમદર્શી : સ્થિતપ્રજ્ઞ. ૪૫. મખાંતર : मिषान्तरम् ખોટું બહાનું ૪૬. પૂજાનું મારાં ધનુપમાણ : જુઓ આઠમા કડવાની કડી ૧૭નું ટિપ્પણ. સંતોખાય : સમાપ્ત થાય. ૫૧. યુદ્ધપતિ : સેનાપતિ. ૫૬નું પ્રલોભન ભાગવતમાં નથી. ૫૪. અક્રૂરનાં આ વચનો દ્વિઅર્થી છે. કંસને લાગે છે કે તે વચનો કૃષ્ણ માટેનાં છે પરંતુ તે કંસ માટે બોલાયેલાં છે.

---

## અધ્યાય ૩૭

[કૃષ્ણે કેશી દૈત્યનો વધ કર્યો. નારદે ભવિષ્યમાં કૃષ્ણે કરવાનાં કર્મો સ્તુતિ રૂપે કહ્યાં અને વ્યોમાસુરનો વધ થયો]

**કડવું ૧૦૪ :**

૬. અહિધરનો : સર્પને ધારણ કરનાર શંકરનો. તેની કેશવાળીમા શસ્ત્ર રહેશે એવું શંકરનું વરદાન હતું.

**કડવું ૧૦૫ :**

૪–૫ : કૃષ્ણનાં આગળનાં પરાક્રમો છતા નંદયશોદા આ પ્રમાણે વિલાપ કરે છે તેનું કારણ વાત્સલ્યભાવ છે. ૨૧–૨૪ : ભાગવતમાં ભવિષ્યમા કૃષ્ણે કરવાનાં કાર્યોની વીગતવાર યાદી છે. પ્રેમાનંદ અહીં સંક્ષેપમાં પતાવે છે.

---

## અધ્યાય ૩૮

[ગોકુળ જતાં માર્ગમાં અક્રૂરે જેવો વિચાર કર્યો હતો, તેવો જ સત્કાર કૃષ્ણે કર્યો]

કડવું ૧૦૬ :

૪. **દિવ્યાંબર** : દિવ્ય વસ્ત્ર. **પરિધાન** : પહેર્યું. ૫. **ચર્ચવા** : અર્ચન કરવા. પૂજા કરવા. **થાશે...શ્યામ** : જો કૃષ્ણ અને બલરામ પેલા મલ્લોને જીતી ન શકે તો કાળી ટીલી લાગશે. ૧૩. **ટળી રહે** : નાસી જાય. ૧૪. **રંગિલા** : અહીં 'મનસ્વી' અર્થ. આ કડવામાંનો અનોદ્રેગ ભાગવતમાં નથી.

કડવું ૧૦૭ :

૪. **ધન** : ધન્યા. કૃષ્ણના સહચાર પામી ધન્ય બનેલી ગોપીઓ. **હું જઈ પગે પડું રે** : પ્રભુનું સાન્નિધ્ય પામેલ ભક્તજનો પણ પૂજ્ય ગણાય માટે. ૧૨. **ફરકે જમણી આંખ** : પુરુષની જમણી આંખ ફરકે એ શુકન ગણાય. ૧૫–૨૪ : ગોકુળમાં કેવો ઉષ્માભર્યો આવકાર મળશે તેની કલ્પના. ૧૮. **ભત્રિજા** : અક્રૂર યદુવંશી અને વસુદેવના કુટુંબી હતા, તે સંબંધે કૃષ્ણ તેમને કાકા કહેશે. ૨૧. **મૃગમદે** કસ્તુરી ૨૩. **શેરડી** : શેરી, પોળ.

કડવું ૧૦૮ :

૪. **યમદૂતવૃત** : અક્રૂર કંસરૂપી યમનો દૂત છે એ વૃત્તાંત. અક્રૂર કંસનો કાળરૂપી સંદેશો લઈને આવ્યા છે એ વાતથી અજાણ્યાં નંદયશોદાએ તેમનો સત્કાર કર્યો.

૧૧. **માતતાતે ..દયામણાં** : દ્વિઅર્થી વચન છે. વસુદેવ દેવકી કૃષ્ણની સંભાળ ન લે ત્યાં સુધી તો તે દયામણાં કહેવાય. પરંતુ અક્રૂર અહીં સૂચવે છે કે માતાપિતા જેવુ વાત્સલ્ય ધરાવનાર પરમાત્મા કૃષ્ણ જ્યાં સુધી સંભાળ લે નહિ ત્યાં સુધી બાળક જેવી પ્રજા દયામણી અવસ્થા ભોગવે. ૧૨. **પરાધીન ...ઘેર પશુ** : સરખાવો : प्रपच्छ सत्कृतं नन्दः कथंस्थ निरनुग्रहे । कंसे जीवति दाशार्ह

सौनपाला इवावयः ॥ (१०-३८-४१) ભાગવતમાં નંદ અક્રૂરને પૂછે છે કે કંસ જીવે છે ત્યાં સુધી કસાઈના હાથ તળે રહેલાં ઘેટાંઓની જેમ તમે કેવી રીતે જીવો છો ? પ્રેમાનંદ અક્રૂરના મુખમાં જ એ વચન મૂકે છે.

---

## અધ્યાય ૩૯

[કૃષ્ણે મથુરા પ્રસ્થાન કરતાં ગોપીઓનો વિરહ વિલાપ. અને અક્રૂરને યમુનામાં વિષ્ણુલોકનું દર્શન થયું]

**કડવું ૧૦૯ :**

૫. વસુદેવે ચેતવણી આપી હોવા છતાં, અને આગળના અસુરોના ઉત્પાતો કંસના પ્રેરેલા છે એ જાણવા છતાં નંદ આ આમંત્રણમાંનું કપટ જાણી શકતા નથી એનું કારણ એ કે આહિર કોમના હોઈ સ્વભાવે ભોળા હતા તેથી માની લીધુ કે હવે કંસની કૃપા થઈ છે માટે તક સાધી લેવી.

**કડવું ૧૧૦ :**

૨-૯ : ગોપિકાઓ કૃષ્ણ મથુરા જશે એ સમાચાર સાંભળ્યા તેથી ચિંતિત થઈ છે. તેમને ભય છે કે કૃષ્ણ મથુરા જશે અને ત્યાંની નગરનાયિકા પ્રત્યે મોહ પામી ત્યાં જ રહી જશે. અહીં નગરની સ્ત્રીઓ કેવી કામણગારી, અને પોતે કેવી ગામડિયણ હોઈ ઊતરતી છે એની સરખામણી ઈર્ષ્યા ભાવે કરે છે. ૩. **નહીં દૂષણ ભૂષણ સોળેભરી :** જે સૌન્દર્યના એક દોષ વગરની અને સોળે શણગારથી શોભે છે. **જે જતિને રતિમાં આણે :** નગરની સ્ત્રીઓ તો યોગીને પણ ડગાવી રતિક્રીડામાં ખેંચી આણે એવી હોય છે. ૪. જો યોગી પણ ભ્રષ્ટ થાય તો વિલાસી કૃષ્ણનું તો પૂછવું જ શું ? ૫. **શિદ...દ્રાખ :** જેને દ્રાક્ષ મળે છે વનના ગુંદરની પરવા શાને કરે ? ૧૨. જેણે

**ચંદન...પછાડ્યા :** પ્રેમની શીતળતાનો અનુભવ કરાવ્યા પછી વિરહના અગ્નિનો અનુભવ કરાવવો એ ચંદનનો લેપ કરી દઝાડવા બરાબર છે. કૃષ્ણે પ્રેમની ઉચ્ચ કોટિએ પહોંચાડ્યા પછી વિરહની ખીણમાં પોતાને પછાડી હોવાની હતાશા ગોપીઓ અનુભવે છે. **૧૬.** વિરહનો રોગ એવો અસાધ્ય છે કે દેવોના વૈદ્ય ધન્વંતરી આવે તો પણ દૂર ન થાય. **૧૬. અશ્વિનીકુમાર :** વેદમાં આ દેવયુગ્મને વૈદ્ય તરીકે ઓળખવામાં આવ્યું છે. **૧૯, ૨૦, ૨૧ : સરખાવો : मैतद्विधस्या करुणस्य नाम भूदक्रूर इत्येतदतीव दारुणः। योऽसावनाश्वास्य सुदुःखितं जनं प्रियात्प्रियं नेष्यति पारमध्वनः॥** (૧૦–૩૯–૨૬)–આવા નિર્દયનું નામ અક્રૂર ન હોવું ઘટે. તે અત્યંત દારુણ સ્વભાવનો હોઈ આપણને આશ્વાસન આપ્યા વિના જ આપણી પ્રિયથી પણ પ્રિય વસ્તુને માર્ગને પેલે પાર લઈ જાય છે. **ઉદ્વસ્ત :** ઉજ્જડ. **રાત ટળી થાય અક્ષર શ્યામ :** ગોપીઓ કહે છે કે અમારા લલાટમાં (ભાગ્યમાં) કૃષ્ણ સાથે રમવાના લેખ લખ્યા હતા. તે લેખના લાલ શાહીથી લખેલા અક્ષરો આજે અક્રૂર શ્યામ બનાવી રહ્યો છે. **તો અચળ વિધિ નહિ તારું નામ :** અમારા ભાગ્યને પણ અક્રૂર પલટાવી રહ્યા છે. એથી એ 'વિધિ અચળ છે' એ ઉક્તિ ખોટી પડે છે. **મથુરાની સ્ત્રીને અક્ષર લખ્યા :** મથુરાની સ્ત્રીના ભાગ્યલેખમાં કૃષ્ણના પ્રેમસુખના અક્ષર લખાયા. **૨૫. કાંચળી :** નાગે ઉતારેલી કાંચળીની કશી કિંમત નથી તેમ, કૃષ્ણ વિનાની ગોપીની શી ગણના ? **૩૩, ૩૪, ૩૫ :** રાજદરબારમાં કેમ વર્તવું તેની શિખામણ. **૪૧. મહાવ :** માધવ.

૪૫ પરમાત્માએ પણ માનવ અવતાર લીધો હતો તેથી તે પ્રકારનું બાહ્ય વર્તન હોવું જોઈએ. માતાને છોડતાં કૃષ્ણ વિષાદ વ્યક્ત કરે છે.

૪૬. પણ માતનું...આ વાર : રામાવતારની કૌશલ્યાને કેમ ભૂલી જવાતી હશે ? આપ સંભાર્યું : ઘડી ભર સંસારની માયાને વશ થયા પછી પોતાનું પરમાત્માપણું સાંભર્યું

કડવું ૧૧૧ :

૩. સૂર : સૂર્ય. ૬. શેરડામાં : માર્ગમાં ૧૬. દશને : દાંતે રસના : જીભ. ૧૭. સર્વજનોના દેખતાં આ રીતે પ્રણયભાવ દાખવવો લોકાચાર વિરુદ્ધ છે એમ કહી ગોપીઓને શરમમાં નાખી છટકી જવાની પેરવી.

કડવું ૧૧૨ :

૩ કરાડા - કિનારો. ૫ નિમેષ ના મળે : પલકારો માર્યા વિના કૃષ્ણ ગયા હતા તે દિશામાં જોયા કરે છે.

કડવું ૧૧૩ :

૧. બાળકની શી ખેરછ : કંસને હાથે બાળક કૃષ્ણની શી વલે થશે એ ચિંતા અક્રૂરને થાય છે. ભાગવતમાં આવી ચિંતા થતી નથી. ૪. આહિરને...ટેવછ : ભાગવતમાં અક્રૂર કૃષ્ણને સ્નાન કરવાનુ કહેતા નથી પ્રેમાનંદના કૃષ્ણે જે બહાનુ બતાવ્યુ તે તત્કાલીન આહિર સમાજનુ પ્રતિબિંબ છે કૃષ્ણ અક્રૂરની ચિંતા અસ્થાને છે તે જણાવવા તેને યમુનામાં પોતાના મૂળ સ્વરૂપનુ દર્શન કરાવવા માગે છે માટે સ્નાન કરવા જતા નથી.

---

અધ્યાય ૪૦

[અક્રૂરે કૃષ્ણની સગુણનિર્ગુણ ભેદથી ભક્તિપૂર્વક સ્તુતિ કરી.]

૨. અષ્ટ મહાસિદ્ધિ : અણિમા, લઘિમા, પ્રાપ્તિ, પ્રાકામ્ય, મહિમા, ઇશિત્વ, વશિત્વ, કામાવસાયિતા એ આઠ મહાસિદ્ધિ કહેવાય

છે. વિષ્ણુના શેષશાયી સ્વરૂપનું દર્શન પ્રેમાનંદ આપે છે. ૪. નવનિધિ : મહાપદ્મ, પદ્મ, શંખ, મકર, કચ્છપ, મુકુન્દ, કુન્દ, નીલ અને ખર્વ એ નવ કુબેરના ભંડારો. ભાગવતમાં અક્રૂરની સ્તુતિ પ્રારંભમાં નિર્ગુણ પ્રકારની છે અને તે મહદ્અંશે સાંખ્ય દર્શનને અનુસરે છે. પ્રેમાનંદ પરમાત્માના સચરાચર, વિરાટ, અને અનંત સ્વરૂપને પોતાની રીતે જ વર્ણવે છે. ૭. પ્રપંચપર : સંસાર વ્યવહારથી નિર્લેપ. ૮. સર્વવ્યાપકતા અને અનંત અનાદિ સ્વરૂપ દર્શાવે છે. ૯. સદોદિત : સદા ઉદય પામેલું ૧૦. ચિદ્રૂપ : ચૈતન્ય સ્વરૂપ. ૧૪. નર્પ : નૃપ. રાજા. ૧૫. વિરંચી : બ્રહ્મા. બ્રહ્મા જગતનો સ્રષ્ટા કહેવાય છે. પરંતુ તે પણ પરમાત્માની આજ્ઞાને અધીન રહે છે.

૧૬. તારે...બ્રહ્માંડ : પરમાત્માનું વિરાટત્વ દર્શાવવા કહે છે કે તારા એક રોમના અગ્રભાગ જેટલું જ બ્રહ્માંડ છે. ૧૭. ઉંબર : ઓદુંબર વૃક્ષ. ઉમરડો. ઉમરડાના ફળમાં નવ ભાગ હોય છે. અને તેમા જંતુઓ પણ ઘણાં હોય છે જેમ તે જંતુઓ નવ ખંડવાળા ફળને જ પોતાનું વિશ્વ માને છે તેમ આ મનુષ્ય જીવો પણ નવખંડની પૃથ્વીને પોતાનું બ્રહ્માંડ માને છે. ધુલર : ઉમરડો. ૧૯ એક ખંડના જીવ બીજા ખંડના જીવને ઓળખતા નથી. ૨૦ ઉંબરડાના ફળનાં જંતુની જેમ જ આ જગતના જીવોનુ સ્વર્ગ, મૃત્યુ પાતાળ ઉત્પત્તિ સ્થિતિ અને લય એ નાનકડા વિશ્વમાં જ સમાઈ જાય છે. એની પારના અસ્તિત્વને ઓળખી શક્તા નથી જ્યારે ઉબરડાના ફળ જેવું સંકુચિત વિશ્વ ભાગે ત્યારે જ પારના તત્ત્વની ખબર પડે છે. ૨૨. અક્રૂરને લાગે છે કે તે પણ ઉબરડાના ફળમાં રહેલા જંતુ જેવો અજ્ઞાની અને ક્ષુદ્ર છે. ૨૩ થી સગુણભક્તિના પ્રકારની સ્તુતિ શરૂ થાય છે અને ભગવાનના વિવિધ અવતારકાર્યને સ્પર્શી આગળ પ્રણમે છે. ભાગવતમાં કૂર્મ, વરાહ, નૃસિંહ, વામન, પરશુરામ, રામ એટલા

જ પૂર્વ અવતારોનો ઉલ્લેખ આવે છે. પ્રેમાનંદ તે ઉપરાંત અન્ય નાના અવતારોનો પણ નિર્દેશ કરે છે. એક એક કડીમાં પ્રત્યેક અવતારના કાર્યનો પરિચય વિશદ રીતે આપી દીધો છે. ૨૩. મત્સ્યાવતાર. ૨૪. કમઠ : કાચબો. કૂર્માવતાર. ૨૫. શૂકર : વરાહ. વરાહઅવતાર ૨૮. હંસાવતાર. ભાગવતમાં ૨ જા અને ૧૧ મા સ્કંધમાં આ અવતારનો ઉલ્લેખ છે. બીજા સ્કંધના ઉલ્લેખ પ્રમાણે નારદના ભક્તિભાવથી પ્રસન્ન થઈ, ભગવાને હંસનું સ્વરૂપ લઈ તેમને ભક્તિયોગ તથા આત્મતત્ત્વનો પ્રકાશ કરનાર જ્ઞાનસાધન ભાગવત ધર્મનો બોધ આપ્યો હતો. એકાદશ સ્કંધમાં ઉદ્ધવને ઉપદેશ આપતાં કૃષ્ણ આ અવતારકાર્યનો ઉલ્લેખ કરે છે. સનકાદિ મુનિઓએ પોતાના માનસપિતા બ્રહ્માને યોગની ઉત્કૃષ્ટ સૂક્ષ્મ સ્થિતિ વિશે પ્રશ્ન પૂછ્યો. બ્રહ્મા તે પ્રશ્નનો ઉત્તર આપી શક્યા નહિ તેથી, પરમાત્માનું સ્મરણ કર્યું. પરમાત્માએ હંસનું રૂપ ધારણ કરી, (વિષયો તથા મનને ક્ષીરનીર ભાવે અલગ કરવાની શક્તિ યોગમાં કેળવવાની હોઈ હંસનું પ્રતીક) તેમની શંકાનું સમાધાન કર્યું હતું. ૨૯. પૃથુઅવતાર જેનો ઉલ્લેખ ૮૯ માં કડવાની કડી ૬ માં આવી ગયો છે. ૩૦. દત્તાત્રેય અવતાર. ૩૧. કપિલ અવતાર. કર્દમ ઋષિના પુત્ર કપિલે વિષયાભિલાષોથી નિર્વેદ પામેલી માતા દેવહૂતિને સાંખ્ય દર્શનનો બોધ કર્યો હતો. ૩૨. ભાગવતના છઠ્ઠા સ્કંધમાં નારદને પણ અવતાર ગણાવ્યા છે. ૩૩ જૈનોના આદિ તીર્થંકર ઋષભદેવજીને પણ ભાગવતમાં પરમાત્માના અંશાવતાર ગણવામાં આવ્યા છે. ખટ ચક્ર : મૂળાધાર, લિંગ, નાભિ, હૃત, કંઠ, અને મૂર્ધ એ ૭ ચક્રો શરીરમાં મલદ્વારથી બ્રહ્મરંધ્ર સુધીમાં આવ્યાં છે એમ યોગદર્શનમાં કહ્યું છે, ઋષભદેવજીએ આ સર્વ ચક્રો ભેદી પરમ યોગીનું પદ પ્રાપ્ત કર્યું હતું. અને યોગસિદ્ધિઓ પોતે જ તેમની સેવા કરવા તત્પર થઈ હતી છતાં તેમણે તેનો અનાદર

કર્યો હતો. ૩૪. ગજેન્દ્રમોક્ષ સાથે પ્રેમાનંદ હયગ્રીવ અવતારની વાત જોડી દે છે તે બરાબર નથી. ભાગવતમાં હયગ્રીવ વિશે એક અવતાર સિવાય વિશેષ કથાપ્રસંગનો ઉલ્લેખ નથી, પરંતુ મહાભારતના શાંતિપર્વમાં જણાવ્યું છે કે બ્રહ્મા જેમાંથી ઉત્પન્ન થયા હતા તે કમળના પત્રમાં પડેલાં બિંદુઓમાંથી ઉત્પન્ન થયેલા મધુ અને કૈટભ નામના દૈત્યો બ્રહ્માએ સરજેલા વેદોનું હરણ કરી ગયા હતા ત્યારે ભગવાને હયગ્રીવ રૂપ ધારણ કરી મધુકૈટભનો વધ કરી વેદો પાછા આપ્યા હતા. ૩૫. સનક,સનત્, સનંદ અને સનાતન એ ચાર બ્રહ્માના માનસપુત્રો, અંશાવતાર કહેવાય છે અને પૃથુરાજા (જેનો ઉલ્લેખ આગળ આવી ગયો છે)ને યજ્ઞમાર્ગને અતિમહત્ત્વ આપતો રોકવા, અને આત્મદર્શનથી પરમાત્મપ્રાપ્તિ થઈ શકે છે તેનો બોધ આપવા સનકાદિને કહ્યું હતું. પ્રેમાનંદ શેષનો ઉલ્લેખ કરે છે તે માટે આધાર નથી. ૩૬. પરશુરામ અવતાર. ૩૭. ધન્વંતરી અવતાર. સમુદ્રમંથનને અંતે વિષ્ણુના અંશથી ઉત્પન્ન થયેલો 'ધન્વંતરિ' નામનો પુરુષ પ્રગટ્યો હતો, જેના હાથમાં અમૃતકુંભ હતો. આયુર્વેદના આદિપુરુષ-દ્રષ્ટા તરીકે તેને ઓળખવામાં આવે છે.

૩૮. સમુદ્રમંથન પછી અમૃતકુંભ નીકળતાં, એકલા જ તેનો ઉપયોગ કરી અમર થવાની ઇચ્છાથી દાનવો કુંભ લઈ ભાગવા લાગ્યા ત્યારે વિષ્ણુએ મોહિની સ્વરૂપ ધારણ કરી તેમની પાસેથી કુંભ પાછો મેળવી દેવોને આપ્યો હતો. ૩૯. રામાવતાર. ૪૦. વ્યાસ પણ વિષ્ણુના જ અંશ કહેવાય છે. ૪૧. નરનારાયણ ઋષિઓની તપશ્ચર્યાનો ભંગ કરવા ઇન્દ્રે અપ્સરાઓ મોકલી ત્યારે તેમણે યોગબળથી તે અપ્સરાઓ કરતાં અધિક સુન્દર સ્ત્રીઓ ઉત્પન્ન કરી, તેમનો મદ તોડ્યો હતો. દેવો તેમાંથી સૌથી સુન્દર ઉર્વશીને સ્વર્ગમાં લઈ ગયા હતા. ૪૨. અગ્રેઅવતાર : પછી થનારા અવતારો બુદ્ધ અને કલ્કી.

ભાગવતમાં પ્રદ્યુમ્ન અને અનિરુદ્ધને પણ અવતાર ગણી સ્તુતિ કરવામાં આવી છે. કૃષ્ણ હજુ તો કિશોર અવસ્થામાં છે તેથી તેમના પુત્ર પૌત્રનો નિર્દેશ પ્રેમાનંદે અસ્થાને ગણ્યો છે, તે યોગ્ય છે

---

## અધ્યાય ૪૧

[મથુરામાં કૃષ્ણે ધોબીને માર્યો અને દરજી તથા સુદામા માળી પર પ્રસન્ન થઈ વરદાન આપ્યા]

**કડવું ૧૧૫ :**

૨-૩ : પોતે અક્રૂરને જળમાં દર્શન આપ્યું છતાં અજાણ્યા થઈને પૂછે છે કે ત્યાં તમે કોને પ્રણામ કર્યા ૫ થકવા : થકવી નાખવા સમર્થ છે અથવા થકવશે ૬. કોણ કોને મારશે : **कं घातयति हन्ति कम्।** એ ગીતા વચન પ્રમાણે આત્મા અવિનાશી છે અને કોઈ કોઈને હણતું નથી. **૧૭-૧૮** · વસુદેવને પોતાના આગમનની સૂચના આપવા કૃષ્ણ અક્રૂરને કહે છે તે પ્રેમાનંદનો તુક્કો છે. **૨૨ મે જેમ ..જાશે :** દ્વિઅર્થી ઉક્તિ. કંસ પોતાનો મનગમતો અર્થ લે છે, જ્યારે અક્રૂર મનમા ચિંતવે છે કે કૃષ્ણ કંસને મારશે અને તેના જુલમો દૂર થશે **૨૩ સંચ :** યુક્તિ **૩૦-૩૨.** નંદની શિખામણ અને કૃષ્ણનો નિર્દોષતાનો દેખાવ પ્રેમાનંદનું ઉમેરણ

**કડવું ૧૧૬ :**

૨ ભા૦ મા મથુરા નગરની શોભાનું અને કૃષ્ણ-બલરામને જોવા બધું કામકાજ પડતું મૂકી બારીઅટારીએ બેગી મળેલી નાગરિકાઓનું વર્ણન કર્યું છે પ્રેમાનંદ તે છોડી દે છે. ૪. **મોળીયા :** માથે બાધવાના પટકા. **કેડ૨ :** કમરો. **પરિયટ :** ધોબી **પોઠિયો** બળદ. પહેલા ધોબીઓ કપડાનો ઢગ ઉપાડવા

મારે બળદ રાખતા. ૮. રજક : ધોબી ૧૦. સાંતરા : સીધા, સરળ. ૧૩. હું થાઈશ અનુકૂળ : આજે ગોવાળિયાઓનું મૃત્યુ નિર્માણ થયું છે, તેમાં હું મૃત્યુને ઉપકારક થઈશ. ૧૪. ભા૦ માં કરાગ્રેણ—નખ વડે તેનું શિર છેદ્યુ એમ કહ્યું છે. ૧૭. સોઈ સુલક્ષણ : સોઈ—દરજી. 'સુલક્ષણ' નામ ભા૦ માં નથી. ૧૮. કભાય : જામો, અગરખો. ૨૧. સાયુજ્ય : ઈશ્વર સાથે તાદાત્મ્ય અનુભવવું. મુક્તિના ચાર પ્રકારમાં એક સાયુજ્ય છે. ભા૦ માં भगवान् प्रायात् सारूप्यम् आत्मनः એ રીતે સારૂપ્યમુક્તિ કહી છે. ૨૪. ચોસર : ચાર સેરનું. વૈજયંતી : વૈજયંત—તુલસીની માળા. ૨૫. સાન્નિધ્ય : સામીપ્ય —મુક્તિનો એક પ્રકાર. ૨૬. નાથને આવે : નાથના આવ્યાથી. ૩૧-૩૪ આ ચમત્કારોનો ઉલ્લેખ ભા૦ માં નથી.

---

## અધ્યાય ૪૨

[કૃષ્ણે કુબ્જાને સર્વાંગસુન્દર બનાવી; ધનુષ્યનો ભંગ કર્યો. કંસને અપશુકન દેખાયા]

કડવું ૧૧૭:

૪. કર્ણુજ : કૂબડી. ૬. વલ્લભ : પ્રિય. ૯. પ્રેમાનંદ કુબ્જાને રૂઢા વર્ણવે છે. ભા૦ માં कुब्जां युवतीं वरान्नां યુવતી, કૂબડી છતાં સુન્દર મુખવાળી તરીકે વર્ણવી છે. ૧૨. ગોકુળમાં : સરતચૂક જણાય છે. 'મથુરામાં' જોઈએ. ૨૧. હડકચી : હડપચી. દાઢી. ૨૭-૩૧. કુબ્જા ક્યા ક્યા અંગે સુન્દર થઈ તે કવિ વર્ણવે છે.

૩૬. કમળાનું સુખ : લક્ષ્મીનું-પત્નીનું સુખ, જેવું ગોપીઓએ ... હતું અને મેળવ્યું હતું. ૩૭-૩૮. ઝૂંપડાને સ્થાને સાત માળનો મહેલ બનાવ્યો એ પ્રેમાનંદની કલ્પના છે.

કડવું ૧૧૮ :

૩. પોણ : પણ, પ્રતિજ્ઞા. ૫. ચાપ : ધનુષ્ય ૬. શરાસન : ધનુષ્ય. ઉપહાર : ભેટ. ૯ એક નિશાનો...રહ્યો : કંસના મૃત્યુને એક રાત્રી બાકી રહી છે. ૧૫ પંચ કારજ : ધોબીનો વધ, દરજી અને માળીને વરદાન, કુબ્જાની કુરૂપતા દૂર કરી અને ધનુષ્યભંગ એ પાંચ કાર્ય ૧૬-૧૮ : કૃષ્ણનું અજાણ્યા હોવાનું નાટક હાસ્ય નિષ્પન્ન કરે છે ૨૨-૨૯. કંસને આવેલા અનિષ્ટકારક સ્વપ્નનું વર્ણન. ૩૩-૩૪-૩૫. વસુદેવ દેવકીને તેમના પુત્રનું મૃત્યુ જોવા કંસે બોલાવી મંગાવ્યા એ નિરૂપણ પ્રેમાનંદનું છે

૩૭. જેષ્ટિકાદાર : લાકડીવાળા. કુંતાર : મહાવત. કુવલયાપીડ : એ નામનો હાથી.

અખાડામાં ઉત્સવ જેવું વાતાવરણ જામે છે એવું વર્ણન ભા૯ માં છે. પ્રેમાનંદનું વર્ણન દેવકી વસુદેવની હાજરી અને તેમના પ્રત્યેનાં કંસનાં વચનોથી ત્રાસજનક વાતાવરણ જન્માવે છે

---

## અધ્યાય ૪૩

કુવલયાપીડ હાથીનો નાશ કરી કૃષ્ણબલરામે અખાડામાં પ્રવેશ કર્યો.

કડવું ૧૧૯ :

૧-૨-૩. નિર્દોષતાનો આ દેખાવ કેવળ શ્રોતાઓના મનરંજન માટે જ પ્રેમાનંદ યોજે છે. ૪ લહેતા : જાણતા. ૪ ૮. મથુરાની પ્રજા કૃષ્ણ પ્રત્યે સહાનુભૂતિ દાખવે છે. એની શક્તિમા શ્રદ્ધા-અશ્રદ્ધા વ્યક્ત કરે છે. ૧૦. ભદિક : ઊંચી જાતનો પિંડ : શરીર. ૧૨. શિવશૂળ : ત્રિશૂળ. ૧૨. કનકપાટી : સોનાનું પતરું. ચટકે : શોભે.

કરવાથી જ ફળે છે. ભસ્મમાં–રાખોડીમાં હોમ કરવાથી તે વૃથા જ જાય. ૧૨. પુત્ર માતાની સો વર્ષ સુધી સેવા કરે, તેને સોનાથી તોળે તો પણ તે શિયાળાની એક રાત્રિની સેવાથી વિશેષ ન ગણાય, એવી સેવા કરનાર પુત્ર જ માતૃઋણમાંથી મુક્ત થાય છે **ઓસીકળ :** ઓશિંગણ, આભારવશ. **૧૪–૨૨.** ભા૦ માં ચારેક શ્લોકમાં માતાપિતાની સેવાનો મહિમા વર્ણવ્યો છે તેનો પ્રેમાનંદ વિસ્તાર કરે છે અને માતાપિતાની સેવા ન કરનારને કેવી યાતના સહન કરવી પડે છે તે દર્શાવે છે. આખ્યાનકાર પ્રેમાનંદે આવા ઉપદેશો દ્વારા લોક સંગ્રાહકનું કાર્ય કર્યું છે, તે આ કડીઓ ઉપરથી સમજાશે. **मातृदेवो भव** અને **पितृदेवो भव** ના ઉપદેશ પોતાના પ્રાકૃત શ્રોતાઓને પાપભય બતાવી સરળ રીતે સમજાવી દેવાની કલા તેને સાધ્ય છે. માતાપિતાની સેવા સાથે સર્વ પૂજ્ય જનોના યોગ્ય સમાદર ઉપર પણ તે ભાર મૂકે છે. **૧૬–૧૭–૧૮.** પ્રેમાનંદના સમકાલીન સમાજનું પ્રતિબિંબ પડ્યું છે તે નોંધો **૨૨. તમારે પગે સાંકળ :** તમે બંધન અવસ્થામાં હતા. **૨૩ વત્રોક :** સં. व्यतिरेक ઉપરથી. 'વિના' અથવા 'શ્રેષ્ઠ' એ અર્થમાંથી 'શ્રેષ્ઠ' અર્થ અહીં અભિપ્રેત છે. **૨૬. યયાતિ...શાપ રે :** અસુરરાજ વૃષપર્વાની પુત્રીએ શુક્રાચાર્યની પુત્રી દેવયાનીનું અપમાન કર્યું હતું તેથી, દેવયાની યયાતિ રાજાને પરણી ત્યારે દાસી તરીકે શર્મિષ્ઠાને તેની સાથે જવું પડ્યું હતું. તે સમયે શુક્રાચાર્યે યયાતિ સાથે શરત કરી હતી કે તેણે શર્મિષ્ઠા સાથે સંસારસુખ ભોગવવું નહિ. પરંતુ યયાતિએ તે શરત પાળી ન હતી દેવયાનીને યદુ અને તુર્વસુ નામના બે અને શર્મિષ્ઠાને દ્રુહ્યુ, અનુ અને પુરૂ એ ત્રણ પુત્રો થયા. શરતનો ભંગ થવાથી શુક્રાચાર્યે યયાતિને વૃદ્ધાવસ્થાનો શાપ આપ્યો હતો. તેના પુત્રોમાંથી કોઈ તેની વૃદ્ધાવસ્થા લઈ લે તો તે યુવાનીનું સુખ ભોગવી શકે

એવો પરિહાર પણ આપ્યો હતો. પાંચ પુત્રોમાંથી સૌથી નાનો પૂરુ પોતાની યુવાની આપી પિતાની વૃદ્ધાવસ્થા લેવા તૈયાર થયો હતો, તેથી તેને રાજ્યાધિકાર આપ્યો હતો. રાજ્યાસનનો અધિકારી મોટો પુત્ર ગણાય પરંતુ તે પિતા માટે ત્યાગ કરવા તૈયાર ન થયો તેથી યયાતિએ યદુઓમાં મોટો પુત્ર રાજ્યાધિકારી ન થઈ શકે એવો શાપ આપ્યો હતો. **૨૯. દૌહિત્ર :** પુત્રીનો પુત્ર. **૩૦.** ઉગ્રસેન કહે છે કે કંસને હું પુત્ર ગણતો ન હતો એ સંબંધ તો પૂર્વ જન્મના કર્મના સંયોગથી પ્રાપ્ત થયો હતો. **૩૮–૪૩.** કૃષ્ણનાં આટઆટલાં પરાક્રમો છતાં પિતાને તો પુત્રના યોગક્ષેમની ચિંતાને કારણે અધીરાઈ હોય જ. ખાસ વારે મોટા સાથે ઝઘડો વહોરતો ઉચ્છૃંખલ પુત્ર હોય તો પિતાને કેટલી ચિંતા અને વ્યથા થાય! ત્રેવડે : ગણે. **૪૪. હજુ...નથી રે :** "હજુ એનો છાલ (ખાલ) છોડતા નથી" એ પ્રચલિત વાક્યપ્રયોગ. રખેને નંદ ફરીથી પોતાનો પુત્રને લઈ જાય એ વિચારે દેવકી ચોકમાંને ચોકમાં આમ બોલે છે. **૪૮. જો નંદ... વિપરીત :** નંદજશોદા ગુસ્સે થઈને પણ શું નુકસાન કરવાનાં હતા એવો ભાવ. **૪૯.** યશોદાએ પુત્રને ઉછેરી, કંસના સંકટમાંથી બચાવી લીધો એ ઉપકાર દેવકી ભૂલી જાય છે એમાં માતૃહૃદયની અધીરાઈ છે, કૃતઘ્નતા નથી.

**કડવું ૧૨૩ :**

**પદ ૧** કૃષ્ણ યશોદાના વાત્સલ્યને અવિસ્મરણીય તરીકે વર્ણવે છે. **કોરડે :** કોરી જગ્યામાં. **પાસું :** મેળવીશું. **પદ ૨.** તે જ રીતે નંદનું પિતૃવાત્સલ્ય પણ કૃષ્ણ કેમ ભૂલી શકે? **પદ ૩. મહિયારાની :** ગોવાળિયાઓની. **અર્ભક :** સંતાન **વાયસ :** કાગડો. દેવકી નંદયશોદાના વાત્સલ્યભાવને કોયલનાં ઈંડાં સેવનાર કાગડીના કાર્ય સાથે સરખાવે છે. **પદ ૪.** યશોદાની પ્રીત પર તો

કૃષ્ણ સો સો સગપણ ઓવારી નાખવા તત્પર છે. લોહીનું સગપણ એ માત્ર સાચું સગપણ છે એવા દેવકીના મંતવ્યનો પ્રતિવાદ દાખલા સાથે કૃષ્ણ કરે છે. અને દર્શાવે છે કે કેટલીકવાર અન્ય સંબંધો વધુ ગાઢ હોય છે. દેવાસુર : દેવો અને અસુરો (દૈત્યો) કશ્યપ ઋષિનાં અનુક્રમે અદિતિ અને દિતિ નામની સ્ત્રીઓથી થયેલાં સંતાનો હતાં. ભાઈઓની લોહીની સગાઈ છતાં એકબીજાના લોહી માટે તરસે છે! મઢીમાં : ઝૂંપડીમાં : ઝૂંપડીને આગ લાગી હોય અને તેમાં જો પતિ રહી ગયા હોય તો તેની પત્ની સાથે બળી મરવા અંદર દોડશે, માતા નહિ દોડે પદ ૫. : દેવકી કરતાં વસુદેવ વધુ સમજદારી બતાવે છે. નંદને વૃદ્ધાવસ્થામાં આઘાત ન થાય એ રીતે તેને સમજાવવા તે કહે છે એટલું જ નહિ નંદ યશોદાને મથુરામાં વસાવવાનું સૂચન પણ કરે છે. વાસશું : વસાવીશું. પદ ૬. દીકરો સ્વચ્છંદી અને ઉચ્છૃંખલ બની ગયો હોય અને ખાસ વારે બળિયા સાથે ઝઘડો વહોરી આવતો હોય તેનો બાપ જે ઉંચાવરાળ કાઢે તેમ નંદ પણ કૃષ્ણનાં કરતૂતો સાંભળી કહે છે. નંદરાયને વિદાય આપવા આવેલા કૃષ્ણ પિતાનું વાત્સલ્ય જોઈ ગળગળા થઈ જાય છે, તો નંદ સમજે છે કે મલ્લયુદ્ધમાં કાંઈક વાગ્યુ હશે માટે તેની આશ્વાસના કરે છે. મલ્લરૂપ : મલ્લનો દેખાવ.

પદ ૭. ભા૦ માં તો નંદવિદાયનો પ્રસંગ બહુ જ સંક્ષેપમાં પતાવી દેવામાં આવ્યો છે. પ્રેમાનંદ તો માનવહૃદયનાં સંવેદનોનો અચ્છો જાણકાર હતો, તેથી તે. ઘટનાને બહેલાવે છે. પર પુત્રનું ખુંદું ખમ્યા : પારકાના પુત્રનાં તોફાનો સહન કર્યાં. પાણિગ્રહણ ...કોડ : માતાપિતાને એક કોડ અવશ્ય હોય છે કે તે પુત્રવધૂનું મુખ જુએ, પુત્રનો સંસાર સારી રીતે મંડાય તે જોઈ આંખ ટાઢી કરે. દીસાં મંદિર...હોંશ : નગરની સમૃદ્ધિ જોઈ કૃષ્ણ મોહ

પામ્યો હશે એવી આશકા આપણે સગપણ જગદીશ • આ પક્તિ ઉચ્ચારતા કૃષ્ણ આગળના ગવેદનની ભૂમિકામા તો વિશેષ દૃઢોર બનતા જણાય છે પદ ૯. નદની ફરિયાદ સાચી છે તેણે તો પુત્રી પણ ગુમાવી અને આજે પુત્ર ખોવા બેઠા છે અને વાઝિયા મહેણાથી વધારે મોટુ દુખ બીજુ કયુ હોય!

પદ ૧૦ ચીકુ ભરવાડો ભાથુ મૂકવા માટે કાથીની દોરીથી ગૂથેલુ સીકુ રાખે છે સેલો વાળી ન્હોટો વાળી કોણ રૂઠી ગિખામણ દેશે રે ગોવર્ધનપૂજા માટે કૃષ્ણે આપેલી શિખામણ યાદ કરો પદ ૧૧. દુખમાથી મુક્ત થવાનો એક માર્ગ સસારની અસારતા અને મિથ્યાત્વ સમજી નિર્વેદ અનુભવવાનો કૃષ્ણ દર્શાવે છે બેહુ દુખ જન્મથી જન્મદાતા માતાપિતા અને હવે પાનક માતાપિતા ખોવના બે દુખ ઊચલી ઓશીકળ કાવડમા બેસાડી તીર્થયાત્રા કરાવવા છતા યશોદાના ઋણમાથી મુક્ત થવાશે નહિ ઉવરે કૃષ્ણ માયાનો વિસ્તાર કરી નદને સાચુ જ્ઞાન કરાવે છે અને નદ ત્યાથી પ્રસ્થાન કરી જાય છે

પદ ૧૨ ૧–૪ કૃષ્ણ મામીઓનુ કસની બન્ને પત્નીઓનુ આશ્વાસન કરી, પોતાના પર મતાનનુ હેત આણવા કહે છે ૭–૮ પુત્રનો જન્મ આજે જ થયો માની વસુદેવે આનુષગિક સર્વ ધર્મ-કાર્યો કર્યા નાન્દી કર્મ મગલકાર્ય ઉપવિત જનોઈ ક્ષત્રિયો પણ જનોઈના અધિકારી ગણાય છે ૧૦–૧૪–૧૫ ક્રમે સચય કરેલી સપત્તિ વસુદેવના ઘરમા આવી સચય કરેલું દ્રવ્ય કેવુ નિરર્થક નીવડે છે તે સમજાવવ આપેલા દષ્ટાતો નોધો આહેડી ભીલડી સ आखेटक—आहेड ઉપરથી ૨૦ બ્રહ્મવિદ્યા તત્ત્વજ્ઞાન પાતજલ પતજલિએ લખેલુ યોગ વિશેનુ શાસ્ત્ર ૨૧ નોળી

કર્મ : પેટના નળ (આંતરડાં) હલાવવાની એક યૌગિક ક્રિયા ૨૨. **પરીક્ષા મણિતણી :** ચોકસીની વિદ્યા. **જળસ્તંભ વિદ્યા :** પાણીને થંભાવી દેવાની મંત્રવિદ્યા. ( કે ઇજનેરી વિદ્યા !) ૨૩. **આંક :** ગણિતશાસ્ત્ર. **માયિક કળા :** જાદુઈ વિદ્યા. ૨૭–૨૮. પોતે વસુદેવના પુત્ર છે એ વાત કૃષ્ણ છુપાવે છે. અને વિનયપૂર્વક ગરીબ હોવાનો દેખાવ કરે છે. પરંતુ ગુરુ તો સમજી જાય છે, કે તે તો ગુરુના ગુરુ છે. ૩૬. **ચૌદ વિદ્યા ને બોહોતેર કળા :** સર્વ વિદ્યાઓ અને કળાઓ માટે આ શબ્દપ્રયોગ થાય છે. ભાગ માં કહ્યું છે કે કૃષ્ણ ચોસઠ દિવસમાં ચોસઠ કળાઓ શીખ્યા. પ્રેમાનંદ બોત્તેર કહે છે. ૩૭. દશમસ્કંધના ૮૦ મા અધ્યાયના ૩૫–૪૦ શ્લોકમાં આપેલી ઘટનાને પ્રેમાનંદ વિસ્તાર કરી અહીં મૂકે છે. આ સાથે પ્રેમાનંદના 'સુદામાચરિત'ના 'પછી સામળિયાજી બોલિયા તને સાંભરે રે' એ કડવું સરખાવી જોવું. **ગ્રામાંતર :** બીજે ગામ. ૩૮. **સરપણ :** બળતણ. ૪૧ **પાક સ્થિતિ :** રસોઈ. ૪૧. **અજાચક :** કોઈની પાસે ભિક્ષા ન લેવાનો નિયમ. ૫૮. **તાવડ :** તાપ. **શ્રેષ્ઠ :** ઘણો, તીવ્ર, એ અર્થ લેવો. ૬૨. કૃષ્ણ ગુરુ પત્નીનો વાંક ન આવે માટે પોતાની જ જવાબદારી ગણાવે છે. યશોદાએ ઊખળે બાંધ્યા ત્યારે પણ, માતાએ રક્ષા કરી કહી, ભક્ત પ્રત્યેની પ્રભુની ઉદારતાનો પરિચય કરાવ્યો હતો, તે સાથે આ પણ નોંધો. ૬૮. ભાગ ના ૮૦ મા અધ્યાયમા પાંચેક શ્લોકમાં આ કથા સંક્ષેપમાં આપી છે આટલા વિસ્તારથી કોઈ એક પુસ્તકમાં નથી. કોઈ એક પુસ્તકે છ મ સર્વથા : પ્રેમાનંદ પોતાના જ 'સુદામા ચરિત'નો નિર્દેશ કરતો હશે ? ૭૦ **ગીળાય :** વારા જાય. રોદોવા ન કે ૮૧. કરે **ધ્રૂમ્રપાન :** પંચાગ્નિ કરતા ધૂમાડો શ્વાસમાં જાય તેનો ઉલ્લેખ. ૮૫. **હિમામાંહે :** અવંતી–ઉજ્જયિની પાસે વહેતી શિપ્રા

નદીમાં. ૮૭. પયોષ્ણી : પય-પાણીને ધારણ કરનાર-નદી. ૮૮. અર્ણવનું : સમુદ્રનું. ૯૧. સમય રાખ્યો : વખત સાચવી લીધો. કૃષ્ણ પાસે પંચજન રાક્ષસ સાથે લડવા કોઈ શસ્ત્ર ન હતું તેથી સમુદ્રે તેમને કૌમોદકી ગદા આપી 'સમો સાચવી લીધો.' ૯૪. પાંચજન્ય : કૃષ્ણના શંખનું નામ પંચજન રાક્ષસ પાસેથી મળ્યો માટે પાંચજન્ય. સંયમની : યમરાજની નગરીનું નામ. પોળે : પાદરે. ૧૦૨. પિશુનતા : ઘાતકીપણું ૧૦૩. કુંભિપાક : એક નરકનું નામ. અસિપત્ર લવણકુંડ વિષે પાપી જીવોને મીઠાના કુંડમાં નાખવામાં આવ્યા હતા તેમાં તલવારો પણ હતી, તેથી ઘા ઉપર મીઠું લાગતાં વધુ યાતના થતી. રૌરવ : એક નરકનું નામ. ૧૦૫. કોટયાન કોટ અસંખ્ય. કરોડો નરકમાંથી જીવોને છોડાવવાની વાત ભાગવતમાં નથી. ૧૧૮: પોતાના ભક્તને યમલોક નહિ, વૈકુંઠવાસ જ મળે માટે આમ કહે છે.

---

## અધ્યાય ૪૬

કૃષ્ણે ઉદ્ધવજીને ગોકુળ મોકલી, નંદયશોદાનો શોક દૂર કર્યો અને ગોપીઓને પણ સંદેશા મોકલ્યો.]

**કડવું ૧૨૪ :**

૬ મધુપુર : મથુરા મર્યાદા લક્ષણ પર્વત : મર્યાદા રૂપી પર્વત. ૧૦. કર્માતીત : કર્મથી અલિપ્ત. ૧૨-૨૧ : ભાગવત તો કૃષ્ણ નંદયશોદા અને ગોપીના શોકનો જ ઉલ્લેખ કરે છે. પોતે પણ વિરહ અનુભવે છે એવું નિરૂપણ નથી. ભાગવતના કૃષ્ણ તો પૂર્ણ પુરુષોત્તમ છે. પ્રેમાનંદ તેમને અતિમાનવની કોટિએ લઈ જવાને બદલે માનવ જ રહેવા દે છે આ સંવેદન તેનું દ્યોતક છે

કડવું ૧૨૫ :

૩. જે અલ્પ થઈએ સાસારિક ડહાપણનુ સૂત્ર ૫. વાહી ઊતરી ૭ પરહરે છોડે ૧૦ હીસતી ભાભરતી ૧૨ ખુરની ખરીની ૧૫ લૂખડા રૂક્ષ સૂકા લૂક્ષો વ૦

કડવું ૧૨૬

૨ આદિત સૂર્ય, આદિત્ય ૪ બરાસ એક સુગધી પદાર્થ. ૮ પ્રસુતા જન્મદાતા માતા, જશોદા તો હજુ પણ પોતે જ કૃષ્ણની જન્મદાત્રી માતા છે એમ માને છે પોતે શા પાપ કર્યા હશે જેથી પુત્ર તને છોડી ગયો ? એ વિશે અનેક સકલ્પવિકલ્પ કરે છે મળતા વેવિશાળ કે પણ સગપણ ગોઠવાતુ હોય ત્યા કાયર મારી હશે ? ગે ચડાવ્યા આળ . સતી સ્ત્રી પર અસતીત્વનો આક્ષેપ મૂક્યો હશે ૧૧ બ્રાહ્મણની વૃત્ત બ્રાહ્મણની રોજી, ધ ધો ૫૧° પરપ ૧૨ સાલ નડતર રૂપ થતુ ઘાવ ન્યાત ૧૬ કૃષ્ણે ભાંગેલી ગોળીના ઠીકરા અને દૂધ પીવાની રૂપાની વાટકી જોઈ જોઈને યશોદાનો પુત્રવિયોગ વધુ વેધક બને છે ૧૭ આગલા અભલા ૧૮ સવારો વહેનો ૧૮ સોરો સોક, પડખુ ૧૯, ૨૦ યશોદાને ત્રદા છે કે યમરાજ તેનો ન્યાય ચૂકવશે, કારણ સત્ય તેને પક્ષે છે ૨૧ લડાવીશ લાડ કરાવીશ બીજા અવતારમા પણ તે ગોકુળમા જન્મી કૃષ્ણને વહાલ કરવાની ઝ ખના સેવે છે ૨૨-૨૩ મે ઉછેર્યો મક્ષો નદરાયની ફરિયાદ છે કે કૃષ્ણે તેમના તરફ ક્યારે નિર્દય વર્તાવ દાખ યો છે પોતે જેને ઉછેર્યો તેણે તેમને મથુરામાથી હાંકી કાઢ્યા ! કડવુ ૧૨૦ ના ૫૬ ૮માની 'આપણે સગપણ ક નહીં' એ કૃષ્ણની ઉક્તિ સભારો ૨૪ સોળમી કળા ગોળમો ભાગ ઉદ્ધવને પણ ખાતરી થાય છે કે નદયશોદાના

ી સરખામણીમા વસુદેવ દેવકીનું વાત્સલ્ય એક આની પણ નથી

કડવું ૧૨૭ :

૨ ગત જન્મને ઋણાનુબંધે આ સંસારનાં સગાસંબંધીઓ ગયા જન્મના ઋણાનુબંધથી પ્રાપ્ત થયાં છે તે પૂર્વજન્મના કર્મને આભારી છે. ૩ તે ઋણ પૂરું થતા સગપણ પૂરું થાય છે માટે સબંધને સાચા માની હર્ષશોક અનુભવવો ન ઘટે. ૪. મા : 'હે માતા' એ સંબોધન. કર્મબંધન . અયતાગ જેના નામથી કર્મના બંધનો ટળે, જીવ સંસારને પણ તરી જાય તે બ્રહ્મનો જન્મ કેમ હોય ? ૬, ૭ આવા પરબ્રહ્મને, સર્વ જગતના પરમપિતાને પુત્ર ગણતા આપણે કર્મના બંધનમા પડીએ છીએ ૮ ઉદ્ધવ યશોદાને કહે છે કે નથી દેવકીએ તેને જન્મ આપ્યો, નથી તમે તેને ઉછેર્યો. એમ જાણી તેને કેવળ બ્રહ્મભાવે જ જોવો જોઈએ. ૧૨ ઉદ્ધવ કૃષ્ણ પ્રત્યેનો પુત્રભાવ છોડી બ્રહ્મભાવ સેવવા કહે છે, પરંતુ પોતે તેને પુત્રભાવે ઉછેર્યો છે એ હકીકત જસોદા કઈ રીતે ભૂલી શકે ? ૧૩ ઉદરમાં...શામળો રે યોગમાયાને ગર્ભમા દશ માસ ધારણ કરી હતી, તેને તે કૃષ્ણ માનતો જણાય છે ૪૭ જળમાં ચળકતો રે પાણીમા ચન્દ્રનુ પ્રતિબિંબ જોઈ તેને સાચો માની લેવા મથતો બાળક બ્રહ્મ કેમ કહેવાય ? વદતાં.. વળગતો રે બિલાડીથી જે બીએ તે પરમાત્મા કેમ હોઈ શકે ?

કડવું ૧૨૮

૨–૭ ગોપીઓની ચર્યાનુ તાદૃશ વર્ણન. ૧૧ પ્રાણઘાતક : પોતાના પ્રાણ જેવા કૃષ્ણને લઈ જનાર અક્રૂર પ્રાણઘાતક જ લાગે. ૧૨ અક્રૂર ફરી બીજું કોઈ અનિષ્ટ કરવા આવ્યો છે જાણી ક્રોધથી ઉન્મત્ત બની છે માટે આ વર્તાવ

---

## અધ્યાય ૪૭

[ઉદ્ધવે ગોપીઓને પરમતત્ત્વનો ઉપદેશ કરી, તેમના મનનુ સમાધાન કર્યું]

**કડવું ૧૨૯**

૨ અહીં આવ્યાનો Cદ્ધવ કૃષ્ણે અહી આવવુ નહિ એવો નિયમ લીધો છે? ૩ કુબ્જા પ્રત્યેની ગોપીઓની ઈર્ષ્યા વ્યક્ત થાય છે ૬ ચૌદ વિદ્યા વિવેક વિદ્યાથી તો વિવેક આવે પણ જેને પ્રેમ કર્યો હતો તે ગોપીઓને એકવાર પણ યાદ કરવા જેવો વિવેક કૃષ્ણે દાખવ્યો નથી, માટે વિદ્યાથી તેમનામા અવિવેક આ યો એમ માને છે ૮ જ્ઞાન લક્ષણ વૈદ્ય જ્ઞાન રૂપી વૈદ્ય વિરહ લક્ષણ રોગ વિરહરૂપી રોગ વિરહના રોગનો ઉપાય તો જ્ઞાન રૂપી વૈદ્ય જ કરી શકે ૯ જો સાત રગ કૃષ્ણ કહેવડાવે છે કે તમારી પ્રેમભક્તિનો રગ અવિલોપ્ય છે લાખી રગ લાખનો રગ ૧૦ પરતુ સાથે સલાહ આપે છે પ્રગટ રીતે પ્રીત કરવી યોગ્ય ન હોઈ, પરમાત્મા સાથે મન જોડવાનો યોગ સાધતા તમે અધ્યાત્મસુખ મેળવશો ૧૨, ૧૩, ૧૪ ભલભલા દેવો, ઋષિઓને પણ જે બ્રહ્મસાક્ષાત્કાર થયો નથી તેણે ગોપીઓની છાશ પીધી ત ઊંચી ભક્તિના અધિકાર અને ભાગ્યને કારણે છે એમ ઉદ્ધવ સમજાવે છે ગદ . વચન. ભદ્દતી દૂરે ભારતી સરસ્વતીને પણ તેનુ વર્ણન કરતા ફાંફા પડે છે નિગમ વેદ તે બ્રહ્મ નચાવ્યો માખણ માટે ગોપીઓએ માખણ માટે કૃષ્ણના રૂપે રહેલા બ્રહ્મને નચાવ્યો, લાડ લડા યા એ ઓછુ અહોભાગ્ય છે? કર્મભાનુ કર્મનો સૂર્ય. તૃણવત્ તણખલાની તોલે કર્યા ગોવર્ધનધારણકથામા ઇન્દ્રનો

તોઓ એ પ્રત્યે નિર્દેશ યુગ્મ કૂચની મધ્ય બન્ને સ્તનની

—હૃદયમા

કડવું ૧૩૦ :

૩. જોગી થાવા...રાજ: કૃષ્ણના ઉપદેશ અને આચારમાં વિસંવાદ છે એમ ગોપીઓ કહેવા માગે છે. ૪, ૫: ગોપીઓ કહે છે કે તેઓ તો જોગી જ બની ગઈ છે. કારણ કૃષ્ણના પ્રેમમાં રજાનું સુખ ખોયું, વિરહમાં રડીને આંખ ખોઈ અને છેવટે હરિ રૂપી ધનથી અમને અક્રૂરે વંચિત કરી દીધાં એ રીતે સર્વસ્વ ખોઈ અમે તો સંન્યાસી જ છીએ. ૮: ગોપીઓએ જે જોગ સ્વીકાર્યો છે તેમાં કૃષ્ણની દયાની કંથા, શૃંગારનો માર્ગ અને કામમાં મગ્નતા રૂપી અવધૂત અવસ્થા ધારણ કરી છે. ૯, ૧૦, ૧૧: જોગ સેવવાનો કૃષ્ણનો સંદેશો લાવનાર ઉદ્ધવજી પોતે જ કેમ જોગી થતા નથી? ૧૨: જોગી થવાનો ઉપદેશ કુબ્જાને કેમ નથી આપતા? ૧૩, ૧૪: કૃષ્ણ પ્રેમની ગોપીઓની પૂર્ણતા આ પંક્તિઓમાં વ્યક્ત થઈ છે. જ્યાં આકંઠ કૃષ્ણનો જ રસ ભર્યો છે ત્યાં યોગનો રસ ક્યાંથી સમાય? અંદર અને બહાર સર્વત્ર તેઓ તો કૃષ્ણ જ કૃષ્ણ જુએ છે, અનુભવે છે. એમને યોગનો ઉપદેશ કેટલો નિરર્થક છે તે ઉદ્ધવ સમજી જાય છે, અને મનોમન વંદના કરે છે.

યોગના ઉપદેશની ગોપીઓએ કરેલી વિડંબના ભાગવતમાં નથી. પ્રેમાનંદે મૌલિક કલ્પના કરી એની સાથે શૃંગાર અને હાસ્ય કેવી સચોટતાથી નિષ્પન્ન કર્યાં છે તેનું આ ઉદાહરણ છે.

૧૫. ધરી ભમરાનું રૂપ : ઉદ્ધવ અને ગોપીની વાતચીત સાંભળવા કૃષ્ણ ભમરાનું રૂપ ધરી આવ્યા હતા એ કલ્પના પ્રેમાનંદની છે. ભા૦ માં ભ્રમરનો ઉલ્લેખ આ પ્રમાણે છે. **काचिन्मधुकरं दृष्ट्वा ध्यायन्ती कृष्णसंगमम् । प्रियप्रस्थापितं दूतं कल्पयित्वेदमब्रवीत् ॥** (૧૦-૪૭-૧૧) કોઈ એક ભમરો જોઈ ગોપીઓ માને છે કે તે કૃષ્ણે મોકલેલો દૂત છે.

વતું અજ્ઞાની છે માટે કુબ્જા જેવી ઉચ્છિષ્ટ સ્ત્રીઓમાં રસ દાખવે છે ૯. ૬ડી ૮ની પુનરુક્તિ.

**કડવું ૧૩૩ :**

૧–૩. કામભાવના છોડી, જ્ઞાનદૃષ્ટિ કેળવી કૃષ્ણને અંતરમાં જ જોવાથી અભેદાનુભવ થશે એવો ઉપદેશ. ૪ **જેમ ભ્રાંતિ ... પ્રશ્ન :** ભ્રમર જોઈ તે કૃષ્ણ છે એવો સંશય થયો તે જ રીતે કૃષ્ણ વિશે શરીર બુદ્ધિ—દેહાધ્યાસ પણ ભ્રમ છે ७ ત્રણ ગુણે : સત્ત્વ, રજસ્ અને તમસ્ ૮ આત્માએ ..ધૃત જેમ માખણ તાવવાથી ઘી થાય છે, (ઘી માખણમાં પહેલેથી હતું) તેમ આત્માને જ્ઞાનભક્તિથી તાવવાથી તેનું જ પરમાત્મામાં રૂપાંતર થાય છે

૯ **તેમ ક્ષેત્રમાંથી ..વૈકુંઠરાય** ક્ષેત્ર = શરીર ક્ષેત્રજ્ઞ = પરમાત્મા ગીતાના તેરમા અધ્યાયના પહેલા બીજા શ્લોકમાં જ કૃષ્ણ કહે છે **"इयं शरीरं कौन्तेय क्षेत्रमित्यभिधीयते । .. क्षेत्रज्ञं चापि मां विद्धि सर्वक्षेत्रेषु भारत ॥** આ ક્ષેત્રક્ષેત્રજ્ઞનું—વિકાર-સહિત પ્રકૃતિ અને પુરુષનું જે જ્ઞાન છે તે જ સાચું જ્ઞાન છે એમ ગીતા કહે છે ઉદ્ધવ પણ ગોપીઓને એ જ્ઞાન મેળવવા કહે છે. ૧૦–૧૧ બ્રહ્મ એ જ એક સત્ય છે, જગત મિથ્યા છે બ્રહ્મનો જ વિકાર માત્ર છે એ સમજાવવા માટે ઉપનિષદોમાં જુદા જુદા દૃષ્ટાંતો આપી મૂળ વસ્તુ એક છે, ભિન્નતા કેવળ **वाचारम्भणविकार** છે એમ કહે છે નરસિંહ પણ 'અંતે તો હેમનું હેમ હોય' કહી એ જ વાત સમજાવે છે પ્રેમાનંદ પણ એ દૃષ્ટાંતો આપી એ જ જ્ઞાન આપે છે ૧૨. જેમ કર કંકણને જોવા દર્પણની જરૂર નથી, તેમ તમે પોતે જ બ્રહ્મ છો તો તમારે બહાર શોધવાની શી જરૂર?

**કડવું. ૧૩૪ .**

૧. **જેણે કૂળ....ભાવે રે :** ગોપીઓ કહે છે કે કૃષ્ણે જોગ

સેવવાનો સંદેશો કહાવ્યો પરંતુ જેમ એક વાર બોર ખાધાં હોય તેને દ્રાક્ષ ગમે તેટલી મિષ્ટ હોય તો પણ ભાવતી નથી, તેમ કૃષ્ણનું સાનિધ્ય એક વાર સેવ્યા પછી, જોગનો માર્ગ રુચતો નથી ૪-૫ બ્રહ્મવિદ્યા અધ્યાત્મજ્ઞાન કુબ્જાને આપો. અમે ભોળા ભરવાડા એવા ઊંચા જ્ઞાનમા ન સમજીએ ૭ જેણે હરિનુ અધરામૃત પીધુ હોય તેને જ્ઞાનનુ અમૃત વિષ જેવુ લાગે છે ૯-૧૧ ગોપીઓ પ્રેમભક્તિ-માર્ગેથી ચળવાનો ઇન્કાર કરે છે

## કડવુ ૧૩૫

૪ ઉદ્ધવને વૃન્દાવનની ભૂમિ, ત્યાંની હવા અને બધુ જ કૃષ્ણલીલાને કારણે ધન્ય લાગે છે એથી પોતાને ત્યા જન્મ ન આપીને બ્રહ્માએ તેના પ્રત્યે વૈરભાવ બતા યો છે એમ તે માનવા લાગે છે ગોપીઓ તેને સર્વત્ર ફેરવી કૃષ્ણે કયાં કયાં કઈ કઈ ક્રીડાઓ કરી હતી તે બતાવે છે

૧૫ તે જન માણસમા ની ટળશેજી જેને કૃષ્ણનો સંગ થશે તે માણસમા નહિ રહે ગોપીઓ આ પ્રમાણે વ્યગ્નમા કહી ઉદાહરણો આપે છે પ્રિયવ્રત સ્વાયંભુવ મનુના પુત્ર પ્રિયવ્રતને નારદજીના સત્સંગથી આત્મતત્ત્વ વિશે જ્ઞાન પ્રાપ્ત થયુ હતુ તેથી તેમણે પૃથ્વીનું રક્ષણ કરવાની જવાબદારી લેવાની પિતાની આજ્ઞાનો અસ્વીકાર કર્યો હતો એ વાતનો ઉલ્લેખ પ્રેમાનંદ કરે છે પરંતુ તે પછી બ્રહ્માની સમજાવટથી પ્રિયવ્રત સંમત થયા હતા એ વાત પ્રેમાનંદના ખ્યાલ બહાર ગઈ જણાય છે ૧૬ શૂર્પણખાના નાક કાન રામે નહિ, લક્ષ્મણે કાપ્યા હતા

## કડવુ ૧૩૬

૮ પુત્રનુ સુખ અમે લીધુ, પુત્રવધૂનુ સુખ તમે લેજો એમ

જસોદા દેવકીને કહેવડાવે છે, એમાં વ્યંગની માત્રા ઘટી છે, પરંતુ દુઃખની માત્રા એટલી જ રહી જણાય છે.

---

## અધ્યાય ૪૮

[કૃષ્ણે કુબ્જા સાથે વિહાર કર્યો અને અક્રૂરને હસ્તિનાપુર થઈ પાંડવોના વર્તમાન જાણી લાવવા આજ્ઞા કરી.]

**કડવું ૧૩૭ :**

૫. છે ગોકુળમાં રે....બારે માસ : ગોપીઓનાં વિરહાશ્રુ સતત વહ્યા કરે છે માટે. ૬ **નંદજીના નિશ્વાસથી....વૃન્દાવન :** નંદના નિઃશ્વાસથી, ઉષ્ણતાથી વૃન્દાવનની વનશ્રી પ્રજળી જશે. ૧૨ **લાગનાર લાગી ગાળ** . કુબ્જા સાથે કૃષ્ણે હજુ વિલાસ કર્યો ન હતો છતાં ગોપીઓએ તેના પર આળ ચડાવ્યુ, એ ગાળ જો લાગી જ છે તો હવે સંકોચ શાને? આ 'નફટાઇ'નુ આરોપણ પ્રેમાનંદે કર્યું છે. ભા૦ તો તેની સેવા સ્વીકારતા આપેલા વરદાનનો જ ઉલ્લેખ છે ૧૮. **પચરંગ હીરની** : પચરંગી રેશમની.

**કડવું ૧૩૮ :**

૨. ઉવટ : **ઉદવર્તન** ઉપરથી. શરીરે તેલ અને સુગંધી પદાર્થો ચોળી સ્નાન કરવુ તે ૩ **યક્ષકર્દમ** : ચંદનમાં કેસર, કસ્તૂરી, કપૂર મેળવી બનાવેલો અંગલેપ **કેશમાં...ભરિયો** : કેશને સુગંધિયુક્ત બનાવવા અગરુનો ધૂમાડો આપવાનો રિવાજ હતો. ૫ **કાળે રંગે....વળી રે** : દાંતને મજીઠના ઘેરા રંગથી રંગવાનો રિવાજ છેક વીશમી સદીના પહેલા ચરણ સુધી પ્રચલિત હતો. 'કાળો રંગ' એટલો 'અત્યંત ઘેરો લાલ રંગ' સમજવાનો છે ૭. **ઘર** : ચડઊતર ચૂડીઓ. ૧૬, ૧૮ : ભાગવતમાં પણ ઉદ્ધવ કૃષ્ણ સાથે કુબ્જાને ત્યાં

જાય છે પરંતુ પછી તેનો ઉલ્લેખ મળતો નથી, તેથી સમજી લેવાનું છે કે ઉદ્ધવે તે બન્નેને એકાંત આપ્યું હશે પરંતુ પ્રેમાનંદ સખીરૂપ થયેલા ભક્તથી પ્રભુ કશું ગુપ્ત રાખતા નથી, એમ દર્શાવી પ્રેમલક્ષણા ભક્તિનો મહિમા વધારવાની તક લઈ લે છે, અને તે પછી બળભદ્ર નિમિત્તે ઉદ્ધવને યુક્તિપૂર્વક બહાર મોકલી દે છે

ભાગવતમાં કામતૃપ્તિની માગણી કરનાર કુબ્જાને તેનામાં ગોપીઓના જેવી પ્રભુ વિશેની નિષ્ઠા ન હોઈ 'દુર્ભાગી' કહી છે (**दुर्भगेदमयाचत** ૧૦-૪૮ ૮) અને તે પછી ૧૧મા શ્લોકમાં કહે છે કે દુરારાધ્ય વિષ્ણુનું સમારાધન કરી વિષયસુખ માગનાર **કુમનીષી**—વિકૃત બુદ્ધિવાળો છે આમ કુબ્જાની વિષયાસક્તિ ઉપર ગોપીઓની પ્રેમલક્ષણા ભક્તિની ઉત્કૃષ્ટતા દર્શાવી છે દશમ સ્કંધના આ મર્મરૂપ વચનને પ્રેમાનંદ ચૂકી ગયો છે

**કડવું ૧૩૯**

૨ પ્રેમાનંદ અક્રૂરની કૃષ્ણસ્તુતિ સમગ્રપણે છોડી દે છે ૮ **સુયોધન** દુર્યોધન **રાધે કુમાર** રાધાનો પુત્ર કુંતાએ કૌમાર્ય અવસ્થામાં સૂર્ય મંત્રથી પુત્રને જન્મ આપી નદીમાં વહેતો મૂકી દીધો હતો, જે રાધા નામની દાસીએ ઊછેર્યો હતો ૧૦. **માગધપતિ** મગધનો રાજા જરાસંધ, કંસનો સસરો

---

## અધ્યાય ૪૯

[હસ્તીનાપુર જઈ અક્રૂરે કૌરવોનો પાંડવો સામેનો અન્યાય જોયો અને તેનો હેવાલ કૃષ્ણને આપ્યો]

**કડવું ૧૪૦**

૩ **થયો ઝાખો આવડી** અક્રૂર પાંડવોના મેં સાળપણનો

હતો તેથી પાંડવો પ્રત્યે અન્યાય કરનાર ધૃતરાષ્ટ્રના મોં પર કાળાશ ફરી વળે છે. ૬. **પાદોદક** : પગ ધોયેલું પાણી. **૧૧. યાદવના અહીં રહિયે** : યાદવની કૃપાથી જ અમે રાજ્ય ભોગવીએ છીએ એ અર્થ. **૧૨. અકજ** : અકાર્ય, કોઈપણ કાર્ય કરવા અસમર્થ. **૧૩. ફુંઝાર** : ચોઢો. સં. गुद्धकार ઉપરથી. **૧૭. ભાણેજ** : વસુદેવની બહેન પૃથાને તેના પિતાએ કુંતિભોજ રાજાને દત્તક આપી હતી, તેથી તે કુંતા કહેવાઈ હતી. અક્રૂર એ રીતે કુંતાનો પિયરનો હોઈ, પાંડવો તેના ભાણેજ ગણાય. **૨૩. શકુની** : દુર્યોધનનો મામો **૨૫.** પાંડવોને મારવા કૌરવોએ જે તરકીબો કરી હતી તેનો ઉલ્લેખ. **૨૯. પહેરું કૌરવનાં...તૂમડાં** : રાજકુટુંબમાં પણ આવો આંતરો થતો હશે !

**૩૨** : ભાગવતમાં અક્રૂર સગા સંબંધીઓ તરફ સમભાવ રાખવાનું ધૃતરાષ્ટ્રને કહે છે. પ્રેમાનંદ એ વસ્તુને વિસ્તારી, સાથે ધમકી પણ ઉમેરે છે. **૪૨ ચતુષ્ટય** : દુર્યોધન, દુઃશાસન, શકુનિ અને કર્ણ. **કર રાજ્ય અર્ધ આળખામણું** : અર્ધું રાજ્ય અળખામણું કરી પાંડવોને આપ. **૪૩. સોગ્યા** : ચડાઈ કરી. **૪૪. કર્મ રેખા પત્ર** : નસીબ આડેનું પાંદડું ફર્યું, નસીબ ઊઘડ્યું. પ્રેમાનંદ અહીં કયા યુદ્ધનો નિર્દેશ કરે છે તે સ્પષ્ટ નથી. **૪૯. ગંગાતન** : ભીષ્મ. **૫૦** : ભીષ્મદ્રોણ આદિનો પણ ટેકો છે જાણી અક્રૂર નિઃસંકોચ આકરાં વેણ ઉચ્ચારે છે. **૫૨-૫૯** : આવા પરાક્રમી કૃષ્ણનો રોષ ન વહોરવાની તાકીદ આપે છે **ગાંગેય** : ગંગાનો પુત્ર, ભીષ્મ. **૬૩ છોછા** : નિર્બળ, નિરાધાર. **૮૧. ચેરી** : દાસી

---

## અધ્યાય ૫૦

[જરાસંધ ભય પામ્યા હોય તેવો દેખાવ કરી, કૃષ્ણે સમુદ્રમાં દ્વારિકા રચાવી સ્વજનોને તેમાં વસાવ્યા.]

કડવું ૧૪૧ :

૧૦. વહ્નની લાગો : અત્યંત ગુસ્સે થયો. ૧૧. જો મૃગ વામું મથુરા વિશે : મથુરાને ઉજ્જડ કરું જેથી તેમાં પશુઓ જ વસે. નિર્યાદવી : યાદવ વિનાની ૨૩. મરણીક : મરણિયા. જે માથું મૂકીને લડનારા મરણિયા હોય તે યુદ્ધમાં આવે. ૨૬. પર્વણીયે : પૂર્ણિમાએ. ૩૧. સારંગ : શાર્ઙ્ગ. વિષ્ણુનું ધનુષ્ય ગંગજળ કલ્લોલવત : ગંગાના જળના કલ્લોલ જેવા ચંચળ. વેદ : ચાર ૩૨ : ભાગવતમાં ઘોડાઓનાં નામ આ પ્રમાણે છે : શૈબ્ય, સુગ્રીવ, મેઘપુષ્પ અને બલાહક. ૩૭. કટકના : સૈન્યના.

કડવું ૧૪૨ :

૧, ૨ : ભાગવતમાં કૃષ્ણને બાળક અને ભાગેડુ ગણાવી જરાસંધ તેને યુદ્ધભૂમિમાંથી ચાલ્યા જવા કહે છે, જ્યારે બલરામ સાથે તો યુદ્ધ માટે તત્પર છે. વળી ભાગવતમાં તો કૃષ્ણ જ તેને યુદ્ધનું આહ્વાન આપે છે. ૧૪. કમંધ : ધડ. ૧૬-૧૮. ગ્રાહ : મગરમચ્છ. રણભૂમિમાં વહેતી રુધિરની નદીમાં હાથીનાં ધડ જાણે મગરમચ્છ, યોદ્ધાઓના વાળ જાણે શેવાળ, તેમની નાભિ જાણે વમળો અને આંખ જાણે માછલીઓ છે; તેમના હાથ જાણે સર્પ, તેમનાં મુખ જાણે કમળો અને ભ્રૂકુટી જાણે ભમરો છે એવી ઉત્પ્રેક્ષા. ૪૧-૪૮ : કાળયવનના જન્મ અને વરદાનની કથા આ પ્રમાણે છે. ગાર્ગ્યમુનિનું તેના કોઈ યદુવંશી સાળાએ નપુંસક કહી અપમાન કર્યું હતું. તે પછી તેમણે કોઈક અપુત્ર યવનરાજાની પત્નીમાં, તેની સંમતિથી જે પુત્ર ઉત્પન્ન કર્યો તે કાળયવન. કાળયવનને યાદવોથી અવધ્ય હોવાનું વરદાન હતું. ૫૨. નિધિરાય : સમુદ્ર ૫૩. નિપાવો : ઉત્પન્ન કરો. ૫૪-૬૦ : મધ્યકાલીન નગર અને ભવનના સ્થાપત્યનો આદર્શ નોંધો.

---

## અધ્યાય ૫૧

[કૃષ્ણે મુચકુન્દની દૃષ્ટિથી કાળયવનનો નાશ કરાવ્યો]

**કડવું ૧૪૩:**

૧. **પૂરી** : નગરી. **૧૨. ઉવારે** : આડે અવળે રસ્તે. **૧૮. પાદ્રપ્રહાર** : લાતનો પ્રહાર. **૧૯. હુતાશન** : અગ્નિ. **૩૩–૩૪.** ભા૦ માં જયંતનો નહિ કાર્તિક સ્વામીનો ઉલ્લેખ છે. **૫૫. મચ્છર** : મત્સર. **૬૦. કીટ....હોય** : શરીરનું મમત્વ મિથ્યા છે. તેનો છેવટનો અંજામ એટલો જ છે કે તેમાં કીડા પડે છે (જમીનમાં દાટતાં); ભસ્મ થાય છે. અથવા કૂતરાં ચૂંથે છે. શરીરની ચોથી અવસ્થા નથી. **૬૧.** મનુષ્ય કરતા અજ્ઞાની પશુઓ સારાં કે તેમનાં શરીર કોઈ ને કોઈ ઉપયોગમાં આવે છે.

---

## અધ્યાય ૫૨

[જરાસંધથી ભાગવાનો દેખાવ કરી, કૃષ્ણબલરામ ઊડીને દ્વારિકા પહોંચ્યા. રેવતી સાથે બલરામનું લગ્ન થયુ અને કૃષ્ણને રુક્મણીનો સંદેશો મળ્યો.]

**કડવું ૧૪૪:**

૪. **મુદિત** : આનંદિત. **૮. નટ નીસરી પીધી છાસ** : કૃષ્ણ–બલરામ નાસવા લાગ્યા એટલે જરાસંધે તેમનો ઉપાલંભ કરતાં કહ્યું કે તમે પીધેલી છાસ નીકળી ગઈ, ભાગવાનું પણ ભારે પડી ગયું. **૯. અહીંસરા** : પળવારમાં. **૧૦. તેવડ્યા** : ગણ્યા, જાણ્યા. **૧૬. ગોમતાચળ** : ભા૦ માં 'પ્રવર્ષણ' નામ આપ્યું છે. **૨૩. પક્ષીની ગતિ** : કડી ૨૨ માં દર્શાવ્યા પ્રમાણે પીતાંબરને કેડ સાથે એવી રીતે બાંધ્યું હતું કે તે પાંખનું કામ આપે એ રીતે ઊડીને કૃષ્ણ-

બળરામ દ્વારિકા પહોંચ્યા. આ કલ્પના પ્રેમાનંદની છે. ભા૦ તો तत उत्पत्य तरसा दह्यमान तटाद्रुभौ। यशैकयोजनोत्तुंगान्निपेततुरधो भुवि॥ (૧૦–૫૨–૧૧) એ પ્રમાણે બન્ને જણા અગિયાર યોજન ઊંચા પર્વત પરથી કૂદી, જરાસંધના પડાવને ઓળંગી જમીન પર પડ્યા હતા. અને ત્યાંથી દ્વારિકા પહોંચ્યા હતા. ૨૭ કુશસ્થળી દ્વારિકા.

**કડવું ૧૪૫**

૧ વૈદર્ભી : વિદર્ભના રાજાની પુત્રી—રુક્મિણી ૪. ઉપદ્વારિકા : હાલ જે બેટ દ્વારિકા છે તે. **૧૦–૧૧.** જેને માથે મોત ભમતુ હોય તેને કોણ દીકરી આપે ? વળી કૃષ્ણ તો કાળો અને ઉચ્છૃંખલ છે માટે તેનુ લગ્ન થવાની શક્યતા દેવકીને જણાતી નથી. પ્રેમાનંદના સમાજનું પ્રતિબિંબ. **૧૪. આવે વાજ :** કંટાળી જાય, ત્રાસી જાય **૧૬ જગતમાતા** પાર્વતી. બળરામના રેવતી સાથેના લગ્નની ઘટના ભા૦મા નથી. બ્રહ્મવૈવર્ત પુરાણના કૃષ્ણખંડમા તેનો ઉલ્લેખ છે તે પ્રમાણે રેવતીનો પિતા કુકુદ્મી બ્રહ્મલોકમાથી પૃથ્વી પર આવ્યો હતો તે સમયે રેવતીનુ વય સત્તાવીશ યુગનુ હતુ. આટલી વાતમા પ્રેમાનંદને હાસ્યરસનું આલંબન મળી ગયુ અને તેણે શ્રોતાઓનું રંજન કરવા વાતને મલાવીને અહીં રજૂ કરી દીધી.

**કડવું ૧૪૬**

૩. **રાજીવ લોચન :** કમળ જેવા નેત્રવાળા ૫–૬–૭. પ્રેમાનંદ જીવનના ઉત્તરાર્ધમા ભક્તિ પ્રત્યે વધુ અભિમુખ થયો હતો ભક્તિ વિનાની કવિતા અને પાંડિત્ય નિરર્થક છે એવો અભિપ્રાય ધરાવતો થયો હતો.

**કડવું ૧૪૭ :**

૬. **અજલોકથી :** બ્રહ્મલોકથી **૧૨. ખદ્યોત :** આગિયો ૧૭

સુત અત્રીતણી : અત્રીના પુત્ર ચન્દ્રની. ૧૮–૧૯–૨૦. દેહસૌષ્ઠવનું પરંપરાગત વર્ણન.

કડવું ૧૪૮ :

૩. પાંચે પુત્ર : રુકૂમિ, રુક્મરથ, રુકમબાહુ, રુકમકેશ અને રુકમમાલી એ પાંચ. ૧૨. રુકૂમિ કૃષ્ણનો દ્વેષી છે તેથી બહેનને શિશુપાલ સાથે પરણાવવા માગે છે. ભીમક પણ પુત્રથી ડરે છે તેથી પુત્રના પ્રસ્તાવ માટે પોતાની સંમતિ દર્શાવે છે એમાં કંઈક કટાક્ષની છાયા પણ વરતાશે. ભા૦માં પિતાપુત્ર વચ્ચેના આ મતભેદનો આટલો સ્પષ્ટ અને વીગતે ઉલ્લેખ નથી રુકિમણીના સંબંધીઓ કૃષ્ણ સાથે જ લગ્ન કરવાના મતના હતા, જ્યારે રુકૂમિ વિરોધ કરતો હતો એટલા જ નિર્દેશ ઉપરથી આ વસ્તુ પ્રેમાનંદ વિકસાવે છે. ૧૭. મધ્યકાલીન પત્રલેખનની શૈલી નોંધો

કડવું ૧૪૯ :

૩–૪ શાંતિગ્રહ : ગ્રહશાંતિ લગ્નના વિધિ અને રિવાજોનો ઉલ્લેખ પ્રેમાનંદના સમય અનુસાર જ મળે છે ૬. શોણિત પૂર : લોહીની રેલ, કૃષ્ણને ગંગાના પ્રવાહ સાથે અને શિશુપાલને રુધિરના પ્રવાહ સાથે સરખાવે છે. ૯. જે ખટ દર્શન...પીરશે : ષડ્ દર્શનથી પણ જેનો પાર ન પામી શકાય તેનો જમાઈ તરીકે સત્કાર કરવાનું ભાગ્ય મારી સ્ત્રીને ક્યાંથી મળે ? કંસાર : જમાઈ પહેલી વાર સાસરે આવે ત્યારે તેને કંસાર જમાડવાના રિવાજનો ઉલ્લેખ.

કડવું ૧૫૦ :

૫ પીઠી ચોળવા રે : પ્રેમાનંદ પોતાનાં આખ્યાનોમાં લગ્ન આદિ પ્રસંગોએ પોતાના જ સમાજના આચારનું નિરૂપણ કરતો

કડી, ૧) આ કડવામાં કૃષ્ણ પ્રસ્થાન કરતા પહેલાં સાત્યકીને ઇશારો કરતા જાય છે અને સાત્યકી બલરામને કહી સૈન્ય સજ્જ કરાવી પાછળ જાય છે. ભાગવતમાં તો કૃષ્ણ એકલા જ જાય છે અને બલરામ પોતે લડાઈની આશંકા કરી સૈન્ય લઈ તેમની પાછળ જાય છે. ભાગવતમાં કૃષ્ણ અને તેમની પાછળ સૈન્યનું પ્રસ્થાન ૫૩મા અધ્યાયમાં છે, પ્રેમાનંદ બાવનમામાં મૂકે છે.

---

## અધ્યાય ૫૩

[કૃષ્ણ કુંદનપુર પહોંચ્યા અને ભીમક રાજાએ તેમને જાનીવાસમાં મુકામ આપ્યો. રુક્મિ તેમના પર ગુસ્સે થયો. સંકેત પ્રમાણે રુક્મિણી અંબાનું પૂજન કરવા નીકળી.]

### કડવું ૧૫૭ :

૪. અરુણને...પોણે પોણે રે : સાંજે તો લગ્ન હતાં છતાં કૃષ્ણ આવ્યા નહિ, તેથી રુક્મિણીને ઉચાટ થાય છે. તે સૂર્યના સારથી અરુણને પ્રાર્થે છે કે તે રથને અત્યંત ધીમે હાંકે તેથી, લગ્નનો સમય એટલો મોડો આવે. ૧૦. શું ચેદી ગયા... રુક્મિણી અનેક સંકલ્પવિકલ્પ કરે છે. શું કૃષ્ણ શિશુપાલને હણવા ચેદિદેશ ગયા હશે?

### કડવું ૧૫૮ :

૩. શિથળવિથળ : શિથિલ અને વ્યથિત. ૧૫૭ અને ૧૫૮ ... બન્ને કડવામાં વિરહની ઉત્કટતા સાધવામાં પ્રેમાનંદ માનસિક ...તા અને સંકલ્પ વિકલ્પોનો ઉપયોગ કરે છે.

### ...વું ૧૫૯ :

૩. પ્રિયપ્રાપ્તિ માટેના શુભ શકુનો થાય છે. ૫. વાયસ :

કાગડો. કાગડો બોલે એ મહેમાનના આગમનનું સૂચન કરે છે. ૬ દળપદરેણુએ : સૈન્યથી ઊડતી ધૂળ વડે. ૧૦. મીટે પડિયો : નજરે પડ્યો

કડવું ૧૬૦ :

૪. સમોણાં : સમોવણ નાહવા માટેના ગરમ પાણીમાં ઉમેરવા માટેનું પાણી. ૧૧. આસ્તરણપટ : પાથરણું. ૧૩. કોદંડ : ધનુષ્ય. ૧૫. આજાન બાહુ : ઘૂંટણ સુધી પહોચે એટલા લાંબા હાથ.

કડવું ૧૬૧ :

શિશુપાલને માટે નિયત થયેલા ઉતારામાં ભીમકે કૃષ્ણને ઉતાર્યા, તેમને માટેની ખાદ્યસામગ્રી યાદવો આરોગી ગયા એ નિરૂપણ કરી પ્રેમાનંદ હાસ્ય નિષ્પન્ન કરે છે. ૭ લીધું : મળ્યું. ૯. આચાર્ય : પુરોહિત. ૧૬ કરશે મોસાળું શ્રીકાર : શિશુપાળનું મોસાળ યાદવવંશમા હતું માટે કૃષ્ણ મોસાળુ કરવા આવ્યા છ એમ ભીમક કહે છે, શ્રીકાર : વિપુલ પ્રમાણમા.

કડવું ૧૬૨ ·

૩. નિમત્રણ પાખે : આમત્રણ વિના ૭ મંત્રી સમજુ છે, તેથી કૃષ્ણનુ અપમાન કરી, જાનીવાસ ખાલી કરવાનુ કહેતાં રુક્મિને વારે છે

કડવું ૧૬૩ :

૨ અક્ષૌહિણી : ૨૧૮૭૦ હાથી, ૨૧૮૭૦ રથ, ૬૫૬૧૦ ઘોડા, ૧૦૯૩૫૦ ના પાયદળને એક અક્ષૌહિણી સેના કહે છે. ૩. ઘોડે ચડેલા શિશુપાલને અપશુકન થાય છે. ૯. ઉદ્‌ઘોષ : કોલાહલ, ઘોઘાટ. ૧૫-૧૬-૧૭. પ્રેમાનંદના સમયમાં લગ્નવિધિ પૂરો થયા

પછી જ ન્યાત જમતી હશે. અને તેને લગભગ અડધી રાત થતી હશે એમ જણાય છે

કડવું ૧૬૪.

અંબાનું પૂજન કરવાનું તો નિમિત્ત જ છે. રુકિમણીએ પત્રમાં જ સંકેત કર્યો કે હું અંબાનું પૂજન કરવા જઈશ ત્યાં આવજો (કડવું. ૧૫૭, કડી. ૧૩) ૬. શિશુપાલ કૃષ્ણદ્વેષી હતો. અને પોતાને જ ઈશ્વર મનાવતો હતો તેથી અને કૃષ્ણની હાજરીથી તે લગ્ન ઉતાવળે પતાવી દેવા અધીર બન્યો હતો. માટે કોઈ પણ રીતે રુકિમણીને નગર બહાર જતી રોકવા ઇચ્છે છે

કડવું ૧૬૫ :

૯. રુકિમણીએ રુક્મિ, શિશુપાલ અને જરાસંધનાં કરેલા વખાણ તેમને હાસ્યાસ્પદ જ બનાવે છે. ૧૨. લાંછન : કલંક

